# પ્રકરણ પહેલું

## ભાષાવિજ્ઞાન

वाचामेव प्रसादेन लोकयात्रा प्रवर्तते ॥
इदमन्धंतमः कृत्स्नं जायेत भुवनत्रयम्।
यदि शब्दाह्वयं ज्योतिरासंसारान्न दीप्यते ॥

—दण्डिन्, काव्यादर्श

**ભાષા : મહત્ત્વ**—ભાષા એ માનવજાતિની વિશિષ્ટ અને અતીવ મૂલ્યવાન સિદ્ધિ છે. અન્ય પ્રાણીઓ પણ મહત્ત્વની લાગણીઓ કે ઇચ્છાઓ વ્યક્ત કરવાને અમુક પ્રકારના વિશિષ્ટ ધ્વનિઓ કાઢે છે એ ખરું, પરંતુ એની સંખ્યા અને ક્ષેત્ર અતિ મર્યાદિત હોય છે.[1] ઉપરાંત, એ ધ્વનિઓ સહજ રીતે નીકળી પડેલા ઉદ્ગારો છે; એમાં કોઈ પ્રકારની વિશિષ્ટ અર્થવત્તા હોતી નથી. પ્રાણીના ધ્વનિઓમાં અન્ય પ્રાણીઓ પાસે પોતાની લાગણી કે ઇચ્છા વ્યક્ત કરવાનો કોઈ વિશિષ્ટ ઉદ્દેશ હોતો નથી; તેમ પ્રાણીઓ એ ધ્વનિઓમાં કદીએ કોઈ પણ પ્રકારનું પરિવર્તન (variation) કરી શકતાં નથી. આમ પ્રાણીઓના ધ્વનિસંકેતોનું સ્વરૂપ માનવભાષાને મળતું આવતું હોવા છતાં બંને વચ્ચે વિશાળ, મૂળગત તફાવત રહેલો છે.

માનવ ધ્વનિયન્ત્ર પ્રાણીઓ કરતાં અનંતગણું સમૃદ્ધ હોઈ અનેક

---

૧ જુઓ : Otto Jesperson : *Language*, 1925, p. 412. કૂતરાં જેવાં પ્રાણીઓ ભિન્ન ભિન્ન લાગણીઓ વગેરે પોતાના ધ્વનિથી દર્શાવી શકે છે. પંખીઓમાં ભય સૂચવવાને માટે, પ્રેમાહ્વાનને માટે, ઈ૦ લાક્ષણિક ધ્વનિઓ હોય છે. કીડીઓમાં પણ સંદેશો આપવાની ધ્વન્યાત્મક નહીં તો અન્ય પ્રકારની યોજના હોવાનું જણાયું છે.

સરખાવો : J. Vendryes : *Language*, p. 11.

ધ્વનિઓ કાઢી શકવા સમર્થ છે. એ ધ્વનિઓ સ્પષ્ટપણે વિચારો, ભાવો કે ઇચ્છાઓના વાહક છે: એ માટે જ એમનું પ્રવર્તન છે. ઉપરાંત, ભિન્ન ભિન્ન મનોવૃત્તિઓ કે વિચારો વ્યક્ત કરતાં માનવ ધ્વનિયન્ત્ર હેતુપૂર્વક ધ્વનિઓમાં પરિવર્તન કરી શકે છે.[૨] આથી, જેને વાસ્તવિક રૂપે ભાષા કહી શકાય તેવું સાર્થક, સંકુલ, સમૃદ્ધ ધ્વનિસંયોજન તો સમસ્ત સૃષ્ટિમાં કેવળ માનવીએ જ સિદ્ધ કર્યું છે.

માનવભાષાના ઉદ્‌ગમ અને વિકાસનાં કારણોની ગવેષણા કરતાં ભાષાશાસ્ત્રીઓને લાગ્યું છે કે માનવજાતિની શરીરરચના અને ખાસિયતો અન્ય પ્રાણીઓ કરતાં ભાષાના ઉદ્‌ગમ અને વિકાસ માટે વિલક્ષણ રીતે સહાયક છે. માનવની ઊંચી ટટાર ગતિ અને હાથનો ઉપયોગ મુખને અન્ય પ્રાણીઓની માફક વસ્તુઓ પકડવાના કામમાંથી મુક્ત કરી છૂટથી બોલવાનો અવકાશ આપે છે. મનુષ્યનું જાતીય જીવન પ્રાણીઓની માફક અમુક ઋતુમાં જ નિયંત્રિત ન હોવાથી માનવ સ્ત્રીપુરુષ સર્વ ઋતુઓમાં સાથે રહે છે. વળી માનવશિશુની આરંભની અસહાય અવસ્થા કુટુંબયોજનાને વધારે દીર્ઘકાલીન બનાવે છે. આવા લાંબા ગાળાના સહજીવનમાં એકબીજાના વિચાર, લાગણીઓ વગેરે પરસ્પરને દર્શાવવાની વૃત્તિ વારંવાર થઈ આવે એ સ્વાભાવિક છે. આમાં જ માનવભાષાના ઉદ્‌ગમનું બીજ રહેલું છે.[૩]

---

૨ ગુજરાતીમાં પણ કેટલીક વાર જરાસરખા ધ્વનિપરિવર્તનથી બોલનાર અર્થમાં પરિવર્તન સાધી શકે છે એ સુવિદિત છે. ઉ. ત. 'ગોળ' (સંવૃત 'ઓ') અને 'ગોળ' (વિવૃત ઓ). સૂરપરિવર્તન કરવાથી પણ અર્થમાં પરિવર્તન થાય છે. જેમકે, 'તમે આવો છો' એ વિધાનાત્મક કથનમાં બીજું પદ નીચા સૂર (falling tone) થી બોલાય છે. એ જ વાક્યમાં બીજું પદ ઊંચા સૂર (rising tone) થી ઉચ્ચારવામાં આવે તો વાક્ય પ્રશ્નાર્થરૂપનું બની જાય છે. ચીની ભાષામાં તો સૂરપરિવર્તન કરીને એક જ શબ્દના અનેક ભિન્ન ભિન્ન અર્થ સિદ્ધ કરી શકાય છે.

૩ જુઓ : Jesperson, *Ibid*, p. 413.

**ભાષા : એક સામાજિક વારસો**—ભાષા એ માનવને સમાજ પાસેથી મળેલું પ્રદાન છે, મનુષ્ય હમેશાં પોતાના સમુદાય પાસેથી જ ભાષા શીખતો આવ્યો છે. ન્હાનું શિશુ માનવસમુદાયથી છૂટું પડીને જંગલમાં જ ઊછર્યું હોય એવા દાખલાઓમાં એ માનવ-ભાષાથી વંચિત રહી ગયેલું જણાયું છે. આમ, ભાષા એ મનુષ્યને મળેલો મહાન સામાજિક વારસો છે. માનવસંસ્કૃતિની એ સૌથી પુરાતન વસ્તુ છે. એનો ઉદ્ભવ માનવજાતિમાં ધર્મ કે કલાના ઉદ્ભવ કરતાં ઘણો વધારે પ્રાચીન છે. સમાજના પરસ્પર વ્યવહાર માટે, પરસ્પરના સહકાર્ય માટે ભાષા એ જ સૌથી મહત્ત્વનું સાધન છે, જેના વડે સમાજ ટકી રહી શક્યો છે.[૪]

૨ **ભાષા : સ્વરૂપ**—ભાષાની વ્યાખ્યા આપવી હોય તો નીચે પ્રમાણે આપી શકાય. 'ધ્વનિસંકેતો દ્વારા વિચારનું પ્રકટીકરણ એટલે ભાષા';[૫] અથવા 'વિચાર વ્યક્ત કરતો સંકેતોનો સમૂહ તે ભાષા.'[૬] પોતાના ધ્વનિયંત્ર વડે માનવી જે ધ્વનિસંકેતો ઉચ્ચારીને પરસ્પર વિચારની

---

૪ સરખાવો : "Language is by far the commonest and most important means of co-operation. Soicety as now constituted could not long exist without the use of language."—E. H. Sturtevant : *An Introduction to Linguistic Science*, p. 3.

"Language is thus the social fact par excellence, the result of social contact. It has become one of the strongest bonds uniting societies, and it owes its development to the existence of language."—J. Vendryes : *Language*, p. 11.

"The division of labour, and, with it, the whole working of human society, is due to language.'—L. Bloomfield : *Language*, p. 24.

૫ "Language is the expression of thought by speech-sounds."—Sweet.

૬ "A system of signs."—Vendryes : *Ibid* p. 7.

આપલે કરી શકે છે એના સમુદાયને ભાષા કહે છે. અહીં 'વિચાર'માં 'ભાવ' કે 'લાગણી' અને 'ઇચ્છા' નો પણ સમાવેશ થયેલો ગણવાનો છે. અસંસ્કૃત જાતિઓની ભાષામાં વિચાર કરતાં ભાવ, ઇચ્છા, પ્રવૃત્તિ આદિ વિશેષ પ્રકટ થતાં હોય છે.[૭] આમ પોતાના વિચાર લાગણી ઇ૦ બીજાઓને સ્પષ્ટ રીતે જણાવવા–સમજાવવાનું ધ્વનિરૂપ સાધન તે ભાષા એમ ભાષાનું લક્ષણ બાંધી શકાય. આમાં બોલવું એ સ્વલક્ષી તત્ત્વ કરતાં અન્યને ગ્રહણ કરાવવું, સમજાવી શકવું, એ પરલક્ષી તત્ત્વ એ ભાષાનું વધારે મહત્ત્વનું લક્ષણ છે.

વ્યક્ત ધ્વનિ ઉપરાંત ચેષ્ટા કે ઇશારાઓથી પણ કેટલેક અંશે પોતાના વિચાર અન્યને જણાવી શકાય છે. કેટલીક જાતિઓમાં ધ્વન્યાત્મક ભાષા સિવાય આવી ઇંગિત–ભાષા કે સંકેતભાષા પણ મળી આવે છે. અમેરિકાના પશ્ચિમ પ્રદેશોની કેટલીક 'રેડ ઇન્ડિયન' જાતિઓ આવી સંકેતભાષાનો ઉપયોગ કરે છે. ઓસ્ટ્રેલિયાના કેટલાક આદિવાસીઓની ભાષા ઇંગિતો (=ચેષ્ટાઓ)ની સહાયતા વિના સ્પષ્ટ રીતે ગ્રહણ કરી શકાતી નથી; તેથી રાત્રે વાત કરતી વખતે તેઓને મશાલ સળગાવવી પડે છે જેથી ભાષાને સહાયક ચેષ્ટાઓનું બરાબર અવલોકન કરી શકાય.[૮] ઇટાલિયન લોકો બોલતી વખતે અંગ્રેજો કરતાં ચેષ્ટાઓ કે ઇંગિતોનો વધારે ઉપયોગ કરે છે. તેમ સુશિક્ષિત લોકો કરતાં સામાન્ય જનતા ભાષાના સહાયક અંગ તરીકે ચેષ્ટાઓનો વિશેષ પ્રમાણમાં ઉપયોગ કરે છે એમ જણાયું છે.[૯]

૭ ડૉ. બાબુરામ સક્સેના : सामान्य भाषाविज्ञान ( पंचम संस्करण, २०१३ ) पृ. ६.

સરખાવો : 'A language is a system of arbitrary vocal symbols by which members of a social group co-operate and interact.' —E. H. Sturtevant, *An Introduction to Linguistic Science*, 1947, p. 2.

૮ સક્સેના, એજન, પૃ. ૭.

૯ Bloomfield, *Ibid*, p. 39.

✓ આ ઉપરાંત લિખિત અક્ષરોથી પણ વિચારવિનિમય થઈ શકે છે. પરંતુ વસ્તુતઃ તો [લખાયેલા અક્ષરો એ ધ્વનિઓનાં જ ચક્ષુગ્રાહ્ય પ્રતીક છે.] આ જ રીતે નેત્રહીનોને માટે 'બ્રેઈલ' લિપિમાં ઉપસાવેલી સ્પર્શગ્રાહ્ય સંજ્ઞાઓ પણ ભાષાના ધ્વનિઓનું જ પ્રતીક છે. નૌકા-સૈન્યમાં કે સ્કાઉટદલમાં જુદી જુદી રીતે ધજા ફરકાવીને સંદેશાઓ મોકલવામાં આવે છે એ પણ એક પ્રકારનાં ધ્વનિઓનાં પ્રતીકો જ છે.

✓ આમ, ભાષા પ્રધાનપણે શ્રોત્રગ્રાહ્ય ધ્વનિચિહ્નોની જ બનેલી છે; દૃષ્ટિગ્રાહ્ય (લેખ) કે સ્પર્શગ્રાહ્ય (બ્રેઈલ લિપિ) પ્રતીકો કે સંકેતોનો વિચારના પ્રકટીકરણ માટે ઉપયોગ પ્રમાણમાં ગૌણ હોય છે.

બહેરાંમૂંગાંની સંકેતભાષા પણ શ્રાવ્ય ભાષા ઉપર જ નિબદ્ધ થયેલી છે. રોજિંદી બોલચાલની ભાષાના નિયમો અને બંધારણ એમને સંકેતો દ્વારા સમજાવવામાં આવે છે. એ સંકેતોની સહાયતાથી તેઓ લિખિત ભાષા સમજવા શક્તિમાન બને છે. એમનો પરસ્પર વિચાર-વિનિમય પણ આ સંકેતો વડે જ થાય છે.

**૩ ।ભાષા: વિચારનું એકમાત્ર વાહન**—જરા ઊંડે ઊતરીને તાત્ત્વિક રીતે જોઈશું તો જણાશે કે ભાષા માત્ર વિચારવિનિમયનું જ સાધન નથી, વિચારનું પણ એ એકમાત્ર વાહન છે. ભાષાની સહાયતા વિના વિચાર કરવાનું શક્ય જ નથી. ભાષા મનોગત વિચારનું શ્રોત્ર-ગ્રાહ્ય (કે દૃષ્ટિગ્રાહ્ય) આવિષ્કરણ છે. [આમ ભાષા અને વિચાર એક જ વસ્તુનાં પરસ્પર અભિન્ન અને અવિચ્છિન્ન એવાં જાણે બે પાસાં છે.] સૂક્ષ્મ દૃષ્ટિએ જોતાં ધ્વનિ અને વિચાર બંનેને સાંકળનાર એક માધ્યમ રહેલું છે, જેને ધ્વનિપ્રતિમા કે વિચારપ્રતિમાની સંજ્ઞા આપી છે. મનમાં વિચાર આવતાં જ એની વિશિષ્ટ પ્રતિમા કે આકૃતિ મનમાં ઉપસ્થિત થાય છે—પછી એ ભાષામાં ધ્વનિરૂપે અવતાર પામે યા નહીં.

ભાષાના ધ્વનિસંકેતો (કે શબ્દો)નો અર્થ કોઈ નિશ્ચિત નિયમ

અનુસાર ઘડાતો નથી.[10] અમુક શબ્દોનો અમુક અર્થ થવાનું કારણ કેવળ એ પ્રકારનો પરંપરાગત ચાલતો આવેલો વ્યવહાર માત્ર છે.

જગતની ભિન્ન ભિન્ન ભાષાઓમાં 'ભાષા'નો નિર્દેશ કરનાર શબ્દનો અર્થ થાય છે 'બોલવું' અથવા 'જીભ,' જે બોલવાનું એક મુખ્ય સાધન છે. ઉ.ત. સંસ્કૃત वाक्, वाणी, भाषा, અંગ્રેજી 'સ્પીચ' (speech), જર્મન 'શ્પ્રાખ' (sprache) ઈત્યાદિ શબ્દો 'બોલવું' એ અર્થના ઘોતક છે; તો અંગ્રેજી 'ટંગ' (tongue), ફ્રેન્ચ 'લૅંગ' (langue), લેટિન 'લિંગ્વા' (lingua), ફારસી 'જબાન' ઈત્યાદિ શબ્દો 'જીભ'ના નિર્દેશક છે. |

## ૪ ભાષા : એક વિજ્ઞાન

—ભાષાનું વિશ્લેષણ એક સ્વતંત્ર વિજ્ઞાન છે. વિજ્ઞાનની લાક્ષણિક તુલનાત્મક પદ્ધતિ ઉપર એનાં મંડાણ છે. ભાષાની સામાન્ય રૂપે સમીક્ષા, કોઈ ભાષાની રચના અને ઈતિહાસનું અધ્યયન, અને ભિન્ન ભિન્ન ભાષાઓનો તુલનાત્મક અભ્યાસ—આ ભાષાવિજ્ઞાનનાં મહત્ત્વનાં ક્ષેત્રો છે. કોઈ પણ વિષયની વ્યવસ્થિત તર્કબદ્ધ વિચારણાને વિજ્ઞાન કહી શકાય.

**અન્ય વિજ્ઞાનો સાથે ભાષાવિજ્ઞાનનો સંબંધ**—ભાષાવિજ્ઞાનને જ્ઞાનની અન્ય શાખાઓ સાથે ઘનિષ્ઠ સંબંધ છે. ભાષાવિજ્ઞાનને પ્રથમ તો શરીરવિજ્ઞાન સાથે નિકટનો સંબંધ છે. માનવશરીરનાં જે અંગો ધ્વનિ ઉત્પન્ન કરે છે તે અંગોનું, તેમજ જે પ્રક્રિયા દ્વારા માનવ ધ્વનિયંત્રમાંથી વિધવિધ વર્ણો ઉત્પન્ન થાય છે તે શારીરિક પ્રક્રિયાઓનું જ્ઞાન ભાષાવૈજ્ઞાનિકોને હોવું આવશ્યક છે. એ જ રીતે જે પ્રક્રિયા દ્વારા શ્રવણેન્દ્રિય ધ્વનિ ગ્રહણ કરે છે તેનું યથાસ્થિત જ્ઞાન શરીરવિજ્ઞાન દ્વારા જ થઈ શકે છે. બોલનાર વ્યક્તિના મુખમાંથી નીકળેલા ધ્વનિઓ કયી રીતે સાંભળનાર વ્યક્તિના કાન સુધી

---

૧૦ સરખાવો : "An arbitrary symbol is one whose form has no necessary or natural connection with its meaning."—Sturtevant, *Ibid*, p. 3.

પહોંચે છે, માનવ ભાષાઓના ધ્વનિઓમાં અને અન્ય ધ્વનિઓમાં શો ભેદ છે, એ પદાર્થવિજ્ઞાન દ્વારા જાણી શકાય છે. ભાષાવિજ્ઞાનના આ ક્ષેત્રને ધ્વનિવિજ્ઞાનનું (Phonetics) નામ આપવામાં આવ્યું છે.

**ભાષાવિજ્ઞાનનો માનસશાસ્ત્ર સાથે ઘનિષ્ઠ સંબંધ છે.** મનુષ્યની પ્રત્યેક પ્રવૃત્તિનું મૂળ ઇચ્છાશક્તિમાં રહેલું છે. એ ઇચ્છા કેવી રીતે ઉત્પન્ન થાય છે એ માનસશાસ્ત્ર જ સમજાવી શકે. માનસશાસ્ત્ર અનુસાર માનવીની પ્રત્યેક પ્રવૃત્તિ એ પોતાની 'પરિસ્થિતિ' (situation) ને અનુરૂપ પ્રતિક્રિયા (reaction) છે. 'પરિસ્થિતિ' માં મનુષ્યની સમગ્ર અનુભૂતિ (experience) ની સમષ્ટિ, એની પોતાની શારીરિક સ્થિતિ, અને એની તત્કાલીન પરિપાર્શ્વસ્થિતિ (surroundings) એ ત્રણનો સમાવેશ થાય છે. પરિસ્થિતિ અને પ્રતિક્રિયાને જોડનારી સાંકળ તે મનુષ્ય છે. પરિસ્થિતિથી પ્રેરાઈને એ પ્રતિક્રિયા આચરે છે. ગણિતની પરિભાષામાં એ દર્શાવવું હોય તો આ પ્રમાણે દર્શાવી શકાય.

પરિસ્થિતિ → વ્યક્તિ → પ્રતિક્રિયા.

આ પરિસ્થિતિ (situation) કે પ્રતિક્રિયા (reaction) કેટલીક વાર માનવવાણી પણ હોઈ શકે. પ્રસિદ્ધ ભાષાવૈજ્ઞાનિક બ્લૂમફીલ્ડે આપેલું ઉદાહરણ લઈએ તો આ વિધાન સુસ્પષ્ટ થશે.[૧૧]

એક પુરુષ અને સ્ત્રી સાથે ચાલ્યાં જતાં હોય છે. સ્ત્રીને ભૂખ લાગી છે. પાસેની વાડીમાંથી રસ્તા ઉપર ઝૂકી રહેલાં એક વૃક્ષ ઉપર એક સરસ સફરજન એની નજરે પડે છે. એ જોતાં એના મુખમાંથી કાંઈક ધ્વનિઓ નીકળે છે. એ ધ્વનિ સાંભળીને પુરુષ વાડ કૂદીને ઝાડ પર ચઢીને એ સફરજન તોડી લાવે છે અને સ્ત્રીના હાથમાં મૂકે છે. સ્ત્રી એ ખાય છે.

(૧) અહીં સ્ત્રીનું કથન એ પરિસ્થિતિ છે, અને પુરુષનું સફરજન તોડીને આપવું એ પ્રતિક્રિયા છે. અર્થાત્

૧૧ જુઓ : Bloomfield, *Language*, p. 22.

• વાણી (અર્થાત્, સ્ત્રીનું કથન →વ્યક્તિ (પુરુષ)→પ્રતિક્રિયા
(પુરુષે ફળ તોડી આપવું)

. (૨) જો પુરુષે એ સફરજન જોઈને સ્ત્રીને બતાવ્યું હોત અને
| ખાવું છે?' એમ પૂછ્યું હોત તો એ ક્રિયાનો ક્રમ નીચે પ્રમાણે બનત:

પરિસ્થિતિ (સફરજન નજરે પડ્યું)→વ્યક્તિ (પુરુષ)→વાણી
(સ્ત્રીને પૂછ્યું: 'એ ખાવું છે?')

(૩) જો સ્ત્રીએ એ સફરજન પ્રથમ જોયું હોત અને પુરુષ પાસે
તાં વખાણ કર્યાં હોત અને પુરુષે 'તને એ ઉતારી આપું?' એમ પૂછ્યું
ત તો

ણી (સ્ત્રીએ કરેલાં સફરજનનાં વખાણ)→વ્યક્તિ(પુરુષ પાસે)→વાણી
રુષનું સ્ત્રીને 'એ સફરજન તને ઉતારી આપું?' એમ પૂછવું.)

. કોઈક વાર, પરિસ્થિતિ અને પ્રતિક્રિયાની વચ્ચે આંતરિક કે મનો-
ત (internal) વાણી રહેલી હોય છે. કોઈએ એક વ્યક્તિને માર્યું.
| વ્યક્તિએ મનમાં ને મનમાં કહ્યું કે "મને એ આમ શેનો મારી
ાય? હું એને બરાબર બતાવી આપું." એમ કહીને એણે એને સામું
ાર્યું. અહીં

→ પરિસ્થિતિ→(મનોગત) વાણી→પ્રતિક્રિયા[૧૨]

ાવો ક્રમ સ્પષ્ટ છે. આ મનોગત વાણીને આપણે 'વિચાર'
હીએ છીએ.

કેટલીક વાર બહુ સાદી બાબતોમાં સ્પષ્ટપણે શબ્દો રૂપે વિચાર
ર્યાં વિના જ વ્યક્તિ વર્તન કરે છે. એનાં ચિત્તની આંતરતમ ભૂમિકામાં જ
વિચાર થઈ જાય છે; મનની બાહ્ય સપાટી ઉપર એ પ્રગટ થતો નથી.
પરંતુ, સૂક્ષ્મ અને અટપટા પ્રશ્નોમાં શબ્દરૂપે વિચાર બંધાયા વિના
પ્રવૃત્તિ થતી નથી.

આટલા વિવેચન ઉપરથી જણાશે કે ભાષાવિજ્ઞાન માનસશાસ્ત્ર

---

૧૨ જુઓ Sturtevant: *An Introduction to Linguistic Science*, (1947), pp. 4-5.

સાથે કેટલું બધું નિબિડ રીતે સંકળાયેલું છે. મનમાં કેવી રીતે વિચારો ઉદ્ભવે છે, સંગ્રહાય છે, શબ્દના અનેક અર્થોમાંથી તાત્કાલિક (immediate) અનુષંગ (context)માં અમુક અર્થ શી રીતે પ્રતીત થાય છે, શબ્દના અર્થોમાં સંકોચ, વિસ્તાર અને પરિવર્તન કેવી રીતે થાય છે, ઈ. પ્રશ્નો માનસશાસ્ત્રની સહાયતાથી જ સમજી શકાય છે. એ પ્રકારે વાણીનાં સ્ખલનોનાં કારણો સમજાવવામાં પણ માનસશાસ્ત્ર ઉપયોગી નીવડે છે.

**ભાષાવિજ્ઞાનનો સમાજવિજ્ઞાન સાથે પણ ગાઢ સંબંધ** છે. સમાજમાં વ્યક્તિઓને પરસ્પર વિચારની આપલે કરવી આવશ્યક છે; અને એ વિચારવિનિમયનું સાધન ભાષા છે. ભાષાના અસ્તિત્વ માટે જેમ સમાજની આવશ્યકતા છે, તેમ સમાજના અસ્તિત્વ માટે ભાષાની આવશ્યકતા છે. ભાષા એ સમાજે વ્યક્તિને અર્પેલી બક્ષીસ છે.

સમાજશાસ્ત્રના અધ્યયનથી ભાષાવિજ્ઞાનની કેટલીક ગૂંચો ઊકલી શકે છે. જે સામાજિક પરિસ્થિતિથી ભાષાનો વિકાસ થાય છે તેનું જ્ઞાન સમાજશાસ્ત્રના અધ્યયનથી જ થાય છે. એ ઉપરાંત ભાષાની કેટલીક વિલક્ષણતાઓ—જેમકે, હિંદુ સ્ત્રીને પતિનું નામ લેવાનો નિષેધ; સાપ જેવાં પ્રાણીઓનું 'મોટો જીવ' જેવા પર્યાયોથી અભિધાન કરવું; અશુભ બનાવો માટે નિર્દોષ લાગતા શબ્દપ્રયોગો વાપરવા (જેમકે 'મરણ પામ્યા' ને સ્થાને 'ગામતરું કર્યું', 'સ્વર્ગવાસ કર્યો', ઇ. કહેવું); કેટલાક શબ્દપ્રયોગોને અપશુકનિયાળ ગણીને તેમની જગ્યાએ અન્ય લાક્ષણિક પ્રયોગો વાપરવા (જેમકે 'દુકાન બંધ કરી' કે 'દીવો ઓલવ્યો' એમ ન કહેતાં 'દુકાન વધાવી' કે 'દીવો રામ કર્યો' એમ કહેવું); કેટલાક સંયોગોમાં માનવ વ્યક્તિઓને કુત્સિત નામ આપવાં (જેમકે, ગાંડાલાલ, કચરાભાઈ, મફતલાલ, ભીખાભાઈ, ઈ.); કવચિત્ એક જ શબ્દના અર્થમાં કાળક્રમે અસાધારણ પરિવર્તન થઈને ઊલટો જ અર્થ થવો (જેમકે, સંસ્કૃત देवानांप्रियः અને पाषण्ड, અંગ્રેજી cunning ઇ.)—આ સર્વ સમાજશાસ્ત્ર અને નૃવંશશાસ્ત્ર (anthropology)ના અધ્યયનથી જ સમજાય છે.

ભાષાવિજ્ઞાન ઇતિહાસને યથાસ્થિત સમજવામાં ઉપયોગી થાય છે. ભાષાવિજ્ઞાનની સહાયતાથી પ્રજાઓનાં પરિભ્રમણોનો ખ્યાલ આવે છે. અતિ પ્રાચીન કાળ સંબંધે અન્ય ઐતિહાસિક સામગ્રી ઉપલબ્ધ ન હોય ત્યા બહુધા ભાષા જ ઇતિહાસની આછીપાતળી રૂપરેખા આંકવામાં સહાયભૂત થાય છે. અતિ દૂર દૂર પથરાયેલા ભૌગોલિક પ્રદેશોમા બોલાતી ગ્રીક લૅટિન આદિ યુરોપિયન ભાષાઓ, ઇરાનિયન ભાષા, અને સંસ્કૃત વચ્ચે અનેક અંશોમાં જે ઉત્કટ સામ્ય જણાય છે એ ઉપરથી એમનો ઉદ્‌ગમ એક જ આદિમ ભાષામાંથી થયો હતો અને એ ભાષા બોલનારા આદિમ આર્યો એ પ્રાચીનતમ યુગમાં એકજ સ્થળે નિવાસ કરીને રહેતા હતા એમ કલ્પી શકાય છે. એજ પ્રમાણે બલુચિસ્તાનમાં એક પ્રદેશમાં, આસપાસ આર્યપરિવારની ભાષાઓ બોલતા પ્રદેશોની વચ્ચે એક સ્થળે દ્રાવિડી પરિવારની 'બ્રાહુઈ' ભાષા બોલાય છે. એ ઉપરથી આર્યોના આગમન પહેલા એ પ્રદેશમાં, તેમજ સંભવતઃ ઉત્તર ભારતમાં, ઠેર ઠેર દ્રાવિડી વસાહતો હોવાની કલ્પના વિદ્વાનોએ કરી છે, જેને હરપ્પા અને મોહેન્જોદારોના સાંસ્કૃતિક અવશેષોથી સમર્થન મળે છે. આદિમ ભારત-યુરોપીય પ્રજા અને એની સંસ્કૃતિ સંબંધે અત્યારસુધીમાં જે સંશોધન થયું છે તે ભાષાકીય પુરાવાઓને આધારે જ થઈ શક્યું છે. આ પ્રકારના અધ્યયનને ભાષાશાસ્ત્રીય પુરાતત્ત્વ (linguistic palaeontology)ના નામથી ઓળખાવવામાં આવ્યું છે.[13]

આપણી ભારતીય ભાષાઓમાં વિદેશી શબ્દોનું ભારણ વિદેશીઓ સાથેનો સંપર્ક સૂચવે છે. અમુક પરિસ્થિતિમાં પ્રજાઓના પરસ્પર

૧૩ ભાષાવિજ્ઞાનની સહાયતાથી ભિન્નભિન્ન ધાર્મિક માન્યતાઓનો તુલનાત્મક અભ્યાસ કરી શકાય છે, તેમજ તેમની પરંપરાગત પૌરાણિક ગાથાઓનું તુલનાત્મક અધ્યયન થઈ શકે છે. જુઓ: ડૉ. મંગળદેવ શાસ્ત્રી, ભાષાવિજ્ઞાન (ચતુર્થ સંસ્કરણ; ૧૯૫૧) પૃ. ૮-૯.

સંપર્કો ભાષામાં કેવું આમૂલ પરિવર્તન લાવે છે તેનો દાખલો વૈદિક કાળની બોલીઓમાંથી પ્રાકૃતોમાં થયેલું રૂપાન્તર છે.

આમ ભાષાવિજ્ઞાનનો સંબંધ સર્વ પ્રકારના માનવજ્ઞાન સાથે છે. એ વાસ્તવિક પણ છે, કારણ કે એક રીતે જ્ઞાન અખંડ અને અપરિચ્છેદ્ય છે.

ભાષાશાસ્ત્ર (philology) સાથે ભાષાવિજ્ઞાનને પ્રગાઢ સંબંધ છે. ભાષાશાસ્ત્રી પ્રાચીન હસ્તપ્રતો ઉપરથી કૃતિઓની વાચના કરી આપે છે, તેમજ લિખિત ભાષાનું વ્યાકરણ તૈયાર કરી આપે છે, જેમાં એમાં આવતા ધ્વનિઓ, શબ્દરૂપો વગેરેનું ભાષાના લિખિત સ્વરૂપ અનુસાર યથાસ્થિત નિરૂપણ હોય છે.

ભાષાવૈજ્ઞાનિકના અધ્યયનમાં ભાષાશાસ્ત્રીનું આ કાર્ય અત્યંત ઉપયોગી નીવડે છે—ઐતિહાસિક ભાષાવિજ્ઞાનનો તો એ પાયો છે. એથી જ કેટલાક ભાષાવિદો ભાષાશાસ્ત્ર અને ભાષાવિજ્ઞાનને અભિન્ન ગણે છે. છતાં વૈયાકરણ અને ભાષાવૈજ્ઞાનિકની પાસે સમાન ભાષાઉપાદાન હોવાછતાં બંનેની નિરીક્ષણ અને અન્વેષણ પદ્ધતિમાં કેટલોક મૂલગત ફેર રહે છે. ઉ. ત. સંસ્કૃત इन्द्रश्चाग्निश्च, અંગ્રેજી 'can't', ગુજ. 'હા જ તો' (ઉચ્ચાર 'હાસ્તો') કે 'મેં કહ્યું જે' (સુરતી બોલીમાં ઉચ્ચાર, 'મકું જે')માં વ્યાકરણ અનુસાર અનુક્રમે ચાર, બે, અને ત્રણ ત્રણ શબ્દો છે. પરંતુ ધ્વનિશાસ્ત્ર પ્રમાણે પહેલા ઉદાહરણમાં બે શબ્દો (इन्द्रश्च चाग्निश्च), અને બાકીના ત્રણેમાં એક એક જ શબ્દ છે. એથી ઊલટું કેટલીક વાર વ્યાકરણ અનુસાર એક જ ગણાતા શબ્દમાં ભાષામાં બે ખંડ પડી જાય છે. વૈદિક સંસ્કૃતમાં ઉપસર્ગ અને ક્રિયાપદ છૂટાં પડી જાય છે અને બંનેની વચ્ચે કેટલાય શબ્દો ઘૂસી જાય છે. ઉ. ત. अभि स्रुच. क्रमते दक्षिणावृतो या अस्य धाम प्रथम ह निंसते (ऋग्वेद, म-૧, सूक्त ૧૪૪). અહીં अभिक्रमते ક્રિયાપદનાં ઉપસર્ગ અને ક્રિયા છૂટાં પડી ગયાં છે. ક્વચિત્ લૌકિક સંસ્કૃતમાં (આર્ષ પ્રયોગોમાં) પણ આમ બને છે. ઉ. ત. 'प्रभ्रंशयां यो नहुषं चकार' (रघुवंश, सर्ग ૧૩-૩૬). અંગ્રેજીના no sooner

✓.....than કે ફ્રેન્ચના ne.....pas[14] પણ આ પ્રકારનાજ પ્રયોગો ગણાય. આથી ભાષાવૈજ્ઞાનિકનું પ્રધાન લક્ષ્ય બોલચાલની ભાષાનું યથાતથ સમ્યક્ અધ્યયન કરવાનું રહે છે.

✓ ભાષાનાં ચાર અંગો પડે છે. વાક્ય, (એમાં અંતર્ગત) શબ્દ, એના) ધ્વનિ અને અર્થ. તદનુસાર ભાષાવિજ્ઞાનની પણ ચાર શાખાઓ પડી જાય છેઃ વાક્યવિજ્ઞાન, પદવિજ્ઞાન, ધ્વનિવિજ્ઞાન, અને અર્થવિજ્ઞાન.

વાક્યવિજ્ઞાનમાં વાક્યોનો પરસ્પર સંબંધ, વાક્યમાં પદોનો પરસ્પર સંબંધ અને અન્વય, પદોમાં પરસ્પર આકાંક્ષા, યોગ્યતા અને સાન્નિધ્યની વિચારણા આવે છે. [પદવિજ્ઞાન પદોના અર્થસૂચક અંશો (અર્થાત્, શબ્દ) અને સંબંધસૂચક અંશો (અર્થાત્, પૂર્વગ-ઉપસર્ગ, પ્રત્યય, આદિ) વચ્ચેનો વિવેક; નામ, સર્વનામ, ક્રિયા, વિશેષણ આદિ ભિન્ન ભિન્ન પદોનું સ્વરૂપ અને એમની વચ્ચેનો ભેદ, નામાદિકમાંથી તદ્ધિતાદિ પ્રત્યયો લાગીને થતી શબ્દસિદ્ધિ, ધાતુઓને લાગતા ઉપસર્ગ-પૂર્વગો તેમજ કૃત્પ્રત્યયાદિક લાગીને સિદ્ધ થતાં કૃદન્ત રૂપો—ઈત્યાદિનું નિરૂપણ કરે છે.[15]] પદવિજ્ઞાનનું અધ્યયન પણ તુલનાત્મક કે ઐતિહાસિક પદ્ધતિએ કરી શકાય છે.

ધ્વનિવિજ્ઞાન માનવ ધ્વનિયંત્રમાંથી કેવા ભિન્નભિન્ન પ્રકારના ધ્વનિઓ નીકળે છે, એ ધ્વનિઓનું વિશિષ્ટ સ્વરૂપ અને વર્ગીકરણ, એમનું માત્રામાન (ઉચ્ચારણનું કાલમાન), સ્વરાઘાત (accent), સૂર (tone; pitch). ધ્વનિઓના વિકારો અને એનાં કારણો, ઈનું વિશ્લેષણ કરે છે.

---

૧૪ ઉ. ત. Il n'est pas malade. ( = He is not ill.)

૧૫ આ નિરૂપણ આમ તો વ્યાકરણનો વિષય ગણાય. પરંતુ વ્યાકરણ અને ભાષાવિજ્ઞાન વચ્ચે એક સૂક્ષ્મ ભેદ છે એ લક્ષમાં રાખવો જોઈએ. વ્યાકરણ ભાષાના સિદ્ધ સ્વરૂપનું નિરૂપણ કરે છે; ભાષાવિજ્ઞાન એ સ્વરૂપનાં કારણો કે મૂળની ગવેષણા કરે છે. જુઓ: મંગલદેવ શાસ્ત્રી, ભાષાવિજ્ઞાન, પૃ. ૧૧

✓ અર્થવિજ્ઞાન શબ્દોના અર્થ કેવી રીતે બંધાય છે, એ અર્થોમાં કાલક્રમે કેવી રીતે અને શા કારણથી પરિવર્તન થાય છે, એનું નિરૂપણ કરે છે. શબ્દનાં મૂળ રૂપ શોધી કાઢવાં અને એમાં ક્રમે ક્રમે થયેલા વિકાસનું અધ્યયન કરવાનું કામ વ્યુત્પત્તિવિજ્ઞાન કરે છે. એ જ રીતે શબ્દકોશનો ઐતિહાસિક પદ્ધતિએ અભ્યાસ કરી શકાય, અને એ દ્વારા કયા શબ્દ ક્યારે પ્રચારમાં આવ્યા અને એમના અર્થમાં ક્યારે ક્યારે પરિવર્તનો થયાં એ જાણી શકાય છે. ભાષાવિજ્ઞાનનું સ્વરૂપ આવું સંકુલ છે. પછીનાં પ્રકરણોમાં એનાં ભિન્ન અંગોનો ક્રમે ક્રમે અભ્યાસ કરીશું.

# પ્રકરણ બીજું

## ભાષાવિજ્ઞાનનું અધ્યયન

"The nineteenth century witnessed an enormous growth and development of the science of language, which in some respects came to present features totally unknown to previous centuries. The horizon was widened; more and more languages were described, studied and examined, many of them for their own sake, as they had no important literature. Everywhere a deeper insight was gained into the structures even of such languages as had been for centuries objects of study." —O. Jesperson, *Language.*

"It was in India, however, that there arose a body of knowledge which was destined to revolutionize European ideas about language...The grammar of Pāṇini, which dates from somewhere round 350 to 250 B. C., is one of the greatest monuments of human intelligence. It describes, with the minutest detail, every inflection, derivation, and composition and every syntactic usage of its author's speech. No other language, to this day, has been so perfectly described."

—L. Bloomfield, *Language.*

ભાષાનો વ્યવહાર તો માનવ અનન્ત સમયથી કરતો આવ્યો છે. પરંતુ એને વિષે પદ્ધતિસર શાસ્ત્રીય વિચારણા તો ઘણી મોડી, ઐતિહાસિક સમયમાં, અને મુખ્યત્વે આર્ય ભાષાપરિવારની મહત્ત્વની પ્રશિષ્ટ ભાષાઓમાં જ થયેલી છે.

વૈદિક ભાષામાં ઈ. સ. પૂર્વે આઠમી સદીના 'ब्राह्मण' ગ્રંથોમાં

સ્થળે સ્થળે 'शिक्षा' (=ધ્વનિ) અને વ્યાકરણસંબંધક ચર્ચા મળી આવે છે. એ પછી મૂળ प्रातिशाख्य રચાયાં, જેમાં પદોના પ્રકાર અને લક્ષણોનું કેટલુંક વિવેચન થયું છે. પ્રસિદ્ધ પ્રાચીન અર્થવૈજ્ઞાનિક निरुक्तकार યાસ્ક (ઈ. સ. પૂર્વે ૮૦૦–૭૦૦ વચ્ચે), સંસ્કૃતના ઘડવૈયા અને જગતના પ્રથમ મહાન વૈયાકરણ પાણિનિ (ઈ. સ. પૂર્વે ૫૦૦–૪૦૦ સુધીમાં), वार्तिककार કાત્યાયન (ઈ. સ. ૫૦૦–૩૫૦ સુધીમાં), સંસ્કૃત ભાષાના દાર્શનિક વિવેચક महाभाष्यकार પતંજલિ (ઈ. સ. પૂર્વે બીજી સદી), ભાષાનાં મૂલતત્ત્વોનું સંસ્થાપન કરતા वाक्यपदीय ના રચયિતા ભર્તૃહરિ, એ પ્રાચીન ભારતીય આર્ય ભાષાના પ્રથમ મહાન ભાષાવૈજ્ઞાનિકો છે. પાણિનિની अष्टाध्यायी ઉપર વિપુલ ટીકાસાહિત્ય મળે છે, જેમાં ભટ્ટોજિ દીક્ષિત (ઈ. સ. ૧૬૫૦ આસરે)ની सिद्धान्तकौमुदी સુપ્રસિદ્ધ અને સર્વમાન્ય છે. મધ્યકાળના વૈયાકરણોમાં કલિકાલ-સર્વજ્ઞ હેમચન્દ્રાચાર્ય (ઈ. સ. ૧૦૮૮–૧૧૭૨) નું સ્થાન એમના शब्दानुशासन (सिद्धहेमचन्द्र) માં અંતર્ગત સમર્થ પ્રાકૃત વ્યાકરણને કારણે ચિરસ્મરણીય છે. એવાં અન્ય મહત્ત્વનાં પ્રાકૃત વ્યાકરણોમાં વરરુચિકૃત प्राकृतप्रकाश અને માર્કંડેયનું प्राकृतसर्वस्व ઉલ્લેખનીય છે.

યૂરોપમાં ભાષાવિજ્ઞાનનો આરંભ ભારત કરતાં પ્રમાણમાં મોડો થયો છે. પ્લેટોએ (ઈ. સ. પૂર્વે ૪૨૯–૩૪૭) પ્રથમ ગ્રીક ભાષાના ધ્વનિઓનું વર્ગીકરણ કરી એના સઘોષ અને અઘોષ એવા ભેદ પાડ્યા. પ્લેટોએ સ્વરોને સઘોષ ગણ્યા અને બાકીના ધ્વનિઓને અઘોષ માન્યા, જેમાં એમણે અન્તઃસ્થ અને વ્યંજનોનો સમાવેશ કર્યો હતો. પછી એરિસ્ટોટલે (ઈ. સ. પૂર્વે ૩૮૫–૩૨૨) ગ્રીક ભાષાનું વિશ્લેષણ કરી એનું પદોમાં વિભાજન કર્યું. એને અનુસરીને પરવર્તી થ્રેક્સે (Thrax) (ઈ. સ. પૂર્વેની બીજી સદી) ગ્રીક ભાષાનું સૌથી પહેલું વ્યાકરણ રચ્યું.

પછી ગ્રીસનું વર્ચસ્વ ઘટ્યું અને રોમ યુરોપની સંસ્કૃતિ અને સત્તાનું કેન્દ્ર બન્યું. ત્યારે ગ્રીક વ્યાકરણોના નમૂના ઉપર લેટિન વ્યાકરણોની રચના થઈ. ખ્રિસ્તી ધર્મના પ્રચારની સાથે યહૂદીઓની ધર્મ-

ભાષા હિબ્રુનું પણ અધ્યયન થવા લાગ્યું. ઉત્તરકાળમાં રોમાન્સ ભાષાઓનું અધ્યયન થવા લાગ્યું, જેના ઉપર પણ લેટિન પરંપરાગત વ્યાકરણનો પુષ્કળ પ્રભાવ હતો.

✓ યુરોપીય વિદ્વાનોએ ભાષાના ઉદ્‌ગમ સબંધે મૂલગત વિચારણા કરી. અઢારમી સદીમાં રુસ્સો (Rousseau) જેવા પ્રસિદ્ધ દાર્શનિકે, તેમ હેર્ડર (Herder) અને યેનિશ (Jenisch) જેવા વિદ્વાનોએ, ભાષા સાહજિક ક્રમે ઉત્ક્રાન્ત થઈ છે એમ સાબિત કર્યું. ગ્રીક લેટિન અને યુરોપીયભાષાઓની તુલનાત્મક સમીક્ષા કરીને તેઓ આવા નિર્ણય ઉપર આવ્યા હતા. અહીંથી તુલનાત્મક ભાષાવિજ્ઞાનનો પ્રારંભ થયો ગણાય. કલકત્તામાં 'રોયલ એશિયાટિક સોસાયટી'ની સ્થાપના કરતાં સર વિલિયમ જોન્સે (ઈ. સ. ૧૭૪૬–૧૭૯૬) સંસ્કૃતનું અસાધારણ મહત્ત્વ પ્રગટ કર્યું અને ગ્રીક અને લેટિન સાથે એનું સામ્ય દર્શાવી આ ત્રણે પ્રશિષ્ટ ભાષાઓનાં મૂળ રૂપ એક જ આદિમ આર્યભાષા હોવી જોઈએ, અને એનો પ્રાચીન ફારસી, કેલ્ટિક અને ગૉથિક ભાષાઓ સાથે પણ સંબંધ હોવો જોઈએ, એમ પ્રતિપાદન કર્યું ત્યારથી ભાષાવિજ્ઞાનને નવી દિશા સાંપડી અને અસાધારણ વેગ મળ્યો.

ઓગણીસમા સૈકામાં ભાષાવિજ્ઞાન એટલું બધું ખેડાયું કે એને ભાષાવિજ્ઞાનની સદી કહેવામાં આવે છે. આ સમયમાં કોલબ્રૂકે સંસ્કૃતનું વ્યાકરણ રચ્યું; ફ્રીડ્રીશ ફૉન્ શ્લેગેલે (Friedrich von Schlegel) (ઈ. સ. ૧૮૦૮) ભારતીય ભાષાઓ ઉપર એક મહત્ત્વપૂર્ણ ગ્રંથ રચ્યો. યાકોબ ગ્રિમે (Jakob Grimm) જર્મન ભાષાનું વ્યાકરણ (ઈ. સ. ૧૮૧૯) રચ્યું, જેમાં એણે યુરોપીય ભાષાઓમાં થતાં સ્વર-પરિવર્તનને નિયમબદ્ધ કરી બનાવ્યું, જે આજે પણ 'ગ્રિમના નિયમ' તરીકે ઓળખાય છે. ફ્રાન્સ બોપ્પે (Franz Bopp) પોતાના ધાતુપ્રક્રિયા ઉપરના પુસ્તકમાં (ઈ. સ. ૧૮૧૬) સંસ્કૃત રૂપોની ગ્રીક, લેટિન ઈરાની અને જર્મન ભાષાનાં રૂપો સાથે તુલના કરી, અને એના 'તુલનાત્મક વ્યાકરણ' (ઇ. સ. ૧૮૩૩) માં ભારતીય

યુરોપિયન પરિવારની ભાષાઓની તુલનાત્મક સમીક્ષા કરી. ઑગુસ્ટ શ્લાઇશેરે (August Schleicher) (ઈ. સ. ૧૮૨૧–૬૮) લિથુએનિયન, રશિયન આદિ ભાષાઓ સંબંધે મહત્ત્વપૂર્ણ વિવેચન કરીને ભાષાવિજ્ઞાનના કેટલાક મૂલગત સિદ્ધાન્તો નિર્ણીત કર્યા. આ યુગના છેલ્લા બે સમર્થ પ્રતિનિધિ તે ભારતવિખ્યાત સંસ્કૃત ભાષાના મહાપંડિત મૅક્સ મ્યુલર (Max Müller) (ઈ. સ. ૧૮૨૩–૧૯૦૦) અને વ્હિટને (Whitney) (ઈ. સ. ૧૮૨૭–૯૪). મૅક્સ મ્યુલરનાં 'ભાષાવિજ્ઞાન ઉપરનાં વ્યાખ્યાનો'ને (ઈ. સ. ૧૮૬૧) અસાધારણ લોકપ્રિયતા વરી. વ્હિટનેએ એના ભાષાના અધ્યયન અને ભાષાના વિકાસ ઉપરના ગ્રંથોમાં (ઈ. સ. ૧૮૬૭, ૧૮૭૫) ભાષાવિજ્ઞાનનાં તત્ત્વોની માર્મિક અને ઊંડી ગવેષણા કરી છે. આ સર્વ ભાષાવિદોના પ્રયાસને પરિણામે ઈ. સ. ૧૮૭૦ સુધીમાં ભાષાવિજ્ઞાને અસાધારણ મહત્ત્વ પ્રાપ્ત કરી લીધું હતું.

આ પછી નવીન ભાષાવૈજ્ઞાનિકો (યુંગ્ ગ્રામાટિકર) (Junggrammatiker)નો યુગ આવ્યો. એમાં પ્રથમ આવે છે ષ્ટાઇનથાલ (Steinthal) (ઈ. સ. ૧૮૨૫–૯૯). એનું દૂર પૂર્વના દેશોની ચીની વગેરે ભાષાઓ અને હબસી (નીગ્રો) ભાષાઓ ઉપરનું કામ સુવિખ્યાત છે. એણે વ્યાકરણ સાથે મનોવિજ્ઞાન અને તર્કશાસ્ત્રનો સંબંધ જોડી આપ્યો. એના અનુગામી ભાષાવૈજ્ઞાનિકોમાં બ્રુગ્મન (Brugmann), દેલબ્રુક, (Delbrück), હૅર્મન ઑસ્ટહોફ (Hermann Osthoff) અને હૅર્મન પાઉલ (Hermann Paul) મુખ્ય છે. આગલી પેઢીએ જેમની ઉપેક્ષા કરી હતી તેવા ભાષાના કેટલાક મૂલગત સિદ્ધાન્તો વિશે એમણે અન્વેષણ કર્યું છે. બ્રેઆલે (Bréal) અર્થવિજ્ઞાન ઉપર એક મહત્ત્વપૂર્ણ ગ્રંથ પ્રસિદ્ધ કર્યો. આ નવીન ભાષાવૈજ્ઞાનિકોએ દર્શાવ્યું કે વ્યાકરણો અને કોશોમાં ભાષાનું વાસ્તવિક સ્વરૂપ છતું થતું નથી; એ તો રોજિંદી

બોલચાલની ભાષામાં જ પ્રગટ થાય છે. એમણે બોલચાલની ભાષાના અધ્યયન ઉપર સવિશેષ લક્ષ આપ્યું. ભાષાનાં કથ્ય રૂપોનું પ્રધાનપણે અધ્યયન કરનાર વિદ્વાનોમાં અંગ્રેજ ભાષાશાસ્ત્રી હેન્રિ સ્વીટનું નામ આગળ તરી આવે છે. આ નવીન ભાષાવૈજ્ઞાનિકોએ ભાષાના ઉદ્‌ગમની વિચારણાને વિફલ પ્રયાસ ગણીને, અને ભાષાના વર્ગીકરણની ચર્ચાને નિરર્થક પિષ્ટપેષણ ગણીને બંનેની ઉપેક્ષા કરી. આ નવીન ભાષાવૈજ્ઞાનિકોનું વર્ચસ્વ લગભગ ઈ. સ. ૧૯૨૦ સુધી ચાલુ રહ્યું.

છેલ્લી પચીશીમાં ભાષાવિજ્ઞાનનાં ભિન્ન ભિન્ન ક્ષેત્રોમાં વિપુલ પ્રમાણમાં સંશોધન થયું છે. આ સમયમાં અમેરિકા, પૅસિફિક મહાસાગરના દ્વીપો અને આફ્રિકાની સાહિત્યવિહીન, કેવળ કથ્ય સ્વરૂપની ભાષાઓનું વિશેષ અધ્યયન થયું છે. એ જ પ્રમાણે આર્યેતર ભાષા-પરિવારોના અભ્યાસ ઉપર પણ સવિશેષ લક્ષ અપાયું છે. આ નવીન દૃષ્ટિકોણથી ભાષાના ઉદ્‌ગમના પ્રશ્નોની અભિનવ વિચારણા કરવામાં આવી છે તેમજ એના અનુષંગમાં બાળકના ભાષાવિકાસનું સૂક્ષ્મ નિરીક્ષણ કરવામાં આવ્યું છે. ભાષાના અધ્યયનમાં મનોવિજ્ઞાનનું મહત્ત્વ સ્વીકારાયું છે, અને ભાષાના કેટલાક કૂટ પ્રશ્નો ઉકેલવામાં એનો ઉપયોગ કરવામાં આવ્યો છે.

આ સર્વ ક્ષેત્રોમાંથી સૌથી ધ્યાન ખેંચે એવું કામ તો ધ્વનિવિજ્ઞાન (Phonetics)ના ક્ષેત્રમાં થયું છે. રૉસ્સાપેલ્લીએ શોધેલા 'કાયમોગ્રાફ' અને ઓક્લેકાટસે પ્રયોજેલા કૃત્રિમ તાલુના વિનિયોગથી આરંભ કરીને ધ્વનિવિજ્ઞાને ક્રમે ક્રમે અસાધારણ પ્રગતિ કરી છે.

જર્મન નવીન ભાષાવૈજ્ઞાનિકોના યુગ પછી ભાષાવિજ્ઞાનના અધ્યયનનું કેન્દ્ર ફ્રાન્સ (પૅરિસ) બન્યું. ફ્રેન્ચ ભાષાવૈજ્ઞાનિકોમાં

બ્રેઆલ (Bréal), મેયે (Meillet), વાન્દ્રી (Vendryes) વગેરે વિદ્વાનોનું કામ ઘણું મૂલ્યવાન છે.

[વર્તમાન સમયમાં ભાષાવિજ્ઞાનનાં ક્ષેત્રમાં અમેરિકાના બ્લૂમ-ફીલ્ડ, સેપી (E. Sapir), સ્તુર્તેં (E. H. Sturtevant), પાઈક (K. L. Pike), ટ્રેગર (G. L. Trager), ગ્લીસન વગેરે ભાષાવિદોનું કામ ખાસ ઉલ્લેખનીય છે. વર્તમાન યુગના ધ્વનિ-વૈજ્ઞાનિકોમાં ભાષાવૈજ્ઞાનિક ડેનિયલ જ્હોન્સનું નામ અગ્રસ્થાને છે. સામાન્ય ભાષાવિજ્ઞાનમાં તેમજ અંગ્રેજી ભાષાના વિશ્લેષણાત્મક અધ્યયનમાં ડેનિશ ભાષાશાસ્ત્રી ઓટો ગેસ્પર્સનનું અર્પણ નોંધપાત્ર છે.]

આજે ભાષાવિજ્ઞાનમાં કેટલીક નવી શાખાઓ વિકસી છે. એ સર્વમાં બહુધા ભાષાના કથ્યસ્વરૂપનું કે બોલીઓનું ભિન્ન ભિન્ન દૃષ્ટિએ અધ્યયન કરવામાં આવ્યું છે. ભાષાવિજ્ઞાનની આ નવીન શાખાઓમાં બોલીઓનું વૈજ્ઞાનિક અધ્યયન (Dialectology), બોલીઓનો પ્રાદેશિક કે ભૌગોલિક દૃષ્ટિએ અભ્યાસ (Linguistic Geography), બોલાતી ભાષાને લિપિબદ્ધ કરવાના સિદ્ધાન્તોની મીમાંસા (Phonemics), અને સ્વરવિજ્ઞાન (Tonetics), એ મુખ્ય છે. આ સર્વને, સમગ્ર રૂપે, વર્ણનાત્મક કે વિવરણાત્મક ભાષાવિજ્ઞાન (Descriptive Linguistics) કહેવામાં આવે છે, અને એનું પરિશીલન આજે પ્રમુખતયા અમેરિકામાં થઈ રહ્યું છે. બ્લૂમફીલ્ડ અને સેપીના 'ફોનીમ' સંબંધીના વિશ્લેષણના પાયા ઉપર વિવરણાત્મક ભાષાવિજ્ઞાનનાં મંડાણ છે. વિવરણાત્મક ભાષાવિજ્ઞાનના મુખ્ય પુરસ્કર્તાઓ કેનેથ એલ. પાઈક, બર્નાર્ડ બ્લોખ (Bernard Bloch), જી. એલ. ટ્રેગર અને ગ્લીસન છે. બોલીઓના ભાષાવિજ્ઞાનમાં જે. રાઈટ (J. Wright), ડબલ્યુ. ડબલ્યુ. સ્કીટ (W. W. Skeat) વગેરે ભાષાવિદોનાં અંગ્રેજી બોલીઓનાં અધ્યયનો; જે. એસ. ફાર્મર

અને ડબલ્યુ ઈ હેન્લે (W E Henley)નો અંગ્રેજી 'સ્લેન્ગ' બોલીઓનો ગ્પ મિયાર્દ (Millrardet)નો ફ્રેન્ચ બોલીઓનો અભ્યાસ; ઝિયલિયેરો અને મૉન્જ્યૅ (J Gillieron and Mongin) તેમજ એદમૅ એદમૉ (Edmond Edmont)ના ફ્રેન્ચ ભાષાના, ક્યાબેર્ (K Jaberg) અને ઝ્યુદ(J Jude)ના ઇટાલિયન ભાષાના, અને ગેઓર્ગ વેન્કર(Georg Wenker)ના જર્મન ભાષાના 'લિંગ્વિસ્ટિક ઍટલાસ' અને ભાષાના ભૌગોલિક વર્ગીકરણના અધ્યયનો ઉલ્લેખનીય છે સૂરવિજ્ઞાનમા ડેનિયલ જોન્સનુ '*Intonation Curves*' અને પાઈકનુ 'અમેરિકન અંગ્રેજી ભાષામા સૂરતત્વ' (*Intonation of American English*) પ્રસિદ્ધ છે હમણાકમા સ્થળનામોનો પણ ઝીણવટભર્યો અભ્યાસ થયો છે. એ માવર (A. Mawer) અને એફ એમ સ્ટેન્ટન(F. M Stenton)ના અંગ્રેજી સ્થળનામોના, અને ઈ વીક્લી (E Weekley)ના અંગ્રેજી નામો અને અટકોના અધ્યયનો સુપ્રસિદ્ધ છે આ ઉપરાંત યુરોપીય ભાષાશાસ્ત્રીઓમા ભાષાના દાર્શનિક સિદ્ધાન્તોની પણ તાત્વિક વિચારણા ચાલી રહી છે, જે 'દાર્શનિક ભાષાવિજ્ઞાન' (Metr-linguistics)ના નામથી ઓળખાય છે

ભાષાવિજ્ઞાનના ઈતિહાસની આ અછડતી રૂપરેખા ઉપરથી જણાશે કે ભાષાવિજ્ઞાનના અધ્યયનમા જુદે જુદે સમયે ભાષાવિદોએ જુદી જુદી પદ્ધતિઓ અખત્યાર કરી છે.

ભાષાવિજ્ઞાનના આરભકાળમા ભાષાશાસ્ત્રીઓએ સસ્કૃત અને ગ્રીક વગેરે યુરોપીય પરિવારની ભાષાઓનુ તુલનાત્મક અધ્યયન કર્યું હતુ તુલનાત્મક ભાષાશાસ્ત્રના ઉદ્‌ગમથી જ ભાષાવિજ્ઞાનના શ્રીગણેશ મંડાયા એમ કહી શકાય

પછીના સમયમા તુલનાત્મક પદ્ધતિની સાથોસાથ જ ઐતિ-

હાસિક પદ્ધતિનો પણ ઉપયોગ થવા લાગ્યો. ઐતિહાસિક પદ્ધતિમાં એક ભાષાના પ્રાચીનતમથી છેક અદ્યતન સુધીનાં સર્વ સ્વરૂપોનું ઐતિહાસિક ક્રમે અધ્યયન કરવામાં આવે છે.

આજે ભાષાવિજ્ઞાનની વર્ણનાત્મક કે વિવરણાત્મક પદ્ધતિએ સવિશેષ આલોચના થઈ રહી છે. વર્તમાન કથ્ય ભાષાઓ કે બોલીઓ માટે, તેમજ જેમાં લિખિત સાહિત્ય મળતું નથી એવી ભાષાઓ માટે, આ પદ્ધતિ સવિશેષ ઉપયોગી છે.

ભારતમાં પ્રાચીન કાળમાં ભાષાવિજ્ઞાનમાં અપૂર્વ કોટિનું કામ થયું હતું એ આપણે આગળ જોઈ ગયા. વર્તમાન સમયના ભારતીય ભાષાશાસ્ત્રીઓમાં ડૉ. રામકૃષ્ણ ગોપાલ ભાંડારકરનું નામ અગ્રસ્થાને વિરાજે છે. એમણે પ્રાચીન ભારતીય પ્રણાલિકા જાળવીને એની સાથે અર્વાચીન યુરોપીય ભાષાવિજ્ઞાનના સિદ્ધાન્તોનો સમન્વય સાધતાં 'વિલ્સન ફાઈલોલોજિકલ લેક્ચર્સ' (ઈ. સ. ૧૮૭૭) આપ્યાં. એ સમયના ભાષાવિજ્ઞાનના ગ્રંથોમાં આ વ્યાખ્યાનો એક નવી જ ભાત પાડે છે. આપણા અગ્રણી ભાષાશાસ્ત્રી નરસિંહરાવ ઉપર એમની પ્રબળ અસર પડી છે.

આ સમયમાં કેટલાક વિદ્વાનોએ ભારતીય ભાષાઓનું અધ્યયન સમીચીન રીતે કર્યું. એમાં ટ્રમ્પ (Dr. Ernest Trumpp)નું સિંધી વ્યાકરણ, કૉલ્ડવેલનું દ્રાવિડી ભાષાઓનું અધ્યયન, અને બીમ્સ, ગ્રિયર્સન અને હાર્નલેનાં અર્વાચીન ભારતીય ભાષાઓનાં તુલનાત્મક અધ્યયનો પ્રધાન છે. ટર્નરની 'નેપાલી ડિક્શનેરી' અને બ્લૂક બ્લોખના 'મરાઠી ભાષા' અને 'ભારતીય આર્ય ભાષાઓ' એ અધ્યયનો ભાષાના તુલનાત્મક અને ઐતિહાસિક અધ્યયનના આદર્શ નમૂના રૂપ છે. વર્તમાન ભારતના ધુરંધર ભાષાવિદ્ ડૉ. સુનીતિકુમાર ચેટરજી રચિત '*The Origin and Development of the Bengali Language*' એ બંગાળી ભાષાનું અત્યંત પ્રમાણભૂત, અસાધારણ

મૂલ્યવત્તાવાળું અધ્યયન છે. એ ઉપરાંત વર્તમાન ભાષાશાસ્ત્રીઓમાં ડૉ. સિદ્ધેશ્વર વર્માએ દર્દી (Dardic) ભાષાઓનું, ડૉ. ટર્નરે ગુજરાતી ધ્વનિપ્રક્રિયાનું, ડૉ કત્રેએ કોંકણી ભાષાનું, ડૉ. ધીરેન્દ્ર વર્માએ વ્રજ ભાષાનું, ડૉ બાબુરામ સક્સેનાએ અવધી ભાષાનું, ડૉ. વિશ્વનાથ પ્રસાદે ભોજપુરી બોલીનું, અને ડૉ. બનારસીદાસ જૈને પંજાબી ભાષાનું સમ્યક્ અધ્યયન કર્યું છે. અર્વાચીન ભાષાઓનાં પ્રાચીન સ્વરૂપોના એવા જ પ્રમાણભૂત વ્યાખ્યાયોમાં ડૉ. એલ. પી. તેસ્સિતોરિનું 'પ્રાચીન પશ્ચિમ રાજસ્થાની', ડૉ. ટી. એન. દવેનું '*A Study of the Gujarati Language in the 16th Century*', આચાર્ય જિનવિજયજી મુનિનાં 'मंदेशरासक', 'उक्तिरत्नाकर' અને 'उक्तिव्यक्तिप्रकरण' આદિ પ્રાચીન કૃતિઓનાં સંપાદનો, અને ડૉ. પી. એલ. વૈદ્ય, ડૉ. એ. એન. ઉપાધ્યે, ડૉ. હીરાલાલ જૈન અને ડૉ. હરિવલ્લભ ભાયાણીનાં પ્રાકૃત–અપભ્રંશ કૃતિઓનાં ભાષાદૃષ્ટિએ અતિ મૂલ્યવાન સંપાદનો અગ્રસ્થાને આવે છે.

ગુજરાતી ભાષામાં વૈજ્ઞાનિક ભાષા–અધ્યયનનો આરંભ સદ્. નરસિંહરાવ દિવેટિયાએ પોતાના ગુરુ ડૉ. રામકૃષ્ણ ભાંડારકરની પ્રણાલિકાને અનુસરીને આપેલાં 'વિલ્સન ફાઇલોલોજિકલ લેક્ચર્સ' ('*Gujarati Language and Literature*' Vol I–II; ઈ. સ. ૧૯૧૫–૧૬) થી થાય છે. એમને પદ્ધતિ પરત્વે તેમજ વીગતોમાં કેટલેક અંગે સદ્. વ્રજલાલ કા. શાસ્ત્રીના ગ્રંથોમાંથી પ્રેરણા મળી હશે એમ લાગે છે. નરસિંહરાવનું પ્રધાન લક્ષ ગુજરાતી ભાષાનો ઉદ્‌ગમ તપાસવામાં અને ગુજરાતી ધ્વનિપ્રક્રિયાના ઉત્સર્ગો બાંધવા તરફ રહ્યું છે એમના બંને ગ્રંથોમાં રૂપપ્રક્રિયા કે અર્થવિજ્ઞાનનો માત્ર અછડતો સ્પર્શ જ થયો છે. સદ્. સાક્ષરવર્ય કેશવલાલ ધ્રુવે 'વાગ્‌વ્યાપાર'ના અતિ મૂલ્યવાન નિબન્ધમાં પ્રાચીન વૈયાકરણો અને મહાભાષ્યકારના પદ્ધતિએ ગુજરાતી ધ્વનિઓનું અવલોકન કર્યું છે. એથી વિશેષ પદ્ધતિસરનું ભાષા–અધ્યયન એમની પાસેથી મળ્યું

નથી, જો કે 'ભાલણની કાદંબરી' જેવાં એમનાં પ્રાચીન ગુજરાતી સંપાદનોમાં માર્મિક ભાષાચર્ચા એમણે સ્થળે સ્થળે કરી છે. આ બંને પૂર્વાચાર્યોની પદ્ધતિએ તૈયાર થયેલો સદ્. ચતુરભાઈ પુ. પટેલનો 'જૂની ગુજરાતી'. ઉપરનો સ્વાધ્યાય એક ઉપયોગી અધ્યયન છે. બહુધા આ જ પદ્ધતિનાં ભાષાઅધ્યયનો શ્રી કે. કા. શાસ્ત્રીએ એમના ભિન્ન ભિન્ન ગ્રંથોમાં, તેમજ ઠક્કર વ્યાખ્યાનોમાં, અને ડૉ. ભોગીલાલ સાંડેસરાએ એમનાં પ્રાચીન સંપાદનોમાં, 'શબ્દ અને અર્થ' વિષેનાં વ્યાખ્યાનોમાં, અને એમના લેખસંગ્રહોમાં આપ્યાં છે. પંડિત બેચરદાસનો 'ગુજરાતી ભાષાની ઉત્ક્રાન્તિ' એ માહિતીપૂર્ણ ગ્રંથ પણ આ જ પરંપરાને અનુસરે છે.

ભાષાવિજ્ઞાનની અદ્યતન પદ્ધતિને અનુસરીને તૈયાર થયેલાં અધ્યયનોમાં આગળ ઉલ્લેખેલો ડૉ. ટી. એન. દવેનો મહાનિબન્ધ તેમજ ગુજરાત રિસર્ચ સોસાયટીને ઉપક્રમે એમણે આરંભેલી ઉત્તર ગુજરાતના સીમાપ્રદેશોની બોલીઓની સમીક્ષા ધ્યાન ખેંચે છે. અર્વાચીન ધ્વનિવિજ્ઞાનના સિદ્ધાન્તો અનુસાર ડૉ. પ્રબોધ પંડિતે કરેલી ગુજરાતી વિવૃત સ્વરો અને મહાપ્રાણ તત્ત્વની સમીક્ષા વિચાર-પ્રેરક છે, તેમજ ડૉ. ટી. એન. દવેની પદ્ધતિએ એમણે કરેલો બીલી બોલીઓનો અભ્યાસ નોંધપાત્ર છે. ગુજરાતી ભાષાની રૂપપ્રક્રિયા અને શબ્દસિદ્ધિ પરત્વે ડૉ. હરિવલ્લભ ભાયાણીએ કરેલી કેટલીક વિચારણા અતિ મર્મગામી અને સિદ્ધાન્તપૂત છે. ગુજરાતનાં સ્થળ-નામોનો ઐતિહાસિક દૃષ્ટિએ પ્રમાણભૂત અભ્યાસ ડૉ. હસમુખ સાંકળિયાએ આપ્યો છે. 'ગુજરાતી સ્વરભારવ્યાપાર' ઉપર એક નોંધપાત્ર પ્રયત્ન ડૉ. ગોકળભાઈ ધ. પટેલે કર્યો છે, તેમ ડૉ. ભાનુપ્રસાદ ચોકસીએ 'ચરોતરી બોલીનું ભાષાવૈજ્ઞાનિક અધ્યયન' કર્યું છે. પ્રાચીન ગુજરાતી ભાષાનાં પ્રમાણભૂત સંપાદનાત્મક અધ્યયનો સદ્. સાક્ષરવર્ય કે. હ. ધ્રુવ, શ્રી મલ્લાભાઈ દેરાસરી, આચાર્ય શ્રી જિન-

વિજયજી મુનિ, શ્રી કે. કા. શાસ્ત્રી, ગો. ભોગીલાલ સાંડેસરા, પ્રો. કાન્તિલાલ વ્યાસ, વગેરે વિદ્વાનોએ આપ્યાં છે.

આ રીતે ભાષાવિજ્ઞાનનાં ભિન્ન ભિન્ન ક્ષેત્રોમાં ગુજરાતે પગલાં માંડ્યાં છે; પરંતુ પ્રશિષ્ટ (classic) અધ્યયનોની કોટિમાં બેસે એવી કૃતિઓ હજી રચાવાની બાકી જ છે. તેમ બોલીઓનું વિજ્ઞાન, લિપિશાસ્ત્ર (ગ્રેફેમિક્સ), અર્થવિજ્ઞાન (સેમેન્ટિક્સ) વગેરે ક્ષેત્રો પણ હજી વણખેડાયેલાં જ રહ્યાં છે.

## પ્રકરણ ત્રીજું

### ભાષાનો ઉદ્‌ગમ

"The problem of the origin of language is outside the jurisdiction of the linguist. The problem is, in reality, bound up with that of the origin of man and of society, and it belongs to primitive human history. Language has evolved just in so far as the human brain has developed and society has been organized. It is impossible to say in what form human speech first took shape, but we can endeavour to determine the conditions which made speech possible. They are at once psychological and social."

—J. Vendryes, *Language*

ભાષાની ઉત્પત્તિ કેવી રીતે થઈ એ ભાષાવિજ્ઞાનની એક વિકટ સમસ્યા છે. આજનો મનુષ્ય એનાં માતાપિતા પાસેથી ભાષા શીખ્યો; એ એમનાં માબાપ પાસેથી શીખ્યાં હશે. પરંતુ આદિમ મનુષ્યે કોની પાસેથી ભાષા ગ્રહણ કરી હશે?

ભાષાશાસ્ત્રીઓએ ભાષાની ઉત્પત્તિ સંબંધે જાતજાતની અનેક કલ્પનાઓ કરી છે અને સિદ્ધાન્તો બાંધ્યા છે. એ સિદ્ધાન્તોની ક્રમશઃ સમીક્ષા કરીએ.

### (૧) ભાષા ઈશ્વરદત્ત છે.

જગતના કેટલાક ધર્મગ્રંથો અનુસાર જગતમાં મનુષ્યની ઉત્પત્તિની સાથોસાથ જ એકાએક દૈવી શક્તિ વડે એક સંપૂર્ણ સ્વરૂપવાળી ભાષા ઉત્પન્ન થઈ. જેમ માનવ સહજ રીતે શ્વાસોચ્છ્વાસ લેતો થયો તેજ

પ્રકારે દૈવી શક્તિની પ્રેરણાથી તે ઇચ્છા વિના, સહજ રીતે, બોલતો થયો.[૧]

હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે તો ગીર્વાણગિરા સંસ્કૃત એ જ આદિ ભાષા છે, જેનું પરમેશ્વરે સૃષ્ટિને આરંભે ઋષિઓને જ્ઞાન આપ્યું હતું. એમાંથી કાળક્રમે અન્ય ભાષા–વિભાષાઓ ઉત્પન્ન થઈ.

રોમન કૅથલિક મતાનુસારી ખ્રિસ્તીઓ કહે છે કે યહૂદીઓની પ્રાચીન ભાષા હિબ્રૂ, જેમાં બાઈબલનો જૂનો કરાર '*Old Testament*' લખાયેલો છે, એ જ માનવની આદિમ ભાષા હતી. એ માનવસર્જિત નહીં પરંતુ ઈશ્વરદત્ત વાણી હતી.[૨]

બૌદ્ધો પાલી ભાષાને અને જૈનો આગમોની આર્ષ પ્રાકૃત કે અર્ધમાગધીને માનવની મૂલભાષા ગણાવે છે.[૩]

પ્રાચીન ગ્રીક દાર્શનિકોમાંથી કેટલાક ભાષા ઈશ્વરદત્ત છે એમ માનતા હતા, ત્યારે સૉક્રેટીસ જેવા અન્ય પ્રસિદ્ધ દાર્શનિકો એ મતથી વિરુદ્ધ હતો.[૪]

આ મતની અશાસ્ત્રીયતા સ્પષ્ટ છે.

---

૧ સરખાવો Goetheનું નીચેનું કથન : "When man was first created as man by God, language was implanted in him just as was an upright gait. Just as he had to observe that he could walk and grasp, he had also to learn that he could sing with his throat and modify these tones in various ways with his tongue, gums and lips. If man was of divine origin, language was too."—G. Révész, *The Origins and Prehistory of Language*, 1956, p. 79.

૨. જુઓ : મંગળદેવશાસ્ત્રી, भाषाविज्ञान, પૃ. ૧૯૬.

૩. જુઓ : બાબૂરામ સક્સેના, सामान्य भाषाविज्ञान, પૃ. ૧૫.

૪ સરખાવો : "Plato lets Cratylus contend that the original names had been attached to the things by

## (૨) ભાષાનું સર્વસંમતિથી, વિચારપૂર્વક સર્જન

ભાષાના ઉદ્‌ગમ સંબંધે એક મત એવો છે કે પ્રાચીન-પ્રાગૈતિહાસિક – કાળમાં પહેલાં તો મનુષ્ય સંકેતો વગેરેથી પોતાના મનોભાવ પ્રગટ કરતો. પરંતુ એથી જ્યારે એનું કામ નભ્યું નહીં ત્યારે તે સ્થળના સમસ્ત માનવ સમુદાયે એકત્ર થઈને નક્કી કર્યું કે આ પદાર્થને આ નામ આપવું, અન્ય પદાર્થને અન્ય નામ આપવું. આમ પરસ્પરની સંમતિથી સમસ્ત સમુદાયે પોતાના ઉપયોગ માટે ભાષા ઘડી કાઢી. આ મત ગ્રીક દાર્શનિકોના જેટલો પ્રાચીન છે.[૫]

આ મત પણ ઉપરના મત જેવો જ અશાસ્ત્રીય છે. પ્રથમ તો, જ્યારે માત્ર સંકેતોથી જ કામ નભતું હતું ત્યારે એ આદિમ માનવ સમાજ છેવટની સમજૂતી ઉપર આવતાં પહેલાં વાટાઘાટો કેવી રીતે કરી શક્યો, તેમ અંતિમ નિર્ણય શી રીતે પ્રગટ કરી શક્યો? પ્રત્યેક પદાર્થ વિષે વિચાર કરતાં કે બોલતાં મનમાં એની એક માનસપ્રતિમા ( mental image ) ખડી થાય છે. તો જ્યાં સુધી વસ્તુનાં નામો નક્કી થયાં નથી ત્યાં સુધી એ વિષે મનમાં વિચારો કેવી રીતે ઉદ્‌ભવી શકે? અને જો ભાષા વિના મનુષ્યમાં વિચાર કરવાની શક્તિ પ્રગટી હોય તો પછી એને ભાષાની જરૂર જ ક્યાં રહી?

---

some divine power; but Socrates refutes this supposition. "—Alf Sommerfelt, *'The Origin of Language—Theories and Hypotheses'*, *Journal of the World History*, Vol I, No 4; April 1954, p. 886.

વળી સરખાવો : Bloomfield, *Language*, p. 4.

૫ સરખાવો : "Some (Greek philosophers) held that language had come about by arbitrary determination whereas others thought it had risen naturally."

—Alf Sommerfelt, *op. cit.*, p. 886.

**માનવની સ્વાભાવિક આંતરપ્રેરણા દ્વારા ભાષાની ઉત્પત્તિ**

પ્રસિદ્ધ જર્મન સંસ્કૃતજ્ઞ મૅક્સમ્યુલરે એમનાં '*Lectures on the Science of Language*' (ઇ. સ. ૧૮૬૧) ની પ્રથમ શ્રેણીમાં ભાષાના ઉદ્ગમના પ્રશ્નની વિચારણા કરી છે. મૅક્સમ્યુલર ભાષાની બાબતમાં ડાર્વિનના ઉત્ક્રાન્તિવાદને સ્વીકારતા નથી. એ માને છે કે ભાષા પૂરતો પ્રાણી અને મનુષ્ય વચ્ચે મોટો ભેદ રહેલો છે. માણસમાં અમૂર્ત વિચારણા કરવાની શક્તિ છે, જે પ્રાણીમાં નથી.

મૅક્સમ્યુલર એમ માને છે કે જગતના જુદા જુદા ભાષા પરિવારોમાં મળીને શબ્દનાં મૂળ રૂપો (roots) ચારસોથી પાંચસો જેટલાં થાય છે. એ ધ્વનિઓ માનવી પ્રકૃતિમાં રહેલી એ પ્રકારની લાક્ષણિક નૈસર્ગિક શક્તિથી ઉત્પન્ન થાય છે. એ નથી ઉદ્ગારધ્વનિઓ કે નથી અનુકરણધ્વનિઓ. સમસ્ત પ્રકૃતિમાં પ્રત્યેક વસ્તુને ટકોરા વાગતાં એમાંથી ધ્વનિ ઉત્પન્ન થાય છે. એમ માનવના મન ઉપર આઘાત થતાં એના મુખમાંથી ધ્વનિઓ નીકળી પડે છે. માણસ પોતાના મનના અમૂર્ત વિચારોને વાણીમાં વ્યક્ત કરવાની શક્તિ ધરાવતો હતો. આ શક્તિ એનામાં સહજોદ્ભૂત (instinctive) હતી. પછી ધીમે ધીમે, એ શક્તિની જરૂર ન રહેતાં, એ ઘસાઈ ગઈ. મૅક્સમ્યુલરના આ સિદ્ધાંતની પાછળ અયોગાત્મક (isolating) ભાષાસ્વરૂપ એ જ સૌથી પ્રાચીન ભાષાસ્વરૂપ છે એ માન્યતા રહેલી છે.[૬]

આ દિવ્ય સહજોપલબ્ધિવાદનો અઢારમા સૈકામાં પુષ્કળ પ્રચાર હતો. સ્ટાઇન્થાલ (Steinthal)[૭], હુમ્બોલ્ટ (Humboldt), મૅક્સમ્યુલર, વુન્ટ (Wundt) વગેરે એના મુખ્ય પુરસ્કર્તાઓ હતા.

૬ જુઓ : Alf Sommerfelt, *op. cit.*, p. 891.

૭ સરખાવો સ્ટાઇન્થાલનું નીચેનું કથન: "Speech is a spiritual organ. The origin of speech must therefore be sought in the origin of the spirit from nature, that is from the lower activities of the soul."

—A. Sommerfelt, *op. cit.*, p. 890.

વુન્ટ ભાષા ઉપરના એના મહાન ગ્રંથમાં ભાષાની ઉત્પત્તિના પ્રશ્નની આવી રીતે વિચારણા કરી છે. વુન્ટ કહે છે કે ભાષાના ઉદ્‌ગમનો પ્રશ્ન ઉકેલવાને માટે માનવ સંવેદના (consciousness) ના વિકાસના સંદર્ભમાં હાલની ભાષાઓના વિકાસનો અભ્યાસ કરવો આવશ્યક છે. જેમ જેમ માનવ સંવેદના વિકાસ પામતી ગઈ તેમ તેમ એની અભિવ્યક્તિના સ્વરૂપમાં—સંકેતો અને ભાષામાં—વિકાસ થતો ગયો. ભાષા એ વિચારનું મહત્ત્વનું અંગ છે—વિચારના વિકાસની સાથે જ એનો વિકાસ સંભવે છે. માનવની વિશિષ્ટ સંવેદનાની અભિવ્યક્તિએ ભાષાધ્વનિઓનું સ્વરૂપ શી રીતે લીધું, અને એ ધ્વનિઓ વિચારના પ્રતીક કેવી રીતે બન્યા, એ પ્રશ્ન તો રહે જ છે.

ભાષા આરંભમાં ઈશારાઓ (gestures) સાથે સંકલિત હોવી જોઈએ. પછી એ ક્રમે ક્રમે ઈશારાઓથી અળગી પડી ગઈ. ભાષાના ધ્વનિઓ પરિસ્થિતિની શારીરિક પ્રતિક્રિયા (reflex) સમા યાન્ત્રિક નથી; પરંતુ માનસિક અને શારીરિક ક્રિયાઓ દ્વારા સ્વૈચ્છિક (વિચારાદિકની) અભિવ્યક્તિરૂપના છે.[૮]

વુન્ટની આ ચર્ચા મનુષ્યે પોતાના ભાષાસાધનને કેવી રીતે વિકસાવ્યું એટલું જ માત્ર સમજાવવા મથે છે; ભાષાના ઉદ્‌ગમનાં કારણો દર્શાવવા એ સમર્થ નથી.

મૅક્સમ્યુલરના મતની અશાસ્ત્રીયતા પણ સ્પષ્ટ છે. મૅક્સમ્યુલર જણાવે છે તેમ ભાષા મનુષ્યની વૈયક્તિક સિદ્ધિ નથી, પરંતુ માનવનો એક સામાજિક ગુણ કે લક્ષણ છે. સમાજના વ્યવહારને કારણે અને સમાજની સંમતિને પરિણામે જ ભાષા ઉદ્‌ભવી છે.

(મૅક્સમ્યુલરના સિદ્ધાંત અનુસાર ભાષા એક વૈયક્તિક સિદ્ધિ હોત અને માનવને સહજ રીતે પ્રાપ્ય હોત તો નિર્જનમાં ઊછરેલું એકાકી બાળક કોઈ વિશિષ્ટ ભાષા બોલી શકવા સમર્થ બન્યું હોત.) પરંતુ વસ્તુતઃ, ઇતિહાસમાં નોંધાયેલા આ પ્રકારના પ્રયોગોમાં એમ બન્યું નથી.

૮ A. Sommerfelt, *Ibid.*, p. 892-93.

પ્રથમ બોલતાં શીખવાનો આરંભ કરતા માનવશિશુના મુખમાંથી કયી ભાષા નીકળે છે એ જાણવાનું બે સમ્રાટોના પ્રયોગો ઇતિહાસમાં નોંધાયા છે. પ્રસિદ્ધ ગ્રીક ઇતિહાસકાર હેરોડોટસે (Herodotus) (ઇ. સ. પૂર્વે પાંચમી સદી) નોંધ્યું છે કે ફ્રિજિયન અને મિસરી (ઇજિપ્શ્યન) પ્રજામાંથી કયી વધારે પ્રાચીન છે એ જાણવાને મિસરના સમ્રાટ સેમેટિકસે (Psammetichus) બે તરતનાં જન્મેલાં શિશુઓને માનવ સંપર્કથી સદંતર દૂર એકલાં રાખ્યાં. જ્યારે એમણે બોલવાનો આરંભ કર્યો ત્યારે એમના મુખમાંથી 'બેકોસ' (bekos) એટલો શબ્દ માત્ર નીકળ્યો. એ ફ્રિજિયન ભાષાનો શબ્દ હતો, જેનો અર્થ થાય છે 'રોટી' કે 'ભાખરી'. એ ઉપરથી સેમેટિકસે અનુમાન કર્યું કે ફ્રિજિયન વધારે પ્રાચીન ભાષા છે. પરંતુ, સંભવ છે કે, બાળકોએ એ શબ્દ પોતાના ફ્રિજિયન પહેરેગીર પાસેથી સાંભળ્યો હોય.[૯] તેથી, તત્ત્વતઃ, આ પ્રયોગનું વૈજ્ઞાનિક મૂલ્ય શંકાસ્પદ ઠરે છે; વિશેષ તો એ કારણે કે આ પ્રકારનો એક પ્રયોગ અકબર બાદશાહે ન્હાનાં શિશુઓ ઉપર કર્યો હતો જેમાં એ બાળકો મોટાં થતાં તદ્દન મૂંગાં નીકળ્યાં હતાં.[૧૦]

આ ઉપરથી સ્પષ્ટ પ્રતીત થાય છે કે બાળકોને જન્મથી ભાષા સિદ્ધ હોતી નથી; પોતાની આસપાસના વાતાવરણમાંથી જ એ ભાષા શીખે છે.

**માનવ શરીરરચનાના વિશિષ્ટ વિકાસને કારણે ભાષાની ઉત્પત્તિ**

હેર્ડર અને સ્ટાઇન્થાલે ભાષાની ઉત્પત્તિમાં માનવની ટટ્ટાર, સ્થિતિ (erect posture) અને શ્વાસોચ્છ્વાસની ક્રિયા ઉપરના કાબૂએ કેટલો મહત્ત્વનો ભાગ ભજવ્યો હશે એ બતાવ્યું છે. એ જ રીતે કેટલાક વૈજ્ઞાનિકો શરીરવિજ્ઞાનના સૂક્ષ્મ અભ્યાસ દ્વારા માનવના મગજના વિકાસને તેમજ તેના મુખના વિકાસને ભાષાની ઉત્પત્તિમાં

૯ જુઓ : Vendryes, *op. cit.*, p. 9.

૧૦ જુઓ : બાબૂરામ સક્સેના, सामान्य भाषाविज्ञान, पृ. १५



કારણભૂત માને છે. ઉદાહરણ તરીકે, બ્રોકાએ ( Broca ) ઇ. સ. ૧૮૬૧ માં બતાવ્યું હતું કે મગજના ડાબા અર્ધગોળ ( hemisphere ) ના આગળના ( frontal ) ત્રીજા મંડળ ( third convolution )ને ઈજા થતાં વાગ્ભ્રંશ ( Aphasia ) થાય છે.[૧૧] એ ઉપરથી મગજના આ કેન્દ્ર ( Broca's centre )ને કેટલાક વૈજ્ઞાનિકોએ [૧૨] વાક્પ્રવૃત્તિનું કેન્દ્ર માન્યું હતું.

પરંતુ બ્લુમફીલ્ડે બતાવ્યું છે તેમ ભાષા એ બહુ સંકુલ પ્રવૃત્તિ છે, જે શરીરનાં અનેક અંગો ઉપર અવલંબેલી છે. એથી કેવળ મગજના એક વિશિષ્ટ મંડળને જ વાણીનું કેન્દ્ર ગણવું યુક્ત નથી.[૧૩] વળી આ સિદ્ધાન્તોથી માનવ ધ્વનિઓનો શારીરિક આધાર (basis) માત્ર સમજાય છે, અને ધ્વનિઓના વિકાસની પ્રક્રિયાનો ખ્યાલ આવે છે; પરંતુ ભાષાની ઉત્પત્તિનું કારણ એથી સમજાતું નથી.

### પ્રાકૃતિકધ્વનિ અને પ્રાણીધ્વનિના અનુકરણ દ્વારા (3) (F) ભાષાની ઉત્પત્તિ

કેટલાક ભાષાશાસ્ત્રીઓ જણાવે છે કે આદિ માનવ પશુપક્ષીઓના તથા પ્રકૃતિનાં અન્ય અંગોના ધ્વનિઓનું અનુકરણ કરીને બોલતાં શીખ્યો. ઉદાહરણ તરીકે, એણે કૂતરાનું 'બાઉવાઉ' ભસવું સાંભળીને એ 'બાઉવાઉ' ધ્વનિને કૂતરો તેમજ ભસવાની ક્રિયા બંનેની સંજ્ઞા તરીકે વાપર્યો હશે; અથવા કોયલનો કુહૂરવ સાંભળીને એનું નામ cuckoo (કે સં. कोकिल ) પાડ્યું હશે; કે સરિતાનો ખળખળ નાદ સાંભળીને नदी કહી હશે. સં. मयूर, वाक, सिंह ( સરખાવો : પૂર્વ આફ્રિકાની ભાષાઓમાં 'સિંબા' ), અં. crow, cock, વગેરે પશુપક્ષીઓનાં નામો, કે સં. टङ्कार, रणत्कार, झङ्कार,

---

૧૧ જુઓ : Bloomfield, *Language*, p. 36.

૧૨ જેમકે : B. Naunyn વગેરે વૈજ્ઞાનિકો. જુઓ A. Sommerelt, *op. cit.*, p. 895.

૧૩ જુઓ : Bloomfield, *Ibid*, p. 37.

અં. babbling, cooing, ગુજ. ખડખડાટ, બડબડાટ જેવાં ધ્વનિસૂચક નામોનું મૂળ આ પ્રકારના પ્રાકૃતિક રવાનુકરણમાં હશે એમ લાગે છે. આદિમ ભાષામાં આ પ્રકારે ઠીક ઠીક પ્રમાણમાં શબ્દભંડોળ તૈયાર થયો હશે. આ મતને શબ્દાનુકરણધ્વનિનો સિદ્ધાંત (theory of onomatopoeia) કહે છે. આ મત પ્રત્યે સૌથી ઉત્કટ રીતે ધ્યાન ખેંચનાર હેર્ડર (Herder) (ઈ. સ. ૧૭૭૨) હતો. મેક્સમ્યુલર જેવા ભાષાશાસ્ત્રીઓ આ મતને અવહેલનામાં 'બાઉ-વાઉ મત' કહે છે.

ડાર્વિને પણ પ્રાણીઓના રવ અને પ્રાકૃતિક પદાર્થોના ધ્વનિના અનુકરણને ભાષાના ઉદ્‌ગમમાં એક મહત્ત્વનું કારણ લેખ્યું હતું.[૧૪] વ્હિટનેએ (Whitney) એના '*Life and Growth of Language*' (ઈ. સ. ૧૮૭૫) એ ગ્રંથમાં ભાષાની ઉત્પત્તિ સંબંધે ચર્ચા કરતાં અનુકરણવાદનો પુરસ્કાર કર્યો છે. વ્હિટને કહે છે કે પ્રાણીઓના ધ્વનિ સાહજિક હોય છે. એ પ્રકારના ધ્વનિઓમાંથી માનવભાષા ઉત્પન્ન થઈ. એમાં પ્રેરક કારણ અન્ય પાસે પોતાના વિચારની અભિવ્યક્તિ કરવાની ઇચ્છા હતી.

રેનાં (Renan) કહે છે કે જેમ માણસ પ્રાણીઓનું અનુકરણ કરી શકે છે તેમ પોતાના સાથીઓનું પણ અનુકરણ કરી શકે છે. પ્રાણીધ્વનિ અને માનવ ભાષાના ધ્વનિઓમાં મૂલગત ફરક છે: પ્રાણીઓના ધ્વનિઓની પાછળ કશો વિશિષ્ટ અર્થ રહેલો નથી—એ માત્ર એમના સાહજિક ઉદ્‌ગારો જ છે; ત્યારે માનવના એ જ ધ્વનિઓની પાછળ વિશિષ્ટ હેતુ—એ પ્રાણીનું કે એના કાર્યનું અભિધાન

૧૪ સરખાવો : "Darwin thinks language must have developed out of imitation by men of natural sounds, sounds produced by other animals and the instinctive sounds of man himself, with modifications supported by signs and gestures."—A. Sommerfelt, *Ibid*, p. 888.

કરવાનો — રહેલો છે. અર્થાત્, માનવના ધ્વનિઓમાં અર્થવત્તા છે, જે પ્રાણીઓના ધ્વનિઓમાં ક્યારેય નહોતી.[15] આમ, રેનૅની માન્યતા અનુસાર ભાષા સામાન્ય રીતે અનુરણનાત્મક અનુકરણથી બનેલી છે. એ આદિમ ભાષામાં એક શ્રુતિવાળા શબ્દો સવિશેષ હતા.[16]

ડૉ. આલૅં એચ. કેસ્લ દ મૉન્તિન્યીએ (Dr. Alan H. Keslo de Montigny) *'How Did Language Originate'* એ લેખમાં પ્રતિપાદિત કર્યું છે કે ભાષાની ઉત્પત્તિ પ્રાણીધ્વનિઓ અને અનુરણનાત્મક શબ્દોમાંથી છે, જેમાંથી કેટલાંક આદિમ શબ્દમૂળ (roots) ઉદ્ભવ્યાં છે. એમાં પ્રાણીધ્વનિ કરતાં અનુરણનાત્મક રૂપોનું પ્રમાણ ઘણું વધારે છે. પછી જુદા જુદા માનવ સમૂહો પરસ્પર સંપર્કમાં આવતાં તે તે શબ્દોના સમાનાર્થ શબ્દો ઇતર સમૂહોએ અપનાવ્યા. એમાંથી આદિ માનવભાષાના ભાષાકુળનો વિકાસ થયો.[17]

કેટલાક ભાષાશાસ્ત્રી—ઉ.ત. લાત્સારુસ ગાઇગર, ગુસ્ટાફ યાગર, ફ્રીડ્રીશ મ્યુલર, એલેક્ઝાન્ડર યોહાનસન, વગેરે—ભાષાના ઉદ્ગમ માટે શબ્દાનુકરણ ઉપરાંત ભાવોદ્ગાર આદિ કારણોને પણ જવાબદાર ગણે છે. એથી એમના સિદ્ધાંતોની ચર્ચા નીચે આપેલા ભાવોદ્ગારમૂલક સિદ્ધાન્તની સમીક્ષા પછી કરીશું.

આ મતનો કેટલાક ભાષાવૈજ્ઞાનિકોએ વિરોધ કર્યો છે. મૅક્સમ્યુલર કહે છે કે અનુરણધ્વનિનો સિદ્ધાંત અતિ સંકુચિત છે;

---

૧૫ જુઓ : Jesperson, *Language* (1934), p. 414.

૧૬ સરખાવો: "Renan's idea, which he shared with the linguists of his time that the oldest form of language must have been monosyllabic and non-flexional is explained by the theory, current at his time, that language always passed through the isolating, agglutinative and flexional stages."
—Alf Sommerfelt, *Ibid*, p. 887.

૧૭ A. Sommerfelt, *Ibid*, p. 897.

અનુકરણાત્મક શબ્દો (cuckoo અને cock જેવા) કૃત્રિમ ફૂલોની માફક મૂળરહિત હોઇ જે એક પદાર્થનું અનુકરણ કરે છે તે સિવાય અન્ય કાંઈ પણ વ્યક્ત કરવાને અસમર્થ છે. યેસ્પર્સનને[18] મૅક્સ-મ્યુલરની ટીકાને વધારે પડતી ઉગ્ર ગણે છે. એ બતાવે છે કે cuckoo અને cock એ અનુકરણાત્મક શબ્દોમાંથી cuckold અને coquet, coquetry જેવા કેટલાયે નવા શબ્દો બને છે. યેસ્પર્સનના મત મત પ્રમાણે પણ અનુકરણધ્વનિનો સિદ્ધાંત ભાષાના એક વિભાગની ઉત્પત્તિનું કારણ આપી શકે પણ સમગ્ર ભાષાનો ઉદ્‌ગમ સમજાવી શકે તેમ નથી.[19] સંસ્કૃત કે ગ્રીક અને લેટિન જેવી પ્રાચીન સુવિકસિત ભાષાઓમાં પશુપક્ષીઓ કે અન્ય પદાર્થોના ધ્વનિના અનુકરણરૂપે બનેલા શબ્દો બહુ થોડા છે. એટલું જ નહીં પણ જગતની આદિમ અવસ્થામાં રહેલી અસંસ્કૃત જાતિઓની ભાષામાં પણ અનુકરણાત્મક અને અનુરણનાત્મક શબ્દોનું પ્રમાણ બહુ જ થોડું છે.[20]

## ભાવાવેશ સમયના ઉદ્‌ગારોમાંથી ભાષાની ઉત્પત્તિ

અન્ય ભાષાવૈજ્ઞાનિકો તીવ્ર લાગણીઓને પરિણામે સહજ જ થઇ જતા ભાવોદ્‌ગારોને ભાષાનું મૂળ માને છે. સમગ્ર સૃષ્ટિમાં મનના ભાવો અને આવેશોને સમયે વિશિષ્ટ ધ્વનિઓ નીકળે છે. પંખીઓ આનંદોલ્લાસ, ભય, રોષ આદિ આવેશોને સમયે કે ભૂખને પ્રસંગે કેવો કલરવ કરી મૂકે છે તે જાણીતું છે. એ જ રીતે ગાયભેંશનું ભિન્ન ભિન્ન પ્રસંગે વિશિષ્ટ રીતે ભાંભરવું, કૂતરાનું ભસવું અને રડવું, બિલાડીનું ઘુરકવું કે 'મ્યાઁઉ' કરવું સુવિદિત છે. એ જ રીતે આદિમ મનુષ્ય ભિન્ન ભિન્ન ભાવો કે આવેશોને પ્રસંગે ભિન્ન ભિન્ન ધ્વનિઓ કાઢતો[21]. આવા ધ્વનિઓ ખેલવતાં, વિસ્તારતાં, સ્વરના આરોહઅવરોહ સાથે

---

૧૮ *Language*, p. 414.

૧૯ ઉ. ત. અંગ્રેજી 'grunt' અનુકરણાત્મક હોઇ શકે; 'grant' નહીં.

૨૦ જુઓ : સક્સેના, सामान्य भाषाविज्ञान, પૃ. ૧૭.

૨૧ એજન, પૃ. ૧૮.

બોલતાં ધ્વનિઓના અભિધાનનું ક્ષેત્ર વિસ્તરતું ગયું.[૨૨] ડાર્વિને એના '*Expression of Emotions in Men and Animals*' એ ગ્રંથમાં ભિન્ન ભિન્ન લાગણીઓને કારણે મુખસ્થિતિમાં કેવી રીતે ફેરફાર થાય છે અને એ વિવિધ મુખભંગિઓને પરિણામે કેવી રીતે આપોઆપ ઉદ્ગારવાચક ધ્વનિઓ (નિર્વેદ કે તિરસ્કારથી pooh, fie ઇ૰ અને આશ્ચર્યથી oh વગેરે)[૨૩] નીકળે છે એ દર્શાવવા પ્રયાસ કર્યો છે. ધીરે ધીરે મનુષ્યમાં ભાવો કે આવેશોની સ્થિતિ ન હોય ત્યારે પણ એવા ધ્વનિઓ કાઢવાની શક્તિ આવી ગઈ. આમાંથી ભાષાનો ઉદ્ભવ થયો. આ મતને ભાવોદ્ગારમૂલક સિદ્ધાંત (Interjectional theory) કહે છે. કેટલાક એના 'pooh' એ નિર્વેદસૂચક ધ્વનિને અનુલક્ષીને આ સિદ્ધાંતને તિરસ્કારમાં 'pooh pooh theory' એવું આડનામ આપે છે.

આ સિદ્ધાંતમાં યેસ્પર્સને[૨૪] કેટલીક મહત્ત્વની ખામીઓ દર્શાવી છે. કેવળપ્રયોગી ઉદ્ગારો એ અકસ્માત્ થતાં સંવેદનો અને લાગણીઓને સહજ જ ત્વરિતપણે વ્યક્ત કરતા ધ્વનિઓ છે; એ ભાષાનું મુખ્ય અંગ નથી. વાક્યની અંદર એ આવતા નથી; એમનો સ્વતંત્ર છૂટો ઉપયોગ થાય છે. આમ ભાષાના સમગ્ર સ્વરૂપમાં એમનું સ્થાન અટૂલું (isolated) અને ગૌણ છે. ઉપરાંત કોઈપણ ભાષામાં આવા વિસ્મયબોધક ધ્વનિઓની સંખ્યા અતિ પરિમિત હોય છે. વળી આ ધ્વનિઓ પણ એવા સમૃદ્ધ નથી કે જેમાંથી વિકસિત ભાષાની વર્ણમાલા નીકળવાની કલ્પના કરી શકાય. ઘણાંખરાં ઉદ્ગારવાચક અવ્યયોમાં આવતા ધ્વનિઓ ભાષામાં અન્યત્ર ક્યાંયે વપરાયેલા જણાતા નથી.

૨૨ જુઓ: મંગળદેવ શાસ્ત્રી, ભાષાવિજ્ઞાન, પૃ. ૧૯૫.

૨૩ વર્તમાન ભારતીય આર્યભાષાઓમાં છિ: છિ:, છટ્, હટ્, ઓ, વગેરે ઉદ્ગારો પણ આ પ્રકારના જ છે.

૨૪ *Language*, p. 415.

આહ્વાન કે સંવનનધ્વનિરૂપે વિકસે છે. એ જ પ્રમાણે એ ચેતવણીના ધ્વનિ (warning cry) નું રૂપ પણ ધારણ કરે છે, જે પોતાની જાતિનાં તેમજ ઈતર જાતિનાં પ્રાણીઓ સમજી શકે છે. આમ પ્રાણી-ધ્વનિઓનું સ્વરૂપ એક રીતે માનવ સંગીતના જેવું, તો બીજી રીતે. માનવ ઉદ્‌ગારધ્વનિઓ જેવું છે.

આદિ માનવ જેમ સમૂહો બાંધીને રહેતો થયો તેમ તેને ભાષાની જરૂર સવિશેષ પડવા લાગી. એમાંથી ધ્વન્યાત્મક ભાષાનો ઉદ્‌ભવ થયો.[૨૮]

ફ્રીડ્રીશ મ્યુલરે (Friedrich Müller) (ઈ.સ. ૧૮૭૬–૧૮૮૭) એક એવા યુગની કલ્પના કરી છે કે જેમાં માનવજાતિઓ વસતી હતી, પરંતુ કોઈ પ્રજાઓ હજી બંધાઈ નહોતી. એ અવસ્થામાં માણસ પાસે આજના રૂપની ભાષા નહોતી. એની પ્રથમ વાણી પ્રાણીઓના ધ્વનિઓની માફક લાગણીના ઉદ્‌ગારરૂપની જ માત્ર હતી. પછી માનવ જાતિઓ પૃથ્વીના પટ ઉપર વિસ્તરી અને જુદે જુદે સ્થળે ભિન્ન ભિન્ન જાતિઓ સાથે આવીને એમાંથી પ્રજાનું ઘડતર થયું. તે સમયે સાચી માનવ ભાષાની ઉત્પત્તિ થઈ.[૨૯]

આઇસલૅન્ડના પ્રોફેસર એલેક્ઝાન્ડર યોહોનસને (Alexander Jóhonnesson) ભાષાની ઉત્પત્તિ વિષે *'Origin of Language'* (ઈ. સ. ૧૯૪૯) એ નામનું એક ન્હાનું પુસ્તક લખ્યું છે. એમાં એણે ભાષાનો ઉદ્‌ગમ ત્રણ મૂળ (sources) માંથી કલ્પ્યો છે: (૧) આનંદ, દુઃખ, રોષ ઈ૦ લાગણીના સ્વાભાવિક આવિષ્કારના ધ્વનિઓ; (૨) પંખીઓનાં ગાન, પવનના સુસવાટ, સમુદ્રની ગર્જના, ઈ૦ પ્રકૃતિના ધ્વનિઓનું અનુકરણ; (૩) હાથના હલનચલન સાથે સંગત—જાણે એમની ગતિનું ધ્વન્યાત્મક અનુકરણ હોય એવા—મૌખિક ધ્વનિઓ (sounds produced by speech organs).

---

૨૮ *Ibid*, p. 889.

૨૯ *Ibid*, p. 891.

આ છેલ્લા પ્રતિપાદનમાં એણે સર રિચર્ડ પેજેટના શારીરિક સંકેતો (gestures) અને મૌખિક ધ્વનિઓ વચ્ચેના આંતર સંબંધના સિદ્ધાન્તનો આધાર લીધો છે. એમને મતે આદિ માનવ અનેક રીતના અભિનય વડે પોતાના મનોગતની અભિવ્યક્તિ કરતો; એ અભિનયની સાથે સાથે અનુરૂપ મૌખિક ધ્વનિઓ પણ સહજ રીતે નીકળતા. ધીરે ધીરે શ્રોત્રગ્રાહ્ય ધ્વનિઓ વક્તવ્ય પ્રગટ કરવા માટે વધારે અનુકૂળ પડવા લાગ્યા, તેથી તેની સાથેના શારીરિક સંકેતોનો ઉપયોગ બંધ પડ્યો.

યોહોનસને પછી આ સિદ્ધાન્ત અનુસાર ભારત-યુરોપીય અને હિબ્રૂ ભાષાનાં કેટલાંક રૂપોની ઉત્પત્તિ સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો છે.[૩૦]

## સંકેત કે ચેષ્ટાઓમાંથી ધ્વન્યાત્મક ભાષાનો ઉદ્ભવ

કેટલાક ભાષાવૈજ્ઞાનિકો સંકેતો કે ચેષ્ટાઓ (gestures)માંથી ધ્વન્યાત્મક ભાષા ઉત્ક્રાન્ત થઈ એમ માને છે.

હેર્મન પાઉલે (Hermann Paul) પોતાના ભાષાતત્ત્વ વિષેના શકવર્તી ગ્રંથમાં ભાષાના ઉદ્દ્ગમ સંબંધે નીચે પ્રમાણે વિચારણા કરી છે.

જ્યારે ધ્વનિની સાથે અર્થનું સંકલન થાય છે ત્યારે ભાષા નિર્માણ થાય છે. પહેલી ધ્વન્યાત્મક ભાષાનો વિકાસ સંકેતભાષાની સાથોસાથ જ થયો હશે. ધીમે ધીમે સંકેતભાષાના સાહચર્યમાંથી ધ્વનિભાષા મુક્ત બની હશે.

આદિમ માનવની સ્થિતિ પ્રથમ ભાષા શીખતા શિશુ કરતાં વધારે કપરી હતી. બંનેને ઇચ્છાનુસાર ધ્વનિઓ કાઢતાં શીખવું પડે છે; પરંતુ બાળકને એનાં મોટેરાંઓ એમાં સહાયકર્તા હોય છે, જ્યારે આદિ માનવને એમાં કોઈની સહાયતા મળતી નથી.

૩૦ *Ibid*, p. 897.

પ્રથમ માનવ ધ્વનિસમૂહો સાહજિક( instinctive ) હશે, અને એ આદિ માનવસમૂહની સંઘટના (organization) કેવળ એકસરખી હોવાથી સૌને એ ધ્વનિઓ સમજાયા હશે. એવા માનવ-સમૂહમાં સમાન ઇન્દ્રિયસંવેદનોથી(sensory impressions) સમાન ધ્વનિઓ ઉત્પન્ન થતા હશે.[31]

ડૉ. પાઉલ વિંગ (Paul Winge) નામના નૉર્વેજિયન મનોવિશ્લેષણશાસ્ત્રીએ પ્રતિપાદિત કરેલો નીચેનો સિદ્ધાન્ત (ઈ. સ. ૧૯૧૮) નૃવંશશાસ્ત્ર અને મનોવિશ્લેષણશાસ્ત્રના પાયા ઉપર મંડાયેલો છે.

માનવે પ્રથમ ઇશારાની ભાષા વિકસાવી, જેની સાથે કેટલીક વાર અનુકરણાત્મક ધ્વનિઓ સંકલિત થયેલા હતા. પછી ધીમે ધીમે એમાંથી ધ્વન્યાત્મક ભાષા જ સવિશેષ કાર્યસાધક બની ગઈ.

ધ્વનિ સાથે વિચારનું સંકલન કેવી રીતે થયું હશે એનું એક કાલ્પનિક ઉદાહરણ એ આપે છે. માનવને અતિ આદિમ કાળમાં વસન્તમાં કામાવેગનો ઉન્માદ આવતો હશે એમ માનવાને કારણ છે. ત્યારે પ્રાણીકક્ષાથી એનામાં ઊતરી આવેલી સંવનનક્રીડાઓ એ ખેલતો. આવી ક્રીડાઓએ એક વ્યવસ્થિત સંપ્રદાયનું સ્વરૂપ લીધું હશે જેમાં પ્રત્યેક માનવ લાગણીના આવેશમાં આવી જતો, જેનો એ પ્રકારનો પ્રત્યાઘાત એ સમૂહના સર્વ માનવીઓ ઉપર પડતો. એવે સમયે, આવી સમૂહકેલીના નેતાસ્થાને જે મનુષ્ય હોય તેના સંકેતો (gestures) અને ધ્વનિઓનું સમૂહ અનુકરણ કરતો અને એમાંથી વિશિષ્ટ અર્થો ઘટાવતો. આ પ્રમાણે એ સમૂહ દ્વારા એક અતિ પ્રારંભકાળની સંકેત અને ધ્વનિમિશ્રિત ભાષા સરજાઈ હશે.

ડૉ. વિંગનો સિદ્ધાન્ત સંકેત અને ધ્વનિ સાથે અર્થનું સંકલન કેવી રીતે થયું હશે એ સમજવા માટે ઉપયોગી છે. પરંતુ ભાષાના ઉદ્ગમ સંબંધે કેટલાક મૂલગત પ્રશ્નો એનાથી ઊકલતા નથી. પ્રથમ તો,

૩૧ *Ibid*, p. 892.

માનવને અર્થયુક્ત છતાં મૂક ( વાણીરહિત ) સંકેતો શી રીતે પ્રાપ્ત થયા ? વળી, વાસ્તવિક સ્વરૂપની ભાષાના ઉદ્દગમ વિના, જેમાં પ્રશ્નોત્તર દ્વારા વિચાર અને ભાવનું સંક્રમણ આવશ્યક હોય એવો, સંપ્રદાય શી રીતે સ્થપાય ? ૩૨

યેહોનસન, સર રિચર્ડ પેજેટ અને દ. મોંતિન્યીએ પ્રાકૃતિક ધ્વનિઓના અનુકરણરૂપે શબ્દમૂળો નીકળવાનો સિદ્ધાન્ત રજૂ કર્યો છે. પ્રત્યેક ભાષામાં અનુકરણાત્મક તત્ત્વ મળી આવે જ છે. કેટલાક સુકુમાર સ્વરો ( light vowels ) ( i જેવા ) લઘુતાના નિદર્શક છે ( જેમકે, અંગ્રેજી little, ફ્રેન્ચ petit [ઉચ્ચાર 'પતિ'] ઇ૦ માં ), તો કેટલાક પ્રબળ સ્વરો ( dark vowels ) ( o જેવા ) વિશાળતાના દ્યોતક છે.

શારીરિક સંકેતો અને ધ્વનિઓ વચ્ચેનો સંબંધ હવે સર્વસંમત છે. પરંતુ એ ધ્વનિઓમાંથી કયે ક્રમે ભાષાના મૂળ શબ્દો ઉત્પન્ન થયા હશે એનો નિર્ણય કરવો અશક્ય છે.૩૩

* * *

ભાષાના ઉદ્દગમ વિશે આટઆટલા ભાષાવૈજ્ઞાનિકોએ ભિન્ન ભિન્ન દૃષ્ટિબિન્દુઓથી આટલી બધી સૂક્ષ્મ વિચારણા કરી છતાં એનો સંતોષકારક ઉકેલ આવી શક્યો નથી. એથી જ આગળની પેઢીના ભાષાવૈજ્ઞાનિકોએ ભાષાના ઉદ્દગમનો પ્રશ્ન પોતાના અધ્યયનક્ષેત્રમાંથી બકાત્ત રાખ્યો હતો, અને કેવળ ઉપલબ્ધ ભાષાઓની સમીક્ષામાં જ પોતાના અધ્યયનક્ષેત્રને મર્યાદિત બનાવી દીધું હતું. એમણે ભાષાની ઉત્પત્તિના પ્રશ્નને દર્શનશાસ્ત્રનો વિષય ગણ્યો હતો. પારિસના ભાષાવૈજ્ઞાનિક મંડળે (La Société de Linguistique de Paris)

૩૨ *Ibid*, p. 894.
૩૩ *Ibid*, p. 899.

લાંબા સમય સુધી ભાષાના ઉદ્‌ગમ વિષે કોઈ પણ સંશોધનલેખ પોતાની બેઠકોમાં રજૂ કરવો નહીં એવો ઠરાવ કર્યો હતો.[૩૪]

આજે ફરીથી આ વિષયમાં ગંભીર અન્વેષણ થઈ રહ્યું છે. આજે નૃવંશશાસ્ત્રદ્વારા આપણને આદિમાનવ અને આદિસમાજ વિષે જે જ્ઞાન ઉપલબ્ધ છે તેનો ઉપયોગ કરીને, તેમજ માનસશાસ્ત્રમાં જે અવનવું તાત્ત્વિક (theoretical) અને પ્રાયોગિક (experimental) સંશોધન ચાલી રહ્યું છે તેની સહાયતાથી, ભાષાવૈજ્ઞાનિકોએ ભાષાના ઉદ્‌ગમની સમસ્યા ઉકેલવાનો ફરી પ્રયત્ન આરંભ્યો છે.

(૧) ૧ નૃવંશશાસ્ત્રીય સિદ્ધાન્ત (Anthropological Theory)

ભાષાનો ઉદ્‌ગમ શોધવામાં ત્રણ વસ્તુઓ પથદર્શક નીવડે— બાલભાષા, આદિમ જાતિઓ( primitive races )ની ભાષા, અને ભાષાનો ઇતિહાસ.

ઉત્ક્રાન્તિવાદીઓએ ગર્ભશાસ્ત્ર (embryology) ના અભ્યાસથી દર્શાવ્યું કે માનવજાતિની જે જે સ્વરૂપોદ્વારા ક્રમશઃ ઉત્ક્રાન્તિ થઈને આજનું માનવરૂપ સિદ્ધ થયું તે સર્વમાંથી ગર્ભ પોતાના વિકાસકાળ દરમિયાન ત્વરિતપણે પસાર થઈ જાય છે અને અંતિમ માનવ આકૃતિને પામે છે. એ જ પ્રમાણે શિશુ જે રીતે ક્રમે ક્રમે ભાષા પ્રાપ્ત કરે છે એવા જ ક્રમ અને પદ્ધતિએ માનવજાતિએ ભાષા સિદ્ધ કરી હોવી જોઈએ એમ ભાષાવૈજ્ઞાનિકો તર્ક કરે છે. આ સિદ્ધાંતની એક મર્યાદા સમજી લેવી ઘટે. સમજણું બાળક પોતાનાં મોટેરાંઓ પાસેથી ભાષાજ્ઞાન મેળવે છે. એ પ્રક્રિયા આદિમાનવની ભાષાસિદ્ધિથી જુદા સ્વરૂપની છે. સમજણું બાળક એક સિદ્ધ થયેલી બોલાતી ભાષા મોટેરાંઓના ધ્વનિ અને એ ધ્વનિ વડે વ્યક્ત થતા વિચાર એ બે વચ્ચેના સંબંધની સાંકળ પકડી લઈને એ અર્થવત્તાવાળા ધ્વનિનું અનુકરણ

૩૪ જુઓ : Sturtevant, *op. cit.*, p. 40.

કરીને શીખી જાય છે; એમાં એ નવું સર્જન કરતું નથી.[૩૫] આદિમ માનવે ભાષા કેવી રીતે પ્રાપ્ત કરી હશે એ જાણવા માટે હજી સમજણું ન થયેલું એવું એક વર્ષની અંદરનું ન્હાનું શિશુ જે નિર્હેતુક ધ્વનિઓ—ગણગણાટ, કૂજન; બડબડાટ[૩૬] વગેરેમાં—કાઢે છે એનું અવલોકન કરવું જોઈએ. એ ધ્વનિઓ જ સાચા આદિમ નૈસર્ગિક ધ્વનિઓ[૩૭] છે. આવા ધ્વનિઓમાંથી આદિમ ભાષા ઉદ્‌ગમ પામી હશે એમ માનવું અયુક્ત નથી. પછી જેમ સમજણાં બાળકો અર્થહીન ધ્વનિસમૂહને[૩૮] અમુક અર્થ આપી શબ્દ બનાવે છે તેમ આદિમ ભાષામાં પણ ક્રમશઃ શબ્દો બન્યા ગયા હશે.

આજે જે આદિમ જાતિઓ (primitive races) મળી આવે છે એમની ભાષાના અભ્યાસ ઉપરથી પણ આપણને ભાષાના ઉદ્‌ગમ વિષે થોડીક કલ્પના આવી શકે. એ ભાષાઓનું સ્વરૂપ સભ્ય (civilized) ભાષાઓ કરતાં આદિમ ભાષાને વિશેષ મળતું આવતું હોવાનો સંભવ છે. માત્ર એટલું ધ્યાનમાં રાખવું જોઈએ કે આજની આદિમ જાતિઓની ભાષા સૈકાઓ થયાં વિકાસ પામતી આવી છે,[૩૯]

---

૩૫ સરખાવો : "The child returns to us only what he has received; he works only upon the elements furnished by his surroundings and constructs his words and sentences out of them. His is a work of imitation, not of creation; it lacks all spontaneity."

—Vendryes, *Language*, p. 6.

૩૬ Murmuring, crying and babbling.

૩૭ First real nature-sounds.

૩૮ જેમકે મમ્, તાતા, ઈ૦.

૩૯ સરખાવો : "Some of their languages are as complex as the most complex of our own, while others possess a simplicity that our most simple languages might well envy............If there is a difference between the

એટલે એમનું પ્રાચીન આદિમ ભાષા (primeval language) સાથે સામ્ય આંશિક જ હોઇ શકે.

ભાષાનો ઇતિહાસ એ આદિભાષાની વિચારણામાં સૌથી ઉપયોગી સાધન છે. આધુનિક ભાષાઓનું મૂળ શોધતાં શોધતાં પાછળ ચાલીએ અને એમની પ્રાચીન અને પ્રાચીનતર સ્વરૂપો સાથે સરખામણી કરતા જઈએ (અર્વાચીન અંગ્રેજીની પ્રાચીન અંગ્રેજી સાથે અને એની ગોથિક સાથે, તેમ વર્તમાન ભારતીય ભાષાઓની સંસ્કૃત કે વૈદિક ભાષા સાથે) તો ભાષાવિકાસના કેટલાક ખાસ નિયમો તારવી શકાય, જેને પ્રાગૈતિહાસિક કાળ સુધી લંબાવતાં પ્રાચીન ભાષાના સ્વરૂપની કલ્પના મેળવી શકાય. અર્વાચીન ભારતીય ભાષાઓ કે અંગ્રેજી કરતાં સંસ્કૃત કે ગોથિકમાં અમુક પ્રકારની ખાસ વિલક્ષણતા હોય તો આદિમ ભાષામાં એ વિશેષતા અતિ ઉત્કટ રૂપે હોવી જોઈએ એમ માનવું અયુક્ત ન ગણાય.

આ ત્રણે પદ્ધતિ—શિશુધ્વનિ, અર્વાચીન આદિમ જાતિઓની ભાષા, અને ભાષાનો ઇતિહાસ—વડે પ્રાચીન આદિમ ભાષાના સ્વરૂપનો નિર્ણય કરવા યેસ્પર્સન જેવા કેટલાક ભાષાવૈજ્ઞાનિકોએ પ્રયાસ કર્યો છે, અને નીચે પ્રમાણે નિર્ણયો બાંધ્યા છે.

ભાષાઓની ઉત્ક્રાન્તિનો ઇતિહાસ જોતાં એમ જણાય છે કે ઉત્તરોત્તર અઘરાં ધ્વનિમિશ્રણો છોડી દઈને ઉચ્ચારો આપોઆપ સરળ કરવા તરફ સ્પષ્ટ વલણ જણાય છે. પ્રાગાર્ય (Proto-Aryan) ધ્વનિમાલા ઘણી વધારે સંકુલ અને સમૃદ્ધ હતી, જેમાંથી આજે આશ્વાસધ્વનિ (inbreathed sounds)[૪૦] કે ડચકાર

languages of so-called civilized peoples, and those of savages, it lies rather in the ideas expressed than in the expression itself." —Vendryes, *Language*, p. 6.

૪૦ આપણે ગાયને બોલાવવા જે અવાજ કરીએ છીએ, 'હા' કહેવા જે ખુચકારો કરીએ છીએ, કાંઈ ખરાબ થયું હોય તો (ચ્ચ ચ્ચ જેવા)

(clicks) [૪૧] ઉં૦ જતા રહી માત્ર નિઃશ્વાસધ્વનિઓ (expiration sounds)[૪૨] અવશિષ્ટ રહ્યા છે. દક્ષિણ આફ્રિકાના મૂળ. વતનીઓની ભાષામાં ડચકારધ્વનિ (clicks) ખૂબ પ્રમાણમાં છે. આવી જ રીતે પ્રાચીન ગ્રીક, લેટિન કે વૈદિક ભાષામાં જે સ્વરારોહાત્મક પ્રયત્ન (tone or pitch accent)[૪૩] હતો તે એમાંથી નીકળેલી અર્વાચીન ભાષાઓમાં લુપ્ત થઈ કેવળ સ્વરાઘાત (stress accent) બાકી રહ્યો છે. [૪૪] આફ્રિકાની આદિમ ભાષાઓમાં સ્વરારોહ (tone accent) વિપુલ પ્રમાણમાં મળી આવે છે. આજે પણ સભ્ય ભાષાઓમાં લાગણીના ઉદ્રેકવાળા ઉદ્‌ગારોમાં અમુક પ્રકારનો સ્વરારોહ જણાય છે. આદિમ વતનીઓ (savages) ના જીવનમાં લાગણીના ઉદ્રેકનો પ્રસંગ વારંવાર આવતો. આદિમ જાતિઓના અભ્યાસીઓ નોંધે છે કે તેઓ જાણે ગીતના લયમાં જ બોલતા હોય એમ લાગે છે.. આ ઉપરથી પ્રાચીન આદિમ વાણી ગદ્ય કરતાં ગીતના જેવી વધુ અંશે હશે એવું અનુમાન થાય છે. યેસ્પર્સન [૪૫]

---

ડચકારો કરીએ છીએ (જેમાં જીભ ઉપરના દાંતનાં મૂળને સ્પર્શ કરે છે), તે તથા clicks (ડચકારધ્વનિ)—એ સર્વ આશ્વાસધ્વનિઓ (inbreathed sounds) છે.

૪૧ જેમાંથી થોડાક આજે tut, છિઃ, ચ્ચ ચ્ચ, રૂપે લખાતા થોડાક કેવલપ્રયોગી ઉદ્‌ગારોમાં જળવાયા છે.

૪૨ નિશ્વાસ કે ઉચ્છ્વાસ સાથે ઉચ્ચારાતા; અર્થાત્, સ્પર્શ વર્ણો.

૪૩ સરખાવોઃ इन्द्रशत्रु : અને इन्द्रशत्रु : જેમાં એક જ શબ્દમાં સ્વરારોહ ફરી જતાં અર્થમાં આમૂલ પરિવર્તન થઇ જાય છે.

૪૪ અર્વાચીન ભાષાઓમાં વાક્યગત સ્વરારોહ (sentence tone) તો હોય છે જ. જુઓ પાછળ પ્રકરણ ૧, પાદટીપ ૨.

૪૫ " There once was a time when all speech was song or rather when these two actions were not yet differentiated. "

તો એટલે સુધી કહે છે કે પ્રાચીન વાણી સંગીતમય જ હતી; ગીત અને ભાષા વચ્ચેનો ભેદ ત્યારે હજી અસ્તિત્વમાં આવ્યો નહોતો. પ્રાચીન ભાષાઓમાં લાંબા શબ્દો વિપુલ પ્રમાણમાં છે એ ઉપરથી કલ્પના થાય છે કે આદિમ ભાષામાં શબ્દો લાંબા, કષ્ટોચ્ચાર્ય ધ્વનિથી ભરેલા, અને વાચ્ય કરતાં ગેય રૂપના વધારે હશે.

પ્રાચીન ભાષાઓમાં એમાંથી ઉદ્ભવેલી અર્વાચીન ભાષાઓને મુકાબલે રૂપાખ્યાનો ઘણા વિપુલ પ્રમાણમાં હોય છે, અને એમાં એક જ શબ્દ સ્વકીય અર્થ ઉપરાંત કેટલાંક ગૌણ તત્ત્વો દર્શાવવા સમર્થ હોય છે. જેમકે अगच्छत् એ રૂપ 'જવું' એ પોતાના સ્વકીય અર્થ ઉપરાંત નજીકનો નહીં એવો ભૂતકાળ (preterite), કર્તરિ પ્રયોગ, કર્તાનો ત્રીજો પુરુષ અને એકવચન વગેરે દર્શાવે છે. ક્રમશઃ આ સંકુલતા ઓછી થાય છે અને શબ્દો પ્રત્યયાદિકના નિયંત્રણમાંથી મુક્ત થઈ જાય છે, અને પ્રત્યયોને સ્થાને સાહાય્યકારક ક્રિયાપદો અને અનુગોનો ઉપયોગ શરૂ થાય છે. પ્રાચીન આદિમ ભાષાઓમાં તો શબ્દ પોતાના અર્થ ઉપરાંત અનેક વિશિષ્ટ સંબંધો સૂચવતો હશે. ક્રિયાપદનાં રૂપમાં સેમિટિક ભાષાઓમાં કર્તાની જાતિ પ્રમાણે રૂપાન્તર થાય છે; અમેરિકન ઇન્ડિયન ભાષાઓમાં એનો કર્મ સાથે અન્વય થાય છે; તો બાસ્ક ભાષામાં જેને ઉદ્દેશવામાં આવે છે એ વ્યક્તિની માનાર્હતા પ્રમાણે એમાં ફેરફાર થાય છે. આ ઉપરથી લાગે છે કે પ્રાચીન આદિમ ભાષામાં એસ્કિમો અને ઉત્તર અમેરિકાના આદિમ વતનીઓની ભાષાની માફક શબ્દ વાક્યની ગરજ સારતો; એ બન્ને વચ્ચે આજની ભાષાઓ જેવી સ્પષ્ટ ભેદરેખા અંકાઈ નહોતી. આદિમ જાતિઓની ભાષાઓમાં પૂર્વંગ અનુગાદિકનું બાહુલ્ય (આંગામાનીમાં), બહુવચનરૂપોનું વૈપુલ્ય (આફ્રિકન ભાષાઓમાં), અર્થચ્છાયાના પ્રભેદો

(૪૫ ચાલુ) "Thus Nature drove us; warbling rose
Man's voice in verse before he spoke in prose."
—Jesperson, *Language*, pp. 420; 432.

દર્શાવતી રૂપસમૃદ્ધિ (સાંથાલી ભાષાઓમાં), વિસ્તૃત ગણયોજના ઑસ્ટ્રેલિયન ભાષાઓમાં), આખ્યાતરૂપોનું અત્યંત પ્રાચુર્ય (બાસ્ક ભાષામાં), ઇ૦ પુષ્કળ સંકુલતા નજરે પડે છે. એમાં શબ્દની અને અન્વયની અનિયમિતતાઓનો પાર નથી હોતો. નિબિડ વનમાં ગીચોગીચ ઊગેલાં વૃક્ષોના જેવી રૂપાખ્યાનોની ઝડી, લાંબા અને દુરુચ્ચાર્ય શબ્દો, કઢંગી અન્વયરચનાથી ભરેલા એ પ્રાચીન ભાષારૂપમાંથી ક્રમશઃ આજની સરલ, ટૂંકાં રૂપોની વ્યવસ્થિત યોજનાવાળી અર્વાચીન ભાષાઓ ઉત્ક્રાન્ત થઈ છે.[૪૬]

અર્વાચીન આદિમ જાતિઓનો શબ્દકોશ તપાસતાં જણાય છે કે ભાષા આદિકાળમાં પ્રત્યક્ષ અને વિશેષ પદાર્થો માટે શબ્દો યોજે છે; સામાન્ય અમૂર્ત વિચારો માટે શબ્દ યોજવાનું સામર્થ્ય ઘણા લાંબા કાળના વિકાસ પછી જ આવે છે. ઉ. ત. ટાસ્માનિયાના વતનીઓની ભાષામાં પ્રત્યેક જાતના વૃક્ષ માટે એક સ્વતંત્ર નામ છે પણ વૃક્ષ માટેનું સામાન્ય નામ નથી; મોહિકન લોકોની ભાષામાં જુદા જુદા પદાર્થો કાપવાની ક્રિયા માટે જુદા જુદા શબ્દો છે, પણ કાપવાની સામાન્ય ક્રિયા માટે એકેય શબ્દ નથી; તો ઝૂલૂઓની ભાષામાં રાતી ગાય, ધોળી ગાય વગેરે માટે ભિન્ન ભિન્ન શબ્દો છે, પણ 'ગાય,' માટે સામાન્ય એકેય શબ્દ નથી. મેલેનેશિયન લોકો ભિન્ન ભિન્ન સંખ્યાવાળા પદાર્થો માટે ભિન્ન ભિન્ન શબ્દો યોજે છે: જેમકે, 'a buku niu' (બે નાળિયેર), 'a buru' (દસ નાળિયેર), 'a koro' (સો નાળિયેર); પણ સ્વતંત્ર સંખ્યાદર્શક શબ્દો એમની ભાષામાં મળતા નથી. આવી જ રીતે પ્રાચીન ગૉથિક કે વૈદિક કવિતામાં એક જ અર્થ વ્યક્ત કરવાને જે ભિન્ન ભિન્ન સમાનાર્થક શબ્દો મળે છે તે મૂળમાં વિશિષ્ટ અર્થચ્છાયાવાળા હશે એમ માનવું પડે છે.

૪૬ મૅક્સમ્યુલર જેવા ભાષાશાસ્ત્રીઓની ટૂંકા ધાતુરૂપમય આદિસ્વરૂપમાંથી સંકુલ પ્રત્યયાત્મક ભાષાસ્વરૂપ ઉદ્‌ભવવાની કલ્પના અત્યારના નૃવંશજ્ઞાનની દૃષ્ટિએ અપૂર્ણ અને અશાસ્ત્રીય લાગે છે.

અંગ્રેજીમાં ભિન્ન ભિન્ન પ્રાણીઓનો સમૂહ દર્શાવવાને flock, pack, herd, bevy, shoal વગેરે ભિન્ન ભિન્ન સમૂહવાચક શબ્દો વપરાય છે તે મૂળમાં વિશિષ્ટ અર્થદ્યોતક હશે એવું અનુમાન થાય છે.

અર્વાચીન ભાષાઓમાં શબ્દોમાં અમૂર્ત વિચાર અને નિશ્ચિતતા પ્રકટ કરવાની શક્તિ છે તો એમાં મૂર્તતા, રંગતત્ત્વ પ્રમાણમાં ઓછાં છે. પ્રાચીન ભાષાઓમાં શબ્દોમાં વધારે મૂર્તતત્ત્વ, સૂચકતા, એક પ્રકારની ચિત્રાત્મકતા હતી, જે ગદ્ય કરતાં કવિતાને વધુ અનુરૂપ હતી. આમ ગદ્યની ભાષા કરતાં કાવ્ય કે પદ્યોચિત ભાષાનો ઉદ્‌ગમ વહેલો થયેલો કલ્પાય છે.

આમ હાલની આદિમ જાતિઓની ભાષા અને ભાષાવિકાસનાં વહેણો તપાસતાં એવો નિર્ણય સ્વાભાવિક લાગે છે કે આદિમ યુવાનો અને યુવતીઓની પ્રેમકેલિના ધ્વનિઓમાં આદિ માનવભાષાનો ઉદ્‌ગમ થયો. એમાં સ્પષ્ટ અર્થદ્યોતકતા નહોતી, જેમ અર્વાચીન માતાના પોતાના સ્તનંધય શિશુ સાથેના આલાપમાં નથી હોતી તેમ. એનાં કૂજન અને સંગીત આનંદ આપતાં, અને એથી જ એ વાણી પ્રવર્તતી. આમ રમતરૂપે આરંભાયેલી વાણીએ માનવ વાચાયંત્રને વિકસાવ્યું, જે ધીમે ધીમે સંપૂર્ણ બન્યું. વાણીનો આરંભ વિચારથી નહીં પણ ઊર્મિ પ્રેરણા દ્વારા જ થયેલો સંભવે. અને એ વૃત્તિ ક્ષુધાતૃષાની કે જીવન-કલહની ન જ હોય, જેનો હેતુ માત્ર એકાક્ષરી ઉદ્‌ગારોથી પરિપૂર્ણ થઈ રહે; પણ એ પ્રેમની જ વૃત્તિ હોઈ શકે. પ્રેમી પોતાની પ્રેયસીને મધુર ધ્વનિથી આકર્ષવા રિઝવવા પ્રયત્ન કરે એ સ્વાભાવિક છે. પ્રેમના પ્રબળ આવેગમાંથી જ ગીત અને આલાપ (song and music)નાં ઝરણો ફૂટે. ગીતના ધ્વનિઓમાંથી ધીમે ધીમે ભાષા ઉત્ક્રાન્ત થાય. આ પ્રમાણે માનવજાતિની સંવનનક્રિયામાંથી ભાષાની ઉત્પત્તિ થઈ એમ યેસ્પર્સન માને છે.[૪૭] પછી તો અન્ય આનંદદાયક પ્રવૃત્તિઓ

૪૭ સરખાવો : "Language was born in the courting days of mankind."—Jesperson, *Language*, p. 434.

પણ ગીત પ્રેરવા લાગી. પક્ષીઓનાં સંગીત કે શિશુનાં કૂજનની માફક આ આદિ આલાપ નિજાનંદથી પ્રેરાયેલો હતો; એમાં અન્યને પોતાનો અમુક વિચાર કે સંવેદન દર્શાવવાનો હેતુ નહોતો. અર્થવ્યક્તિનું તત્ત્વ એમાં પછીથી પ્રવેશ્યું. ધ્વનિની સાથે અર્થનું સંકલન અનેક ભિન્ન ભિન્ન રીતે થયું હશે જે જાણવાનું આજે અશક્યવત્ છે.

કોઈ મનુષ્યના અમુક ધ્વનિઓ લાક્ષણિક હોય, ફરી ફરીને એવા ધ્વનિઓ કાઢવાની એને ટેવ પડી ગઈ હોય, તો એના સહચારીઓ સ્વાભાવિક રીતે જ એ ધ્વનિઓ એના વિશેષનામ તરીકે વાપરે. આમ વિશેષનામો ઘડાયાં પછી એમાંથી કેટલાંક સામાન્ય રીતે પ્રયોજાવાં શરૂ થઈ સામાન્ય નામો બન્યાં હોય. આદિમ ભાષામાં અનેકપદઘટિત વાક્યનું અસ્તિત્વ નહીં હોય, એકાદ લાક્ષણિક શબ્દ[૪૮] વાક્યની ગરજ સારતો હશે. અકસ્માત્ ઉચ્ચારાયેલા ધ્વનિઓ વારંવાર[૪૯] પ્રયુક્ત થતાં સર્વને ગ્રાહ્ય જણાતાં શબ્દરૂપ બની ગયા હશે.

ધ્વનિઓના દીર્ઘીકરણથી (ખેંચવાથી), લંબાવવાથી, આરોહ-અવરોહથી ભિન્ન ભિન્ન અર્થ વ્યક્ત કરતા શબ્દો બન્યા હશે. અનુકરણાત્મક શબ્દો (onomatopoeia)થી એમાં સારી પેઠે વૃદ્ધિ થઈ હશે. પછી સર્વને ગ્રાહ્ય થયેલા શબ્દો, એટલે મૂળ શબ્દસમુદાયમાંથી પોષિતવર્ધિત કરેલા, ઉમેરાયા હશે. આવા શબ્દો ને વાક્યબીજોમાંથી વિકાસ પામીને વધુ વ્યવસ્થિત, શુદ્ધ અને અભિજ્ઞ રૂપો સિદ્ધ કરતાં કરતાં ભાષાની ઉત્ક્રાન્તિ થઈ હશે.

મનુષ્યશાસ્ત્રના પાયા ઉપર મંડાયેલા પેરપર્સનના સિદ્ધાન્તથી પણ ભાષાવૈજ્ઞાનિકોનું મન માન્યું નથી. અન્ય પ્રતિપાદનો કરતાં એમાં અનેક ભિન્ન ભિન્ન ભાષાસ્વરૂપોનું ઊંડું જ્ઞાન અને સર્વગ્રાહી અવલોકન હોવા છતાં એમાં કેટલીક ત્રુટીઓ રહેલી છે.

ઉદાહરણ તરીકે, ગ્રાસ દ લાગુના (Grace de Laguna)

---

૪૮ જેમકે tut, છટ્, શિફ્, અં, ઈ.

૪૯ જેમકે mamma, મમ, વાહ, છિઃ.

યેસ્પર્સનના સિદ્ધાન્તની સમીક્ષા કરતાં જણાવે છે કે એમાં પૂરતી શાસ્ત્રીયતા નથી. યેસ્પર્સને આલેખેલું આદિ માનવીના સુખસભર જીવનનું ચિત્ર અવાસ્તવિક રેખાઓથી અંકિત થયેલું છે. ઉપરાંત, વ્યક્તિવાચક નામોથી ભાષાનું પ્રારંભિક પુદ્ગલ બંધાય એ બહુ સંભવિત લાગતું નથી. વળી, બાલભાષાના વિકાસક્રમનું સાદૃશ્ય પણ ક્યારેક ભ્રામક નીકળવા સંભવ છે; કારણકે બાળકને આસપાસની વ્યક્તિઓ પાસેથી ભાષા શીખવાની સુવિધા છે, જેનો આદિમ મનુષ્ય માટે લેશમાત્ર સંભવ નથી.[૫૦]

## મનોવૈજ્ઞાનિક સિદ્ધાન્ત (Psychological Theory.)

ભાષાના ઉદ્ગમ સંબંધે નૃવંશશાસ્ત્ર અને સમાજશાસ્ત્રની સહાયતાથી, પરંતુ પ્રમુખતયા મનોવિજ્ઞાનને આધારે કેટલાક સમર્થ ભાષાતત્ત્વવિદોએ મીમાંસા કરી છે, એનું અહીં સંક્ષેપમાં અવલોકન કરીએ.

— પ્રથમ, મહાન ફ્રેન્ચ ભાષાવિદ્ વૅંદ્રેના મતની સમીક્ષા કરીએ. વૅંદ્રેનો મત પ્રમાણે ભાષાના ઉદ્ગમનો પ્રશ્ન તત્ત્વતઃ ભાષાવિજ્ઞાનના ક્ષેત્રની બહાર ગણવો ઘટે છે. એક જ ભાષાનો ઉદ્ગમ શોધવો એમાં અને સમગ્ર માનવજાતિની સર્વ ભાષાઓના મૂળની—આદિમ ભાષાની—શોધ કરવી તેમાં ઘણો ફરક છે. આદિમ ભાષાના ઉદ્ગમનો પ્રશ્ન વસ્તુતઃ માનવની અને સમાજની ઉત્પત્તિના પ્રશ્ન સાથે સંકળાયેલો છે. એ આદિમ માનવઇતિહાસનો એક વિભાગ છે. જેમ જેમ માનવના મગજનો વિકાસ થતો ગયો અને જેમ જેમ માનવ સમાજ બંધાતો ગયો, તેમ તેમ માનવભાષા પણ ઘડાતી ગઈ. એનું આદિમ સ્વરૂપ કેવું હશે એનો નિર્ણય કરવો અશક્ય છે; પરંતુ એની ઉત્ક્રાન્તિમાં ક્યાં સામાજિક અને મનોવૈજ્ઞાનિક બળો કારણભૂત થયાં હશે એની કલ્પના કરી શકાય તેમ છે.

માનવભાષાનું સ્વરૂપ કેટલેક અંશે 'પ્રાણીભાષા'ને મળતું આવે

---

૫૦ A. Sommerfelt, *op. cit.*, p. 893.

છે, જો કે 'પ્રાણીભાષા' કરતાં એની કક્ષા ઘણી ઊંચી છે. પ્રાણીઓ કાંઈ વાક્યપ્રયોગ કરી શકતાં નથી. એમના રવમાં એ કદી પરિવર્તન કરી શકતાં નથી; જ્યારે માનવ પોતાની ભાષામાં શબ્દોનાં અનેક પરિવર્તનો કરી શકે છે. પ્રાણીધ્વનિ એ માત્ર સાહજિક રવ (cry) હોય કે પછી સંકેત (signal) રૂપનો હોય તોપણ એની કશી સ્વતંત્ર વસ્તુગત (objective) અર્થવત્તા (value) નથી. પ્રાણીધ્વનિની પાછળ પરસ્પરના -સંપર્કથી ઉદ્ભવેલી કોઈ અર્થસંકેતની પરંપરા નથી, તેથી એમાં કદાપિ પરિવર્તન કે વિકાસ થવાની શક્યતા નથી. ૫૧

આદિ માનવનું મગજ આપણા કરતાં ભાષાવ્યવહાર માટે ઓછું સમર્થ હતું એમાં શંકા નથી.૫૨ આદિમ યુગમાં માનવવાણી કેવળ લાગણીના ઉદ્ગારમય હશે. પ્રાણીની વેદનાની કે ભયની ચીસની માફક, કે એની હર્ષની કે ભૂખની બૂમની માફક, માનવ ભાષાનો ઉદ્ગમ થયો હોય; અથવા તો, નૃત્યમાં કે કૂચ કરતાં કદમ મિલાવતી વખતે, કે હાથથી એકધારું કામ કરતી વેળા સાદા ગુંજન (chant) રૂપે એનો ઉદ્ભવ થયો હોય. પછી એ બૂમ કે ચિત્કાર કે ગુંજને સાંકેતિક અર્થ ગ્રહણ કરી લીધો હશે અને વખત જતાં બીજાઓ પણ એ પ્રકારનો અર્થ વ્યક્ત કરવા માટે ઇચ્છાનુસાર એ ધ્વનિઓ કાઢવા સમર્થ બન્યા હશે. માનવે આ ધ્વનિનો ઉપયોગ પોતાના સાથીઓ સાથે અનુભવના વિનિમય માટે કે એમનામાં અમુક પ્રકારની ક્રિયાઓ પ્રેરવાને માટે કર્યો હશે. ૫૩

આદિ માનવ સમાજની સમાજવ્યવસ્થાના નિયમાનુસાર ભાષા પણ સ્થિર (fixed) થઈ ગઈ હશે. સામૂહિક વિધિઓમાં એક મુખ્ય વ્યક્તિની સાથેસાથે, અથવા એના ગીતમાં અંતરે અંતરે

---

૫૧ જુઓ: Vendryes : *Language*, pp. 11–12.
૫૨ *Ibid*, p. 13.
૫૩ *Ibid*, p. 13.

રેવેત્સની વિચારણા બહુધા માનસશાસ્ત્ર ઉપર જ અવલંબેલી છે. ભાષાના ઉદ્‌ગમનાં વાસ્તવિક કારણોની સમીક્ષા એમાં પ્રાપ્ત થતી નથી. ૬૦

ગ્રાસ દ લાગુનાએ (Grace de Laguna) ભાષાના ઉદ્‌ગમ વિષે નીચેનો મહત્ત્વનો સિદ્ધાન્ત સ્થાપિત કર્યો છે.

ભાષા એ એક એવું માધ્યમ છે કે જેના વડે સમૂહમાં રહેતો માનવ પરસ્પર સહકાર સાધવા સમર્થ બન્યો છે. પ્રાણીઓનો રવ કેવળ લાગણીની અભિવ્યક્તિમાં સમાપ્ત થતો નથી; એ જુદી જુદી વ્યક્તિઓમાં અમુક રીતે વર્તન પ્રેરે છે અને એ વર્તનનું નિયમન પણ કરે છે. માનવ ભાષા ઘણી રીતે પ્રાણીધ્વનિની સમાન છે; એ કેવળ બોલનારના ભાવ કે લાગણીમાં પરિબદ્ધ નથી.

માનવ ભાષાની ઉત્પત્તિના સંયોગો કેટલેક અંશે આવા હશે. માનવ વૃક્ષો ઉપરથી ઊતરીને જમીન ઉપર નિવાસ કરીને રહેતો થયો ત્યારે એના પગ એના હાથ કરતાં લાંબા બન્યા, એની ગતિ ઊભી ટટાર બની, અને એનું મુખ સામે આગળ જોઈ શકતું થયું. વૃક્ષો ઉપરથી ઊતરીને જમીન ઉપર નિવાસ કરવાનું કારણ અતિશય ઠંડી કે દુષ્કાળાદિને કારણે વૃક્ષોનો નાશ એ જ હોઈ શકે. આ નવીન પરિસ્થિતિમાં માનવે બે લાક્ષણિક સિદ્ધિઓ પ્રાપ્ત કરી—એક, ભાષા; અને બીજી તે ઓજારો (implements). ભાષા ઓજારો સાથે સંકળાયેલી છે. આ નવીન પરિસ્થિતિમાં વધારે ને વધારે સંકુલ સંયોગો માનવ સામે ઉપસ્થિત થતા ગયા, જેનો સામનો કરવાને પ્રાણીઓના જેવી સાદી સાહજિક ક્રિયાઓ અપૂરતી હતી. આ

૬૦ સરખાવો : "Outside the scope of this work are the later development of language in general and in detail; its modification, differentiation and individualization...........and all the historical and psychological problems of language." Révész, *Ibid*, p. 192.

રેવેત્સની વિચારણા બહુધા માનસશાસ્ત્ર ઉપર જ અવલબેલી છે ભાષાના ઉદ્ગમના વાસ્તવિક કારણોની સમીક્ષા એમા પ્રાપ્ત થતી નથી [૧૦]

ગ્રાસ દ લાગુનાએ (Grace de Laguna) ભાષાના ઉદ્ગમ વિષે નીચેનો મહત્ત્વનો સિદ્ધાન્ત સ્થાપિત કર્યો છે.

ભાષા એ એક એવુ માધ્યમ છે કે જેના વડે સમૂહમા રહેતો માનવ પરસ્પર સહકાર સાધવા સમર્થ બન્યો છે. પ્રાણીઓનો રવ કેવળ લાગણીની અભિવ્યક્તિમા સમાપ્ત થતો નથી, એ જુદી જુદી વ્યક્તિઓમા અમુક રીતે વર્તન પ્રેરે છે અને એ વર્તનનુ નિયમન પણ કરે છે માનવ ભાષા ઘણી રીતે પ્રાણીધ્વનિની સમાન છે, એ કેવળ બોલનારના ભાવ કે લાગણીમા પરિબદ્ધ નથી

માનવ ભાષાની ઉત્પત્તિના સયોગો કેટલેક અશે આવા હશે માનવ વૃક્ષો ઉપરથી ઊતરીને જમીન ઉપર નિવાસ કરીને રહેતો થયો ત્યારે એના પગ એના હાથ કરતા લાબા બન્યા, એની ગતિ ઊભી ટટાર બની, અને એનુ મુખ સામે આગળ જોઈ શકતુ થયુ. વૃક્ષો ઉપરથી ઊતરીને જમીન ઉપર નિવાસ કરવાનુ કારણ અતિશય ઠડી કે દુષ્કાળાદિને કારણે વૃક્ષોનો નાશ એ જ હોઈ શકે આ નવીન પરિસ્થિતિમા માનવે બે લાક્ષણિક સિદ્ધિઓ પ્રાપ્ત કરી—એક, ભાષા, અને બીજી તે ઓજારો (implements). ભાષા ઓજારો સાથે સકળાયેલી છે આ નવીન પરિસ્થિતિમા વધારે ને વધારે સકુલ સયોગો માનવ સામે ઉપસ્થિત થતા ગયા, જેનો સામનો કરવાને પ્રાણીઓના જેવી સાદી સાહજિક ક્રિયાઓ અપૂરતી હતી આ

---

૧૦ સરખાવો "Outside the scope of this work are the later development of language in general and in detail, its modification, differentiation and individualization and all the historical and psychological problems of language." Révész, *Ibid*, p 192

રેવેત્સની વિચારણા બહુધા માનસશાસ્ત્ર ઉપર જ અવલંબેલી છે. ભાષાના ઉદ્ગમનાં વાસ્તવિક કારણોની સમીક્ષા એમાં પ્રાપ્ત થતી નથી. ૬૦

ગ્રાસ દ લાગુનાએ (Grace de Laguna) ભાષાના ઉદ્ગમ વિષે નીચેનો મહત્ત્વનો સિદ્ધાન્ત સ્થાપિત કર્યો છે.

ભાષા એ એક એવું માધ્યમ છે કે જેના વડે સમૂહમાં રહેતો માનવ પરસ્પર સહકાર સાધવા સમર્થ બન્યો છે. પ્રાણીઓનો રવ કેવળ લાગણીની અભિવ્યક્તિમાં સમાપ્ત થતો નથી; એ જુદી જુદી વ્યક્તિઓમાં અમુક રીતે વર્તન પ્રેરે છે અને એ વર્તનનું નિયમન પણ કરે છે. માનવ ભાષા ઘણી રીતે પ્રાણીધ્વનિની સમાન છે; એ કેવળ બોલનારના ભાવ કે લાગણીમાં પરિબદ્ધ નથી.

માનવ ભાષાની ઉત્પત્તિના સંયોગો કેટલેક અંશે આવા હશે. માનવ વૃક્ષો ઉપરથી ઊતરીને જમીન ઉપર નિવાસ કરીને રહેતો થયો ત્યારે એના પગ એના હાથ કરતાં લાંબા બન્યા, એની ગતિ ઊભી ટટાર બની, અને એનું મુખ સામે આગળ જોઈ શકતું થયું. વૃક્ષો ઉપરથી ઊતરીને જમીન ઉપર નિવાસ કરવાનું કારણ અતિશય ઠંડી કે દુષ્કાળાદિને કારણે વૃક્ષોનો નાશ એ જ હોઈ શકે. આ નવીન પરિસ્થિતિમાં માનવે બે લાક્ષણિક સિદ્ધિઓ પ્રાપ્ત કરી—એક, ભાષા; અને બીજી તે ઓજારો (implements). ભાષા ઓજારો સાથે સંકળાયેલી છે. આ નવીન પરિસ્થિતિમાં વધારે ને વધારે સંકુલ પ્રયોગો માનવ સામે ઉપસ્થિત થતા ગયા, જેનો સામનો કરવાને પ્રાણીઓના જેવી સાદી સાહજિક ક્રિયાઓ અપૂરતી હતી. આ

૬૦ સરખાવો : "Outside the scope of this work are the later development of language in general and in detail; its modification, differentiation and individualization...........and all the historical and psychological problems of language." Révész, *Ibid*, p. 192.

સંયોગોમાં માનવે પોતાનો જે સર્વતોમુખ વિકાસ સાધ્યો તેનો એક અંશ તે પ્રાણીધ્વનિમાંથી માનવભાષાની ઉત્ક્રાન્તિ.

ઝાડ ઉપર આદિ માનવસમૂહ વસતો હશે ત્યારે બહુધા પોતાનું સંરક્ષણ કરવાનો પ્રશ્ન જ એને હલ કરવાનો રહેતો. આવા સાદા, સંરક્ષણાત્મક (defensive) સમૂહજીવનમાં ભાષાની જરૂર નહીં જણાઈ હોય. જમીન ઉપર વસવાટ કરતા આદિ માનવના જીવનમાં શિકારનું સ્થાન ઘણું મહત્ત્વનું હશે. શિકાર માટે સમૂહની વ્યક્તિઓ વચ્ચે અત્યંત સહકારની આવશ્યકતા રહે. મનુષ્ય પ્રકૃતિએ કાંઈ શિકારી પ્રાણી નથી. પ્રકૃતિએ એને શિકાર માટે કોઇ વિશિષ્ટ શક્તિ આપી નથી, તેથી એને જાતજાતની તરકીબો લડાવવી પડી હશે, અને વ્યૂહો (strategy) ગોઠવવા પડયા હશે. એમાં શ્રમસંવિભાજન (division of labour) આવશ્યક બન્યું હશે. એ માટે, તેમજ સમૂહને માટે આશ્રયસ્થાન તૈયાર કરવા માટે, બચ્ચાંઓનું રક્ષણ કરવા માટે, તેમ અન્યાન્ય હેતુઓ માટે, ભાષાની જરૂર પડી હશે.[૬૧]

ઉપરની સર્વ વિચારણાના નિષ્કર્ષનો ઉપયોગ કરીને સ્તુર્તવાંએ ભાષાના ઉદ્‌ગમ સંબંધે નીચે પ્રમાણે પ્રતિપાદન રજૂ કર્યું છે.[૬૨]

ભાષાનો ઉપલબ્ધ ઇતિહાસ, તેમજ તુલનાત્મક પદ્ધતિએ એના પ્રાગૈતિહાસિક આદિમ સ્વરૂપનું રેખાંકન પણ વસ્તુતઃ તો ભાષાના વિકાસના બહુજ થોડા અંશને, અને વિશેષતઃ અંતિમ કક્ષાને જ સ્પર્શે છે. ભાષાનું ગમે તેટલું પ્રાચીન સ્વરૂપ ભાષાશાસ્ત્રી તપાસે તોપણ એને અત્યંત વિકસિત ભાષાસ્વરૂપ જ સાંપડવાનું. એમાં કશું આદિમ તત્ત્વ હશે નહિ.[૬૩]

---

૬૧ જુઓ : A. Sommerfelt, *The Origin of Language*, *Journal of World History*, Vol I, no. 4; April 1954; pp. 899–901.

૬૨ જુઓ : Sturtevant : *An Introduction to Linguistic Science*, pp. 40–50.

૬૩ સરખાવો : Vendryes, *op. cit.*, p. 5.

આ ઉપરથી અનુમાન થાય છે કે પ્રાણીઓ પરિસ્થિતિનું બાહ્ય, સામાન્ય સ્વરૂપ જ પોતાના ધ્વનિઓ વડે વ્યક્ત કરી શકે છે. ઉપરાંત, પ્રાણીઓના ધ્વનિઓ બહુધા તદ્દન સાદા હોય છે. પશુપંખીઓનાં રવ એક જ ધ્વનિમાં આરંભાઈને સમાપ્ત થાય છે. એ ધ્વનિમાં વચ્ચે પલટો ભાગ્યેજ આવે છે. પ્રાણીઓના ધ્વનિઓમાં વચ્ચે વૈવિધ્ય કે પલટો નહીં હોવાથી એ ધ્વનિઓથી ભાષાના જેવી ભિન્ન ભિન્ન અંગોના સંયોગથી બનેલી સંઘટના બંધાતી નથી. આ પ્રાણી-ધ્વનિઓ માનવ ભાષાનાં કેવળપ્રયોગી અવ્યયોને મળતા આવે છે. બંનેમાં સૂર (pitch) અને ધાંટા (loudness)ના પ્રમાણમાં અત્યંત પરિવર્ત્યતા (variation) હોય છે. બંને પ્રકારના ધ્વનિ-ઓનું શાસ્ત્રીય વિશ્લેષણ કરવું દુષ્કર છે.

વિવિધ પ્રાણીધ્વનિઓથી શા શા અર્થ વ્યક્ત થાય છે એ સંબંધે તો માત્ર કલ્પના જ કરવાની રહે છે. તોપણ સામાન્ય રીતે અમુક પ્રાણીના અમુક પ્રકારના વિશિષ્ટ ધ્વનિ એ પ્રાણીના અમુક ધર્મ કે લાગણી સાથે હમેશાં સંકળાયેલા માલમ પડ્યા છે. પ્રાણીઓના કેટલાક ધ્વનિઓ રોષ કે ભયના સૂચક હોય છે, તો કેટલાક સંવનન ધ્વનિઓ (mating calls) હોય છે. એ ધ્વનિઓથી એ પ્રાણીની તે પરિસ્થિતિ કે લાગણી એ જાતિનાં અન્ય પ્રાણીઓને જણાઈ જાય છે, જો કે આ પ્રકારની અભિવ્યક્તિ (expression)નો ઉદ્દેશ ધ્વનિ કાઢતી વેળાએ પ્રાણીનો હોતો નથી. એ ધ્વનિઓ તે તે પરિસ્થિતિમાં એનાથી સહજ જ નીકળી જાય છે. એથી પ્રાણીના ધ્વનિઓ લાગણીનું પ્રકટીકરણ કરે છે એટલું જ માત્ર અનુમાન કરી શકાય. ઉપરાંત પ્રાણીઓના કેટલાક ધ્વનિઓ આજ્ઞાસૂચક (imperative) હોય એવી કલ્પના કરી શકાય છે. ઘેટાંનો ટોળાને વ્યવસ્થિત રાખવાને કૂતરાનું ભસવું, કે ગાયનું વાછરડાને બોલાવવાને ભાંભરવું, કે ભૂખી બિલાડીનું મંદ મંદ ઘુરકવું—આ સર્વ ધ્વનિઓનું સ્વરૂપ માતદ આજ્ઞાઓથી ખાસ મિરાળું નથી.

પ્રાણીધ્વનિઓનું પ્રેરક તત્ત્વ પરિસ્થિતિ (કે વ્યક્તિ) નું જ્ઞાન (recognition) હોય છે. પ્રાણી ભક્ષ્ય જુવે, કે ભય ઓળખે, કે વિજાતીય વ્યક્તિને નિહાળે ત્યારે એના જ્ઞાનથી પ્રેરાઈને તે તે પરિસ્થિતિના સૂચક વિશિષ્ટ ધ્વનિઓ કાઢે છે. એથી પ્રાણીનો અવાજ પરિસ્થિતિ(કે વ્યક્તિ)ના જ્ઞાનનો નિદર્શક છે એમ કહી શકાય. માનવમાં લાગણીવશ સ્થિતિમાં અમુક ધ્વનિઓ નીકળવામાં આવું જ જ્ઞાન કારણભૂત હોય છે. જેમકે કાંઈક કરુણ દૃશ્ય જોતાં ચ્ચ્ ચ્ચ્ (અંદર શ્વાસ ખેંચાઈને નીકળતા આશ્વાસધ્વનિ) ઉદ્‌ગાર સહજ જ નીકળી જાય છે. તેમ આસપાસ બહુ અવાજ થતો હોય ત્યારે એ બંધ કરવાને આપણાથી આપોઆપ શ્શ ઉદ્‌ગાર થઈ જાય છે. આ પ્રકારના આપણા ધ્વનિઓમાં પરિસ્થિતિનું ભાન અને લાગણીઓ સંમિશ્ર હોય છે. પણ આપણે લાગણી વિના પણ કેવળ પરિસ્થિતિનું જ્ઞાન ભાષા દ્વારા વ્યક્ત કરી શકીયે છીએ, જે પ્રાણીઓ માટે અશક્ય છે.

આમ પ્રાણીઓના અવાજ લાગણી (emotions), સામાન્ય રૂપે, વ્યક્ત કરે છે. એમાં ભૂખ અને તરસ જેવી આકાંક્ષાઓ (desires) તેમજ ભયની લાગણીનો સમાવેશ થાય છે. જે પરિસ્થિતિમાં પ્રાણીઓ આવી લાગણીઓનો અનુભવ કરે છે તે પરિસ્થિતિમાં માનવ બહુધા આજ્ઞાસૂચક ભાષા(imperative)નો ઉપયોગ કરે. તો આપણે એમ કહી શકીએ કે પ્રાણીઓના ધ્વનિઓ પણ આજ્ઞા કે વિનંતિ રૂપના હોઈ શકે. પ્રાણીને થયેલું પરિસ્થિતિનું જ્ઞાન (recognition) એ ધ્વનિઓનું પ્રવર્તક કારણ હોઈ શકે. પ્રાણીના ધ્વનિઓ માત્ર આટલું જ વ્યક્ત કરી શકે છે. એ સિવાયની સમગ્ર અભિવ્યક્તિ (expression) માટે કેવળ માનવ વાણી જ સમર્થ છે.

જો આપણે પ્રાણીઓના ધ્વનિઓને પ્રારંભબિન્દુ તરીકે ગણીને આગળ ચાલીએ અને એના સમાન સ્વરૂપના આદિ માનવધ્વનિઓમાંથી ભાષા ઉત્પન્ન થઈ એમ ગણીએ તો આપણી સમક્ષ જાતજાતના

પ્રશ્નો ઉપસ્થિત થાય છે. એકસૂરીલા પ્રાણીધ્વનિઓમાંથી માનવ ભાષાઓનાં અતિ વૈવિધ્યભર્યાં, વ્યવસ્થિત સમૃદ્ધ ધ્વનિસંયોજનો શી રીતે પ્રગટ થયાં? ઘણાંખરાં ભાષાસ્વરૂપોમાં શબ્દના અર્થ યાદૃચ્છિક રીતે (arbitrarily) કેમ બંધાય છે?

પ્રારંભકાળના સાદા કે જરાકમાત્ર વૈવિધ્યવાળા ધ્વનિઓમાંથી ભાષાતંત્ર કેવી રીતે ઘડાયું હશે? સામાન્ય રીતે એમ કહી શકાય કે જ્યારે પ્રાકૃતિક લાગણીના સહજ ઉદ્ગારોને માનવે બુદ્ધિપૂર્વક વિચાર કે ભાવના સંક્રમણ (communication) માટે પોજ્યા હશે ત્યારે ભાષાતંત્રનો ઉદ્ભવ થયો હશે.[૬૪]

પ્રાણીઓનાં લાગણી, ઇચ્છા કે પરિસ્થિતિ વ્યક્ત કરતા ધ્વનિઓ અને માનવ ભાષા વચ્ચે વિશાળ અંતર રહેલું છે. એ બે વચ્ચેની ખૂટતી કડીઓ હજી મળી શકી નથી. જ્યારે માનવીએ પ્રથમ પોતે શોધેલાં પાસેના ફળવૃક્ષ તરફ જવાનો અભિનય કરીને પોતાનાં સ્વજનને એ તરફ સહજ રીતે વાળ્યાં હશે, કે પોતાની સ્ત્રી પાસે ધારી વસ્તુ કરાવવાને પુરુષે પોતાને ગુસ્સો ન ઉપજ્યો હોવા છતાં સ્ત્રી સામે મુક્કો ઉગામીને કૃતકકોપ દર્શાવ્યો હશે, ત્યારે પ્રથમ ઇંગિત (= સંજ્ઞાઓની)આપવાનો અવતાર થયો હશે એમ કલ્પી શકાય.[૬૫] બધી સાચી લાગણીઓ કે હેતુઓ તો સહજ જ ધ્વનિ, ચેષ્ટા ઇત્યાદિ રૂપે આવિષ્કાર પામે છે. તેથી જ્યાં એવાં પ્રવર્તક કારણો વિના, સાહજિક રીતે નહીં પરંતુ ઇચ્છાપૂર્વકના પ્રયત્નથી, ધ્વનિ આદિ સંજ્ઞાઓથી અન્ય પાસે વિચાર કે ભાવ વ્યક્ત કરવામાં આવે ત્યાં એની પાછળનો હેતુ વાચ્ય વ્યક્તિને છેતરવાનો જ હોઈ શકે.[૬૬] અને

---

૬૪ સરખાવો: W. D. Whitney: *The Life and Growth of Language*, p. 283.

૬૫ જુઓ: Sturtevant, *Ibid*, p. 48.

૬૬ સરખાવો: " So voluntary communication can scarcely have been called upon except to deceive

એક વાર આમ વિચારસંક્રમણ શકય બન્યું એટલે પછી મનુષ્ય અન્ય માનવો પાસે, લાગણીપ્રેરક પ્રસંગ ન હોવા છતાં, લાગણી વ્યક્ત કરતા ધ્વનિઓ વારંવાર અને ઉત્કટપણે કાઢવા પ્રવૃત્ત થયો હશે. એમાં પછી એવા વારંવારના ભાવપ્રકટીકરણની પાછળ અસત્યકથનનો હેતુ નહીં હોય પરંતુ વિચાર કે ભાવસંક્રમણનો જ હેતુ રહ્યો હશે.

જેમ જેમ માનવ ધ્વનિઓ આદિથી લાગણીની અભિવ્યક્તિ ગમે ત્યારે સ્વેચ્છાપૂર્વક કરવા સમર્થ થતો ગયો તેમ તેમ બહિર્જગતનાં દૃશ્યો અને અવાજોનું અનુકરણ કરવાનું પણ શીખતો ગયો. એમ કરવામાં માનવને ખૂબ આનંદ આવતો હશે, આજે જેમ સંગીત નાટક કે કલામાંથી આનંદ આવે છે તેમ. પક્ષીઓના ધ્વનિઓનું અનુકરણ કરીને એ પક્ષીઓને ફાંસલામાં ફસાવતો કે સિંહની ગર્જનાના અનુકરણથી બીજા હિંસક પ્રાણીઓને ભડકાવી ભગાડી મૂકતો. કોઈ વખતે એને સિંહનો ભેટો થઈ જતાં એ ઘવાયો હશે તો એના સાથીઓને એનું કારણ બતાવતાં એણે સિંહની ગર્જનાનું અનુકરણ કર્યું હશે એમ કલ્પી શકાય. અહીં અનુકરણાત્મક ધ્વનિઓની સહાયતાથી માનવે લાગણીના પ્રસંગ વિના પોતાની માહિતી બીજા પાસે વ્યક્ત કરી.

એથી એક ડગલું આગળ વધીને માનવ અભિવ્યક્તિના સાદા અંશોનું સંમિશ્રણ કરતાં શીખ્યો હશે. ધારો કે એક શિકારીએ કોઈક સ્થળે ખૂબ પ્રાણીઓ જોયાં. એથી એણે સાથીઓને શિકાર-આહ્વાનના ધ્વનિ વડે બોલાવ્યા. એના સાથીઓના મનમાં વિમાસણ થઇ હશે કે કયા પ્રાણીનો શિકાર કરવાનો હશે, અને એ માટે શાં હથિયાર લેવાં? એટલે પેલા શિકારીએ શિકારના પ્રાણીના અવાજનું અનુકરણ કરી બતાવ્યું. અહીં શિકારનો આહ્વાન-ધ્વનિ અને શિકારના પ્રાણીનો ધ્વનિ બંને મળીને 'ચાલો એ પ્રાણીનો શિકાર કરો' એવા ભાવાર્થના

---

language must have been invented for the purpose of lying." —Sturtevant, *Ibid*, p. 48.

વાક્યના જેવું અર્થસંક્રમણ થયું. પછી આ પ્રકારના પ્રાણીધ્વનિઓ તે તે પ્રાણી માટેની સંજ્ઞા બની ગયાં હોય એવો સંભવ છે.

વારંવાર હેતુપૂર્વક વિચારસંક્રમણ કરવાની ટેવ પડી ગયા પછી સંજ્ઞા રૂપ ધ્વનિઓ ધીમે ધીમે ટૂંકા (abbreviated) અને સંકેત રૂપ (conventionalized) બનતા ગયા. ઉ. ત. મૂળ 'બિલાડી'ને માટે *mi-ઁઉ-u (મિયૌંઉ) શબ્દ ટૂંકાઇને mew જેવો બની ગયો. ક્રમે ક્રમે ઘસાઈ ગયેલા આવા શબ્દરૂપ ધ્વનિસમૂહોનો અર્થ સાથે મૂળ અનુકરણાત્મક ધ્વનિઓ જેવો પ્રત્યક્ષ સ્વાભાવિક સંબંધ ન રહ્યો, પરંતુ કેવળ રૂઢિગત સંકેત રૂપનો સંબંધ રહ્યો. પછી તો બધા પ્રકારની સંજ્ઞાઓના અર્થમાં ઘણું પરિવર્તન થઈ ગયું. કેટલીયે સંજ્ઞાએ નવા અર્થો ગ્રહણ કર્યા. આ નવીન અર્થોના વિકાસથી માનવ ભાષાનું શબ્દભંડોળ ઘણું વધતું ગયું.

આની સાથોસાથ બીજું પણ એક પરિવર્તન થયું હશે. પહેલાં કોઈક પ્રાણી વિષે કહેવું હોય તો એની આકૃતિનું ભાન કરાવતી ચેષ્ટાઓથી, કે એની ગતિનું અનુકરણ કરીને, કે એના જેવો અવાજ કાઢી બતાવીને, એનો ખ્યાલ આપી શકાતો. પણ આ સર્વમાં ધ્વનિનું અનુકરણ કરવું વધારે સુગમ અને વિશેષ ઉપયોગી જણાયું, કારણકે અંધારામાં કે વ્યક્તિ જોતી ન હોય તેવી સ્થિતિમાં પણ ધ્વનિ વડે વક્તવ્ય પ્રગટ કરી શકાતું. એથી વિચારસંક્રમણ માટે ઇંગિતો કે ચેષ્ટાઓનો ઉપયોગ ઓછો થતો ગયો, અને ધ્વનિનો ઉપયોગ વધતો ગયો. ભાષાના ઉદ્‌ગમમાં આ છેલ્લું મહત્ત્વનું સોપાન હતું. એક વખતે વિચારસંક્રમણ પ્રધાનપણે ધ્વન્યાત્મક બન્યું, ધ્વનિઓના અર્થ પરંપરાગત સંકેત અનુસાર નિર્ણીત થયા, અને વક્તવ્યનું અનુકૂળ અંશોમાં વિભાજન કરવાનું શરૂ થયું, એટલે વાસ્તવિક માનવ ભાષાનો આરંભ થઇ ચૂક્યો, જેના પછીના વિકાસનો ઇતિહાસ જગતની ભિન્ન ભિન્ન ભાષાઓએ સાચવ્યો છે.

* * *

આટઆટલા ભાષાવિદોની ઊંડી, માર્મિક ગવેષણા પછીથી પણ ભાષાના ઉદ્‌ગમના પ્રશ્નનો નિર્ણયાત્મક ઉકેલ આવી શક્યો નથી; છતાં, ભાષાની ઉત્પત્તિનાં પ્રવર્તક બળોનું આકલન થઈ શક્યું છે, અને એ બળોની પશ્ચાદ્‌ભૂમિનો—અતિ પુરાતનકાળની એ આદિમ પરિસ્થિતિનો—કાંઈક ખ્યાલ આવી શક્યો છે. બહુશઃ નહીં તો ઠીક ઠીક અંશે, વૅંદ્રે, લાગુના કે સ્તુર્તેવાંએ આલેખેલું માનવભાષાની ઉત્ક્રાન્તિનું ચિત્ર વાસ્તવિક હોવા સંભવ છે. [૬૭]

---

૬૭ સરખાવો :"It is obvious that it is impossible to prove by evidence any theory of the origin of language. What we can do is to set and delimit the problem and conceive, in the light of our present knowledge of the nature and history of man, how it happened that he acquired the system of communication which together with the tool has rendered the development of his culture possible."

—A. Sommerfelt, *op. cit.*, p. 902.

આ પરિવર્તનને ભાષાની પ્રગતિનું (progress) નામ આપી શકાય તેમ નથી, તેમ એને ભાષાની અવનતિ પણ કહી શકાય તેમ નથી. ભાષાનો એ સહજ રીતે થયેલો વિકાસ કે ઉત્ક્રાન્તિ (evolution) છે. જગતની કોઈ પણ ભાષા આ પ્રકારનાં પરિવર્તનોથી અસ્પૃષ્ટ રહી નથી.

ભાષાના સ્વકીય સ્વરૂપમાં, એના આંતરબાહ્ય ગઠનમાં જ, આ પરિવર્તનનાં કારણો રહેલાં છે.

પ્રથમ તો ભાષા પરંપરાથી શિખાય છે. માતાપિતા પાસેથી બાળકો ભાષા શીખે છે અને બાળકો મોટાં થયે એમની પાસેથી એમનાં સંતાનો ભાષા ગ્રહણ કરે છે. આ રીતે ભાષાનું એક વ્યક્તિ પાસેથી બીજી વ્યક્તિ પાસે સંક્રમણ થતાં ગ્રહણ કરનાર વ્યક્તિની શક્તિ-મર્યાદા અનુસાર ભાષામાં કાંઈ ને કાંઈ ફેરફાર થાય છે જ. ઉપરાંત, માનવ સમાજમાં વ્યવસાયાદિકને નિમિત્તે જે નિરનિરાળા વર્ગો બંધાયેલા હોય છે તે સર્વની પોતપોતાની વિશિષ્ટ ઉક્તિભંગિની અસર પણ ભાષા ઉપર પડે છે. એથી ઊલટું, ગૃહજીવનમાં વ્યાપૃત રહેનારી સ્ત્રીઓની ભાષામાં પરિવર્તન પુરુષોની સરખામણીમાં ઓછું થાય છે.

આમ તો સૂક્ષ્મ રીતે જોતાં કોઈપણ બે વ્યક્તિઓના ઉચ્ચારણમાં થોડોક ભેદ તો અવશ્ય પડે જ છે, એટલું જ નહીં પરંતુ એક જ વ્યક્તિના જુદે જુદે વખતે ઉચ્ચારાયેલા પદ અથવા વાક્યમાં ભિન્ન ભિન્ન સ્થાને ઉચ્ચારાયેલા એક જ વર્ણનાં ઉચ્ચારણોમાં પણ કેટલોક ફરક પડી જાય છે. ઉ. ત. 'રમા વાંચે છે' અને 'રમા! અહીં આવ તો' એ બે વાક્યોમાં રમા એ શબ્દના અંત્ય સ્વરમાં પ્રથમ વાક્ય કરતાં બીજા વાક્યમાં પ્રલંબ ઉચ્ચારણ સંભળાશે. આ જ રીતે ભિન્ન ભિન્ન વ્યક્તિઓની અર્થપ્રતીતિમાં પણ કેટલોક ફરક પડી જાય છે. સામાન્ય રીતે ભાષાની આ ભિન્નતા એક જ કુટુંબના

એકમમાં ઓછી નજરે પડે છે; પરંતુ કોઈ સમગ્ર ગામની કે શહેરની ભાષાનું અવલોકન કરીશું તો એમાં નિરનિરાળા વ્યવસાયી વર્ગોની ભાષામાં પરસ્પર ભિન્નતા નજરે પડશે; એટલું જ નહીં, પરંતુ એક જ વર્ગમાં પણ કોઈ વિશિષ્ટ નવીન અનુભવો ગ્રહણ કરેલી વ્યક્તિની ભાષા એ વર્ગની ભાષા કરતાં કેટલેક અંશે જુદી પડશે. ગામડાંના અંગ્રેજી નિશાળમાં ભણતા વિદ્યાર્થીની બોલી પોતાના કુટુંબીજનોની બોલી કરતાં કેટલેક અંશે જુદી પડશે.

આમ જેમ એક તરફ ઘણાં બળો ભાષાના પરિવર્તનમાં કારણભૂત બને છે, તેમ બીજી તરફ ભાષા એ સમાજમાં પરસ્પર વિચારોનો વિનિમય કરવાનું મહાન સાધન હોવાને કારણે એમાં એકરૂપતા આવે છે. ઉપરાંત, સામાજિક સંસ્થાઓમાં (social institutions) રહેણીકરણીમાં હંમેશાં સામાન્ય રીતે એક ધોરણ સાચવવાનું વલણ નજરે પડે છે, તે પણ ભાષાના સ્થિરીકરણમાં મહત્ત્વનો ભાગ ભજવે છે. એથી જ અજાણ્યા ભાષાપ્રયોગો ભાષામાં પ્રચલિત થતા નથી. દૂરને ગામથી સાસરામાં આવેલી નવતર વહૂ પોતાના મહિયરના સ્થાનિક બોલીના શબ્દપ્રયોગો વાપરે, કે બાળક સાદૃશ્યથી ખોટા શબ્દો કે રૂપો ઉપજાવી કાઢે તો તેમને આસપાસના લોકોનું અનુમોદન મળતું નથી. આ રીતે ભાષામાં સહસા વિશેષ પરિવર્તન થતું અટકે છે અને ભાષામાં સ્થિરતા આવે છે. આ પ્રમાણે ભાષામાં બંને બળો—ગતિ અને સ્થિરતા—સમાન રીતે પ્રવર્તતાં હોવાથી ભાષાના વિકાસમાં વ્યવસ્થિતતા અને સમતોલતા (equilibrium) જળવાય છે.

### ભાષાવિકાસનાં કારણોની સમીક્ષા

ભાષાના વિકાસ સંબંધે ભાષાવૈજ્ઞાનિકોએ સૂક્ષ્મ આલોચના કરી છે. પ્રાચીન ભારત-યુરોપીય (Primitive Indo-European) જેવી એક જ મૂળ ભાષામાંથી વિકાસ પામીને બંધાયેલા ભાષાપરિવારનં ભિન્ન ભિન્ન ભાષાઓમાંથી આટલી પરસ્પર ભિન્નતા સમજાવવાને એમણે નીચે પ્રમાણે ચાર કારણો કલ્પ્યાં છે.

**શરીરરચનાની ભિન્નતા ભાષાભેદનું કારણ**—શરીરરચનાની ભિન્નતા એ ભાષાભેદનું કારણ છે એવું કેટલાક ભાષાવૈજ્ઞાનિકોનું માનવું છે.[2] અમુક જાતિઓને અમુક પ્રકારના ધ્વનિઓનું ઉચ્ચારણ ઘણું ફાવે છે (જેમકે ફ્રેન્ચ લોકોને અનુનાસિક અને દંત્ય વર્ણો, કે દક્ષિણ ભારતના લોકોને મૂર્ધન્ય વર્ણો, કે કેટલીક આદિવાસી જાતિઓને ડચકાર અને આશ્વાસ ધ્વનિઓ), તેમ કેટલીક જાતિઓને અમુક પ્રકારના ધ્વનિઓનું ઉચ્ચારણ ઘણું દુષ્કર થઈ પડે છે (જેમકે, પંજાબીઓને આદિ સ્ વાળા સંયુક્તાક્ષરોનું ઉચ્ચારણ; ઉ. ત. स्कूल, स्नान ઇ૦), એ સ્વીકારવા છતાં એ ભેદનું કારણ શરીરરચનાની ભિન્નતા છે એમ માનવું સયુક્તિક નથી. કારણ કે, ફ્રેન્ચ, અંગ્રેજ અને જર્મન લોકોની શરીરરચનામાં ખાસ તરી આવતી કશી ભિન્નતા નથી, છતાં એમની ભાષાઓની ઘટનામાં ઠીક ઠીક ભિન્નતા નજરે પડે છે. એથી ઊલટું, અન્ય જાતિનો મનુષ્ય—ભારતવાસી કે આફ્રિકન હબસી પણ—બચપણથી ઇંગ્લાંડ કે ફ્રાન્સમાં રહીને ત્યાંની શાળાઓમાં શિક્ષણ લીધું હોય તો અંગ્રેજી કે ફ્રેન્ચ જેવી પરભાષાઓ ત્યાના દેશવાસી જેવી વિશુદ્ધ બોલશે એ જાણીતી હકીકત છે. આમ શારીરિક ભિન્નતા એ ભાષાભેદનું કારણ નથી એ નિર્વિવાદ છે.

**ભૌગોલિક વિભિન્નતાને કારણે ભાષાભેદ**—કેટલાક વિદ્વાનો એમ માને છે કે ભૌગોલિક વિભિન્નતા એ ભાષાભેદનું કારણ છે. શીત પ્રદેશના પહાડ ઉપર વસતા લોકો ઠંડીને કારણે બોલતી વખતે પોતાનું મ્હો ઉષ્ણપ્રદેશમાં કે મેદાનોમાં રહેનારા લોકોના જેટલું ખોલી શકતા નથી.[3] એથી બંનેની ભાષાઓની ધ્વનિ-ઘટનામાં વિભિન્નતા નજરે પડે છે.

---

૨ જુઓ : સક્સેના, सामान्य भाषाविज्ञान, પૃ. ૩૭.

૩ જુઓ : સક્સેના, सामान्य भाषाविज्ञान, પૃ. ૩૮–૩૯;
મંગળદેવ શાસ્ત્રી : भाषाविज्ञान, પૃ. ૧૦૬–૧૦૭.

આ કારણ પણ તર્કશુદ્ધ નથી; કારણકે આથી ઊલટી દલીલ પણ કરી શકાય તેમ છે કે શીત પ્રદેશના લોકો ખડતલ અને પરિશ્રમી હોઈ મ્હોં ઉઘાડીને સ્પષ્ટ ઉચ્ચારણ કરવાને શક્તિમાન છે, જ્યારે ઉષ્ણ પ્રદેશના લોકો પ્રકૃતિએ આળસુ હોઇ બરાબર મ્હોં ઉઘાડીને સ્પષ્ટ ઉચ્ચારણ કરવામાં શિથિલ નીકળે એવો સંભવ છે.[૪]

**જાતિની માનસિક અવસ્થા અનુસાર ભાષાભેદ**—કોઈ જાતિ કે રાષ્ટ્રની માનસિક અવસ્થા અનુસાર એની ભાષાનું સ્વરૂપ ઘડાય છે. આમ, લહેરી ફ્રેન્ચ લોકોની ભાષાનું મનોહર લાલિત્ય, કે આનંદી કલાપ્રિય ઇટાલિયનોની ભાષાનું કમનીય માધુર્ય, વ્યવસ્થિત વૈજ્ઞાનિક, ચિંતનપ્રધાન ચિત્તવૃત્તિવાળા જર્મનોની ભાષાનું સૌષ્ઠવ અને દઢતા, કે વ્યવહારપટુ પરંતુ અતડા અગ્રેજોની ભાષાની સર્વગ્રાહિતા અને ગૌરવ—એ લક્ષણો તે તે પ્રજાની વિશિષ્ટ પ્રકૃતિમાંથી ઊતરી આવ્યાં છે. એ પ્રમાણે એમ કહી શકાય કે ભારતમાં ઉર્દૂનું લાલિત્ય મુસ્લિમ સંસ્કૃતિના વારસારૂપ છે, કે પંજાબી ભાષાનું ખડતલપણું પંજાબી લોકોની પ્રકૃતિનું પ્રતિબિંબ પાડે છે, કે ગુજરાતીની પ્રવાહિતા અને દૃઢ બંધ એ વેપારી પ્રજાના માનસનું દર્શન કરાવે છે, કે બંગાળી ભાષાનું કમનીય માધુર્ય બંગાળીઓની કલ્પનાશીલતાનું ફલ છે. પરંતુ, અંશતઃ સાચું હોય તોપણ આ કેવળ સ્વલક્ષી (subjective) દર્શન છે. સૌ કોઈને પોતપોતાની ભાષા જ ગમવાની અને બીજાઓની ભાષા કરતાં અધિક સુંદર અને સર્વગુણસંપન્ન લાગવાની. એટલે ભાષાભેદના કારણરૂપે રાષ્ટ્ર કે જાતિની લાક્ષણિકતાઓને આગળ કરવી નિરર્થક છે.

રાજકીય પરિસ્થિતિ કેટલીક વાર ભાષાના વિકાસમાં વિલક્ષણપણે કાર્યસાધક નીવડતી માલૂમ પડી છે. યુદ્ધના સમયમાં સામાજિક સંગઠન ક્ષુબ્ધ થવાથી ભાષામાં ઝડપી પરિવર્તન થાય છે. એ પ્રમાણે એક

૪ જુઓ : સકસેના : એજન, પૃ. ૩૯.

જાતિ બીજી જાતિ ઉપર પોતાનું વર્ચસ્વ જમાવે તો બન્નેની ભાષા ઉપર તેનાં દૂરગામી પરિણામો નીપજે છે.

પ્રયત્નલાઘવ—માનવની અનેકાનેક પ્રવૃત્તિઓમાં શ્રમલાઘવનું—પોતાનાં કાર્ય માટે ઓછામાં ઓછી મહેનત કરવાની વૃત્તિનું—દર્શન થાય છે. વિવિધ યાન્ત્રિક શોધખોળોની પાછળ પ્રવર્તક હેતુ એ જ હોય છે. ભાષાનાં પરિવર્તનોમાં શ્રમલાઘવ એ મહત્ત્વનું કારણ છે. શ્રમલાઘવથી એક પ્રકારની સાહજિકતા, સરળતા સિદ્ધ થાય છે. શ્રમલાઘવ કે પ્રયત્નલાઘવની અસર વ્યક્તિઓનાં નામો, સર્વનામો, સવિશેષ વપરાતાં સાહાય્યકારક ક્રિયાપદો તેમજ અવ્યયાદિક પદો અને ઔપચારિક નમસ્કારાદિના શબ્દોમાં તરત વરતાય છે; કારણ કે વારંવારના વ્યવહારને કારણે એમને ઘણો ઘસારો લાગ્યો હોય છે. સુદીર્ઘ શબ્દો અને સમસ્તરૂપોના સંક્ષેપીકરણમાં પણ પ્રયત્નલાઘવ અને એને કારણે થતી સુવિધા જ કારણભૂત હોય છે. ઉ. ત.

કૃષ્ણલાલ > કૃષ્ણુ[5]

રઘુનાથ > રઘુ

વિમળા > વિમુ

હસુમતી > હસુ

ભાવનગર > ભાવેણું (ચારણી બોલીમાં)

અપ० तुम्हे तुम्हारइ > તમે તમારે > તમ્તારે (ત્વરિત ઉચ્ચારણમાં)

त्वया > तए, तइ > तइं > તેં

मया > मए, मइ > मइ > મેં

* तस्मिन् वारके, (तदा वारके) > અપ. तहिं वारइ, (तइअ वारइ) > પ્રા० ગુજ० तिवारइ > ત્યારે

પ્રા० ગુજ० * राउल अंगणउ > પ્રા० ગુજ० राल्युन (= રાજકુલ)

---

5 આ પ્રકારનાં રૂપો સંબોધનમાં સવિશેષ વપરાય છે.

आक्षेति > { अच्छइ > अछइ > छइ > छे.
{ आछइ > आछे > आहि > आहे, हूं.[6]

પ્રા૦ગુજ૦ न आणइ > नाणइ > ના'ણે
,, न होइ > ન હોય > નો'ય.

મેં કહ્યુ જે > મકું જે (ત્વરિત ઉચ્ચારણમાં)
આ ટાણે > અટાણ (,, ,, )
ભાઈ સાહેબ > ભઈ સાબ > ભૈસાંબ્ > ભઇશા.[7]
મોટાભાઈ > મોટાઈ[8]
એગ્ઝામિનેશન > એગ્ઝામ્[9]
પ્રિલિમિનરી > પ્રિલિમ્[9]
બાઈસિકલ > બાઇક્[9]
સિનેમેટોગ્રાફ > સિનેમા
બ્લોટિંગ પેપર > બ્લોટિંગ
મોટરગાડી > ગાડી
ટેલિફોન > ફોન
જનતા એક્સપ્રેસ > જનતા
અગિયારમું શ્રાદ્ધ > અગિયારમું
ટિકિટ ઈન્સ્પેક્ટર > ટી. આઈ.
વાઇસ ચાન્સેલર > વી. સી.[10]
ઑનરેબલ મિનિસ્ટર > એચ. એમ.[11]

---

૬ જુઓ : સક્સેના, सामान्य भाषाविज्ञान, पृ. ४३.
૭ જુઓ : ક. મા. મુનશી, 'વેરની વસુલાત'.
૮ બોલચાલની ભાષામા સાંભળેલો.
૯ વિદ્યાર્થીઓની બોલચાલની ભાષામા પ્રચલિત.
૧૦ યુનિવર્સિટીના કર્મચારીઓમા પ્રચલિત.
૧૧ સચિવાલયમાં સુપ્રચલિત. શાળાઓમાં શિક્ષકો 'હેડમાસ્ટર'ને માટે પણ આ સક્ષેપ વાપરે છે.

## સમીકરણ

પાસે પાસે આવેલા બે વિભિન્ન ધ્વનિઓ સમાન (સમ) બની જાય એને **સમીકરણ** વ્યાપાર કહે છે. ઉચ્ચારસૌકર્ય એ એનો મુખ્ય ઉદ્દેશ છે.

સમીકરણ બે પ્રકારનું હોય છે: **પુરોગામી સમીકરણ** (Progressive Assimilation) અને **પશ્ચાદ્‌ગામી સમીકરણ** (Regressive Assimilation).

પાસે પાસે આવેલા બે વિભિન્ન ધ્વનિઓમાંથી પરવર્તી (પાછળ આવેલો) ધ્વનિ પૂર્વવર્તી (આગળ આવેલા) ધ્વનિ જેવો બની જાય તેને **પુરોગામી સમીકરણ** કહે છે. અહીં મનમાં એક ધ્વનિ પ્રબળ રીતે સ્ફુરી રહ્યો હોય તે વખતે પછીનો ધ્વનિ સ્મૃતિમાં આવતાં તેના ઉપર પૂર્વવર્તી ધ્વનિની પ્રબળ અસર થઈને તે પૂર્વવર્તી ધ્વનિ-સમ બની જાય છે સ્તુર્તેવાં જેવા આધુનિક પાશ્ચાત્ય ભાષાવૈજ્ઞાનિકો આ પ્રકારના સમીકરણને **પરાપેક્ષા** (Lag)ના નામથી ઓળખાવે છે.[૧૪]

| સંસ્કૃત | પ્રાકૃત |
|---|---|
| चक्र | चक्क |
| लग्न | लग्ग |
| अग्नि | अग्गि |

બે વિભિન્ન ધ્વનિઓમાંથી પૂર્વવર્તી વર્ણ પરવર્તી વર્ણની સમાન બની જાય તેને **પશ્ચાદ્‌ગામી સમીકરણ** કહે છે. અહીં મનમાં એક ધ્વનિ હજી પૂરેપૂરો સ્ફુર્યો નથી ત્યાં પછીનો પ્રબળ ધ્વનિ ધૂમી વળે છે અને પૂર્વવર્તી ધ્વનિને પોતાની સમાન બનાવી લે છે. ઉ. ત.

---

૧૪ જુઓ : E. H. Sturtevant: *An Introduction to Linguistic Science*, p. 85

| | |
|---|---|
| સંસ્કૃત | પ્રાકૃત |
| सप्त | सत्त |
| दुग्ध | दुद्ध |
| वल्कल | वक्कल |
| चतुष्क | चउक्क |

छिद् + न = छिन्न

भाण्ड > हाड > હાડ + લુ > હાંલ્લુ

*साट > સાડ + લો > સાલ્લો[15]

હાથગરણુ > હાથગણુ[15]

હા જ તો > હારતો[15]

પશ્ચાદ્ગામી સમીકરણને કેટલાક પાશ્ચાત્ય ભાષાવૈજ્ઞાનિકો પૂર્વાપેક્ષા (Anticipation)ના નામથી ઓળખાવે છે[16] સસ્કૃત વૈયાકરણોની પરિભાષામા 'સમીકરણ'ને 'સવર્ણીકરણ'નુ નામ આપવામા આવ્યુ છે.

સમીકરણ વ્યાપારમા સામાન્ય રીતે નિયમ એવો છે કે પાસે પાસે આવેલા ધ્વનિઓ કે વર્ણોમાથી વધારે બળવાન વર્ણનો ઓછા બળવાન વર્ણ ઉપર પ્રભાવ પડે છે, પરંતુ જો એ બને વર્ણો સમાન બળવાળા હોય તો તેમા પરવર્તી (પાછળ આવેલા) ધ્વનિનો પૂર્વવર્તી વર્ણ ઉપર પ્રભાવ પડે છે વર્ણમાળામા અનુનાસિક સિવાયના સ્પર્શ વ્યજનો સૌથી વધારે બળવાન હોય છે, એ પછીનુ સ્થાન અનુનાસિક વર્ણોનુ આવે છે, જ્યારે લ્, સ્, વ્, ય્, ર્, એ વર્ણો ક્રમશ સૌથી ઓછા બળવાળા છે[17]

સમીકરણ વ્યાપારના પાશ્ચાત્ય ભાષાવૈજ્ઞાનિકોએ દર્શાવેલા પેટા-પ્રકારોની હવે ચર્ચા કરીએ

---

૧૫ બોલચાલની ભાષામા

૧૬ જુઓ E. H Sturtevant, *op cit*, p 85

૧૭ જુઓ. મગળદેવશાસ્ત્રી, भाषाविज्ञान, पृ ११२

## કેવળ પૂર્વાપેક્ષા ( Anticipation Alone )

ઘણીવાર શબ્દ કે શબ્દસમૂહ બોલાતો હોય ત્યારે બોલનારના મનના ફલક ઉપર સહસા એનો ઉત્તરાંશ ઝબકી રહે છે, જેની અસર પૂર્વાંશ ઉપર પડે છે. એથી પૂર્વાંશના ધ્વનિઓ ઉપર ઉત્તરાંશના ધ્વનિઓનું આક્રમણ થાય છે. ઉ. ત. the optical illusion કહેવા ઇચ્છતો વક્તા the illoptical illusion કહી નાંખે છે, અથવા photograph કહેવાને બદલે સંભ્રમમાં એ phortograph કહી નાંખે છે.[૧૮] અહીં પૂર્વાંશનો લોપ થયા વિના ઉત્તરાંશે પૂર્વાંશને આક્રાન્ત કર્યો છે. અર્થાત્, સાદા શબ્દોમાં કહીએ તો પૂર્વાંશમાં ઉત્તરાંશના ધ્વનિઓ ઘૂસી ગયા છે. ઉત્તરાંશનું સ્વરૂપ યથાવત્ રહ્યું છે.

આ પ્રકારની ઉત્તરાંશની પૂર્વસ્ફુરણા કે પૂર્વાપેક્ષાને ભાષાવૈજ્ઞાનિકો પૂર્વાપેક્ષા ( Anticipation ) ના નામથી ઓળખાવે છે. ઉપરનાં ઉદાહરણોમાં પૂર્વાંશના ધ્વનિનો લોપ થતો નથી કે એમને સ્થાને અન્ય ધ્વનિઓનો આદેશ થતો નથી, માટે કેવળ પૂર્વાપેક્ષા ( Anticipation Alone ) છે.

ગુજરાતીમાં બોલચાલની ભાષામાં આ પ્રકારની પૂર્વાપેક્ષાને કારણે થતાં સ્ખલનોનાં ઉદાહરણો ઘણાં મળી આવશે. પરંતુ, નીચેના ૨૯ શબ્દોમાં વર્તમાન ગુજરાતી ભાષાના ઘડતરના કોઈક સમયે ઉત્તરાંશના ધ્વનિનું પૂર્વાંશમાં આક્રમણ થયું છે. ઉ. ત.

કગરી પડ્યા > કરગરી પડ્યા.

સં. त्वरित > પ્રા. तुवरिअ > તરવરિયા ( તોખાર )

ભાષામાં, સામાન્ય રીતે, કેવળ પૂર્વાપેક્ષાનાં ઉદાહરણો પ્રમાણમાં થોડાં મળે છે.

---

૧૮ જુઓ : Sturtevant, *op. cit.*, p. 86.

**સાદેશ પૂર્વાપેક્ષા (Anticipation with Substitution)**[a]

આ પ્રકારના ભાષાપરિવર્તનમાં ઉત્તરાંશના ધ્વનિઓના પૂર્વસ્ફુરણને પરિણામે પૂર્વાંશના એ પ્રકારના ધ્વનિઓનો લોપ થાય છે અને એમને સ્થાને ઉત્તરાંશના એ ધ્વનિઓ આવે છે. અહીં ઉત્તરાંશના ધ્વનિઓનો પૂર્વાંશ ઉપર પ્રભાવ પડે છે તેથી એ પ્રક્રિયા પૂર્વાપેક્ષા છે. પૂર્વાંશના ધ્વનિઓનો લોપ થઇને ત્યાં ઉત્તરાંશના ધ્વનિઓનો આદેશ થાય છે માટે એ સાદેશ પૂર્વાપેક્ષા છે.

આ પ્રકારનાં ભાષાસ્ખલનોનું કે સમીકરણોનું પ્રમાણ સૌથી વધારે હોય છે. આ પ્રક્રિયા શબ્દમાં કે શબ્દસમૂહમાં એકબીજાથી દૂર આવેલા ધ્વનિઓમાં, તેમજ એકબીજાના સંયોગમાં આવેલા ધ્વનિઓમાં, એમ બંને રીતે પ્રવર્તતી મળી આવે છે.

Verinica[૧૯] ( Veronica ને બદલે )
Sharfen the knife[૧૯] ( sharpen ને બદલે )
વૈશાલીની વીગાતોથી†[૨૦] ( 'વીગતોથી' „ )
ભારતના મહિર્ષિ † ( 'મહર્ષિ' „ )
પર્યટનમાં ન કોઈ મોટાની ચિંતા હતી, કે કોઈ વઠનારું છે.† ( 'ન કોઈ' ને બદલે )
નગરની સર્વોત્તમ સુંદર નગરશોભિની બનીને રહે.†('સુંદરી'ને બદલે)
ગણતંત્રના લોકો મૃત્યુની નહીં ડરનારા હોય છે.† ('મૃત્યુથી' ને બદલે )

આ દૂરસ્થ કે અસંયુક્ત ધ્વનિઓના સમીકરણ ( Distance Assimilation કે Distance Anticipation)નાં ઉદાહરણો છે.

---

૧૯ જુઓ : Sturtevant, *op. cit.*, p. 87.

૨૦ † આવી કટારની નિશાનીવાળા ભાષાપ્રયોગો એલ્ફિન્સ્ટન કૉલેજના ઈન્ટર આર્ટ્સના વિદ્યાર્થીઓના ઑક્ટોબર ૧૯૫૮માં લેવાયેલી સત્રાન્ત પરીક્ષાના ઉત્તરપત્રોમાંથી અહીં નમૂનારૂપે લીધા છે.

સંયોગમાં આવેલા ધ્વનિઓના પૂર્વસ્ફુરણનું કે સમીકરણન, નીચેનાં ઉદાહરણો જુઓ. સંસ્કૃત વૈયાકરણોએ આ પ્રક્રિયાને 'પશ્ચાદ્-ગામી સમીકરણ'નું નામ આપ્યું છે. અર્વાચીન ભાષાવૈજ્ઞાનિકોએ એને 'સંયોગનિષ્ઠ પૂર્વાપેક્ષા' (Contact Anticipation)નું નામ આપ્યું છે.

| સંસ્કૃત | પ્રાકૃત | ગુજરાતી |
| --- | --- | --- |
| युक्त | जुत्त | જૂતવું (='સાંડે જોડવું') |
| भक्त | भत्त | ભાત |

અંગ્રેજી sidown[21] (બોલચાલની ભાષામાં) (sit downને બદલે)
,, nem mind[21] ( ,, ) (never mind ,,)
સં. भाण्ड > પ્રા. हांड > ગુજ. હાંડ + લું = હાંલ્લું.
પારણું > પાણ્ણું (પારસી બોલીમાં)
ન્હાતું + લું > નાલ્લું (સુરતી બોલીમાં)

**સલોપ પૂર્વાપેક્ષા (Anticipation with Loss)**

કેટલીક વાર શબ્દના ઉત્તરાંશના ધ્વનિનું પૂર્વસ્ફુરણ થઈને એ પૂર્વાંશમાં પ્રવેશ્યા પછીથી એ પૂર્વસ્ફુરિત ધ્વનિઓનું ઉત્તરાંશમાં યથાસ્થાને ઉચ્ચારણ થવાને બદલે એમનો લોપ થાય છે. આમ પૂર્વ-સ્ફુરિત ધ્વનિઓનો સ્થાનવિપર્યય થાય તેને સંસ્કૃત વૈયાકરણોએ વર્ણ-વ્યત્યય (Metathesis)ની સંજ્ઞા આપી છે. પાશ્ચાત્ય ભાષાવૈજ્ઞાનિકોએ આ પ્રક્રિયાને પૂર્વાપેક્ષા કે પૂર્વસ્ફુરણ (Anticipation)ના પેટામાં સમાવી લીધી છે, કારણ કે એના પાયામાં જે મનોવ્યાપાર રહેલો છે તે પૂર્વસ્ફુરણનો છે. શબ્દની માનસપ્રતિમા બંધાતી હોય છે ત્યારે શબ્દના ઉત્તરાંશનો કોઈ વિશિષ્ટ ધ્વનિ કે ધ્વનિસમૂહ એની વિલક્ષણતા કે મહત્ત્વને કારણે પ્રબળપણે સ્ફુરી રહી શબ્દના અગ્રભાગમાં ઉચ્ચારાઈ જાય છે. ઉ. ત.

સં. चिह्न > ગુજ. ચિન્હ
અપ. बुड्डइ > ગુજ. ડૂબે ('બૂડે' પણ પ્રચલિત છે.)

---

૨૧ જુઓ : Sturtevant, *op. cit.* p. 88.

વૈદિક (वम्रो +क) > સં. वल्मीक
પ્રા. અંગ્રેજી thridda > અર્વા. અંગ્રેજી third
સં. प्राघुणकः > પ્રા. અપ. प्राहुणउ > ગુજ. પ્હેરોણો
સં. श्लक्ष्णकम् > પ્રા. लण्हं > અપ. लण्हउं > ગુજ. ન્હાનું
સં. कृष्णः > પ્રા. कण्हो > અપ. कण्हु > ગુજ. કહાન
સં. वल्लभकः > પ્રા. वल्लहओ > અપ. वल्लहउ > ગુજ. વ્હાલો.
આંતકનિગ્રહ ('આતંકનિગ્રહ'ને બદલે)
શંકુતલા ('શકુંતલા'ને બદલે)

**પૂર્વાપેક્ષાજન્ય લોપ (Anticipatory Loss—Haplology)**

બે સમાન ધ્વનિ કે ધ્વનિસમૂહ સમીપ આવતાં એમાંના એકનો વચ્ચેના અનુવર્તી અન્ય ધ્વનિઓ સાથે લોપ થાય છે. એને ધ્વનિ-લોપ કહે છે. આગળના પાશ્ચાત્ય ભાષાશાસ્ત્રીઓએ આ પ્રક્રિયાને 'અક્ષરલોપ' (Haplology)નું નામ આપ્યું છે. પ્રાચીન સંસ્કૃત વૈયાકરણોએ એને 'વર્ણનાશ' કે 'વર્ણાપાય'ની સંજ્ઞા આપી છે. આમાં પ્રયત્નલાઘવ અર્થે ત્વરિત ઉચ્ચારણ થતાં ઉત્તર ધ્વનિસમૂહ પૂર્વધ્વનિને દબાવી દે છે એ જ કારણ છે. પ્રાચીન અને અર્વાચીન બધાં ભાષાસ્વરૂપોમાં આનાં ઉદાહરણો મળશે. દા. ત.

વૈદિક शेवृधः (=પ્રિય, અમૂલ્ય) < शेव + वृधः
સં. वृथा < वृत + था
સં. जहि < जहीहि
અંગ્રેજી humble + ly = humbly[22]
અંગ્રેજી, ત્વરિત ઉચ્ચારણમાં libry (library માટે)
અંગ્રેજી, ,, ,, probly (probably ,,)
અંગ્રેજી, ,, ,, canot (can not ,,)
ગુજ. દીનના નાથ > દીનાનાથ

---

૨૨ જુઓ: Sturtevant, *op. cit.*, p. 90.

ગુજ. અંગગત > અંગત

કલકલ મધુરવ કરતી સરિતાનાં ગાનો † ('મધુર રવ'ને બદલે)

સિઅ્ઝીઓએ સિંહ નાયકને સેનાપદે રાખ્યો. †
('સેનાપતિપદે' ને બદલે)

સંથાગારમા હાજ રહેતો હતો. ('હાજર રહેતો' ને બદલે)

## પરાપેક્ષા (Lag)

કેટલીકવાર શબ્દ કે શબ્દસમૂહના ઉત્તરાંશના ધ્વનિની પૂર્વસ્ફુરણાને બદલે પૂર્વાંશના ધ્વનિઓ ઉત્તરાંશના ઉચ્ચારણ ઉપર આક્રમણ કરે છે. એને આધુનિક પાશ્ચાત્ય ભાષાવૈજ્ઞાનિકોએ પરાપેક્ષા (Lag) નું (અર્થાત્, 'ધ્વનિનું પરાગમન') નામ આપ્યું છે. આ પણ પૂર્વસ્ફુરણાના જેવી, પરંતુ વિરુદ્ધ દિશા તરફ ગતિ કરતી, પ્રક્રિયા છે. કેટલીક વાર આ પ્રમાણે પૂર્વાંશધ્વનિ ઉત્તરાંશના ધ્વનિને લુપ્ત કર્યા વિના આક્રાન્ત કરે છે (Lag Alone). ઉ. ત.

optic tup ('cup' ને બદલે)[23]

જેન્ટલમેનો અને લેડીઝો (સુરતી ગૃહસ્થ પાસેથી સાંભળેલું)

સામાન્ય રીતે પૂર્વાંશનો પરાગમન કરતો ધ્વનિ ઉત્તરાંશના ધ્વનિનો લોપ કરીને એનું સ્થાન લઈ લે છે (Lag with Substitution).[24] ઉ. ત.

અં. Lingua-Francua.[23]

---

૨૩ જુઓ : Sturtevant, *op. cit.*, p. 91.

૨૪ આ ઉપરાંત સ્તુર્તવાંએ ધ્વનિની પરાપેક્ષા (Lag) ના નીચેના બે પ્રકારો ગણાવ્યા છે, જેનું નિદર્શન અતિ વિરલ છે :

Lag with Loss (દા. 'helping him send' ને બદલે 'help him sending'); અને

Lag with Substitution and Loss ('I've always said' ને બદલે 'I alwave said').

જુઓ : Sturtevant, *op. cit.*, p. 92.

અપ૦ उड्डावइ > ગુજ. ઉડાડે.
સ્ત્રી અને પુરુષ એકબીજાનાં પુરુક છે. † ('પૂરક 'ને બદલે)
તેજોવેધથી ઘવાયેલો ગોપાળ † ('તેજોવધ' ને બદલે)
વૈશાલી માટે તે પ્રાણો અર્પણા તૈયાર હતો. † ('અર્પવા'ને બદલે)
અશકય કે અશંભવ †.

વ્યત્યય ( Metathesis )

આધુનિક ભાષાવૈજ્ઞાનિકોના મત પ્રમાણે ધ્વનિનું પૂર્વસ્ફુરણુ કે પૂર્વાપેક્ષા - - - - અને પરાગમન કે પરાપેક્ષા (lag) એકીસાથે (લોપ અને આદેશ સહિત પ્રવર્તે તો ધ્વનિવ્યત્યય થાય. એક ઉદાહરણુ વડે આ વિધાન સ્પષ્ટ કરીએ. અં. regular ને બદલે regural એવું સ્ખલન નોંધાયું છે. આ ઉદાહરણુમાં બોલનાર વ્યક્તિની મનોભૂમિકામાં r ની પૂર્વસ્ફુરણા કે પૂર્વાપેક્ષા (anticipation) થઈ છે, જ્યારે l ની પરાગતિ કે પરાપેક્ષા (lag) થઈ છે. મૂળ શબ્દમાં મધ્યવર્તી l ઊડીને તેને સ્થાને પૂર્વસ્ફુરણાને બળે r નો આદેશ થયો છે એ એકીસાથે સલોપ (with loss) અને સાદેશ (with substitution) પૂર્વાપેક્ષાની પ્રક્રિયા થઈ. બરાબર એ જ રીતે, પરંતુ વિરુદ્ધ દિશાની, પરાપેક્ષાની પ્રક્રિયાથી મૂળ શબ્દનો અંત્ય વર્ણ r પરિવર્તિત થઈને l બન્યો.

સામાન્ય શબ્દોમાં આ પ્રક્રિયાને બે ધ્વનિઓ કે વર્ણોના વ્યત્યય તરીકે ઓળખાવીએ તો ચાલશે. અર્વાચીન ભારતીય ભાષાઓમાં આ પ્રકારના વ્યત્યયનાં સંખ્યાબંધ ઉદાહરણો મળે છે:

સં. बिलालिका > ગુજ. 'બિલાડી'
સં. वाराणसी > હિંદી-ગુજ. 'બનારસ'
શિષ્ટ ગુજ. 'દેવતા' > કાઠિયાવાડી (ઉપશિષ્ટ) બોલી: 'દેતવા'
" 'તપેલી' > સુરતી (ઉપશિષ્ટ) બોલી: 'પતેલી'

સં. स्त्री > પ્રા. इत्थी
સં. स्नान > હિંદી, ગુજરાતી, ઇ૦ માં 'अस्नान'
અં. स्कूल > ગુજ. 'ઇસ્કૂલ' (કવચિત્, 'ઇસ્કોલ')
અં. स्टेशन > ગુજ. 'ઇસ્ટેશન'
અં. स्क्रू > „ 'ઇસ્ક્રૂ'

## સ્વરભક્તિ (Anaptyxis)

કઠિન સંયુક્તાક્ષરોના ઉચ્ચારણની મુશ્કેલી નિવારવાને એ સંયુક્તાક્ષરો વચ્ચે કોઇ સ્વર કે સ્વરભાગ (=સ્વરનો અંશમાત્ર) મુકાય છે તેને સ્વરભક્તિ કહે છે. 'સ્વરભક્તિ' એટલે સ્વર વડે બે ધ્વનિઓનું વિભાજન (=પૃથક્કરણ)[૨૮]; અથવા તો સ્વર-ભાગ(ભક્તિ)નો જેમાં આગમ થાય છે તેવી વાગ્વ્યાપાર-પ્રક્રિયા[૨૯]. ઋગ્વેદ પ્રાતિશાખ્ય અનુસાર સ્વર પછી અને વ્યંજનની પૂર્વે આવતા ૨કારની પહેલાં સ્વરભક્તિ (સ્વરનો ભાગ કે અંશ) ઉચ્ચારાય છે. ઉ. ત. अर्चन्ति નો ઉચ્ચાર अरिचन्ति જેવો સંભળાશે. એમાં रि નો इ-કાર અત્યંત મૃદુ કે દ્રુત સમજવાનો છે—એટલો સૂક્ષ્મ કે એની માત્રા અર્ધી કે તેથી યે ઓછી હોય, અને એથી સંયુક્ત વર્ણોનું સ્વરૂપ યથાવત્ સંયુક્ત જ લાગે.[૩૦]

---

૨૮ બે ધ્વનિઓને વિભિન્ન કરવાની વિશિષ્ટતાને અનુલક્ષીને સ્વરભક્તિની આ પ્રક્રિયાને પ્રાકૃત વૈયાકરણોએ विप्रकर्ष ની સંજ્ઞા આપી છે. विप्रकर्ष ને પાશ્ચાત્ય ભાષાશાસ્ત્રમાં Diaeresis કહે છે.

૨૯ જુઓ: મંગળદેવશાસ્ત્રી, भाषाविज्ञान, पृ. ११३.

૩૦. સરખાવો: 'रेफात्स्वरोपहिताद् व्यञ्जनोदयाद् ऋकारवर्णा स्वरभक्तिः। स्वरभक्तिः पूर्वभागक्षराह्नम्। द्राघीयसी सार्धमात्रा। अर्धोनान्या।' જુઓ: મંગળદેવ શાસ્ત્રી સંપાદિત ऋग्वेद प्रातिशाख्य पटल ६-सूत्र ४६, १-३२,३३,३५. 'न संयोगं स्वरभक्तिर्विहन्ति'। (ऋग्वेद प्रातिशाख्य ६-३५).

પ્રાકૃતભાષાઓમાં આ વ્યાપાર સુપ્રચલિત છે. ઉ. ત.

| સંસ્કૃત | પ્રાકૃત |
|---|---|
| क्लिष्ट | किलिट्ठ |
| श्री | सिरी |
| कृष्ण | कसण |
| सस्नेहा | ससणेही ( અપભ્રંશ ) |

અર્વાચીન ભારતીય ભાષાઓમાં પણ સ્વરભક્તિની પ્રક્રિયા એટલી જ સુપ્રચલિત છે. પંજાબી લોકો સંસ્કૃતના સંયુક્તાક્ષરોને બહુધા સ્વરભક્તિથી જુદા પાડે છે, એટલુંજ નહીં પણ અંગ્રેજી ભાષાના શબ્દોમાં પણ યુક્ત વર્ણોને સ્વરભક્તિથી જુદા પાડે છે. ઉદા. સં. स्नान > પં. सणाण; અં. स्कूल > પં. सकूल; અં. स्टेशन > પં. सटेशन. ગુજરાતીમાં સ્વરભક્તિનો પ્રયોગ અર્વાચીન તદ્ભવ શબ્દોમાં સવિશેષ મળે છે. ઉ. ત.

| સંસ્કૃત | ગુજરાતી ( અર્વાચીન તદ્ભવ ) |
|---|---|
| धर्म | ધરમ |
| कर्म | કરમ |
| भक्त | ભગત |
| युक्ति | જુગતી |
| प्रसाद | પરસાદ |
| स्नान | સનાન |
| सूर्य | સૂરજ |
| तीर्थ | તીરથ |
| शागिर्द ( ફારસી ) | સાગરીત |
| ( कॉली )फ्लावर ( અંગ્રેજી ) | ફલાવર (બોલચાલની ભાષામાં) |
| स्लीपर ( અંગ્રેજી ) | સલેપાટ „ |

અરબીમાંથી; તોપચી, ગાલીચો, ઇ૰ તુર્કીમાંથી; કપ્તાન, ઇસ્કોતરો, કાજૂ, આફૂસ, જેવા શબ્દો પોર્ટુગીઝ ભાષામાંથી; ખમીસ, બાંકડો, ફિરંગી ઇ૰ શબ્દો ફ્રેન્ચ ભાષામાંથી; અને ટિકિટ, માસ્તર, સ્ટેશન, બાટલી ઇ૰ અનેક શબ્દો અંગ્રેજી ભાષામાંથી; અને સુદ્ધાં, પૂરણપોળી, ઇ૰ શબ્દો મરાઠી ભાષામાંથી ઉછીના લીધા છે. એની સવિસ્તર ચર્ચા આગળ કરીશું.

**પ્રાચીન શબ્દોના પ્રયોગનો લોપ**—સંસ્કૃત કાળથી કાળક્રમે કેટલાક જૂના શબ્દો વપરાવા બંધ પડીને એમને સ્થાને નવા શબ્દો વપરાવાના વલણનો પ્રારંભ થયેલો નજરે પડે છે. ઉ. ત. વૈદિક दर्शत (=દર્શનીય), अमूर (=બુદ્ધિમાન), अक्तु (= રાત્રિ) ઇ૰ શબ્દો લૌકિક સંસ્કૃતમાં મળતા નથી. તેવી રીતે ક્રમે ક્રમે उक्षन् ને બદલે वृषभ શબ્દનો, અને अश्व ને બદલે घोटक શબ્દનો (ગુજ. 'ઘોડો') પ્રચાર વધ્યો છે.

એવી રીતે પ્રાકૃત–અપભ્રંશમાં અને તે પછી જૂની ગુજરાતીમાં છૂટથી પ્રયોજાતા શબ્દો પછીના કાળમાં લુપ્ત થયા છે, અથવા તો અન્ય અર્થમાં પ્રયોજાતા થયા છે. જેમકે જૂની ગુજ. पेखणउ ('નાટક', 'ગીત–નૃત્યનો સમારંભ'), राउलउ (='રાજકુલ', 'રાજમહેલ') ઇ૰ શબ્દોનો પ્રયોગ અર્વાચીન ગુજરાતીમાંથી બિલકુલ લુપ્ત થઈ ગયો છે, અને लगी (= 'થી') જેવા કેટલાક શબ્દોનો અર્થ ફરી ગયો છે. (અર્વા. ગુજ. માં 'લગી' = સુધી').

**સાદૃશ્યમૂલક શબ્દઘટના (Analogic Creation)**

ઉપર દર્શાવ્યા ઉપરાંત સાદૃશ્યવ્યાપારથી પણ કોઈ કોઈ વાર નૂતન શબ્દો ઘડાય છે. આ ક્રિયા અસંત સાહજિકપણે થતી હોય છે.

પાશ્ચાત્ય ભાષાવૈજ્ઞાનિકોએ આનાં કેટલાંક નોંધપાત્ર ઉદાહરણોની ચર્ચા કરી છે. ઉ. ત. સ્તુર્તેવાંના એક પુત્રને કાનમાં દુખવા આવ્યું, એથી ડૉક્ટરે એનો કાન પિચકારી મારીને (irrigated) સાફ કર્યો.

ત્યારે કોઈએ પૂછતાં એણે કહ્યું કે 'I have been irrigated.' પછી એક વાર એને નાકમાં કાંઈક દર્દ ઊપડી આવ્યું તેથી એના નાકમાં પિચકારી મારવી પડી. એ વખતે એણે પોતાના અનુભવનું બ્યાન આપતાં કોઈને કહ્યું: 'I have been nosigated'.[૩૫] અહીં એ બાળકે ડૉક્ટરે અગાઉ વાપરેલા irrigate એ પારિભાષિક શબ્દનો મનમાં ear સાથે સંબંધ કલ્પી લઈને (કારણ કે irrigate નો પૂર્વાંશ ear જેવો સંભળાવાની શક્યતા છે), એના સાદૃશ્યથી nose ઉપરથી એણે nosigate શબ્દ ઉપજાવી કાઢ્યો. અર્થાત્, એણે આવું શબ્દસમીકરણ કર્યું: ear : irrigated = nose : nosigated.

બીજા એક ઉદાહરણમાં એક માણસે પોતાના નાના પુત્રને ચાર ચારની હારમાં ઊડતાં વિમાનો બતાવીને કહ્યું: 'That is a formation.' પછી પાછળ બે વિમાનો આવતાં હતાં એ જોઈને એ બાળક તરત બોલી ઊઠ્યો, "There is a twomation."[૩૬] અહીં બાળકના મનમાં four : formation = two : twomation એવું સમીકરણ રચાયું છે.

આવું એક નૂતન શબ્દઘડતર મેં મારી પુત્રી (ત્યારે એ પાંચેક વર્ષની હશે) પાસેથી સાંભળ્યું હતું. ગયા મહાયુદ્ધ દરમિયાન સાકરની

૩૫ જુઓ : E. H. Sturtevant, *An Introduction to Linguistic Science*, p. 97.

૩૬ જુઓ : Sturtevant, *op. cit.*, p. 98.

આમ 'વનિસાદૃશ્યને કારણે બાળકે શબ્દને બીજી રીતે, જો કે સંદર્ભમાં બરાબર બંધ બેસે તે પ્રકારે, ઘડાવ્યાનો એક દાખલો મને સ્મરણમાં છે. અમારી મોટેરાંઓની વાતચીતમાં 'નિર્વિવાદ' શબ્દ ('ચોક્કસ', 'સાચું' એ અર્થસંદર્ભમાં વપરાયેલો) સાંભળીને મારા (પાંચેક વર્ષની ઉમરના) પુત્રે એનો અર્થ = 'નિરની વાત' (= સાચી વાત') એવી રીતે ઘડાવ્યો. પછી એક દિવસે કોઈ ચોક્કસ બાબત સંબંધે બોલતાં એ કહે, "મોટાભાઈ, એ 'વાત નિરવી' છે." અહીં 'નિર્વિવાદ' (હકીકત) = 'સાચી વાત,' ∴ 'નિરવી'= 'સાચી' – એવું સમીકરણ એના મનમાં રચાયું હશે એમ સમજાય છે.

જેવાં રૂપો અર્વાચીન અંગ્રેજીમાં પ્રચલિત બન્યાં છે. સાદૃશ્યવ્યાપારનું પ્રવર્તન વ્યવસ્થિત કે નિયમિત હોતું નથી. ક્વચિત્ ring : rang : rung જેવાં રૂપોમાં (પ્રાચીન અંગ્રેજીમાં hringan : hringde છે) બરાબર અવળી પ્રક્રિયા પ્રવર્તી છે.[૪૦]

ગુજરાતીમાં પણ કેટલાંક વ્યુત્પત્તિપ્રાપ્ત રૂપોમાં સાદૃશ્યને બળે આવું પરિવર્તન થયેલું જણાય છે. ઉ. ત. અપભ્રંશ કાળમાં સ્ત્રીલિંગી શબ્દોમાં પ્રથમા-દ્વિતીયા બહુવચનમાં ઉ પ્રત્યય લાગતો (જેમકે, तण गणंतिए अंगुलिउ जज्जरिआउ नहेण, જુઓ સિદ્ધહેમ. ૮-૪-૩૩૩, ૩૪૮,) જેનો અવશેષ કાઠિયાવાડી બોલીમાં 'ગાયું' 'ભેંસું' 'બાઈડીયું' જેવા પ્રયોગોમાં મળે છે. અર્વાચીન શિષ્ટ ગુજરાતીમાં એ સ્ત્રીલિંગી રૂપો પુલિંગી રૂપોના સાદૃશ્યથી ઓ-કારાંત બની ગયાં છે: જેમકે, આંગળીઓ, ગાયો, ભેંશો, ઈ૦.

કાઠિયાવાડી બોલીના 'ત્યા તું શું કરો છો? બારો નીકળ,' કે ચરોતરી બોલીનો 'તું શું કરુ છુ?' જેવા પ્રયોગોમાં વર્તમાન કાળના બીજા પુરુષ એકવચનનાં રૂપો ઓ/ઉકારાંત છે, જ્યારે અર્વાચીન શિષ્ટ ગુજરાતીમાં વર્તમાનકાળ બીજા પુરુષ એકવચનનાં રૂપો એ-કારાંત છે. (જેમકે 'ત્યાં તું શું કરે છે?'). કાઠિયાવાડી અને ચરોતરી બોલીના વર્તમાન બીજા પુરુષ એકવચનનાં ઓ/ઉકારાંત રૂપોમાં વર્તમાન કે આજ્ઞાર્થ બીજા પુરુષ બહુવચનનાં ઉ કારાંત રૂપોનું સાદૃશ્ય કારણભૂત હોઈ શકે.

એ જ પ્રમાણે અપભ્રંશનાં ભૂતકૃદંતનાં દિણ્ણા જેવાં ણ-કાર યુક્ત રૂપો કાઠિયાવાડી બોલીમાં ભૂતકાળમાં સચવાયાં છે (ઉ. ત. 'દેવાણું,' 'ખવાણું,' 'જવાણું,' ઈ૦); જ્યારે શિષ્ટ ગુજરાતીમાં એને સ્થાને, ય-કારવાળાં રૂપોનાં બાહુલ્યથી ('દેવાયું,') 'ખવાયું,' 'જવાયું,' ઈ૦) ય-કારવાળાં રૂપો પ્રચલિત થયાં છે.

---

૪૦ જુઓ : Sturtevant, *op. cit.*, p. 108.

શબ્દસંકર ( Contamination of Words )

ભાષામાં ઘણીવાર બે શબ્દોના સંમિશ્રણથી ત્રીજો શબ્દ ઘડાયેલો મળી આવે છે. અહીં મનમાં એક સાથે બે શબ્દોની સ્ફુરણા થાય છે–બંને પરિસ્થિતિના સમાન રીતે દ્યોતક હોય છે. મન પોતાના સંવેદનને અભિવ્યક્ત કરવાને આ શબ્દ વાપરવો કે પેલો એનો નિર્ણય કરી શકતું નથી. તેથી એક શબ્દનો પૂર્વાંશ અને બીજાનો ઉત્તરાંશ મળીને એક નવો જ શબ્દ ઘડાય છે અને કાલક્રમે એ પણ રૂઢ થઈ જાય છે. આ પ્રક્રિયાને શબ્દસંકર ( Contamination of Words ) કહે છે. છેક પ્રાકૃતોના કાળથી આ પ્રકારના શબ્દ–સંકરનાં ઉદાહરણો મળે છે. જેમકે,

પ્રા. दिस्सइ × पेक्खइ = देक्खइ

પ્રા. दुवे × उभय = दुमय

સં. भूरि × भूयसी = મધ્યકાલીન ગુજ. 'ભૂરસી' (દક્ષિણા).

યેસ્પર્સને અંગ્રેજી ભાષામાં રૂઢ થયેલા આવા શબ્દસંકરોના સંખ્યાબંધ પ્રયોગો નોંધ્યા છે.[૪૧] ઉ. ત.

slip × glide > slide
slight × tender > slender
clap × crash > clash
flame × glare > flare
gleam × shimmer > glimmer
smack × mash > smash

ગુજરાતી ભાષામાં પણ આવા શબ્દસંકરોનાં ઉદાહરણો મળે છે.

મેલવું × મૂકવું > મેકવું (પ્રાન્તિક બોલીમાં)
ચપ્પુ × ચાકુ > ચક્કુ
મિંદડી × બિલાડી > મલાડી (પ્રાન્તિક બોલીમાં)

---

૪૧ જુઓ : Jesperson, *Language*, p. 312-313.

ઉદ્‌ભવવાનું × જાગી ઊઠવાનું = ઉદ્‌ભવી ઊઠવાનું †[૪૯]
અર્પવા × અર્પણ કરવા = અર્પણા †[૫૦]
ઉપરછલ્લો × ઉપરટપકીયો = ઉપરછલકીયો (સંપ) †
ચકિત × છક = (એને) ચક (બનાવી દીધો) †
પ્રેરણા (દાયક) × પ્રવેણી = પ્રેરિણી (પુસ્તક) †
ઊલટું × વધારાનું = ઉલટાનું † (એ સુંદરતા વધારે છે.)
મનોમન × મનઃપૂત = મનોઃમન †

વાક્યાંશસંકર (Contamination of Phrases)

કેટલીક વાર બોલનારના મનમાં બે સમાનાર્થ વાક્યખંડો (phrases) એકસાથે સ્ફુરી રહેતાં વક્તાથી અનાયાસ બંને વાક્યાંશોનો સંકર થઈ જાય છે. પ્રસિદ્ધ અમેરિકન ભાષાવૈજ્ઞાનિક સ્તુર્તેવાંએ સુવિખ્યાત લેખકોનાં લખાણોમાંથી વાક્યાંશસંકરનાં કેટલાંક ઉદાહરણો ટાંક્યાં છે.[૫૧] જેમકે,

(1) Why did you do that? × What did you do that for? = Why did you do that for?

(2) No event is too extraordinary to be possible × No event is extraordinary enough to be impossible = No event is too extraordinary to be impossible. (Huxley)

(3) No man is too big to accept the presidency × No man is big enough to decline the presidency. = No man is too big to decline the presidency (Woodrow Wilson)

---

૪૯ સમગ્ર વાક્ય : 'જ્યારે વૈશાલીમાં આંતર ઘર્ષણ ઉદ્‌ભવી ઊઠવાનું હતું.'
૫૦ „ : 'વૈશાલી માટે તે પ્રાણો અર્પણા તૈયાર હતો.'
૫૧ જુઓ : Sturtevant, *op. cit.*, p. 112.

સાંજે × સવારે ( કે રાત્રે ) > સાંજરે ('સવારે' કે 'રાતરે'
. ની અસરથી 'સાંજ' > 'સાંજરે' શબ્દ બન્યો છે.)

કેટલાંક સામાન્ય ભાષાસ્ખલનોમાં પણ શબ્દસંકરની પ્રક્રિયા નજરે ચડે છે.

ફરીથી × ફરીવાર = ફરીથી વાર[૪૨]
એકસરખાં × સમાન = એકસમાન†[૪૩]
અદ્યાપિ × આજપર્યંત = અદ્યાપિપર્યંત †
બળવાન × બરછટ = બળીછટ †[૪૪]
માદક × માર્દવ = માદવ (રસ) †
તડફડે × તલપે = તડપે †[૪૫]
કૂજન × ગુંજારવ = કુંજરવ †[૪૬]
હિંડોળે × હીંચોળવું = હીંચોળે (હીંચકતાં) †
જાદુઈ × જાદુગરી = જાદુઈગરી (સૃષ્ટિનું સર્જન) †
ઊંચો × ઉચ્ચ = ઉચ્ચો ( આદર્શ ) †[૪૭]
સૈન્ય × સેના = (વૈશાલીની) સૈના †
આમરણ × મરણાંત ( સુધી) = આમરણાંત †[૪૮]

---

૪૨ સરખાવો : હ. ચુ. ભાયાણી, 'વાગ્વ્યાપાર', પૃ. ૭.

૪૩ આ અને આની પછીના † આવી કટારની નિશાનીવાળા શબ્દ-પ્રયોગો, આગળ જણાવ્યા પ્રમાણે, વિદ્યાર્થીઓના ઉત્તરપત્રોમાંથી અહીં ટાંક્યા છે.

૪૪ સમગ્ર વાક્ય : 'એમાં નથી કલાપીની રસદીપ્ત કે નથી ઠાકોરની બળછટ શૈલી.'

૪૫ સમગ્ર વાક્ય : 'પહાડોની કોતરોમાં રખડ્યા કરવા મન તડપે છે.'

૪૬ ,, : 'કોકિલો કેવો મીઠો કુંજરવ કરીને સ્વહૃદયને પ્રફુલ્લિત બનાવે છે.'

૪૭ આ શબ્દસંકર ન હોય તો ભારને માટે ઉત્તરાંશ બેવડાયો છે એમ ગણાય.

૪૮ સમગ્ર વાક્ય : 'લગ્ન એ સંસ્કાર છે, અને તે આમરણાંત સચવાઈ રહેવો જોઈએ.'

ઉદ્ભવવાનું × જાગી ઊઠવાનું = ઉદ્ભવી ઊઠવાનું †[૪૯]
અર્પવા × અર્પણ કરવા = અર્પણા †[૫૦]
ઉપરછલ્લો × ઉપરટપકીયો = ઉપરછલ્લકીયો (સં૫) †
અંકિત × છક = (એને) ચક (બનાવી દીધો) †
પ્રેરણા (દાયક) × પ્રવેણી = પ્રેરિણી (પુસ્તક) †
ઊલટું × વધારાનું = ઊલટાનું † (એ સુંદરતા વધારે છે.)
મનોમન × મનઃપૂત = મનોઃમન †

વાક્યાંશસંકર (Contamination of Phrases)

કેટલીક વાર બોલનારના મનમાં બે સમાનાર્થ વાક્યખંડો (Phrases) એકસાથે સ્ફુરી રહેતાં વક્તાથી અનાયાસ બને વાક્યાંશોનો સંકર થઈ જાય છે. પ્રસિદ્ધ અમેરિકન ભાષાવૈજ્ઞાનિક સ્તુર્તેવાંએ સુવિખ્યાત લેખકોનાં લખાણોમાંથી વાક્યાંશસંકરનાં કેટલાંક ઉદાહરણો ટાંક્યાં છે.[૫૧] જેમકે,

(1) Why did you do that? × What did you do that for? = Why did you do that for?

(2) No event is too extraordinary to be possible × No event is extraordinary enough to be impossible = No event is too extraordinary to be impossible. (Huxley)

(3) No man is too big to accept the presidency × No man is big enough to decline the presidency. = No man is too big to decline the presidency (Woodrow Wilson)

---

૪૯ સમગ્ર વાક્ય : 'જ્યારે વૈશાલીમાં આંતર ઘર્ષણ ઉદ્ભવી ઊઠવાનું હતું.'
૫૦ „ : 'વૈશાલી માટે તે પ્રાણો અર્પણા તૈયાર હતો.'
૫૧ જુઓ : Sturtevant, *op. cit.*, p. 112.

આવાં ઉદાહરણોમાં ઘણીવાર સંકરપ્રક્રિયા એટલી સૂક્ષ્મ રીતે પ્રવર્તતી હોય છે કે સત્વર નજરે ચઢતી નથી. પ્રસિદ્ધ લેખકોએ આવા પ્રયોગો વારંવાર કરવાથી એ પ્રયોગો ચલણી પણ બની જાય છે. ઉ. ત.

આ વસ્તુ પ્રતિપાદિત થાય છે × આ વસ્તુનું પ્રતિપાદન થાય છે = આ વસ્તુ પ્રતિપાદન થાય છે.

એણે દૃષ્ટિપાત કર્યો × એણે દૃષ્ટિ નાખી = એણે દૃષ્ટિપાત નાખ્યો.

કન્યાએ એને વરમાળા આરોપી × કન્યાએ એને વરમાળાનું આરોપણ કર્યું = કન્યાએ એને વરમાળા આરોપણ કરી.[૫૨]

આવાં સંખ્યાબંધ ભ્રાન્ત વાક્યાંશસંકરનાં ઉદાહરણો વિદ્યાર્થીઓનાં લખાણોમાં નજરે પડશે. એમાં લખનારના મનમાં બે વાક્યાંશોનું અનાયાસ મિશ્રણ થઈ જાય છે. ઉ. ત.

મુખ્ય સ્તંભ ઉપર કળા કરતો મોર અદ્ભુત ચિત્ર અર્પતો હતો. † (ચિત્ર રજુ કરતો હતો × શોભા અર્પતો હતો.)

એના સ્થાનને ટક્કર મારે એવો કોઇ નવો કવિ નીકળી આવે.† (એને ટક્કર મારે × એના સ્થાનને ઝૂંટવી લે.)

સભા જ્યાં બેસતી તે સ્થાનને 'સંથાગાર' નામથી ઓળખાતો.† (સ્થાનને લોકો ઓળખતા × સ્થાન ઓળખાતું)

કિશોરીઓને ખાસ રખડવાનો આનંદ મળે નથી.† (મળે નહીં × મળતો નથી)

પહેલા પ્રકરણમાં સેનાપતિ સિંહ નાયકનું ઉલ્લેખ જ આવ્યાં કરે છે. † (સિંહ નાયકનું નામ × સિંહ નાયકનો ઉલ્લેખ.)

તેનામાં પુષ્કળ તાકાત ભરપૂર હતી. † (તેનામાં પુષ્કળ તાકાત ભરેલી હતી × તેનામાં તાકાત ભરપૂર હતી.)

---

૫૨ જુઓ : હ. ચુ. ભાયાણી, 'વાગ્વ્યાપાર' પૃ. ૮.

એનો અર્થ સારા અર્થમાં કરું છે. † (હું કરું છું × મેં કર્યો છે.)
?ક સદસ્યોને † (દરેક સદસ્યને × સર્વ સદસ્યોને)

## લૌકિક વ્યુત્પત્તિ ( Popular Etymology )

ઘણી વાર શબ્દનું મૂળ વીસરાઈ જાય છે, ત્યારે જનતા બાહ્ય સાદૃશ્યથી દોરવાઈને સમાન ધ્વનિવાળા પરંતુ વિભિન્નાર્થ શબ્દને મૂળ તરીકે કલ્પી કાઢે છે. ગુજરાતી કેટલીયે કહેવતોમાં આ પ્રમાણે બન્યું છે. કેટલાકમાં વ્યુત્પત્તિની અસર એટલી બધી પ્રબળ નીવડી છે કે મૂળ શબ્દનું સંપૂર્ણ વિસ્મરણ થયું છે અને નવીન, ભળતી જ વ્યુત્પત્તિ દ્વારા ઉદ્‌ભવેલો નવીન અર્થ જ માત્ર અવશિષ્ટ રહ્યો છે. કોઈક-વાર આ નવા અર્થના અનુસંધાનમાં કોઈ પ્રસંગ કે કહાણી ઉપજાવી કાઢવામાં આવી હોય એમ પણ બન્યું છે.

સંસ્કૃતમાં આવી વ્યુત્પત્તિઓ નિરુક્ત માં તો ઠેર ઠેર છે જ, પરંતુ 'મનુસ્મૃતિ' તેમજ કાલિદાસનાં મહાકાવ્યોમાં પણ એ મળી આવે છે. ઉ. ત દુહિતા—√દુહ્ ઉપરથી નીકળ્યો છે. પ્રાચીન આર્ય જીવન-પ્રણાલીમાં સૌથી સહેલું, ગાયો દોહવાનું કામ પુત્રીઓ કરતી. પછી કાળક્રમે આર્ય સંસારમાં પુત્રીઓ માટે સુપાત્ર વર શોધીને તેના વિવાહ કરવાનું મુશ્કેલ બન્યુ હશે, અને તેથી પુત્રીનો જન્મ એના માતા-પિતાને ચિંતાજનક નિવડયો હશે, જેનું પ્રતિબિંબ નિરુક્તકારની દુહિતા ની દુર્હિતા ('માબાપના હિત માટે અનિષ્ટ કે ક્લેશકર') કે દૂરે હિતા ('જેને દૂર – સાસરે—વળાવવી એ જ શ્રેયસ્કર છે') એ વ્યુત્પત્તિઓમાં પડયું છે[૫૩]. મનુસ્મૃતિમાં 'જેનું માંસ હું અહીં ખાઉં છું મને (मा) તે (स) પરલોકમાં ખાશે' એ રીતે માંસની વ્યુત્પત્તિ ઘટાવી છે[૫૪]. કાલિદાસે રઘુવંશ માં 'राम'ની 'राम इत्यभिरामेण वपुषा' અને

૫૩ જુઓ : યાસ્કપ્રણીત निरुक्त ૩ – ૪, ૫.

પાશ્ચાત્ય ભાષાવૈજ્ઞાનિકોએ પાશ્ચાત્ય ભાષાઓમાં પણ આવી લૌકિક વ્યુત્પત્તિઓના પ્રભાવનાં ઉદાહરણો આપ્યાં છે તેમાંથી એક લઈએ.

પ્રાચીન અંગ્રેજી (Old English) Scam-faest (અર્થ 'confirmed in shame, i.e. in modesty')માંથી અર્વાચીન અંગ્રેજીના પ્રારંભે ઊતરી આવેલા shame-fast રૂપનું હવે shame-faced એમ રૂપાન્તર થયું છે. એ સાથે face ના સાદૃશ્યબળે એનો મૂળ અર્થ, 'વિવેકપરાયણ' બદલાઈને 'શરમજનક', 'લજ્જાસ્પદ' નવો અર્થ ઘડાયો છે. આ પ્રકારનાં લૌકિક વ્યુત્પત્તિનાં ઉદાહરણો ફ્રેન્ચ આદિ વર્તમાન યુરોપિયન ભાષાઓમાં તેમ ગ્રીક, લૅટિન જેવી પ્રાચીન ભાષાઓમાં પણ મળે છે.[૬૦]

## નૂતન શબ્દનિર્માણ

દરેક ભાષામાં નવીન પરિસ્થિતિ કે નવીન અનુભવો વ્યક્ત કરવાને નૂતન શબ્દો ઘડાય છે. એનાં કેટલાંક ઉદાહરણો આપણે આગળ જોઈ ગયા છીએ. અહીં નૂતન શબ્દનિર્માણમાં અમેરિકન અંગ્રેજી ભાષાની એક વિલક્ષણ પદ્ધતિ નોંધવી જોઈએ. અમેરિકન અંગ્રેજીમાં સંસ્થાઓના શબ્દસમૂહના આદ્યાક્ષરો લઈને એમનો એક નવીન શબ્દ બનાવવામાં આવે છે, જે પછી એ સંસ્થાનો પ્રધાનપણે અભિધાયક શબ્દ બની રહે છે. જેમકે

United Nations Organization = U. N. O. (ઉચ્ચાર, 'યુનો')

United Nations Educational Scientific and Cultural Organization = UNESCO (ઉચ્ચાર, 'યુનેસ્કો')

North Atlantic Treaty Organization = NATO (ઉચ્ચાર, 'નાટો')

૬૦ જુઓ : Sturtevant, *op. cit.*, p. 117.

South-East Asia Treaty Organization = SEATO (ઉચ્ચાર, 'સિઆટો')

Special United Nations Fund for Economic Development = SUNFED (ઉચ્ચાર 'સનફેડ')

ચિત્ આ શબ્દોના કેવળ આદ્યાક્ષરો જ નહીં પરંતુ એ દરેકનો એક ક અંશ લઈ ને તે જોડીને નવા શબ્દો બનાવવામાં આવે છે. ઉ. ત.

Standard Vaccum Co. = Stanvac

Montagu-Chelmsford = Montford (Reforms)

Lion-Tiger = Liger (સિંહ અને વાઘના સંકરથી નિર્માણ થયેલું પ્રાણી)

ગુજરાતીમાં પણ કેટલાક લેખકોએ જુદી જુદી પદ્ધતિએ નવીન બ્દો ઘડવાનું વલણ દર્શાવ્યું છે, જેમાંથી કેટલાક હવે ભાષામાં રૂઢ થઈ ગયા છે. [૬૧] ઉ. ત.

Anthropology = માનવવંશશાસ્ત્ર, નૃવંશવિદ્યા (દ. બા. કાલેલકર)

Sociology = સમાજશાસ્ત્ર (આ. બા. ધ્રુવ)

Aesthetics = સૌન્દર્યશાસ્ત્ર (મ. ન. દ્વિવેદી)

Chivalry = સ્ત્રીદાક્ષિણ્ય (દ. બા.); લલનાસંમાન (ન. ભો. દીવેટિયા)

Adaptation = રૂપાન્તર (ગો. મા ત્રિપાઠી); અનુકૃતિ, ભાવાનુવાદ (દ. બા.)

Allegory = રૂપકગ્રંથિ (ન. લ. પંડ્યા)

Novel = નવલકથા (ગો. મા. ત્રિ.); નવલ (બ. ક. ઠાકોર)

Short story = નવલિકા (બ. ક. ઠા.)

Diary = વાસરિકા (વિ. ક. વૈદ્ય)

Encyclopaedia = સર્વસંગ્રહ (ન. લ.); વિશ્વકોશ (મ. સૂ. ત્રિપાઠી)

---

૬૧ જુઓ : વિ. મ. ભટ્ટ, 'પારિભાષિક કોશ' (પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ) ૧૯૩૦.

Lyric = સંગીતકાવ્ય (ન. ભો.); ઊર્મિકાવ્ય (બ. ક. ઠા.)
Opera = સંગીતનાટક (મ. ન. દ્વિવેદી); સંગીનક (દ. બા.)
Elegy = કરુણ પ્રશસ્તિ (આ. બા.)
Epic = વીરરસકાવ્ય (ન. લ.)
Blank verse = અખંડ પદ્ય (અ. ફ. ખબરદાર)
Pathetic fallacy = વૃત્તિમય ભાવાભાસ (ર. મ. નીલકંઠ);
અસત્ય ભાવારોપણ (ન. ભો)

Anachronism = કાળવ્યુત્ક્રમ (ન. લ.)
Fancy = તરંગ (ર. મ.)
Classical = રૂપપ્રધાન (અ. ક.); સ્વસ્થ (વિ. ક.); સંયમી (આ. બા.); સૌષ્ઠવપ્રિય (વિ. મ. ભટ્ટ)
Romantic = રંગપ્રધાન (અ. ક.); મસ્ત (વિ. ક.); ઉલ્લાસી (આ. બા.); કૌતુકપ્રિય (વિ. મ.)

આ સર્વ રીતે ભાષાનો નિરંતર વિકાસ થયાં જ કરે છે. એમાં ઉપર ચર્ચેલા સાદૃશ્યાદિ વ્યાપારો મહત્ત્વનો ભાગ ભજવે છે.

ભાષા એ વહેતી સરિતાના પ્રવાહ સમી છે. એક જ ભાષામાં ઐતિહાસિક કાળક્રમે ભિન્ન ભિન્ન પરિવર્તનો થતાં રહ્યાં છે, અને એ સ્વરૂપતઃ એક જ હોવા છતાં ભિન્ન ભિન્ન સમયે ઘણી વાર (પ્રાકૃત, અપભ્રંશ, ગુર્જર ભાષા ઈ.) જુદે જુદે નામે ઓળખાતી રહી છે—જેમ એક જ ગંગા નદી એના પ્રવાહ દરમિયાન ક્યાંક ભાગીરથીના, તો ક્યાંક હુગલીના, તો ક્યાંક વળી પદ્માના નામથી ઓળખાઈ છે તેમ. એક જ સમયના ગાળામાં પણ એક જ ભાષાનાં ભિન્ન ભિન્ન કથ્ય સ્વરૂપો (બોલીઓ) વિકસેલાં નજરે પડે છે, છતાં ભાષાનું તાત્ત્વિક સ્વરૂપ તો એનું એ જ અબાધિત, અપરિચ્છિન્ન રહ્યું છે. વસ્તુતઃ કથ્ય લોકબોલી એ જ ભાષાનો પરિપૂર્ણ વહેતો ઓઘ છે; ભાષાનું લિખિત

રૂપ એ તો એ વિશાળ જલરાશિની ઉપરની સપાટી માત્ર છે. [૬૨] એની તરંગલીલા દૃષ્ટિને મનોહર લાગે છે, છતા ભાષાને પોતાનું લાક્ષણિક બળ અને ઊંડાણ તો કથ્ય વાણીના વહેતા વિશાળ પ્રવાહમાંથી જ પ્રાપ્ત થાય છે એ માટે ભાષાના વૈજ્ઞાનિક અધ્યયનમા આ કથ્ય રૂપો ઉપર પ્રધાનપણે દૃષ્ટિ રહેવી ઘટે છે

---

૬૨ સરખાવો . ' This creation of written language may be compared to the formation of a film of ice on the surface of a river ... Under the layer of ice the water continues to flow down to the plain Should the ice break, one sees the water suddenly bubble up as it goes gushing and murmuring on its way The written tongue is the film of ice upon its waters; the stream which still flows under the ice that imprisons it is the popular and natural language, the cold which produces the ice and would fain restrain the flood, is the stabilizing action exerted by grammarians and pedagogues, and the sun-beam which gives language its liberty is the indomitable force of life, triumphing over rules and breaking the fetters of tradition "

—Vendryes, *Language*, pp 275-276.

# પ્રકરણ પાંચમું



## ધ્વનિવિચાર

किमिदमुच्चारणं नामेति । विवक्षाजनितेन प्रयत्नेन कोष्ठ्यस्य वायोः प्रेरितस्य कण्ठताल्वाद्यभिघातः यथास्थानं प्रतिघाताद् वर्णाभिव्यक्तिः ।

—न्यायसूत्र वात्स्यायनभाष्य

"Speech-sounds are certain acoustic effects voluntarily produced by the organs of speech; they are the result of definite actions performed by these organs".

— Daniel Jones, *An Outline of English Phonetics*



### માનવ ધ્વનિયન્ત્ર

માનવ ધ્વનિયન્ત્રની કરામત એ કેવી અદ્ભુત વસ્તુ છે! એ અકલ્પ્ય વૈવિધ્યવાળા ધ્વનિઓ કાઢી શકે છે. નિરંતર શ્વાસોચ્છ્વાસથી માનવનું જીવન ચાલે છે. એમાંના ઉચ્છ્વાસથી–બહાર ફેંકાતા શ્વાસથી–નિરનિરાળા ધ્વનિઓની સૃષ્ટિ ઉત્પન્ન થાય છે. આપણા શરીરનાં ફેફસાં બહારનો પ્રાણવાયુ શ્વાસ રૂપે અંદર ગ્રહણ કરે છે અને શરીરની આંતર દહનક્રિયા પછી નિરુપયોગી બનેલા વાયુને ઉચ્છ્વાસ રૂપે બહાર ફેંકે છે. આમ સતત ધમણની માફક ફેફસાંની વાયુના ગ્રહણ–વિસર્જન-ની ક્રિયા ચાલે છે. ફેફસાં સાથે જોડાયેલી શ્વાસનળી દ્વારા પ્રાણવાયુ અંદર લેવાય છે અને ઉચ્છ્વાસ બહાર નીકળે છે.

શ્વાસનળીની સાથે જ, પણ પાછળ, અન્નનળી જોડાયેલી છે, જેનો સંબંધ જઠર સાથે છે. શ્વાસનળી અને અન્નનળી વચ્ચે એક

મજબૂત આંતર પટલ (membrane)ની દિવાલ આવેલી છે. કદાચિત્ ખાતાંપીતાં કાંઈક પણ પદાર્થ શ્વાસનળીમાં જાય તો ખાંસી કે અંતરાશ થઈને એ તરત બહાર નીકળી આવે છે.

શ્વાસનળીને ઉપરને ભાગે **સ્વરયન્ત્ર** (sound-box; larynx) આવેલું છે. એમાં આગળથી પાછળ સુધી અંદરના ભાગે જતી, વીણાના તાર સમી, સ્વરતંત્રીઓ (vocal chords) આવેલી છે. એ અત્યંત નાજૂક, સૂક્ષ્માતિસૂક્ષ્મ હોય છે. એ બે સમૂહમાં કે પટ્ટીઓમાં વહેંચાયેલી છે. એ કુલ ચાર હોય છે–ડાબી બાજૂ એકની નીચે એક એમ બે, અને જમણી બાજૂ એકની નીચે એક એમ બે. ઉપરની સ્વરતન્ત્રીઓ કૃત્રિમ હોય છે; ધ્વનિઉત્પાદનમાં એ ઉપયોગી નથી. પુરુષની સ્વરતંત્રીઓ સ્ત્રીઓની સ્વરતન્ત્રીઓ કરતાં વધારે મોટી હોય છે. સ્વરતંત્રીઓના બે સમૂહ વચ્ચેની જગાને કંઠમૂલ (glottis) કહે છે.

માનવ ઉચ્છ્વાસ નીકળતાં **સ્વરતન્ત્રીની ચાર** ભિન્ન ભિન્ન પ્રકારની અવસ્થિતિ રહે છે:–

(૧) બંને સ્વરતન્ત્રીસમૂહો સંકુચિત થઈને અલગ અલગ, નિઃસ્પંદ રહે છે, અને એમની વચ્ચેથી શ્વાસનું ગમન–નિર્ગમન થાય છે.

સામાન્ય રીતે, આપણે શ્વાસ લેતા હોઈએ ત્યારે આ સ્થિતિ હોય છે. અઘોષ ધ્વનિઓનું (પ્, ત્, ક્ જેવા) ઉચ્ચારણ કરતા હોઈએ ત્યારે કંઠદ્વાર (glottis) અધિકાંશ ખુલ્લું રહે છે. પણ આપણે ભારે કામ કરતા હોઈએ ત્યારે એ સંપૂર્ણ બંધ રહે છે.

(૨) બંને સ્વરતન્ત્રીસમૂહો પાસે પાસે આવી જાય પણ એની બાજૂઓ શિથિલ રહે. વચ્ચેના સાંકડા માર્ગમાંથી શ્વાસ નીકળતાં

સ્વરતન્ત્રીની બાજૂઓમા પ્રકંપન થાય, ત્યારે એ સ્વરતન્ત્રીસમૂહો પ્રકંપિત બનીને વીણાના તારોની માફક પરસ્પર સાથે ટકરાઈને રણઝણી ઊઠે છે ત્યારે સંગીતના સ્વરો તેમ ઘોષ ધ્વનિઓ ઉદ્ભવે છે[1]

(૩) બને સ્વરતન્ત્રીસમૂહો પાસે પાસે આવીને જોડાઈ જાય અને ઉચ્છ્વાસ નીકળવામા ક્ષણભર સંપૂર્ણ અવરોધ કરે ત્યારે સહેજ ખાંસી જેવો સ્વરયન્ત્રોદ્ભૂત કે કંઠમૂલીય વ્યંજન (glottal stop) સભળાય છે.

(૪) બને સ્વરતન્ત્રીસમૂહો પાસે આવીને જોડાઈ જાય, છતાં નીચેની બાજૂ શ્વાસની આવજા માટે થોડીક જગા રહે છે. બે વ્યક્તિઓ બીજાને ન સંભળાય તે રીતે કાનમા છાની વાત કરતી હોય (whisper) ત્યારે આ સ્થિતિ હોય છે. ત્યારે સ્વરતંત્રીકંપન બિલકુલ થતું નથી; તેથી બધા જ ધ્વનિ અઘોષ હોય છે.

આમ, સૌ પ્રથમ ઉચ્છ્વાસનું ધ્વનિઓમાં રૂપાંતર કરનાર અવયવ સ્વરયંત્ર છે.

આ પ્રકારે શ્વાસનળીમાંથી નીકળેલો, સ્વરયન્ત્રમાં પરિવર્તિત થયેલો કે અવિકૃત રહેલો ઉચ્છ્વાસ પછી pharynx (જીભ અને ગળાના પાછળના ભાગ વચ્ચેની જગા) માં થઈને મુખવિવરમાં કે નાસિકાવિવરમા પ્રવેશે છે. એ બને, મુખ અને નાસિકા, સ્વરતંત્રીઓમાં

[1] બે હાથથી કાન ઢાંકી દઈને આપણે 'ક' અને 'ગ', કે અંગ્રેજીના [f] અને [v] ધ્વનિઓ ઉચ્ચારીએ તો પછીના ધ્વનિઓના ઉચ્ચારણ વખતે આપણને સ્વરતંત્રીઓના અનુરણન (buzz) નો ખ્યાલ આવશે.
જુઓ: E. H. Sturtevant, *An Introduction to Linguistic Science*, p 10

અનુરણિત થયેલા ( ઘોષ ) ધ્વનિઓ પ્રતિધ્વનિત કરી શકે છે.

મુખવિવર અને નાસિકાવિવરને જુદાં પાડતી એક દિવાલ છે જે અંદર uvula ( પડજીભ–અલિજિહ્વા ) થી આરંભીને ઉપરના દાંત સુધી વિસ્તરેલી છે. એના પડજીભ ( uvula ), સુકુમાર તાલુ ( કોમલ માંસનો બનેલો, મુખવિવર અને નાસાવિવર વચ્ચેની દિવાલ સમો ભાગ, જે ઉપરનીચે થઈ શકે છે ) ( soft palate; velum ), કઠોર તાલુ ( વર્ત્સને ઉપરને ભાગે આવેલો, માંસાવરણથી આચ્છાદિત, અસ્થિમય ભાગ ) ( hard palate ), વર્ત્સભાગ ( પેઢાં–teeth-ridge, alveolar region ), દાંત, અને દાંતના બહારના ભાગે આવેલા ઉપરના ઓષ્ઠ ( હોઠ ) એવા વિભાગ પડે.

( જુઓ આકૃતિ ૧ લી )

મુખવિવરની નીચે જીભ છે, જેના અભ્યાસની અનુકૂળતા માટે ભાષાશાસ્ત્રીઓએ ચાર વિભાગ પાડ્યા છે–જિહ્વામૂલ ( Root of the tongue ), જિહ્વાનો પશ્ચભાગ ( Back of the tongue–જિહ્વાનો દોઢ ઇંચ પછીનો બાકીનો ભાગ ), જિહ્વાનો અગ્રભાગ ( Front of the tongue–જે કઠોર તાલુની સામે આવી રહે છે ), અને જિહ્વાફલક તથા જીભનું ટેરવું ( Blade of the tongue including its tip ).

જીભની નીચેના ભાગે નીચેના દાંતનાં પેઢાં, નીચેના દાંત, અને આગળ નીચેનો ઓષ્ઠ ( અધર ) છે. ( જુઓ આકૃતિ ૧ લી )

કંઠમાંથી ઉચ્છ્વાસ નીકળતી વખતે પડજીભ ( uvula ) નીચે દર્શાવેલી ત્રણમાંથી કોઈ એક સ્થિતિમાં રહે છે.

(૧) એ તંગ બનીને ઊંચી થઈ જાય અને શ્વાસનળીમાંથી નાસિકાવિવરે જતા માર્ગને સંપૂર્ણ પણે રૂંધી દે, જેથી તમામ ઉચ્છ્-




(આકૃતિ ૧ લી)

L. L=lips; ઓષ્ઠ. T. T=Teeth; દાંત. T. R=Teeth-ridge; દંતમૂલ. H. P=Hard palate; કઠોરતાલુ. S. P.=Soft palate; સુકુમાર તાલુ. U=Uvula; પડજીભ. N. P.=Nasal Pharynx; નાસિકાવિવર. P=Pharynx; કંઠવિવર. Bl=Blade of Tongue; જીભનું ટેરવું. F=Front of Tongue; જિહ્વાનો અગ્રભાગ. B=Back of Tongue; જિહ્વાનો પશ્ચભાગ. R=Root of Tongue; જિહ્વામૂલ. E=Epiglottis. F. P.=Food-pipe; અન્નનળી. W. P.=Wind-pipe; શ્વાસનળી. V. C.=Vocal-chords; સ્વરયંત્ર. Glottis=સ્વરયંત્ર વચ્ચેની ખાલી જગા

વાસ મુખવિવરમાં જ જાય, અને એનો કોઈ અંશ નાસિકાવિવરમાં જવા ન પામે. અનુસ્વાર, અનુનાસિક વ્યંજનો અને સાનુનાસિક સિવાયના તમામ ધ્વનિઓના ઉચ્ચારણમાં પડજીભ આ સ્થિતિમાં હોય છે. શરદી થઈ હોય અને સળેખમને કારણે નાક બંધ થઈ જાય ત્યારે પણ આ સ્થિતિનો અનુભવ થાય છે.

(૨) એ બિલકુલ ઢીલી, શિથિલ બનીને નીચેની તરફ ઢળી પડે, જેથી શ્વાસનળીનો મુખવિવર તરફનો માર્ગ બંધ થઈ જાય અને એને પરિણામે સમગ્ર ઉચ્છ્વાસ નાસિકા દ્વારા જ બહાર નીકળી શકે. અનુનાસિક વ્યંજનો તથા અનુસ્વારનું ઉચ્ચારણ કરતી વેળા આ સ્થિતિ હોય છે. સામાન્ય રીતે શ્વાસોચ્છ્વાસ લેતા હોઈએ ત્યારે પણ પડજીભ આ સ્થિતિમાં રહેલી હોય છે.

(૩) બંને વચ્ચેની, મધ્યમ, સ્થિતિમાં રહે ત્યારે કેટલોક ઉચ્છ્વાસ મુખવિવરમાંથી નીકળે અને કેટલોક નાસિકાવિવરમાંથી. સાનુનાસિક સ્વરો – ઉ. ત. 'હીં', 'અહીં', 'જઈએં' (ઉત્તર સૌરાષ્ટ્રની બોલીમાં ઈ.)માં – આ સ્થિતિ હોય છે.

અનુનાસિક વ્યંજનો (ઉ. ત. ઙ્, ઞ્, ણ્, ન્, મ્ )માં શ્વાસ નાસિકાવિવરમાંથી જ નીકળે છે એ આપણે આગળ જોઈ ગયા છીએ.

હવે **જીભની** વિવિધ સ્થિતિઓનો વિચાર કરીએ.

શ્વાસ લેતી વખતે તો એ તદ્દન નિઃસ્પંદ સ્થિતિમાં હોય છે; પરંતુ ધ્વનિઓના ઉચ્ચારણ સમયે એ નીચે પ્રમાણે સ્થાનો ગ્રહણ કરે છે.

(૧) ક્યારેક એ મુખવિવરમાં આવેલા ઉચ્છ્વાસને બહાર નીકળવામાં અવરોધ કરતી નથી; છતાં વધતીઓછી ઊંચી થઈને ઉચ્છ્-

ધ્વનિનું લક્ષણ—અહીં નિરૂપાયેલા ધ્વનિ પ્રકૃતિજન્ય અવાજથી ભિન્ન છે. આકાશમાં ઉદ્‌ભવતાં જે આંદોલનો શ્રવણેન્દ્રિય ઉપર અથડાય છે અને તે દ્વારા મન વડે ગ્રહણ થાય છે તેને શબ્દ કે અવાજ કહેવામાં આવે છે. પ્રકૃતિનાં ચેતન, અચેતન કોઇ પણ પ્રકારનાં અંગો આ રીતે અવાજ ઉત્પન્ન કરવા સમર્થ છે. પરંતુ, ભાષાવિજ્ઞાનીઓ માનવમુખમાંથી-ધ્વનિયન્ત્રમાંથી નીકળેલા શબ્દને જ ધ્વનિ કહે છે. ધ્વનિઓ ઉચ્ચારનાર માણસ પોતાના વિચાર અન્યને જણાવવાને જ બોલતો હોય છે, જે સાંભળનાર માણસ ગ્રહણ કરીને યથોચિત ઉત્તર આપે છે કે તદનુસાર વર્તન કરે છે આમ આદાન-પ્રદાન એ ધ્વનિઉચ્ચારણનું મુખ્ય ધ્યેય છે.

ભાષાવૈજ્ઞાનિકો ધ્વનિનું શાસ્ત્રીય લક્ષણ આ પ્રમાણે બાંધે છે: "ધ્વનિ એ મનુષ્યના નિશ્ચિત (વાણી) **સ્થાન** અને **પ્રયત્ન** વડે ઉત્પન્ન થયેલાં અને શ્રવણેન્દ્રિય દ્વારા એ જ પ્રકારે નિશ્ચિત રૂપે ગ્રહણ કરાતાં અવાજનાં આંદોલનો છે."[૨]

ધ્વનિગ્રામ (phoneme)—મનુષ્ય ભિન્ન ભિન્ન શબ્દોમાં આવેલા એક જ ધ્વનિનું એક જ રીતે-એક જ સ્થાન અને પ્રયત્નથી-ઉચ્ચારણ કરતો નથી. ઉ. ત. 'કંકણ', 'વિકાસ', 'કોકિલા', 'પાકું' એ શબ્દોમાં આવેલા 'ક'ના ઉચ્ચારણમાં પરસ્પર થોડોક ભેદ છે જ. 'કંકણ'ના પ્રથમ અને દ્વિતીય ક્-ધ્વનિમાં થોડોક તફાવત પડે છે. આ પ્રમાણે માનવ વાણીમાં ક્, ખ્, ગ્, ઘ્, એ વ્યંજનો કે અ, આ, ઈ, ઉ, એ સ્વરોનાં જાતજાતનાં ઉચ્ચારણ થાય છે. પરંતુ તેથી વ્યવહારમાં આપણે એ ધ્વનિઓને ભિન્ન ગણતા

૨ સરખાવો : Daniel Jones, *op. cit.*, p 48:

"A speech-sound is a sound of definite organic formation and definite acoustic quality which is incapable of variation."

નથી. ઉ. ત. 'કંકણ', 'વિકાસ', 'કોકિલા' એ સર્વના ક્ ને આપણે એકજ ક્–ધ્વનિ સમજીએ છીએ. ભાષાવિજ્ઞાનીઓ એને ધ્વનિગ્રામ (phoneme) કહે છે.

અંગ્રેજી ભાષામાંથી ઉદાહરણો લઈએ તો એક જ ધ્વનિનાં સ્થાનાન્તરે કેવા ઉચ્ચારભેદ થાય છે તેની વિશેષ સ્પષ્ટતા થશે. ઉ. ત. શબ્દના આદિમાં આવેલા સ્પર્શ વર્ણો ઉચ્ચારતાં સ્વરાઘાતને કારણે એમાં મહાપ્રાણ સંભળાય છે, જ્યારે એ જ વર્ણ શબ્દની મધ્યમાં આવતાં એનો કેવળ શુદ્ધ ધ્વનિ જ સંભળાય છે. ઉ. ત. pin [p નો ઉચ્ચાર $p^h$ જેવો], spin [p નો ઉચ્ચાર યથાવત્, p]; cup [c નો ઉચ્ચાર $k^h$ જેવો], walk [k નો ઉચ્ચાર યથાવત્, k]. ઉપરનાં ઉદાહરણોમાં p [કે k] ના ધ્વનિઓના ઉચ્ચારણમાં સ્થાનભેદે એકંદર સમાનતા સાથે થોડીક વિભિન્નતા જણાય છે; છતાં ધ્વનિગ્રામ (phoneme) એક જ, p [કે k] જ છે.

અંગ્રેજીમાં l ના શબ્દમાં સ્થાન અનુસાર બે ઉચ્ચાર સંભળાય છે: એક શબ્દના પ્રારંભનો ધ્વનિ [clear l], જે ભાષામાં ઘણો સામાન્ય છે; અને બીજો શબ્દના અંતભાગે આવતો, જીભનો પશ્ચભાગ સુકુમાર તાલુ તરફ ઊંચો થઈ ઉચ્ચારાતો લગભગ સ્વર જેવો ł [dark l] [ ļ ], જે ભાષામાં ઓછો સામાન્ય છે. આ બંને વચ્ચે ઉચ્ચારભેદ સ્પષ્ટ છે, છતાં એમને બે જુદાજુદા ધ્વનિગ્રામો ન ગણતાં એક જ /l/ ધ્વનિગ્રામમાં સમાવિષ્ટ કરવામાં આવ્યા છે.

ગુજરાતી ભાષામાં પણ આવા એક જ ધ્વનિગ્રામમાં ભિન્ન ભિન્ન સમાન ધ્વનિઓ અંતર્ગત થયેલા હોય એવાં કેટલાંક ઉદાહરણો ટાંકી શકાય તેમ છે. ઉ. ત. 'ડગલો', 'પડવું', એ શબ્દોમાંના ડ–ધ્વનિ, કે 'ઢગલો' અને 'કઢી' એ શબ્દોમાંના ઢ–ધ્વનિ સમાન નથી.[3]

[3] અનાદિ ડ, ઢ ને ડ઼, ઢ઼. નર્મદાશંકર 'મૂર્ધન્યતર' ધ્વનિઓ ગણે છે.

છતાં એમને એક જ ધ્વનિગ્રામમાં અંતર્ગત ગણીએ છીએ. પ્રથમ શબ્દયુગ્મમાં /ડ/ ધ્વનિગ્રામ છે; બીજામાં /ઙ/ ધ્વનિગ્રામ છે.

ગુજરાતી કથ્ય ભાષા (બોલી)માં (શિષ્ટ ગુજરાતી) 'ચાકુ' 'જમવું', 'ઝાડ'ના ઉચ્ચારણો કેટલીકવાર 'ત્સાકુ', 'જ્મવું' ('ઝાડ'ના 'ઝ' જેવો ઉચ્ચાર), 'ઝ઼ાડ' (pleasure ના ઝ જેવો ઉચ્ચાર) સંભળાય છે. ત્યાં પણ એ સમાન ધ્વનિઓનાં વિભિન્ન રૂપોના ધ્વનિગ્રામ સરખા જ છે– 'ચ', 'જ', 'ઝ'. ગ્રામ્યબોલીમાં 'કેમ'નાં બે ઉચ્ચારણો 'ચમ' 'ચ્યમ' એ બેમાં આદિ અક્ષરનો સ્વર કે ઉત્તર સૌરાષ્ટ્રીમાં 'વાત'ના 'વાત્ય' રૂપે ઉચ્ચારણમાં 'અ' અને 'ય'–શ્રુતિપ્લાવિત 'અ'નો ધ્વનિગ્રામ એક જ, /અ/ ગણવો ઘટે છે. દ્રાવિડી ભાષાઓમાં क्, ख्, ग्, घ् માટે સમાન લિપિસંજ્ઞા છે. (ઉ. ત. લિખિત શબ્દ कान्ति નો ઉચ્ચાર થાય गान्धि). એ ભાષાઓમાં એ સર્વ ધ્વનિઓનો એક જ ધ્વનિગ્રામ બને છે એમ ગણવું જોઈએ.

આમ એક જ ધ્વનિ કે સમાન રૂપના ધ્વનિઓના સમુદાય–જેવું એ ભાષામાં સમાન રીતે પ્રવર્તન થાય છે (અર્થાત્, જેની વિભિન્નતાને કારણે અર્થભેદ થતો ન હોય) તેને–ધ્વનિગ્રામ કહે છે. ૪ ધ્વનિઓ

---

૪ સરખાવો : Sturtevant, *op cit*. pp. 15–16 :

"A phoneme is either a single speech-sound or a group of similar speech-sounds which in a given language function in the same way."

Bloomfield, *Language*, p. 79 : "Phoneme is a minimum unit of distinctive sound-feature."

Daniel Jones, *The Phoneme, Its Nature and Use*, (1950), p. 10 :

"A phoneme is a family of sounds in a given language which are related in character and are used in such a way that no one member ever occurs in a word in the same phonetic context as any other member.

અનંત હોવા છતાં આવા ધ્વનિગ્રામો દરેક ભાષામાં પરિમિત સંખ્યામાં હોય છે. સાર્થક ધ્વનિ માટે કેવળ એક જ સંકેત હોય એ ધ્વનિગ્રામનું લાક્ષણિક તત્ત્વ છે.

એક જ **ધ્વનિગ્રામના અંગભૂત** વિભિન્ન ધ્વનિઓને allophones કહે છે. ઉ. ત. pin નો [ pʰ ] spin નો [ p ] allophones છે. આ allophones માંથી જે ધ્વનિનો ભાષામાં વિશેષ વ્યવહાર થતો હોય એ ધ્વનિગ્રામનો સંકેત બને છે—અર્થાત્, એ ધ્વનિ એ ધ્વનિગ્રામની સંજ્ઞા ગણાય છે. ઉપરના બંને અંગભૂત ધ્વનિઓનો ધ્વનિગ્રામ છે /p/. હવે પછી આવતા ધ્વનિઓના વિવરણમાં 'ધ્વનિ' શબ્દવડે 'ધ્વનિગ્રામ' સમજવાનો છે.

ધ્વનિ ઉપર દર્શાવ્યા પ્રમાણે કૌંસમાં લખાય છે, ત્યારે ધ્વનિગ્રામ બે ત્રાંસી ઢળતી સમાન્તર લીટીઓ વચ્ચે દર્શાવાય છે. ઉ. ત. ઉપરના અં. pin નું ધ્વનાત્મક પ્રતિલેખન [ pʰin ] થાય અને ધ્વનિગ્રામીય પ્રતિલેખન /pin/ થાય. તેમ ગુજરાતી 'પડવું'નું ધ્વન્યાત્મક પ્રતિલેખન [pəɖəʋʊ̃] થાય અને ધ્વનિગ્રામીય પ્રતિલેખન /pədəvũ/ થાય.

## 'ફોનેમિક્સ' (Phonemics) કે 'લિપિશાસ્ત્ર'

કોઈ પણ ભાષાના ધ્વનિગ્રામોની સૂક્ષ્મ આલોચના એની વર્ણમાલા (=મૂળાક્ષરો, alphabets) મળાક્ષરો નક્કી કરવા માટે આવશ્યક છે. વર્તમાન શિષ્ટ ભાષાઓની લિપિમાલા પરંપરાથી ઊતરી આવી છે. એની ભૂમિકામાં પ્રાચીન કાળમાં અસંપ્રજ્ઞાતપણે સહજ રૂપે થયેલી ધ્વનિગ્રામ-આલોચના હોવી જોઈએ એમ કલ્પી શકાય. વર્તમાન યુરોપીય ભાષાઓની લિપિમાલા ગ્રીક વર્ણમાલા ઉપરથી નીકળી છે. કેટલીક—સ્પેનિશ, પોલિશ, ઝેક, ફિનીશ, હંગેરિયન જેવી—ભાષાઓની લિપિમાલા તે તે ભાષાઓના ધ્વનિગ્રામોને અનુસરે છે. પશ્ચિમ યુરોપિક

(West Semitic) ભાષાઓમાં સ્વરોનું આકલન નથી, તોપણ વ્યંજનોનું નિરૂપણ સંપૂર્ણપણે ધ્વન્યાનુસારી (phonemic) છે. ગ્રીક વર્ણમાલા કરતાં **પ્રાચીન ભારતીય વર્ણમાલા**માં અતિ ચીવટથી, શાસ્ત્રીયપણે ધ્વનિઓનું પ્રતિફલન થયેલું છે. ભારતીય વર્ણમાલામાં આદિમ ભારત-યુરોપીય (Primitive Indo-European)ના કેટલાક સ્વરો લુપ્ત થઈ ગયા છે એ ખરું,[૫] પરંતુ લગભગ બધા જ વ્યંજનધ્વનિઓ ભારતીય વર્ણમાલાએ સાચવ્યા છે. એથી ઊલટું, વર્તમાન યુરોપિયન ભાષાઓમાંથી ઉદાહરણ લઈએ તો ફ્રેન્ચમાં વર્ત્સ્ય (alveolar) ટ્, ઠ્, ડ્, ઢ્ (સંસ્કૃત વર્ણમાલાના 'મૂર્ધન્ય') ધ્વનિઓનો અભાવ છે, અને અંગ્રેજીમાં ફ્રેન્ચના દંત્ય ત્, દ્, વગેરે નથી. એથી ઊલટું અંગ્રેજી વર્ણમાલામાં [ક્] ધ્વનિ માટે k ઉપરાંત c અને q, અને 'જ્' ધ્વનિ માટે j ઉપરાંત g જેવી વધારાની લિપિસંજ્ઞાઓ છે. એમાંથી વળી c [સ્] ધ્વનિ (ઉ. ત. city) અને [ચ્] ધ્વનિ માટે (ઉ. ત. church), અને g [ગ્] ધ્વનિ માટે (ઉ. ત. go) યોજાય છે. વળી [થ્] અને [ધ્] માટે સ્વતંત્ર લિપિસંજ્ઞા નથી: એ ધ્વનિઓ દર્શાવવાને માટે બે સંજ્ઞા જોડવામાં આવે છે (ઉ. ત. thick, this). આવી કેટલીક અપૂર્ણતાઓ અંગ્રેજી વર્ણમાલામાં છે. આ કારણથી અંગ્રેજી તેમજ ફ્રેન્ચ લિપિઓ અવૈજ્ઞાનિક ગણાય છે. દેવનાગરી લિપિ વૈજ્ઞાનિક છે, તોપણ એ પણ સંપૂર્ણપણે ધ્વન્યાનુસારી (phonetic) તો નથી જ.

૫ એથી જ વર્તમાન ભારતીય આર્યભાષાઓમાં ઉદ્ભવેલા ગોળ (rounded) વિવૃત (open) ઑ માટે કોઈ ખાસ લિપિસંજ્ઞા યોજાયેલી નથી—જો કે કોઈ કોઈ મધ્યકાલીન રાજસ્થાની હસ્તપ્રતોમાં ઑ સંજ્ઞા મુકાયેલી મળી આવે છે. ઉ. ત. मकरंदरा मकवाणरॉं हॉय नित्त सुद्ध हमेश.' જુઓ: N. B. Divatia, *Gujarati Language and Literature*, 1921, Vol I, p. 157.

આ પ્રકારની અનવસ્થાના નિવારણ માટે, અને ખાસ કરીને હજી સુધી લિપિબદ્ધ નહીં થયેલી કેવળ કથ્ય રૂપની ભાષાઓ માટે શાસ્ત્રીય વર્ણમાલા નિર્માણ કરવા માટે, 'ફોનેમિકસ' (લિપિશાસ્ત્ર) ની ઉપયોગિતા છે.

ભાષાવિજ્ઞાનની આ નવીનતર શાખાનો ઉદય અને વિકાસ વર્તમાન અમેરિકન ભાષાવિજ્ઞાનીઓના પ્રયત્નોને આભારી છે. ધ્વનિગ્રામનું નિરૂપણ કરીને આગલી પેઢીના અમેરિકન ભાષાવિજ્ઞાનીઓ બ્લુમફિલ્ડ અને એડવર્ડ સેપીએ આ શાસ્ત્રનો પાયો નાંખ્યો હતો. એના ઉપર અમેરિકાના નવયુવાન ભાષાશાસ્ત્રીઓ–કેનેથ એલ. પાઈક, બર્નાડ બ્લોખ, જી. એલ. ટ્રેગર, ગ્લીસન વગેરેએ ચણતર કર્યું છે. આજે અમેરિકાની યુનિવર્સિટીઓમાં ભાષાવિજ્ઞાનના વિષયમાં આ લિપિવિજ્ઞાનના નવીનતર શાસ્ત્રનું પરિશીલન ખૂબ ઉત્સાહથી થઈ રહ્યું છે.

આ શાસ્ત્રનો પાયો ધ્વનિગ્રામ (phoneme) ની કલ્પના ઉપર મંડાયેલો છે. એક જ ધ્વનિ સ્થાન પરત્વે ભિન્ન ભિન્ન રૂપે ઉચ્ચારાય છે. એ સર્વ રૂપો માટે (તેમ એના સમાન રૂપના સર્વ ધ્વનિઓ માટે પણ) કાંઈ નિરનિરાળી લિપિસંજ્ઞાઓ યોજી શકાય નહીં. એથી તો વર્ણમાલાનો અંત આવે નહીં ને ગંભીર અવ્યવસ્થા ઊભી થાય. માટે આ પ્રકારનાં એક જ ધ્વનિનાં રૂપાન્તરો માટે તેમજ એના સમાન રૂપના સર્વ ધ્વનિઓ માટે આપણે એક ધ્વનિસમુદાયનું પ્રતીક રાખીએ છીએ. એ ધ્વનિગ્રામ કહેવાય છે. એની આપણે આગળ વીગતે ચર્ચા કરી ગયા છીએ.

લિપિશાસ્ત્ર (phonemics) ની સહાયતાથી આપણે શાસ્ત્રીય ધોરણે કોઈ પણ ભાષાના અનેક ધ્વનિઓમાંથી અમુક એક ધ્વનિ-સમૂહ ચૂંટી કાઢીએ છીએ, અને એટલા જ ધ્વનિઓ માટે લિપિ-

સંજ્ઞાઓ બનાવીએ છીએ. આ શાસ્ત્રીય નિયમોની ગવેષણા, વિવરણ લિપિશાસ્ત્ર કરે છે.

લિપિશાસ્ત્ર ચાર સિદ્ધાંતો ઉપર વિશેષ અવલંબિત છે. એમાં પહેલો છે વર્તમાન જીવન્ત બોલીઓનું પરિપૂર્ણ, સૂક્ષ્મ અધ્યયન. લિપિશાસ્ત્ર આ કથ્ય બોલીઓની લિપિ તૈયાર કરવાની પદ્ધતિ દર્શાવે છે, એ ઉપરાંત વૈદિક સંસ્કૃત, પ્રાચીન ગ્રીક, સંસ્કૃત ઈ૰ જેવી પ્રાચીન લિખિત ભાષાઓને વ્યવસ્થિત લિપિબદ્ધ કેવી રીતે કરી શકાય તેનો માર્ગ દર્શાવે છે.

જ્યાં જે સ્વરૂપે 'ફોનેમિક્સ' નું શાસ્ત્ર અમેરિકન ભાષાવિદોએ નિર્માણ કર્યું તેમાં કેટલીક અંતર્ગત ક્ષતિઓ રહેલી છે. પ્રથમ તો અંગ્રેજીની એક ઉપભાષા સિવાય અન્ય કોઈ પણ જીવન્ત કે પ્રાચીન ભાષાની લિપિશાસ્ત્રની દૃષ્ટિએ હજી સુધી સમીક્ષા થઈ નથી. અમેરિકન નવીન ભાષાશાસ્ત્રીઓએ લિપિશાસ્ત્રના નિર્માણમાં એક કાલ્પનિક ભાષાનો આશ્રય લીધો છે, જેને એમણે 'કલબા' બોલીની સંજ્ઞા આપી છે. લિપિશાસ્ત્રની આ એક તરી આવતી મર્યાદા છે.

ધ્વનિઓનું સંયોજન કે વિતરણ (sound-pattern) ભાષામાં ગણિતશાસ્ત્રના નિયમોના જેટલી ચોકસાઈથી થાય છે એમ લિપિવિજ્ઞાનીઓ માને છે. એ રીતે તેઓ નક્કી કરે છે કે અમુક ધ્વનિ કેવળ ધ્વનિ છે કે ધ્વનિગ્રામ. ઉચ્ચારણપરંપરાને આધારે બંધાયેલી ધ્વનિ સંબંધી માન્યતાઓનો તેઓ અસ્વીકાર કરે છે. લિપિવિજ્ઞાનીઓ મુખ્ય આધારભૂત **ચાર સિદ્ધાન્તો** ઉપર લિપિશાસ્ત્રનું મંડાણ કરે છે.

(૧) ધ્વનિઓ ઉપર સમીપવર્તી ધ્વનિઓનો પ્રભાવ પડે છે. ઉ. ત. 'નાણું' નો ઉચ્ચાર 'નાઁણું' એવો થાય છે. ઘણા ધ્વનિઓ એકબીજામાં અંતર્લીન થઈ જાય છે. એવા અંતર્લીન થયેલા ધ્વનિઓને લિપિબદ્ધ કરવા ઉચિત નથી.

(૨) કોઈ પણ ભાષાની ધ્વનિમાલામાં એક પ્રકારની સંવાદિતા કે સપ્રમાણતા (symmetry) હોય છે જ. ઉ. ત. કોઈ પણ ભાષામાં સ્પર્શ વ્યંજનોમાંથી દરેક શ્રેણીના અઘોષ અને ઘોષ (ઉ. ત. ક, ગ્, ચ્, જ્) બંને વર્ણો હોય, છતાં એક શ્રેણીમાં એક જ વર્ણ—એક અઘોષ વર્ણ માત્ર—(ઉ. ત. ત્ જ માત્ર)—સંભળાતો હોય, તો એવું અનુમાન થઈ શકે કે એમાં એ શ્રેણીનો બીજો—ઘોષ વર્ણ પણ હોવો જોઈએ, જે સાંભળનારના કર્ણદોષને કારણે બરાબર પકડી શકાયો નથી, જેથી અન્ય કોઈ વર્ણ સાથે એનો ગોટાળો થઈ ગયો છે.

(૩) ભાષામાં ધ્વનિઓનું પ્રસારણ બરાબર એક રૂપે થતું નથી—માનવવાણી એકના એક ધ્વનિનું ફરી ફરીને ઉચ્ચારણ કરતાં એમાં પરિવર્તન કરી મૂકે છે. એ એટલું સૂક્ષ્મ હોય છે કે તે ભાષાનો બોલનાર પકડી શકતો નથી, છતાં અન્યભાષાભાષીઓની નજરે એ તરત ચઢે છે. ઉ ત. cup ના [kh] માં રહેલો મહાપ્રાણ [હ્—કાર તત્ત્વ] અંગ્રેજ પારખી શકતો નથી, ત્યારે કોઈ ભારતીય શ્રોતાની નજરે એની મહાપ્રાણતા તરત ચડે છે.

(૪) પ્રત્યેક ભાષાને પોતાનો વિશિષ્ટ ધ્વનિક્રમ (sound-sequence) હોય છે. એની સહાયતા વડે સંદિગ્ધ સ્થાનોના ધ્વનિઓ નક્કી કરી શકાય છે. ઉ. ત. ગુજરાતી ત્ર્યક્ષરી શબ્દોમાં છેલ્લો અ—કાર બહુધા શાન્ત કે અલ્પોચ્ચરિત હોય છે. (ઉ. ત રમત્, શરત્ ઈ૰). ગુજરાતી ભાષાના શબ્દોનાં ધ્વનિસંયોજનની એ વિશેષતાને આધારે એવા જ ધ્વનિક્રમવાળા શબ્દના અંત્ય અ સ્વરના ઉચ્ચારમાં કાંઈ ફેરફાર હોય તો એ સુધારીને સામાન્ય ધ્વનિક્રમ પ્રમાણે અંકિત કરી શકાય.

આ સમગ્ર વિજ્ઞાનમાં સૌથી મહત્ત્વની વાત એ છે કે એમાં ધ્વનિના ઉચ્ચારણને મહત્ત્વ ન આપતાં, એના ધ્વનિઓની

સામાન્ય સંયોજનપ્રક્રિયા (pattern of sound-sequence) અનુસાર અમુક ધ્વનિ એ ધ્વનિ છે કે ધ્વનિગ્રામ એનો નિર્ણય કરવામાં આવે છે. લિપિશાસ્ત્રની આ એક મોટી મર્યાદા છે.

વળી લિપિશાસ્ત્ર પ્રમાણે એક ધ્વનિ ધ્વનિગ્રામ (phoneme) ગણાય છે (ઉ. ત. ડ, ઢ) જ્યારે બીજાને (ઉ. ત. ડ઼, ઢ઼) અંતર્ગત ધ્વનિ (allophone) ગણવામાં આવે છે. આ બન્ને માટે લિપિસંજ્ઞા તો ધ્વનિગ્રામની સંજ્ઞા એ જ રહે. એથી 'પડવું' 'ચઢવું' એ શબ્દોના ડ, ઢ ધ્વનિ અને 'ડગલો' 'ઢગલો' એ શબ્દોના ડ, ઢ ધ્વનિ લખવામાં સમાન રૂપે અંકિત થશે. હિન્દી જેવી ભાષામાં આ બંને વચ્ચે લેખનમાં ફરક પાડવો આવશ્યક છે. આમ લિપિશાસ્ત્ર સામાન્ય દૃષ્ટિએ ખૂબ સરળ અને વ્યવસ્થિત જણાવા છતાં વર્તમાન જીવન્ત ભાષાઓમાં એનો પ્રયોગ કરતાં અનેક મુશ્કેલીઓ નડે છે. જ્યાં સુધી જીવન્ત ભાષાઓમાં એનો સફળ રીતે પ્રયોગ ન કરી શકાય ત્યાં સુધી 'ફોનેમિક્સ'ના શાસ્ત્રની ઉપયોગિતા સિદ્ધ થયેલી ગણાશે નહીં.

## ધ્વનિઓનું વર્ગીકરણ

કોઈપણ ભાષાના ધ્વનિના પાંચ ગુણો હોય છે-(૧) ધ્વનિનું સ્વરૂપ (quality), જે ધ્વનિના સ્થાન અને પ્રયત્નથી નિશ્ચિત થાય છે; (૨) ધ્વનિનું કાલમાન (quantity), જે ધ્વનિના હ્રસ્વત્વ દીર્ઘત્વને નિશ્ચિત કરે છે; (૩) સ્વરાઘાત (stress); (૪) સૂર (tone); અને (૫) ધ્વનિની વ્યક્તિજન્ય વિશિષ્ટતા (timbre). આ ગુણોની વિગતે ચર્ચા પાછળથી કરીશું. એમાંથી પ્રથમ ગુણ-સ્થાન અને પ્રયત્નને અનુલક્ષીને ધ્વનિઓનું વર્ગીકરણ કરવામાં આવે છે.

અંદરથી આવતો ઉચ્છ્વાસ મુખના જે સ્થાનમાં અવરોધ (closure) પામે છે તેને તે ધ્વનિનું સ્થાન કહેવામાં આવે છે. આ

ક્રિયામાં જે વિવિધ પ્રકારે મુખને કામ કરવું પડે છે તેને **પ્રયત્ન** કહે છે. ઉ. ત. ક્ અને ત્ ના ઉચ્ચારણમાં સ્થાનનો ભેદ છે – ક્નું ઉચ્ચારણ કંઠ્ય (velar–જેમાં શ્વાસનો છુભ velum પાસે સ્પર્શીને અવરોધ કરે છે તે) છે, જ્યારે ત્નું ઉચ્ચારણ દંત્ય (dental–જિહ્વાગ્ર જ્યાં દાંતને સ્પર્શીને શ્વાસનો અવરોધ કરે છે) છે. પરન્તુ ત્ અને સ્ના ઉચ્ચારણ વચ્ચે ભેદ પ્રયત્નનો છે. ત્ સ્પર્શ વર્ણ (stop) છે–એ વર્ણના ઉચ્ચારણ સમયે છુભ ક્ષણભર દાંતને સ્પર્શી રહે છે; ત્યારે સ્ સંઘર્ષી વર્ણ (fricative) છે – એના ઉચ્ચારણમાં છુભનો દાંત સાથે સંઘર્ષ થાય છે.

## સ્વરવિચાર

વર્ણોના પ્રાચીન કાળથી બે વિભાગ પાડવામાં આવ્યા છે–સ્વર અને વ્યંજન. જે ધ્વનિઓનો સ્વતઃ–એકલા, કોઈ પણ અન્ય ધ્વનિની સહાયતા વિના–ઉચ્ચાર થઈ શકે તે સ્વર; અને જેનું એ પ્રમાણે એકલાં ઉચ્ચારણ ન થઈ શકે, પણ સ્વરની સહાયતા લેવી પડે – સ્વરની મેળવણી (અંજન) કરવી પડે – તે વ્યંજન: આવી **પ્રાચીન** વૈયાકરણોએ **વ્યાખ્યા** બાંધી છે.

આ વ્યાખ્યા કેટલેક અંશે **સદોષ** છે. વ્યંજનનો પણ કોઈ સ્વરની સહાયતા વિના પણ ઉચ્ચાર થઈ શકે છે. ઉ. ત. અંગ્રેજીના little (લિટ્લ્), pardon (પાડ્ન)ના અંત્ય વ્યંજનોમાં કોઈ સ્વરની મેળવણી નથી. ગુજ૦'રમત' (ઉચ્ચાર 'રમત્') માં છેલ્લો, અને 'લખપતિ' (ઉચ્ચાર 'લખ્પતિ')માં બીજો વ્યંજન સ્વર વિના જ ઉચ્ચારાતો સંભળાશે.

**અર્વાચીન** ધ્વનિવિજ્ઞાન અનુસાર સ્વરની **વ્યાખ્યા** નીચે પ્રમાણે બાંધી શકાય : "સ્વર એવા ઘોષયુક્ત (voiced) ધ્વનિ છે, જેના ઉચ્ચારણમાં શ્વાસ કોઈ પણ જાતના અંતરાય વિના મુખ-

વિવરમાંથી બહાર નીકળે છે, અને મુખવિવરમાં એવું કોઈ સંકોચન થતું નથી જેથી જિહ્વાને મુખના કોઈ વાગિન્દ્રિયસ્થાન સાથે સ્પર્શ થાય કે સંઘર્ષ થાય." ૬

<u>સાનુનાસિક સ્વરોમાં</u> (ઉ. ત. 'દહીં', 'અહીં', 'ઉંદર', જેવા શબ્દોમાં) શ્વાસનો કેટલોક અંશ (મુખની સાથોસાથ) નાસિકામાંથી પણ નીકળતો હોય છે

સ્વર સિવાય સર્વ ધ્વનિઓ વ્યંજન છે. જે ઘોષ કે અઘોષ ધ્વનિઓનો ઉચ્ચાર કરતાં શ્વાસને મુખવિવરમાંથી નીકળતાં સંપૂર્ણપણે કે થોડોક અવરોધ થાય છે તેને વ્યંજન કહે છે. ૭

કેટલાક વ્યંજનો અને તેમનાં જે સ્વરૂપના સ્વરો વચ્ચે તાત્ત્વિક ભેદ બહુ જ ઓછો રહે છે. ઉ. ત. વેદકાળ પૂર્વેની આદિમ, ઈન્ડો-યુરોપિયન ભાષામાં છ અંતઃસ્થ [(સ્વર અને વ્યંજન) વચ્ચેની સ્થિતિના] ધ્વનિઓ હતા, જે શબ્દમાં એમના સ્થાન પ્રમાણે સ્વર કે વ્યંજન ગણાતા. એ ધ્વનિઓ વ્યંજન રૂપે આવ્યા હોય ત્યારે એમની સંજ્ઞા य्, र्, ल्, व्, म्, न् રહેતી; અને એ સ્વરરૂપે આવ્યા હોય ત્યારે इ ऋ, लृ, उ તથા સ્વરરૂપ ધ્વનિઓ म़ અને ऩ એ પ્રમાણે અંકિત

૬ સરખાવો : Daniel Jones *An Outline of English Phonetics*, (1936), p. 23:

"A vowel is defined as a voiced sound in forming which the air issues in a continuous stream through the pharynx and mouth, there being no obstruction and no narrowing such as would cause audible friction".

૭ સરખાવો : Daniel Jones, *op. cit.*, p. 23:

"Consonants include all sounds in which air has an impeded passage through the mouth...all sounds in which there is audible friction".

થતા. આ આદિમ ઇન્ડો–યુરોપિયન ભાષામાંથી કાલક્રમે પશ્ચિમની પ્રાચીન ગ્રીક, લેટિન વગેરે, અને પૂર્વની ઈરાનિયન અને વૈદિક ભાષાઓ અવતાર પામી છે. ઉપરના આદિમ ઇન્ડો–યુરોપિયન સ્વરોમાંથી વૈદિક તથા ઉત્તરકાલીન સંસ્કૃતમાંથી સ્વરરૂપ મ્ અને ન્ ૮ ધ્વનિઓ વિલુપ્ત થઈ ગયા અને એમને સ્થાને अ નો આદેશ થયો ( ઉ. ત. यम्+त =यत ); लृ ૯ ધ્વનિ લિપિમાં એક ધ્વનિસંજ્ઞા રૂપે જ માત્ર અવશિષ્ટ રહ્યો; અને ऋ નું વિશિષ્ટ ધ્વનિસ્વરૂપ ભુલાઈ ગયું. यृ, वृ વ્યંજન રૂપે ખૂબ નિર્બળ થઈ ગયા. એ સ્વર છે કે વ્યંજન એનો નિર્ણય એમની સંજ્ઞા ઉપરથી નહીં પણ વાક્યના ધ્વનિઓમાં એ કયે સ્થાને આવ્યા છે તે ઉપરથી નક્કી કરવો પડે એવી સ્થિતિ આવી ગઈ. ઉ. ત. વૈદિક સંસ્કૃતમાં य કેટલેક સ્થળે સ્વરને સ્થાને વપરાયેલો હોય એમ જણાય છે. ઉ. ત. त्र्यंबकं यजामहे ( शुक्ल यजुर्वेद ३ ६० )માં त्रिअंबकं यजामहे ઉચ્ચારણ થતું હશે એમ એના અન્ય સ્વીકૃત રૂપ त्रियंबकं ઉપરથી સૂચવાય છે. એ જ પ્રમાણે ऋग्वेदના वाग्देवीसूक्त (म-१०, सू. १२५ )માં ૧ લી ઋચામાં ( ત્રિષ્ટુભ્છંદ ) अहंरुद्रेभिर्वसुभिश्चराम्यहमादित्यैरुत विश्वदेवैः । નું ઉચ્ચારણ अहं रुद्रेभिर्वसुभिश्चरामि अहमादित्यैरुत विश्वदेवैः થતું હોય તો જ રચનાશૈલીની તેમજ છંદોરચનાની અનવદ્યતા સચવાય.

સ્વરોનું ઉચ્ચારણ કરતાં જીભનો કોઈ ભાગ ( અગ્રભાગ, મધ્ય કે પાછળનો ભાગ) ઓછોવત્તો ઊંચો થાય છે તે પ્રમાણે સ્વરોના પણ અગ્રસ્થાનીય (front), મધ્યસ્થાનીય (middle), કે પશ્ચસ્થાનીય (*back*) એવા ભેદ પાડવામાં આવ્યા છે. ( જુઓ આકૃતિ ૨ ૭).

---

૮ આ ધ્વનિઓ [ म, न ] વર્તમાન અંગ્રેજી bottom [બોટમ્], pardon [પાડન્]ના અંત્ય ધ્વનિઓને મળતા હશે એવું અનુમાન થઈ શકે છે.

૯ लृ નો ઉચ્ચાર અંગ્રેજી little [લિટલ્] ના અંત્ય ધ્વનિને મળતો હશે એમ કલ્પી શકાય છે.

સ્વરોના ઉચ્ચારણ સમયે મુખમાંથી શ્વાસ બહાર નીકળતાં મુખ વધું ઓછું ઉઘડતું હોય છે. તદનુસાર સ્વરોના પણ 'વિવૃત' (પૂરા ખુલ્લા-open), 'અર્ધવિવૃત' (અર્ધખુલ્લા – half open), 'અર્ધ સંવૃત' (સહેજ ખુલ્લા, વિશેષ અંશે બંધ-half closed), અને 'સંવૃત' લગભગ સર્વાંશે બંધ-closed) એવા પ્રભેદ પાડવામાં આવ્યા છે.

સંવૃતથી વિવૃત સુધીની મુખવિવૃતિને એકમ ગણીએ તો અર્ધવિવૃતમાં $\frac{3}{4}$ જેટલી મુખવિવૃતિ અને અર્ધસંવૃતમાં $\frac{1}{4}$ જેટલી મુખવિવૃતિ હોય છે. (જુઓ : Daniel Jones, *op. cit*, p 38)

આ રીતે જીભનું સ્થાન અને મુખની વિવૃતિ (ખુલ્લાપણું) અનુસાર ભાષાશાસ્ત્રીઓએ ચાર અગ્રસ્થાનીય અને ચાર પશ્ચસ્થાનીય મૂળ સ્વરો (cardinal vowels) માન્યા છે. એ સ્વરો કોઈ ભાષામાં યથાસ્થિત મળતા નથી, પરંતુ દર્શાવેલ આદર્શ સ્થિતિ અનુસાર ઉચ્ચારણ કરવામાં આવે તો તે સ્વરો ઉત્પન્ન થાય.



આકૃતિ ૨૭ (સ્વરોના વાણીસ્થાન)

ભિન્ન ભિન્ન ભાષાના સ્વરોનાં સ્થાન આ આદર્શ સ્વરોના અનુસંધાનમાં દર્શાવવામાં ઘણી સુગમતા રહે છે. નીચેની આકૃતિમાં આ આદર્શ સ્વરો (ક્રમાંક ૧ થી ૮) અને તેમની સાથે જ ગુજરાતી ભા.ના સ્વરો (સંયુક્ત નહીં તેવા) દર્શાવ્યા છે તે જુઓ. [illegible]

[U]), સ્વરિત अ (ʌ) અને અસ્વરિત अ (ə) આદર્શ સ્વરો (cardinal vowels)માં અંકિત કરવામાં આવ્યા નથી.

ई (૧) અને ऊ (૮) એ સંવૃત સ્વરો છે. એમાં જીભનો અગ્રભાગ કે પશ્ચભાગ ઊંચોમાં ઊંચું સ્થાન ધારણ કરે છે, છતાં મુખવિવરની ઉપરની દિવાલને ક્યાંયે સ્પર્શ (closure) થતો નથી, તેમ ઘર્ષણ (friction) થતું નથી, તેથી ધ્વનિનું સ્વરત્વ અબાધિત રહે છે.

વિવૃત સ્વરો [a][10] અને आ [ɑ] (૪, ૫) માં મુખવિવર વધારેમાં વધારે ઊઘડે છે—મુખનું એથી વિશેષ ખૂલવું શક્ય નથી. અર્ધસંવૃત સ્વરો ए [e] અને ओ [o] (૨, ૭) ના ઉચ્ચારણમાં ई, ऊ કરતાં મુખ સહેજ વધારે ખૂલે છે. અર્ધવિવૃત સ્વરો ઍ અને ઑ[11] (૩, ૬) ના ઉચ્ચારણમાં ઉપરના અર્ધસંવૃત સ્વરો ए, ओ (૨, ૭) ની અપેક્ષાએ મુખ વિશેષ ખૂલે છે—વિવૃત બને છે—છતાં [a] કે आ (ɑ) (૪, ૫) જેટલું મુખનું વિવરણ (ખુલ્લા થવું) થતું નથી. અંગ્રેજી તેમ જ ગુજરાતીમાં आ [ɑ] થી જરા વધારે ઊંચા સ્થાનનો છતાં અર્ધવિવૃત ઑ [ɔ] (જેને સદ્. નરસિંહરાવે 'વિવૃત'ની સંજ્ઞા આપી છે) કરતાં જરા નીચા સ્થાનનો, બૃહદ્વિવૃત ઑ (જેને નરસિંહરાવ 'અર્ધવિવૃત' કહે છે) સ્વર મળે છે. ઉ. ત. ગુજ. 'કર્યાં', 'ઘર્યાં', 'બેર્યાં', 'અર્યાં': અંગ્રેજી 'often', 'stop,' 'not', 'long', 'from' ઇ૦. આ સ્વર હ્રસ્વ છે.' એના ઉચ્ચારણમાં મુખ (=ઓષ્ઠ) સહેજ માત્ર વર્તુલાકાર બને છે, બાકી બહુધા સંપૂર્ણ ખુલ્લું રહે છે.

---

૧૦ ગુજરાતી તેમજ અંગ્રેજી સ્વરાવલીમાં ક્રમાંક ૪ [a] મળતો નથી.

૧૧ પાશ્ચાત્ય ધ્વનિવિજ્ઞાન અનુસારની આ સંજ્ઞા મુખવિવરની અર્ધ-વિવૃતિને અનુસરીને અપાયેલી છે; ગુજરાતી ભાષાશાસ્ત્રમાં સદ્ગત સાક્ષરવર્ય નરસિંહરાવ દીવેટિયાએ એમને 'વિવૃત' ધ્વનિઓ તરીકે ઓળખાવ્યા છે.

ગુજરાતી તેમજ અંગ્રેજી સ્વરમાલામાં ઈ [i] ની મુખસંવૃતિ આદર્શ સ્વર ૧ કરતાં ઓછી છે, તેમ આ [ʊ] અગ્રસ્થાનનો નહીં પણ પશ્ચસ્થાનીય છે, અને આદર્શ સ્વર ૫ ની પાસે, જો કે એથી સહેજ આગળની તરફનો, છે.

અગ્રસ્થાનીય સ્વરોના ઉચ્ચારણમાં આદર્શસ્વર ૪ થી ૧ સુધી હોઠ ક્રમશઃ પહોળા (spread) થતા જાય છે, જ્યારે પશ્ચસ્થાનીય સ્વરોના ઉચ્ચારણમાં આદર્શ સ્વર ૫ થી ૮ સુધી હોઠ ક્રમશઃ વધારે ને વધારે ગોળાકાર ધારણ કરે છે (rounded) [૨].

ઈ [i] ના ઉચ્ચારણ વખતે હોઠ સપૂર્ણરીતે વિસ્તૃત (spread) હોય છે, અને ઊ [ʊ] ના ઉચ્ચારણ વખતે પૂર્ણપણે ગોળાકાર હોય છે.

ગુજરાતીમાં (તેમજ અંગ્રેજી સ્વરમાલામાં) આ- સિવાય બે શુદ્ધ સ્વરો અત્યંત પ્રચલિત છેઃ સ્વરિત અ [ʌ] (જિહ્વાસ્થાન લગભગ અર્ધવિવૃત, મધ્યથી થોડો વધારે પશ્ચસ્થાનીય તરફ ઢળતો, વિસ્તીર્ણ ઓષ્ઠસ્થિતિવાળો) જે 'અટક' [əʈʌk] અત્તર [ʌtᵤtᵤər], શરત [ʃərʌt], અક્ષર [ʌkʃər], વનમાં [ʋʌnmā̃], અગત્ય [ʌgʌtᵤjə] ઈ. ગુજરાતી શબ્દોમાં (અનન્ત્ય સ્થાને) અને but, utter, one, none, won, touch જેવા અંગ્રેજી શબ્દોમાં (પ્રથમ શ્રુતિમાં) સંભળાય છે; અને અસ્વરિત અ [ə] જેમાં જીભ (તેમજ હોઠ) ની સ્થિતિ લગભગ મધ્યસ્થ (અર્ધવિવૃત અને અર્ધસંવૃત વચ્ચેની) હોવાથી (–ઓષ્ઠ પ્રસારણ [i] ના જેવું) મધ્યસ્થ (neutral) સ્વર કહેવાય છે, અને ગુજરાતી 'રમત' 'અસર' 'સરદાર' જેવા શબ્દમાં અંત્ય

---

[૧૨] ભાષાભાષાએ આમાં અપવાદ પણ નીકળે. દ. ત. ફ્રેન્ચ અને જર્મન ભાષામાં અગ્રસ્થાનીય ઈ નો ઉચ્ચાર કરતાં હોઠ ઉ ની માફક વર્તુલાકાર ધારણ કરતા હોય છે [દ. ત. vous]; તેમ પશ્ચસ્થાનીય સ્વરોના (ઉ, ઓ આદિના) ઉચ્ચારમાં હોઠ પહોળા થતા હોય છે.

અંગ્રેજીમાં ડેનિયલ જોન્સ જેવા પ્રમાણભૂત ધ્વનિશાસ્ત્રીઓને મતે એ [ε] શુદ્ધ સ્વર નથી; માત્ર સંયુક્ત સ્વરોમાં એ મળે છે.'

અંગ્રેજી– 'man', 'hat', 'bank' 'back', 'tax', 'lamb', 'thank', ઇત્યાદિ શબ્દોમાંનો મૅ [æ] ઉપરના ઍ [ε] ધ્વનિ કરતાં જરા નીચેના સ્થાનેથી ઉચ્ચારાય છે. એ ઉપરની કરતાં વધારે પહોળો (વિવૃત) સ્વર છે અને હ્રસ્વ ગણાય છે.

૫ આ [a] ના ઉચ્ચારણમાં જીભ મુખમાં લગભગ યથાવત્ રહે છે, ફક્ત એનો પશ્ચભાગ કિંચિત્માત્ર ઊંચો થાય છે. મ્હોં ખૂબ પહોળું થાય છે. હોઠ શિથિલ રહે છે, ગોળાકાર ધારણ કરતા નથી. આ સ્વરનો પ્રયોગ આપણી ભાષામાં અત્યંત વિપુલ છે. આ વિવૃત, પશ્ચસ્થાનીય સ્વર સૌથી દીર્ઘ સ્વર છે. શબ્દમાં એના ઉપર જ બહુધા ભાર આવે છે.

ઉદા. ગુજ૦–જા, પા, ખા, ધા; જાય, પાય, ખાય; દ્વા, નવાં; જ્યારે, અમારું, લુહાર, ગેજગાર, લેણદાર, ઇ૦
અંગ્રેજી: 'father', 'arm', 'car', 'part', 'clerk', 'mark', 'half'.

૬ ઑ [ɔ] ના ઉચ્ચારણમાં જીભનો પશ્ચભાગ લગભગ અર્ધવિવૃત સ્થાને હોય છે. નં. ૫ આ [a] માં જીભ લગભગ નિશ્ચલ હોય છે, તેના કરતાં ઑ [ɔ] ના ઉચ્ચારણમાં એ સાધારણ ઊંચું સ્થાન ધારણ કરે છે. હોઠ ઠીક ઠીક પ્રમાણમાં ગોળાકાર બને છે. આ સ્વર અર્ધવિવૃત, પશ્ચસ્થાનીય, પહોળો અને દીર્ઘ સ્વર છે.

ઉદા. ગુજ૦–મ્હોં, શા, ભા, ગોળ, પ્હોળું, કોણ, ઘડો, ધોળા ઇ૦
અંગ્રેજી– 'tall', 'talk', 'wall', 'war', 'though', 'lord', 'short' ઇ૦

નોંધ—આ જ રૂપનો પરંતુ એનાથી જરા નીચેના સ્થાનનો પ્રવિદૃવિવૃત ઑ [ɒ] અંગ્રેજી 'shop', 'stop', 'often', 'want', 'shot', box', 'what' ઇ૦ શબ્દોમાં સંભળાય છે. એ વિષે આગળ ચર્ચા કરી ગયા છીએ.

૭ ઓ [o]–આ સ્વરના ઉચ્ચારણમાં હોઠ સવિશેષ ગોળ બનતા હોય છે, જેથી વચ્ચે મુખવિવર સહેજ માત્ર જ ખુલ્લું રહે છે, અને જીભ નં. ૬ ઑ [ɔ] કરતાં વધારે ઊંચે–સંપૂર્ણ સંવૃત અને અર્ધવિવૃત વચ્ચેને સ્થાને હોય છે. આ સ્વર અર્ધસંવૃત (half close) પૃષ્ઠસ્થાનીય (back) છે. શબ્દમાં એના સ્થાન તેમ ભાર અનુસાર એ હ્રસ્વ કે દીર્ઘ હોય છે. કોઈક વાર એનો હ્રસ્વ ઉચ્ચાર થાય છે, અન્યથા એ દીર્ઘ હોય છે. ઉ. ત. ખો, ઘો, જો, કોર, ગોળ, પોળ, ફોરું, તોબરો, નોર, પલોજણ, ઇ૦

નોંધ—અંગ્રેજી ધ્વનિશાસ્ત્રીઓને મતે અંગ્રેજી ધ્વનિમાલામાં શુદ્ધ સ્વર [o] નથી; એ સંયુક્ત સ્વરધ્વનિ છે. ઉ. ત. અંગ્રેજી 'home', 'show', 'go', 'so', 'noble' ઇ૦ શબ્દોમાં સંભળાતો ઓ – ધ્વનિ અંગ્રેજી ધ્વનિવિજ્ઞાનીઓને મતે સંયુક્ત સ્વર [ou] છે. ઉ. ત. વિશુદ્ધ અંગ્રેજી ઉચ્ચારણ પ્રમાણે go નો ઉચ્ચાર [gou] – ત્વરિતોચ્ચાર્ય ઓ પછી સત્વર ઉ ઉચ્ચારાતો હોય તેવો – થાય છે. એ જ પ્રમાણે ઉપરના ઉદાહરણરૂપ અન્ય શબ્દોનાં ઉચ્ચારણ [houm], [ʃou], [sou], [noubl] – એ પ્રમાણે થાય છે.

૮ ઊ [u]–જીભનો પશ્ચભાગ કોમલ તાલુ તરફ ઊંચો થાય છે. ઈ [i] ની માફક ઊ [u] ના ઉચ્ચારણમાં જીભ સૌથી ઊંચું સ્થાન ગ્રહણ કરે છે. હોઠ પુષ્કળ ગોળાકાર (rounded) બને છે, તેમજ

સારી પેઠે ખેંચાઈને આગળ આવે છે. હોઠની વચમાં ઘણું નાનું છિદ્ર—ઓ [o] કરતાં પણ નાનું—રહે છે. આ દીર્ઘ, સંવૃત, પશ્ચસ્થાનીય સ્વર છે.

ઉદા. ગુજ૦ લૂ, રૂ, ભૂ; ખૂણ, દૂર, પૂર; ઊંધું, જરૂર, વિરૂપ, પ્રમૂલ, મંજૂર, શરૂ, ઇ૦

અંગ્રેજી—'cool', 'moon', 'fool', 'tune', 'through', 'rule' ઇ૦

ઉ [U] ના ઉચ્ચારણમાં જીભનો પશ્ચભાગ કોમળ તાલુ તરફ ઊંચો થાય છે. જીભ દીર્ઘ ઊ [u] કરતાં ઓછું ઊંચું, 'અર્ધસંવૃત' (half-close) કરતાં અંશ માત્ર ઉપરનું સ્થાન ગ્રહણ કરે છે, અને ઊ ના કરતાં સહેજ આગળ તરફ (forward) હોય છે. હોઠ ગોળાકાર ધારણ કરે છે અને એમની વચ્ચે નાનું છિદ્ર રહે છે. એમાં સ્નાયુઓનું ખેંચાણ દીર્ઘ ઊ [u] ના પ્રમાણમાં થોડું હોય છે. આ હ્રસ્વ સ્વર છે.

ઉદા. ગુજ૦—ઉત્તમ, ઉર, ઉમંગ, સાધુ, ઋતુ, લુહાર, સુતાર, ઉતારો, ઇ૦

અંગ્રેજી—'put,' 'full,' 'book,' 'foot,' 'cook,' 'wool,' 'could,' ઇ૦

આ ઉપરાંત ગુજરાતી સ્વરમાલામાં અતિ પ્રચલિત બે સ્વરો—સ્વરિત અ [ʌ] અને અસ્વરિત (neutral) અ [ə] ની આગળ ચર્ચા કરી ગયા છીએ. સ્વરિત અ [ʌ] ના ઉચ્ચારણમાં મ્હોં સહેજ ઊઘડે છે, જીભનો પશ્ચભાગ જરા ઊંચો (અર્ધવિવૃત ઑ [ɔ] વખતે થાય છે તેટલો ઊંચો) થાય છે, અને હોઠ યથાસ્થિત રહે છે. સ્વરિત અ બહુધા સ્વરભારવાળા અક્ષર (syllable) માં હોય છે. એ હ્રસ્વ સ્વર છે.

અસ્વરિત અ [ə] ના ઉચ્ચારણમાં જીભ પોતાને સ્વાભાવિક સ્થાને યથાવત્ રહે છે, તેમ હોઠ યથાસ્થિત રહે છે. ફક્ત મ્હોં સહેજ ઉઘડે છે, અને ઘોષ (voice) સંભળાય છે. આ ધ્વનિમાં જીભ, હોઠ ઇ૦ વાણી-અંગોનું કશું સંચલન થતું નથી તેથી એને મધ્યસ્થ સ્વર (neutral vowel) ની સંજ્ઞા આપવામાં આવી છે. આ અત્યંત હ્રસ્વ ધ્વનિ છે. અ [ʌ] અને અ [ə] બંનેનાં ઉદાહરણો આગળ આપ્યાં છે.

આ પ્રમાણેના શુદ્ધ સ્વરો આપણી ભાષામાં છે. છતાં લેખનમાં, ઉચ્ચારણનું પ્રતિબિમ્બ પડે તેવી રીતે, ચોકસાઈથી સ્વર (વર્ણ) સંજ્ઞાઓ વપરાતી નથી. ઉ. ત. અસ્વરિત અ અને સ્વરિત અ નો ભેદ લેખનમાં આપણે પાડતા નથી; તેમ ए અને ऎ તથા ओ અને ऒ વચ્ચેનો ભેદ પણ આપણે પાડતા નથી; પરંતુ શબ્દના સંદર્ભ ઉપરથી એ વિવૃતોચ્ચારી સ્વર છે કે સંવૃતોચ્ચારી એનો મનથી નિર્ણય કરી લઈએ છીએ. એથી ઊલટું इ–ई, उ–ऊ નાં આ પ્રકારનાં હ્રસ્વ–દીર્ઘ રૂપો સ્વરમાલામાં અંકિત છે, જે લેખનમાં આપણે દર્શાવીએ છીએ; છતાં ઉચ્ચારણમાં હ્રસ્વદીર્ઘનો વિવેક આપણે ભાગ્યે જ જાળવીએ છીએ.

## સંયુક્ત સ્વરો [ Diphthongs ]

કેટલાક સ્વરોનું ઉચ્ચારણ બે શુદ્ધ સ્વરો સાથે મેળવવાથી થતું હોય છે.[14]

---

૧૪ વિરલ ઉદાહરણોમાં ત્રણ કે ચાર સ્વરો પણ આ રીતે જોડાતા હોય છે. અપભ્રંશ અને પ્રાચીન ગુજરાતીમાં આવાં ઉદાહરણો મળે છે. (ઉ. ત. करिअउ, मोल्लिअइ ઇ૦). વર્તમાન ગુજરાતીમાં સ્વરસંયોગનાં આવાં ઉદાહરણો ખૂબ વિરલ છે. દા. ત. જેઓએ, તેઓએ, ઇ૦.

ઉપર વર્ણવેલા શુદ્ધ સ્વરો એક જ નિયત સ્થાનમાં ઉચ્ચારાય છે, જ્યારે સંયુક્ત સ્વરોના—જે બહુધા સ્વરયુગ્મો જ હોય છે—ઉચ્ચારણમાં જીભ અને અન્ય વાણી-અંગો એક સ્વરના સ્થાનમાંથી સહસા યુગ્મના બીજા સ્વરસ્થાન ઉપર જતાં હોય છે. એમાં વચ્ચે આવતાં સર્વ સ્થાનો ઉપર અતિ ઝડપથી ગતિ થઈ જવાથી તે તે સ્થાનોના ધ્વનિના સંસ્કાર (ઈષદ્ છાયામાત્ર) એ યુગ્મને લાગેલા હોય છે.

સ્વરયુગ્મોના ઉચ્ચારણનું કાલમાન આ રીતે શુદ્ધ સ્વરોની અપેક્ષાએ વધારે લાંબું હોવાથી બધા સ્વરયુગ્મો દીર્ઘ હોય છે.

કેટલાંક સ્વરયુગ્મોમાં અંગભૂત બન્ને સ્વરો દૃઢબંધથી જોડાયેલા હોય છે; ઉ. ત. બાઈ, ધાઈ, હાઉ, જઈ, ઈ૰

કેટલાંક સ્વરયુગ્મોમાં બે સ્વરો માત્ર પાસે પાસે આવ્યા હોય એટલું જ, બાકી એમનુ વિશેષ જોડાણ થતું નથી ઉ. ત. જોઓ, ઘડાએ, ઈ૰. આવાં સ્વરયુગ્મો શિથિલ બંધવાળાં હોય છે. કેટલાક સ્વરયુગ્મો આ બેની વચ્ચેની કક્ષાનાં હોય છે. ઉ. ત. લેઉઆ, બેઉ, ઈ૰

આમાંથી પહેલા પ્રકારનાં યુગ્મોને જ સાચા સયુક્ત ધ્વનિઓ (diphthongs) કહી શકાય. આમાંથી કેટલાકનો પ્રથમ સ્વર દીર્ઘ હોઈ સબળપણે ઉચ્ચારાતો હોય છે. તેવાં યુગ્મો પૂર્વસ્વરપ્રધાન છે. કેટલાક ભાષાવૈજ્ઞાનિકો આમને 'અવરોહાત્મક'–falling–કહે છે.

ઉ. ત.

આઈ [ai]–ધાઈ, કરાઈ, ભાઈ, પરાઈ, દેસાઈ, ઈ૰
આઉ [au]–ગાઉ, ભાઉ, હાઉ
ઑઈ [oi]–ભોઈ, કોઈ, તોઈ, પોઈ, નણદોઈ, કંદોઈ.
ઊઈ [ui]– જૂઈ, રૂઈ, સૂઈ.

કેટલાકનો પૂર્વ સ્વર:નિર્બળ હોઈ, ઉત્તરસ્વરપ્રધાન હોય છે. કેટલાક ભાષાવૈજ્ઞાનિકો આને આરોહાત્મક–rising–કહે છે.

ઐ [aɪ]–ધૈર્ય, પૈસા, જઈ, થઈ.
ઔ [aʊ][15]–ગૌ, સૌ, જઉ, ભઉડાં.

## સ્વરનાં કાલમાન

વ્યાકરણપરંપરા અનુસાર સામાન્ય રીતે આપણે આ, ઈ, ઊ, એ, ઓ, સ્વરોને દીર્ઘ કહીએ છીએ, અને અ, ઇ, ઉ ને હ્રસ્વ ગણીએ છીએ. શાસ્ત્રીય રીતે ઉચ્ચારણનું કાલમાન મેળવતાં ઉપરનામાંના હ્રસ્વ સ્વરોનું કાલમાન ટૂંકું–હ્રસ્વ છે; પરંતુ દીર્ઘ સ્વરો પૈકી आ [ɑ] ઍ [ɛ], ઑ [ɔ], જેટલા દીર્ઘ પરિમાણના છે, તેટલા ई [i], ए [e], ऊ [u] અને ओ [o] નથી. તો એ ચારે સ્વરધ્વનિઓને દીર્ઘ અને હ્રસ્વ વચ્ચેના મધ્યમ પરિમાણવાળા કહેવા પડે. વસ્તુતઃ आ [ɑ] અને ઍ [ɛ] જેવા દીર્ઘ સ્વરો કરતાં આ મધ્યમ પરિમાણવાળા સ્વરોનું કાલમાન આશરે ¾ જેટલું છે, જ્યારે હ્રસ્વ સ્વરોનું કાલમાન એ દીર્ઘ સ્વરોના ½ થી પણ ઓછું છે.

---

15 અંગ્રેજીમાં આ ઉપરાંત નીચે પ્રમાણેનાં સ્વરયુગ્મો મળે છે. દા. ત.
[oʊ] [=ઓઉ] so, no, go.
[aɪ] [=આઇ] my, spy, buy.
[eɪ] [=એઈ] make, plain, day.
[ɪə] [=ઈઅ] ear, fear, tear, boer.
[ɛə] [=એઅ] air, hair, fair, pair.
[ɔə] [=ઑઅ] ore, roar, pour.
[ʊə] [=ઉઅ] pure, sure, your.
ગુજરાતી ભાષામાં એમનાં ઉદાહરણો મળતાં નથી તેથી એમની ચર્ચા કરી નથી.

એક જ સ્વરનું કાલમાન શબ્દમાં એનાં સ્થાન પ્રમાણે વધે ઘટે છે. સામાન્ય રીતે ખુલ્લા અક્ષર (open syllable)[16]વાળા શબ્દોમાંના સ્વરો બંધ અક્ષર (closed syllable)[17]માં આવતા તે જ સ્વરો કરતા વધારે દીર્ઘ પરિમાણના હોય છે. ઉ. ત. 'જા' નો આ સ્વર 'જાય' ના કરતાં વધારે દીર્ઘ છે. તેમ 'ગોળ', 'ખીજ', 'પૂછ' ના ઓ, ઈ, ઊ, કરતાં 'ગોળી', 'ખીજડો', 'પૂછ્યુ' ના તે સ્વરો વધારે દીર્ઘ છે.

## સાનુનાસિક સ્વરો [Nasalized Vowels]

કેટલાક ધ્વનિઓનો ઉચ્ચાર કરતાં કેટલોક ઉચ્છ્વાસ મુખની સાથે નાસિકામાંથી પણ નીકળતો હોય છે. આવા ધ્વનિઓ—સ્વર તેમજ વ્યંજન—અનુનાસિક કહેવાય છે.

શુદ્ધ સ્વરોના ઉચ્ચાર વખતે પડજીભ (uvula) તંગ બનીને ઊંચી થઈ જતી હોય છે, જેથી શ્વાસનો નાસિકાવિવરમાં જવાનો માર્ગ પૂરેપૂરો રૂંધાઈ જાય છે, પરંતુ કેટલીક વાર પડજીભ ન તંગ, ન શિથિલ, પરંતુ બન્ને વચ્ચેની સ્થિતિ ગ્રહણ કરે છે. ત્યારે કેટલોક ઉચ્છ્વાસ મુખમાંથી અને કેટલોક નાસિકામાંથી નીકળે છે. આ સ્થિતિમાં સાનુનાસિક સ્વરો ઉચ્ચારાય છે. બધો ઉચ્છ્વાસ નાસિકામાંથી નીકળે ત્યારે અનુનાસિક વ્યંજનો બોલાય છે.

---

૧૬ જેના ઉચ્ચારણમાં સ્વર પછી વ્યંજન આવતો ન હોય, કે સ્વરની સાથે તરત જ (પછીનો) વ્યંજન બોલાતો ન હોય. ઉ. ત. 'તો', 'ધી', 'જો', 'આ', તથા 'કરો', 'ઘડો', 'ગમત', ઈ૰ શબ્દોમાં પ્રથમ અક્ષર ખુલ્લો (open syllable) છે. C V (=consonant+vowel) એની સંજ્ઞા છે.

૧૭ જેના ઉચ્ચારણમાં સ્વરની પછીનો વ્યંજન સાથે જ બોલાતો હોય તેને બંધ અક્ષર (closed syllable) કહે છે. ઉ. ત. 'હાથ', 'પગ', 'ઘર', 'home' [houm] ઈ૰ ના પ્રથમ અક્ષર બંધ છે. CVC એની સંજ્ઞા છે.

સાનુનાસિક સ્વર પણ શુદ્ધ સ્વરની માફક શરૂમાં ઉચ્ચિતશ્રાવ્ય, વચ્ચે પૂર્ણશ્રાવ્ય, અને છેલ્લે પાછો ઉચ્ચિતશ્રાવ્ય હોય છે.

આમ સિદ્ધાંતની દષ્ટિએ જેટલા શુદ્ધ સ્વરો હોય તેટલા જ સાનુનાસિક સ્વરો થઈ શકે. પરંતુ વસ્તુતઃ, ભાષાના પ્રત્યક્ષ વ્યવહારમાં, એમ થતું નથી. અંગ્રેજી જેવી કેટલીક ભાષાઓ સાનુનાસિક સ્વરોનો ઉપયોગ કરતી નથી, તો ફ્રેન્ચ જેવી અન્ય કેટલીક ભાષાઓ પોતાની સ્વરમાલામાંથી અમુક જ સ્વરોનું નાસિક્યવિધાન (nasalization) કરે છે.

ગુજરાતીમાં મધ્ય ગુજરાતમાં સાનુનાસિક સ્વરોનો પ્રયોગ વિરલ છે, ત્યારે ઉત્તર સૌરાષ્ટ્રમાં (રાજકોટ–જામનગર બાજુ) બહુ જ છૂટથી સાનુનાસિક્ય થાય છે.

સ્વરોનું સાનુનાસિક્ય થતાં નાસિકામાંથી પણ કેટલોક શ્વાસ બહાર જવાથી મુખવિવરમાંથી નીકળતો શ્વાસ ઓછો થાય છે, તો મુખવિવર અને નાસિકાવિવર બંનેનાં પોલાણો સ્વરનો પ્રતિઘોષ (resonance; રણકાર) કરવામાં ઉપયોગી થાય છે.

આ બંને પ્રકારે એક જ સ્વર સાનુનાસિક થતાં કેટલીક વાર તેના સ્વરૂપ (quality) માં પણ ફેરફાર થાય છે. ઉ. ત. ए [e] કરતાં એં [ẽ] નો ઉચ્ચાર વધારે વિવૃત બને છે.

સાનુનાસિક સ્વરો અસંયુક્ત અને સંયુક્ત બન્ને પ્રકારના સંભવે છે. ખીંટી, વીંટો, ઈંટ, નીંદણ [ĩ]; વ્હેંત [ẽ]; ઠાંક, આંખ, દાંત, ગામડાં [ã]; મૂંડ, ઊંટ, ભૂંડું, [ũ]; આપણું, સારું [ũ]; ગોંય [õ] ઇ૦ શબ્દોમાં દર્શાવ્યા પ્રમાણે અસંયુક્ત સાનુનાસિક સ્વરો આવ્યા છે. જંઈ, કંઈ [ə̃ĩ]; થઉં, જઉં, [əũ]; કાંઈ [ãĩ]; જાઉં,

થાઉં [ आउँ]; ગામડાંઓ, છોકરાંઓ [आँओ]; છોકરાંએ, ઢોરાંએ [आँए]; ખોઉં, લ્હોઉં, જોઉં [ओउँ]—આ બધાં **સંયુક્ત સાનુનાસિક સ્વરોનાં** ઉદાહરણો છે.

કેટલીક વાર એ અનુનાસિક વ્યંજનોની વચ્ચે આવ્યા હોય ત્યારે સ્વરોનું સાનુનાસિક ઉચ્ચારણ સંભળાય છે. ઉ. ત. 'નામ', 'માન', 'નાણું', ઇ૦ શબ્દો 'નૅાંમ', 'મૅાંન', નાંણું', એ પ્રમાણે સંભળાય છે.

આ જ પ્રમાણે અનુનાસિક વ્યંજનની પૂર્વે આવેલા સ્વરનું ઉચ્ચારણ સાનુનાસિક થાય છે. ઉ. ત. ગામ, ભાન, કાન, એ શબ્દો ઉચ્ચારણમાં ગૅાંમ, ભૅાંન, કૅાંન એ પ્રમાણે સંભળાય છે. આ પ્રકારનું સાનુનાસિક્ય સહેજ માત્ર હોય છે, ઉ. ત. ગામ [ gα̃m ]; વ્યુત્પત્તિ-પ્રાપ્ત સાનુનાસિક્ય સવિશેષ બળવત્તર હોય છે, ઉ ત. વાંસ [ ʋɑ̃s ]. અનુનાસિક વ્યંજનની અસર આમ પૂર્વ સ્વર પર જ થાય છે; અનુનાસિક વ્યંજનની પછી શુદ્ધ સ્વર આવે તો તેનું નાસિક્યવિધાન થતું નથી. ઉ.ત. રમીએ, નાણીએ, ખાણિયો, ઇ૦.



## વ્યંજનવિચાર

**વ્યંજનોનું વર્ગીકરણ સ્થાન અને પ્રયત્નને અનુલક્ષીને** કરવામાં આવે છે. આરંભે માનવ ધ્વનિયન્ત્રની ચર્ચા કરતાં આપણે જોઈ ગયા કે (ફેફસામાંથી બહાર આવતો) શ્વાસ સ્વરતંત્રીને (vocal chords) કંપાવે (vibrate) (રણઝણાવે), ત્યારે ધ્વનિમાં ઘોષ (voice) સંભળાય છે. કંઠવિવર (buccal cavity—મ્હોંમાં રહેલી ખાલી જગા) અને નાસિકાસ્થાનનું પોલાણ (nasal fosse) ઘોષનું ધ્વનિવર્ધન કે ધ્વનિપૂરણ (resonance) કરે છે, જેથી ઘોષ ધ્વનિઓને પોતપોતાનું ઉચિત વિશિષ્ટ સ્વરૂપ (timbre) પ્રાપ્ત થાય છે.

આ રીતે વ્યંજનોના બે મુખ્ય પ્રકાર પડે છે : જેમ સ્વરતંત્રીના પ્રકંપનને કારણે ઘોષ સંભળાય છે તે સઘોષ વ્યંજન (voiced or sonant consonants); અને જેમાં સ્વરતંત્રી નિઃસ્પંદ રહે અને શ્વાસ વચ્ચેના વિવર (glottis) માંથી કશા જ વિકાર કે ફેરફાર વિના યથાવત્ પસાર થઈ જાય છે તે અઘોષ વ્યંજન. પાશ્ચાત્ય ભાષાવૈજ્ઞાનિકો અઘોષ વ્યંજનોને 'surds' કે 'non-sonant consonants' કહે છે.[૧૮] ઘોષ (voice) થી રહિત હોવાથી એમને અવાજ (noises) પણ કહેવામાં આવે છે. નૂતન ભારતીય ભાષાઓમાં (New Indo-Aryan) ક, ખ, ચ, ત, પ, ફ, આદિ વ્યંજનો અઘોષ છે, જ્યારે ગ, ઘ, દ, ધ, બ, ભ, આદિ વ્યંજનો સઘોષ છે.

સઘોષ વ્યંજનોમાંથી કેટલાક પૂર્ણ સઘોષ છે—એમનું ઉચ્ચારણ સંપૂર્ણ થતાં સુધી ઘોષ ચાલુ રહે છે; તો કેટલાક અપૂર્ણ ઘોષ છે—એમના ઉચ્ચારણ વખતે પ્રારંભે, મધ્યમાં કે અંતભાગમાં જ ઘોષ સંભળાય છે. ઉ. ત. ગુજરાતી કે સંસ્કૃત બ્ પૂર્ણ સઘોષ છે; અંગ્રેજી [b] અપૂર્ણ સઘોષ છે. શબ્દને પ્રારંભે [b] હોય તો એના ઉચ્ચારણનો આરંભ થયા પછી ક્ષણાર્ધમાં ઘોષ સંભળાય છે (ઉ.ત. bees નો ઉચ્ચાર [pbi:zs] જેવો સંભળાશે); શબ્દને અંતે [b] હોય તો ઉચ્ચારણ સમાપ્ત થતાં પહેલાં ઘોષ બંધ થઈ જાય છે. (ઉ.ત. ebb નો ઉચ્ચાર લગભગ [ebp] જેવો સંભળાશે). આ જ પ્રમાણે કેટલીક વાર શબ્દના મધ્યભાગમાં આવેલા [b] માંથી પણ ઘોષતત્ત્વ લુપ્ત થયું હોય છે. ઉ.ત. ambition.[૧૯] જર્મન ભાષામાં પણ ba, da, ga ઈ૦ ધ્વનિઓમાં ઉચ્ચારણનો પ્રારંભ થયા પછી થોડેક વખતે ઘોષ (voice) શરૂ થાય છે, તેથી ઈતરભાષાભાષી-

---

૧૮ જુઓ : J Vendryes, *Language*, p. 22.

૧૯ જુઓ : E. H. Sturtevant, *op. cit.*, p 12.

માને–વિદેશીઓને–એ ધ્વનિઓ જાણે pa, ta, ka, હોય એવો ભાસ થાય છે.[20]

ઉચ્ચારણના **સ્થાન અનુસાર** ગુજરાતી **વ્યંજનોના** નીચે પ્રમાણે **પ્રકારો** પડે.

(૧) (અ) જ્યારે બંને હોઠ દ્વારા, મુખમાંથી નીકળતા શ્વાસનો પ્રથમ અવરોધ થઈ પછી સહસા નિર્ગમન થાય ત્યારે ઓષ્ઠ્ય-(labial) વ્યંજનો બને છે. ઉ.ત. પ, ફ, બ્, ભ્. બંને હોઠ દ્વારા આ વિકાર થતો હોઈ કેટલાક ભાષાશાસ્ત્રીઓ વધારે ચોકસાઈ માટે આ ધ્વનિઓને દ્વયોષ્ઠ્ય[21] વ્યંજનો કહે છે. (જુઓ આકૃતિ ૫ મી).

[પ્] અલ્પપ્રાણ અઘોષ દ્વયોષ્ઠ્ય સ્પર્શ વ્યંજન છે, [બ્] એનું સઘોષ રૂપ છે. [ફ્] એ [પ્] નો મહાપ્રાણ ધ્વનિ અને [ભ્] એ [બ્] નો મહાપ્રાણ ધ્વનિ છે. આ મહાપ્રાણધ્વનિઓ ગુજરાતી હિંદી જેવી ભારતીય ભાષાઓમાં મળે છે: અંગ્રેજીમાં એ ધ્વનિઓ નથી.



આકૃતિ ૫ મી (પ્, બ્–નું ઉચ્ચારણ)

(બ) જ્યારે મુખમાંથી શ્વાસનું નિર્ગમન થતાં નીચેના હોઠ ઉપરના દાંતને સ્પર્શતા હોય ત્યારે દન્ત્યોષ્ઠ્ય (labio-dental)

૨૦ જુઓ : Vendryes, *op. cit.*, p 32.

૨૧ જુઓ : Bloomfield, *Language*, p. 98; તેમજ બાબુરામ સક્સેના, सामान्य भाषाविज्ञान, पृ. ६०.

આ બને અગ્રેજી ધ્વનિઓ θ, ð સઘર્ષી ધ્વનિઓ છે જેના સાંકડા ઉચ્ચારણમા જીભનું ટેરવુ ઉપરના અને નીચેના દાંતની વચ્ચે રહી નીકળે, બાકીની જીભ મુખમા શિથિલ રહી ફેલાઈ રહે છે, ને શ્વાસ દાંત અને જીભની વચ્ચેથી નીકળે છે [θ] અઘોષ દંત્ય સઘર્ષી ધ્વનિ છે, [ð] એનુ સઘોષ રૂપ છે. (ભારતીય ભાષાઓમાં [θ] નથી, અને સઘર્ષી ð ને સ્થાને દંત્યસ્પર્શ [d_h] નો ઉપયોગ થાય છે).

— દંત્ય [t, d] ધ્વનિઓ ઉપરના દાંત સાથેના સ્પર્શથી થાય છે ગુજરાતીની આદ્ય દંત્ય ધ્વનિઓ દંત્ય, અથવા, [illegible] હોય તો, ઉપરિદંત્ય (post-dental) [illegible] સંજ્ઞા [t_] અને [d_] છે. ઉ ત. [illegible] [t_a], 'દમ [d_əm] દંત્ય tette [t_ɛt_], આના મહાપ્રાણ રૂપો થ, ધ ભારતીય ભાષાઓમાં [illegible] થાક' [t_hak], 'ધામ' [d_ham]; અગ્રેજી દંત્યમા નથી.

(ન) ઉપરના દાંતથી જરાક ઉપરને ભાગે પેઢા આવેલાં છે., એને વર્ત્સભાગ (teeth-ridge; alveolar ridge) કહે છે. જીભ વડે આ સ્થાને પૂર્ણ કે ઇષિદ્ અવરોધ (સ્પર્શ કે સંઘર્ષ રૂપે) થવાથી ઉત્પન્ન થતા ધ્વનિઓને વર્ત્સ્ય (alveolar) ધ્વનિઓ કહે છે.

---

૨૨ આ અગ્રેજી ધ્વનિઓ સ્પર્શ [plosives કે stops] નથી, પરંતુ સઘર્ષી [fricative કે spirant] છે.

૨૩ આમ સમાન દેખાતા અને સમાન સંજ્ઞાથી નિર્દેશાતા ધ્વનિઓનું વાસ્તવિક સ્વરૂપ ભાષાભાષાએ ભિન્ન હોય છે ઉ. ત અગ્રેજી અને ફ્રેન્ચ સ્વરમાળામા બનેમા સમાન હોય તેવો એક પણ સ્વર નથી. સરખાવો : Vendryes, *op cit*, p 22.

૨૪ જુઓ : Bloomfield, *op cit*, p 98

આ બને અંગ્રેજી ધ્વનિઓ [θ, ð] સંઘર્ષી ધ્વનિઓ છે. એમના સાંકડા ઉચ્ચારણમાં જીભનું ટેરવું ઉપરના અને નીચેના દાંતની વચ્ચે રહીને, બાકીની જીભ મુખમાં શિથિલ રહી ફેલાઈ રહે છે, ને શ્વાસ દાંત અને જીભની વચ્ચેથી નીકળે છે. [θ] અઘોષ દંત્ય સંઘર્ષી ધ્વનિ છે, [ð] એનું સઘોષ રૂપ છે. (ભારતીય ભાષાઓમાં [θ] નથી, અને સંઘર્ષી ð ને સ્થાને દંત્યસ્પર્શ [d̪h] નો ઉપયોગ થાય છે).

— ફ્રેન્ચ [t, d] ધ્વનિઓ ઉપરના દાંત સાથેના સ્પર્શથી થાય છે. ... ફ્રેન્ચ ધ્વનિઓ દંત્ય, અથવા, ... હોય તો, ઉપરિદંત્ય (post-dental) ... સંજ્ઞા [t̪] અને [d̪] છે. ઉ. ત. ... [t̪a], 'દમ' [d̪əm] ફ્રેન્ચ tette [t̪et̪], આનાં મહાપ્રાણ રૂપો થ, ધ ભારતીય ભાષાઓમાં ... 'થાક' [t̪hak], 'ધામ' [d̪ham]; અંગ્રેજી ફ્રેન્ચમાં નથી.

(ઘ) ઉપરના દાંતથી જરાક ઉપરને ભાગે પેઢાં આવેલાં છે. એને વર્ત્સભાગ (teeth-ridge; alveolar ridge) કહે છે. જીભ વડે આ સ્થાને પૂર્ણ કે ઈષદ્ અવરોધ (સ્પર્શ કે સંઘર્ષ રૂપે) થવાથી ઉત્પન્ન થતા ધ્વનિઓને વર્ત્સ્ય (alveolar) ધ્વનિઓ કહે છે.

૨૨ આ અંગ્રેજી ધ્વનિઓ સ્પર્શ [plosives કે stops] નથી, પરંતુ સંઘર્ષી [fricatives કે spirants] છે.

૨૩ આમ સમાન દેખાતા અને સમાન સંજ્ઞાથી નિર્દેશાતા ધ્વનિઓનું વાસ્તવિક સ્વરૂપ ભાષાભાષાએ ભિન્ન હોય છે. ઉ. ત. અંગ્રેજી અને ફ્રેન્ચ સ્વરમાળામાં બંનેમાં સમાન હોય તેવો એક પણ સ્વર નથી. સરખાવો : Vendryes, *op cit.*, p 22.

૨૪ જુઓ : Bloomfield, *op cit.*, p 98

આ બને અંગ્રેજી ધ્વનિઓ θ, ð સંઘર્ષી ધ્વનિઓ છે[22] જેના સાંકડા ઉચ્ચારણમાં જીભનું ટેરવું ઉપરના અને નીચેના દાંતની વચ્ચે રહીને, બાકીની જીભ મુખમાં શિથિલ રહી ફેલાઈ રહે છે, ને શ્વાસ દાંત અને જીભની વચ્ચેથી નીકળે છે. [θ] અઘોષ દંત્ય સંઘર્ષી ધ્વનિ છે, [ð] એનું સઘોષ રૂપ છે. (ભારતીય ભાષાઓમાં [θ] નથી, અને સંઘર્ષી ð ને સ્થાને દંત્યસ્પર્શ [d̪h] નો ઉપયોગ થાય છે).

— ફ્રેન્ચ [t, d] ધ્વનિઓ ઉપરના દાંત સાથેના સ્પર્શથી થાય ' છે ગુજરાતીની માફક ફ્રેન્ચ ધ્વનિઓ દંત્ય, અથવા, [illegible] હોય તો, ઉપરિદંત્ય (post-dental) [illegible]ધ્વનિક સંજ્ઞા [t̪] અને [d̪] છે. ઉ. ત. [illegible] [t̪a], 'દમ [d̪əm] ફ્રેન્ચ tette [t̪ɛt̪], આનાં મહાપ્રાણ રૂપો થ્, ધ્ ભારતીય ભાષાઓમાં [illegible] થાક' [t̪hak], 'ધામ' [d̪ham]; અંગ્રેજી ફ્રેન્ચમાં નથી.

(ઘ) ઉપરના દાંતથી જરાક ઉપરને ભાગે પેઢાં આવેલાં છે. એને વર્ત્સભાગ (teeth-ridge; alveolar ridge) કહે છે. જીભ વડે આ સ્થાને પૂર્ણ કે ઈષદ્ અવરોધ (સ્પર્શ કે સંઘર્ષ રૂપે) થવાથી ઉત્પન્ન થતા ધ્વનિઓને વર્ત્સ્ય (alveolar) ધ્વનિઓ કહે છે.

૨૨ આ અંગ્રેજી ધ્વનિઓ સ્પર્શ [plosives કે stops] નથી, પરંતુ સંઘર્ષી [fricative કે spirant] છે.

૨૩ આમ સમાન દેખાતા અને સમાન સંજ્ઞાથી નિર્દેશાતા ધ્વનિઓનું વાસ્તવિક સ્વરૂપ ભાષાભાષાએ ભિન્ન હોય છે. ઉ. ત. અંગ્રેજી અને ફ્રેન્ચ સ્વરમાલામાં બન્નેમાં સમાન હોય તેવો એક પણ સ્વર નથી. સરખાવો : Vendryes, *op. cit.*, p 22.

૨૪ જુઓ : Bloomfield, *op cit.*, p. 98

આ બને અંગ્રેજી ધ્વનિઓ θ, ð સંઘર્ષી ધ્વનિઓ છે. એના સાંકડા ઉચ્ચારણમાં જીભનું ટેરવું ઉપરના અને નીચેના દાંતની વચ્ચે રહીને, બાકીની જીભ મુખમાં શિથિલ રહી ફેલાઈ રહે છે, ને શ્વાસ દાંત અને જીભની વચ્ચેથી નીકળે છે. [θ] અઘોષ દંત્ય સંઘર્ષી ધ્વનિ છે, [ð] એનું સઘોષ રૂપ છે. (ભારતીય ભાષાઓમાં [θ] નથી, અને સંઘર્ષી ð ને સ્થાને દંત્યસ્પર્શ [d̪h] નો ઉપયોગ થાય છે).

.. ફ્રેન્ચ [t, d] ધ્વનિઓ ઉપરના દાંત સાથેના સ્પર્શથી થાય 'ઉ ગુજરાતીની માફક ફ્રેન્ચ ધ્વનિઓ દંત્ય, અથવા, [illegible] હોય તો, ઉપરિદંત્ય (post-dental) [illegible]નિક સંજ્ઞા [t̪] અને [d̪] છે. ઉ. ત. [illegible] [illegible]t̪a], 'દમ [d̪əm] ફ્રેન્ચ tette [t̪ɛt̪], .આનાં મહાપ્રાણ રૂપો થ્, ધ્ ભારતીય ભાષાઓમાં [illegible] થાક' [t̪hak], 'ધામ' [d̪ham]; અંગ્રેજીમાં નથી.

(ખ) ઉપરના દાંતથી જરાક ઉપરને ભાગે પેઢાં આવેલાં છે. તેને વર્ત્સભાગ (teeth-ridge; alveolar ridge) કહે છે. જીભ વડે આ સ્થાને પૂર્ણ કે ઈષિદ્ અવરોધ (સ્પર્શ કે સંઘર્ષ રૂપે) થવાથી ઉત્પન્ન થતા ધ્વનિઓને વર્ત્સ્ય (alveolar) ધ્વનિઓ કહે છે.

---

૨૨ આ અંગ્રેજી ધ્વનિઓ સ્પર્શ [plosives કે stops] નથી, પરંતુ સંઘર્ષી [fricatives કે spirant] છે.

૨૩ આમ સમાન દેખાતા અને સમાન સંજ્ઞાથી નિર્દેશાતા ધ્વનિઓનું વાસ્તવિક સ્વરૂપ ભાષાભાષાએ ભિન્ન હોય છે. ઉ. ત અંગ્રેજી અને ફ્રેન્ચ સ્વરમાલામાં બંનેમાં સમાન હોય તેવો એક પણ સ્વર નથી. સરખાવો : Vendryes, *op. cit.*, p 22.

૨૪ જુઓ : Bloomfield, *op cit.*, p. 98

મા બને અંગ્રેજી ધ્વનિઓ θ, ð સંઘર્ષી ધ્વનિઓ છે વચ્ચેના સાંકડા ઉચ્ચારણમાં જીભનું ટેરવું ઉપરના અને નીચેના દાંતની વચ્ચે રહીને, બાકીની જીભ મુખમાં શિથિલ રહી ફેલાઈ રહે છે, ને શ્વાસ દાંત અને જીભની વચ્ચેથી નીકળે છે. [θ] અઘોષ દંત્ય સંઘર્ષી ધ્વનિ છે, [ð] એનું સઘોષ રૂપ છે. (ભારતીય ભાષાઓમાં [θ] નથી, અને સંઘર્ષી ð ને સ્થાને દંત્યસ્પર્શ [d̪h] નો ઉપયોગ થાય છે).

— ફ્રેન્ચ [t, d], ધ્વનિઓ ઉપરના દાંત સાથેના સ્પર્શથી થાય 'છે ગુજરાતીની માફક ફ્રેન્ચ ધ્વનિઓ દંત્ય, અથવા, [illegible] હોય તો, ઉપરિદંત્ય (post-dental) [illegible]નિક સંજ્ઞા [t̪] અને [d̪] છે. ઉ. ત. YP [illegible] [t̪a], 'દમ [d̪əm] ફ્રેન્ચ tête [t̪ɛt̪], આનાં મહાપ્રાણ રૂપો થ્, ધ્ ભારતીય ભાષાઓમાં [illegible] થાક' [t̪hak], 'ધામ' [d̪ham]; અંગ્રેજી ફ્રેન્ચમાં નથી.

(ચ) ઉપરના દાંતથી જરાક ઉપરને ભાગે પેઢાં આવેલાં છે. એને વર્ત્સભાગ (teeth-ridge; alveolar ridge) કહે છે. જીભ વડે આ સ્થાને પૂર્ણ કે ધર્ષિત અવરોધ (સ્પર્શ કે સંઘર્ષ રૂપે) થવાથી ઉત્પન્ન થતા ધ્વનિઓને વર્ત્સ્ય (alveolar) ધ્વનિઓ કહે છે.

---

૨૨ આ અંગ્રેજી ધ્વનિઓ સ્પર્શ [plosives કે stops] નથી, પરંતુ સંઘર્ષી [fricatives કે spirant] છે.

૨૩ આમ સમાન દેખાતા અને સમાન સંજ્ઞાથી નિર્દેશાતા ધ્વનિઓનું વાસ્તવિક સ્વરૂપ ભાષાભાષાએ ભિન્ન હોય છે. ઉ. ત. અંગ્રેજી અને ફ્રેન્ચ સ્વરમાલામાં બંનેમાં સમાન હોય તેવો એક પણ સ્વર નથી. સરખાવો : Vendryes, *op. cit.*, p 22.

૨૪ જુઓ : Bloomfield, *op cit*, p. 98

વ્યંજનો બને છે. ઉ.ત. અંગ્રેજી [v] અને [f]. વસ્તુતઃ આ બંને ધ્વનિઓ એક જ સ્વરૂપના છે —[f] અઘોષ છે ને [v] ઘોષ છે.૨૨ ઉ.ત. અંગ્રેજી: ફિફ્થ; ઉર્દૂ: ફૌરન (જુઓ આકૃતિ ૬ ઠ્ઠી).



આકૃતિ ૬ ઠ્ઠી (સંઘર્ષી ધ્વનિઓ [f] અને [v] નું ઉચ્ચારણ)

ગુજરાતી વ્ [ʋ] કરતાં અંગ્રેજી [v] નું ઉચ્ચારણ અતિશય ભારપૂર્વક થાય છે; અંગ્રેજી [v] ના ઉચ્ચારણમાં ઉપરના દાંત વડે નીચેનો હોઠ સુદૃઢપણે (firmly) દબાય છે, જ્યારે ગુજરાતી (– સંસ્કૃત) વ્ [ʋ] ના ઉચ્ચારણમાં આ વિકાર ઘણી મૃદુતાથી થાય છે.

(૨) (અ) બહાર નીકળતો શ્વાસ જ્યારે જીભ વડે દાંત પાસે અવરોધ પામે છે ત્યારે દંત્ય (dental) વ્યંજનો બને છે. ભાષાભાષાએ એના ભિન્ન ભિન્ન પ્રકારો મળે છે. ઉ.ત. ગુજ૦ ત, થ, દ, ધ, અંગ્રેજી θ (=th, જે three માં સંભળાય છે), અને ð (=dh, જે the, then માં સંભળાય છે). (આકૃતિ ૭)



આકૃતિ ૭મી (θ, ð=સંઘર્ષી થ્, ધ્)

બને અંગ્રેજી ધ્વનિઓ θ, ð સંઘર્ષી ધ્વનિઓ છે ૨૨ ચેના સાંકડા ચારાનુનાં જીભનું ટેરવું ઉપરના અને નીચેના દાંતની વચ્ચે ૨૩ નીકળે, કીની જીભ મુખમાં શિથિલ રહી ફેલાઈ રહે છે, ને શ્વાસ દાંત અને મની વચ્ચેથી નીકળે છે. [θ] અઘોષ દંત્ય સંઘર્ષી ધ્વનિ છે, [ð] નું સઘોષ રૂપ છે. (ભારતીય ભાષાઓમાં [θ] નથી, અને સંઘર્ષી તે સ્થાને દંત્યસ્પર્શ [d̪h] નો ઉપયોગ થાય છે).

ફ્રેન્ચ [t, d] ધ્વનિઓ ઉપરના દાંત સાથેના સ્પર્શથી થાય 'ઉ ગુજરાતીની માફક ફ્રેન્ચ ધ્વનિઓ દંત્ય, અથવા, [illegible] હોય તો, ઉપરિદંત્ય (post-dental) સ્થાનિક સંજ્ઞા [t̪] અને [d̪] છે. ઉ. ત. [illegible] [t̪a], 'દમ [d̪əm] ફ્રેન્ચ tette [t̪ɛt̪], આનાં મહાપ્રાણ રૂપો થ્, ધ્ ભારતીય ભાષાઓમાં [illegible] થાક' [t̪hak], 'ધામ' [d̪ham]; અંગ્રેજી ફ્રેન્ચમાં નથી.

(ચ) ઉપરના દાંતથી જરાક ઉપરને ભાગે પેઢાં આવેલાં છે. એને વર્ત્સભાગ (teeth-ridge; alveolar ridge) કહે છે. જીભ વડે આ સ્થાને પૂર્ણ કે ઘર્ષિત અવરોધ (સ્પર્શ કે સંઘર્ષ રૂપે) થવાથી ઉત્પન્ન થતા ધ્વનિઓને વર્ત્સ્ય (alveolar) ધ્વનિઓ કહે છે.

૨૨ આ અંગ્રેજી ધ્વનિઓ સ્પર્શ [plosives કે stops] નથી, પરંતુ સંઘર્ષી [fricative કે spirant] છે.

૨૩ આમ સમાન દેખાતા અને સમાન સંજ્ઞાથી નિર્દેશાતા ધ્વનિઓનું વાસ્તવિક સ્વરૂપ ભાષાભાષાએ ભિન્ન હોય છે. ઉ. ત. અંગ્રેજી અને ફ્રેન્ચ સ્વરમાલામાં બંનેમાં સમાન હોય તેવો એક પણ સ્વર નથી. સરખાવો : Vendryes, *op. cit.*, p 22.

૨૪ જુઓ : Bloomfield, *op cit.*, p. 98.

વ્યંજનો બો તી સ્ અને અંગ્રેજી [t, d, s, z] ધ્વનિઓ આ સ્થાનમાં—વર્ત્સભાગમા—ઉત્પન્ન થાય છે એના ઉચ્ચારણમા જીભ વર્ત્સભાગ (alveolae) સાથે સ્પર્શ–સંઘર્ષ કરે છે એથી એ વર્ત્સ્ય ધ્વનિઓ કહેવાય છે [25] [t, d] ધ્વનિઓ સ્પર્શ વડે બને છે [t] અઘોષ અલ્પપ્રાણ છે [d] એનુ સઘોષ રૂપ છે ઉ ત અગ્રેજી tin, din ભારતીય ભાષાઓના ટ [t] ડ [d] થી એ ભિન્ન છે



આકૃતિ ૮મી (ટ્, ડ્ નુ ઉચ્ચારણ)

સ્ અને ઝ [s, z] ધ્વનિઓ સંઘર્ષથી ઉત્પન્ન થાય છે આ અંગ્રેજી ઉપરિદંત્ય (gingival) સઘર્ષી ધ્વનિઓ [s, z] સિસકારધ્વનિ (hisses) કે સોષ્મધ્વનિ (sibilants) છે એમાં જિહ્વાફલક (blade) વર્ત્સભાગ ને સામેના દાંતના સયોગમા આવે છે, જીભનુ ટેરવુ નીચેના દાંતોની પાછળ દબાઈ રહે છે, જીભનો



આકૃતિ ૯ મી (સ્ ઝ નુ ઉચ્ચારણ)

૨૫ જુઓ Sturtevant, *op cit*. p 11.

વચ્ચેનો ભાગ સંકોચાય છે અને બાજૂઓ ફૂલે છે, અને વચ્ચેના સાંકડા માર્ગમાંથી શ્વાસ જોરથી પેઢાં કે દાંત સામે અથડાઈને બહાર નીકળે છે, જેથી એક કર્ણમધુર (sonorous) સિસકારો કે ગુંજન (buzz–ગણગણાટ) સંભળાય છે. સ્ [s] અઘોષ વર્ત્સ્ય સંઘર્ષી ધ્વનિ છે; [z] એનું સઘોષ રૂપ છે. ઉ. ત અંગ્રેજી see, zink; ગુજ૰ સેના પાસે; હિંદી ज़िन्दगी ઇ૰.[૨૬] (જુઓ અનુક્રમે આકૃતિ ૮ મી અને ૯ મી). ભારતીય સ્ દંત્ય સિસકાર-ધ્વનિ છે એ નોંધવું ઘટે છે.

(૩) (અ) વર્ત્સથી જરા ઉપર કઠોર તાલુનો ભાગ આવેલો છે. (જુઓ આકૃતિ ૧ લી). જીભનો અગ્રભાગ એને (એની બંને બાજુઓને-પાર્શ્વને) સ્પર્શે ત્યારે સંસ્કૃત તાલવ્ય[૨૭] સ્પર્શ વર્ણો (च्, छ्, ज्, झ्) બને છે. આ શુદ્ધ તાલવ્ય ધ્વનિઓ છે. એ સ્પર્શ ધ્વનિઓ છે. અર્વાચીન ભારતીય ભાષાઓમાં આ ધ્વનિઓ સ્પર્શ-સંઘર્ષી છે.[૨૮] ઉ.ત. ગુજરાતી હિંદી च् [ʧ], ज् [ʤ] સ્પર્શ-સંઘર્ષી છે.

---

૨૬ જુઓ : Bloomfield, *op cit*, p. 100.

૨૭ સરખાવો : 'इचशेयास्तालौ।' – शुक्लयजुर्वेदप्रातिशाख्य १–६६.

૨૮ આથી જ ગ્રામ્ય બોલીઓમાં શિષ્ટ ગુજરાતી (Standard Gujarati) ચ્ નો ઉચ્ચાર સ્ જેવો, છ્ નો ઉચ્ચાર શ્ જેવો, જ્ નો ઝ્ જેવો સંભળાય છે. છતા ગુજરાતીમાં ચ્ નો ઉચ્ચાર મરાઠીમાં થાય છે તેવો, છેક ત્સ્ જેવો થતો નથી, કારણ કે ગુજરાતીમા ચ્ [ʧ] નું વાણીસ્થાન [ts] કરતા જરાક વધારે ઉપરનું છે. (સરખાવો આકૃતિ ૧૦ અને ૧૦ અ) કેટલાક અર્વાચીન ભારતીય ભાષાઓનાં બોલીરૂપો (dialects) માં च् નું ઉચ્ચારણ બે પ્રકારનું त्स् [ts] જેવું દંત્ય, કે તાલવ્ય ધ્વનિઓ પૂર્વે त्श् [ʧ] જેવું (તાલવ્ય) થાય છે ज् નું ઉચ્ચારણ પણ એ જ રીતે બે પ્રકારનું द्+દંત્ય ज़् જેવું [dz] જેવું (દંત્ય), અને તાલવ્ય ધ્વનિઓ પૂર્વે द्+તાલવ્ય झ् જેવું (તાલવ્ય) થાય છે. આનાં નિદર્શનો, બહુધા, શિષ્ટ રૂપમાં મળતાં નથી, પણ શિષ્ટ સંસ્કાર વિનાની લોકબોલીમાં વિશેષતયા મળે છે — જોકે મરાઠીમાં આ ઉચ્ચારણો શિષ્ટ (Standard) ભાષાનાં અંગભૂત ઉચ્ચારણો છે.

(૮) ગુજરાતી શ્ ધ્વનિ અને અંગ્રેજી ધ્વનિઓ [ʃ] (sure કે shine માં છે તેવો શ્) અને [ʒ] (pleasure કે vision માં છે તેવો ઝ્) આ સ્થાનના, પણ સંઘર્ષી (fricative) ધ્વનિઓ છે. આ ધ્વનિઓ ઉચ્ચારાતાં જીભ વર્ત્સની સામે રહીને એક ચપટું રન્ધ્ર બનાવે છે, જીભના અગ્રભાગ વડે કઠોર તાલુ સાથે શ્વાસનો અપૂર્ણ અવરોધ (= સંઘર્ષ) થાય છે, જીભનું ટેરવું નીચેના દાંતની પાછળ દબાય છે કે વર્ત્સની સામે રહે છે, અને જીભ જરા પાછળ ખેંચાઈને શ્વાસ (s, z ની માફક) સીધો પેઢાં કે દાંત ઉપર ન અથડાતાં સહેજ મ્હોંમાં ઘૂંટાઈને વર્ત્સની સામે જીભના ચપટા રન્ધ્રમાંથી બહાર નીકળે છે. એમને hushes (= શાન્તિપ્રેરક ધ્વનિઓ), કે અસામાન્ય સોષ્મ ધ્વનિઓ (abnormal sibilants) કહે છે.[૨૯]

[ʃ] શ્ અઘોષ તાલુ-વર્ત્સ્ય સંઘર્ષી ધ્વનિ છે, [ʒ] એનું સઘોષ રૂપ છે. [ʃ] હિંદી, ગુજરાતી, બંગાળી જેવી ભારતીય ભાષાઓમાં અને અંગ્રેજી, ફ્રેન્ચ, જર્મનમાં ખૂબ વપરાય છે. [ʒ] ફ્રેન્ચમાં પ્રચુરપણે વ્યવહૃત છે, અંગ્રેજીમાં એ ફ્રેન્ચમાંથી ઉછીના લીધેલા શબ્દોમાં વિશેષતઃ આવે છે. ગુજરાતીમાં પ્રાદેશિક બોલીમાં એ મળે છે. ઉ. ત. ઝાડ [ʒɑḍ].

ભારતીય શ્ એ આ જ વર્ગનો તાલવ્ય સિસકારધ્વનિ છે. સંસ્કૃતનો ષ્ [ʂ] અઘોષ મૂર્ધન્ય સંઘર્ષી ધ્વનિ છે. એમાં જીભનું ટેરવું પાછળની બાજૂએ ઉલટીને એક છિદ્ર બનાવે છે, ને જીભની બંને બાજૂએ કઠોર તાલુને સ્પર્શી રહે છે.

ફ્રેન્ચ તાલવ્ય (palatal) [c] (qui [= કી] માં છે તેવો) જીભનો પશ્ચભાગ કઠોરતાલુને સ્પર્શવાથી બને છે.[૩૦]

---

૨૯ સરખાવો: Bloomfield, *Language*, p. 100-101.
૩૦ જુઓ: Vendryes, *op. cit.*, p. 23.

(૨) અર્વાચીન ભારતીય ભાષાઓના ટ – [ṭ] વર્ગના ધ્વનિઓનું સ્થાન પણ આ જ – કઠોર તાલુ (hard palate) છે. એના ઉચ્ચારણમાં જિહ્વાગ્ર ઊંચું થઈને, પાછળ વીંટાઈને (curling backwards) કઠોર તાલુના કોઈક ભાગને સ્પર્શે છે.[31]

આ (ટ–વર્ગના) ધ્વનિઓના ઉચ્ચારણમાં જિહ્વાગ્ર 'ઉલટીને' (અર્થાત્, નીચે રહેવાને બદલે 'પાછળને ભાગે ઉપર વળીને') કઠોર તાલુને સ્પર્શતું હોય છે, તેથી આધુનિક ભાષાવૈજ્ઞાનિકો એમને retroflex ધ્વનિઓ કહે છે ધ્વનિશાસ્ત્ર અનુસાર એમની સંજ્ઞા [ṭ] ટ્, [ṭh] ઠ્, [ḍ] ડ્, [ḍh] ઢ્ એ પ્રમાણેની છે. ઉ. ત. ટાંકણી [ṭãkəṇi], ઠપકો [ṭhəpkɔ], ઢાળ [ḍhaḷ]. પ્રાતિશાખ્યોમાં આને 'પ્રતિવેષ્ટિત' ધ્વનિઓ[32] કહ્યા છે. આ વર્ગના ડ઼ [ɽ], ળ્ [ḷ], ણ્, [ṇ] આદિ વર્ણોના ઉચ્ચારણમા જિહ્વાગ્રનો ઉત્ક્ષેપ થવાથી (ઉપર ફેંકાવાથી) અર્વાચીન ભાષાવૈજ્ઞાનિકો એમને ઉત્ક્ષિપ્ત (flapped) ધ્વનિઓની સંજ્ઞા આપે છે[33] વધારે ચોકસાઈથી કહેવું હોય તો એમ કહેવું જોઈએ કે આ ધ્વનિઓમાં જિહ્વાગ્ર ઉપર ફેંકાઈને તરત પાછું યથાસ્થાન આવી જાય છે.

---

૩૧ સરખાવો આકૃતિ ૮ મી. આ આકૃતિના અંગ્રેજી [t. d] ધ્વનિઓ કરતા નૂતન ભારતીય ભાષાઓના ટ, ડનું સ્થાન જરા ઉપરનું છે એ લક્ષમા રાખવુ પડે છે.

સ્થાન પરત્વે આ ધ્વનિઓ વર્ત્સની માફક એક પ્રકારના દંત્ય ધ્વનિઓ છે સરખાવો : Cereb als like the alveolars, are merely special kinds of dentals.' — Vendryes, *op cit*, p. 23.

૩૨ સરખાવો : जिह्वाग्रेण प्रतिवेष्ट्य मूर्धनि ट–वर्गे ।– तैत्तरीय प्रातिशाख्य २–३७; मूर्धन्याना जिह्वाग्रं प्रतिवेष्टितम् ।–अथर्वप्रातिशाख्य १–२२.

નોંધ:– સંસ્કૃત ભાષાના આ ધ્વનિઓનાં (ट्, ठ्, ड्, ढ्ना) ઉચ્ચારણો કઠોર તાલુથી જરાક ઉપરના ભાગનાં – કઠોર તાલુ અને સુકુમાર તાલુના સંધિસ્થાનના – અર્થાત્ મૂર્ધાના મનાયા છે. એથી સંસ્કૃત વ્યાકરણાદિમાં આ ધ્વનિઓને મૂર્ધન્ય કહેવામાં આવ્યા છે. સંસ્કૃત ष् એ મૂર્ધન્ય સિસકારધ્વનિ છે. અર્વાચીન ભારતીય ભાષાઓમાં ष् ધ્વનિ લુપ્ત થયેલો છે; જ્યાં સંસ્કૃત તત્સમ શબ્દોમાં લેખનમાં ष् ધ્વનિ મળે છે ત્યાં એનો ઉચ્ચાર श् થતો હોય છે ઉ. ત. विषम, ઉચ્ચાર विशम, षड्यन्त्र ઉચ્ચાર शड्यन्त्र. વસ્તુતઃ સંસ્કૃત અને નૂતન ભારતીય ભાષાઓના આ ઉત્ક્ષિપ્ત ધ્વનિઓ વચ્ચે ફરક માત્ર પ્રયત્નનો જ હોય એમ જણાય છે— સંસ્કૃત ધ્વનિઓમાં વિશેષ પ્રયત્ન છે નૂતન ભારતીય ભાષાઓના ધ્વનિઓમાં એની અપેક્ષાએ કંઈક ઓછો પ્રયત્ન જણાય છે.

(૪) કોમલ તાલુ (soft palate કે velum) નો જીભના પશ્ચભાગને[૩૪] સ્પર્શ થવાથી ક, ખ્, ગ્, ઘ્ એ ધ્વનિઓ ઉત્પન્ન થાય છે સર્વ ભાષાઓમાં એ ધ્વનિઓ મળે છે સંસ્કૃત વૈયાકરણોએ એમને કંઠ્ય ગણ્યા છે, પરંતુ વસ્તુત: એ કોમલતાલુજન્ય (velar) ધ્વનિઓ છે. ઉ. ત. સં कर्म [kərmə], गति [gəti] (જુઓ આકૃતિ ૧૧ મી)



આકૃતિ ૧૧ મી
(ક, ગ્ ધ્વનિઓનુ ઉચ્ચારણ)

૩૩ તાલુ (palate) ના ગોલાકૃતિ (ઘુમ્મટ જેવા) ભાગના (domal

અંગ્રેજી [k] તથા [g] ધ્વનિઓ (ઉ. ત. અંગ્રેજી cake, ate) અને જર્મન [k] (ઉ.ત. kuh) પણ આ જ પ્રકારના ામલતાલુજન્ય (velar) સ્પર્શ ધ્વનિઓ છે.[૩૫] આનાં મહાપ્રાણરૂપો ,, [kh] घ् [gh] ભારતીય ભાષાઓમાં છે.

આ ઉપરાંત, ભારતીયેતર ભાષાઓમાં અલિજિહ્વા (પડજીભ–vula), કંઠમૂલ (Pharynx = જીભના પશ્ચભાગ અને ગળાની ાછળની દિવાલ વચ્ચેનો ભાગ); સ્વરતંત્રીવિવર (glottis) ઈ૦ થાનોએ કેટલાક ધ્વનિઓ થતા હોય છે, જેમનુ ભારતીય ભાષાઓમાં ોદર્શન મળતુ નથી. ઉ. ત. અલિજિહ્વા (uvula) થી અરબી મઘોષ क़् (uvular unvoiced stop) [q][૩૬] ઉચ્ચારાય છે. ૌ. ત. ઉર્દૂ क़ीमत [qi:mət ], क़रीब [qəri:b]. [G] ग़ એ એનુ સઘોષ પ છે. અંગ્રેજી ફ્રેન્ચ આદિ યુરોપીય ભાષાઓમાં આ ધ્વનિઓ નથી. મલિજિહ્વાના પ્રકંપન (vibration) થી ઉત્તરીય જર્મન બોલીઓનો કંપિત અલિજિહ્વીય ऱ् (trilled uvular [R]) થાય છે.[૩૭] કંઠમૂલ (Pharynx) માંથી અરબી અઘોષ ह़् [ḥ] ઉચ્ચારાય છે.[૩૭] સ્વરતંત્રીવિવર (glottis) માથી અરબી હમઝા ह् (haïn) ઉત્પન્ન થાય છે.[૩૮]

---

osition) સ્પર્શથી બનતા હોવાને કારણે બ્લૂમફીલ્ડે આ [T, D] અર્થાત્ [ṭ, ḍ] ધ્વનિઓને Domals ની સંજ્ઞા આપી છે. જુઓ : Bloomfield, *Language*, p. 98.

૩૪ સંસ્કૃત વૈયાકરણોએ આ ધ્વનિઓનું સ્થાન જિહ્વામૂલ ગણ્યું છે. સરખાવો : 'ऋऌ क्कौ जिह्वामूले।' –शुक्लयजुर्वेदप्रातिशाख्य १–६५.

૩૫ જુઓ : Vendryes, *op cit.*, p. 23.

૩૬ આ ઉપરાંત અરબીમા કોમલતાલુજન્ય (velar) क् [k] પણ છે. જુઓ : Bloomfield, *op cit*, p 99

૩૭ જુઓ : E H Sturtevant, *op cit*, pp 10-11.

૩૮ સરખાવો : J. Vendryes, *op cit.*, p. 25.

— સ્વરતંત્રી જ્યારે તદ્દન પાસે પાસે આવી જાય ત્યારે સ્વરતંત્રી-વર (glottis) બંધ થઈ જાય છે, અને (ફેફસાંમાંથી આવતા) શ્વાસનો અવરોધ થાય છે. ત્યારે ફેફસાંમાંથી આવતા શ્વાસના દબાણ (pressure) થી સ્વરતંત્રીઓ એકદમ ટકરાઈને સહસા છૂટી પડે—અલગ અલગ થઈ જાય—ત્યારે એક સહેજ ખાંસી જેવો અવાજ સંભળાય છે એને સ્વરતંત્રીવિવરધ્વનિ અથવા સ્વરતંત્રીય સ્પર્શ (glottal stop [ʔ]) કહે છે. એ ઘોષ નથી તેમ અઘોષ નથી. સ્કૉટલૅન્ડની બોલીમાં Saturday, bottle ઇ૦ ના ઉચ્ચારણમાં [t] ને સ્થાને glottal stop [ʔ] બહુધા સંભળાય છે.[૩૯] ઉ. ત. [sæʔədei], [bɔʔɫ]. જર્મનમાં glottal stop ખૂબ સાધારણ છે.[૪૦] પ્રમાણભૂત અંગ્રેજીમાં સામાન્યતયા એ ધ્વનિ મળતો નથી; છતાં અંગ્રેજો જ્યારે સ્વરથી આરંભાતા શબ્દ ઉપર ભાર મૂકવા માગતા હોય[૪૧] ત્યારે glottal stop સંભળાય છે. ઉ ત. *ʔAnyone* can do this; અથવા *ʔI ʔalways* do this;[૪૨] કે it's ˈʔabsolutely false, ક્વચિત્ સસંકોચ વક્તવ્યમાં આદિ સ્વર પૂર્વે આ ધ્વનિ સંભળાય છે. (જુઓ : Daniel Jones, *op. cit.*, p. 139).

૩૯ જુઓ : Sturtevant, *op. cit.*, p 10

૪૦ સરખાવો : Bloomfield, *op. cit.*, p 11.

૪૧ સરખાવો : "A glottal or laryngal stop is produced… ….sometimes before an initial vowel when speaking under a strain." — Bloomfield, *op. cit.*, p. 99.

૪૨ સંસ્કૃતમાં વિસર્ગસંધિમાં જ્યાં વિસર્ગનો લોપ થાય છે ત્યાં વિસર્ગને સ્થાને ક્ષણિક વિરામનો ભાસ થાય છે. આ વિરામનું સ્વરૂપ glottal stop ને મળતું આવે છે. ઉ ત. असौ यस्ताम्रो अरुण उत बभ्रुः सुमंगलः। (रुद्रसूक्त) નું ઉચ્ચારણ असौ ʔयस्ताम्रो ʔ अरुण ʔ उत बभ्रुः सुमंगलः। એમ થાય છે. અહીં [ʔ] સંજ્ઞા glottal stop દર્શાવે છે.

સ્વરતંત્રીઓ પાસે આવે છતાં સ્વરતંત્રીવિવરનો અવરોધ ન થાય ત્યારે બહાર નીકળતા શ્વાસથી સ્વરતંત્રીઓ વેગથી પ્રકંપિત (vibrate) થાય છે, અને ધ્વનિમાં ઘોષ (voice) સંભળાય છે, (ઉ.ત. ગુજ૦ ગ્, ધ્, દ્, ધ્, ન્: તેમ અંગ્રેજી [g], [d], [v] આદિ ધ્વનિઓમાં) એ આપણે આગળ જોઈ ગયા છીએ. આ પ્રમાણે સ્વરતંત્રીઓ પાસે પાસે આવી હોય, છતાં એ તંગ રહે ને એમનું કંપન ન થાય, ત્યારે બહિર્ગમન થતા શ્વાસથી માત્ર છન્નગોષ્ઠિ કે કાનગોષ્ઠિ (સં. कर्णजाप) whisper સંભળાય છે.[૪૩] કેટલીક વાર એમાં ઉપરની કૃત્રિમ સ્વરતંત્રીઓ જ પાસે પાસે આવી હોય છે, ને નીચેની મુખ્ય સ્વરતંત્રી અલગ હોઈ કંઠદ્વાર ખુલ્લું રહે છે. બને સ્વરતંત્રીઓ અલગ અલગ, નિઃસ્પંદ, રહે, અને એમની વચ્ચેના માર્ગમાંથી શ્વાસનું નિર્ગમન થાય, ત્યારે ક્, પ્, ત્, થ્, [k], [t], [f] જેવા અઘોષ ધ્વનિઓ સંભળાય છે.

સ્વરતંત્રીઓ જ્યારે એકબીજાથી એટલી બધી અળગી અળગી આવેલી હોય કે ઘોષ શુદ્ધ રૂપે ન સંભળાતાં એની સાથે (સ્વરતંત્રીવિવરમાંથી નીકળતા શ્વાસનો) ઘર્ષણધ્વનિ સંભળાતો હોય ત્યારે **મર્મરધ્વનિ** (murmur, = મૃદુ, મંદ અવાજ; ગણગણાટ) સંભળાય છે.

---

જુઓ : ડૉ ભોળાશંકર વ્યાસ, संस्कृतका भाषाशास्त्रीय अध्ययन, (૧૯૫૭), પૃ. ૧૨૧.

૪૩ Whisper માં બહાર નીકળતો શ્વાસ સ્વરતંત્રીઓમાંથી નહીં, પરંતુ એના છેડા ઉપર આવેલા બે અસ્થિઓ (artynoids) વચ્ચેની જગ્યામાંથી નીકળતો હોય છે. એથી સ્વરતંત્રીઓનું સ્પંદન થતું નથી, તેથી ઘોષ ધ્વનિને બદલે માત્ર whisper સંભળાય છે; અઘોષ ધ્વનિઓ, સામાન્ય બોલચાલ વખતે સંભળાય તેવા, યથાવત્ રહે છે. — સરખાવો : Bloomfield, *op. cit.*, p. 95. કેટલાક ધ્વનિવિદો સઘોષ અને અઘોષ વચ્ચેની સ્થિતિને whisper માને છે.

અંગ્રેજીમાં બલાઘાતરહિત (unstressed) સ્વરો ઘોષ ધ્વનિને બદલે મર્મરધ્વનિ (murmur) રૂપે બોલાય છે. કેટલીક ભાષાઓમાં મર્મરધ્વનિ (murmur) ધ્વનિગ્રામ તરીકે આવે છે. ત્યારે તેની સંજ્ઞા [h] થી દર્શાવી શકાય.[૪૪]

ઉચ્ચારણના (વાણી)સ્થાન અનુસાર ધ્વનિઓના પ્રકારો આપણે જોયા; હવે ઉચ્ચારણના **પ્રયત્ન અનુસાર ધ્વનિઓના** કેવા પ્રકારો પડે છે તેની સમીક્ષા કરીએ. આપણે આ સંબંધે આગળ, અન્ય સંદર્ભમાં, થોડીક પ્રાથમિક ચર્ચા કરી ગયા છીએ.

જે ધ્વનિના ઉચ્ચારણમાં જીભ મુખવિવરનાં ભિન્ન ભિન્ન વાણી-સ્થાનને પૂર્ણસ્પર્શ કરીને બહાર નીકળતા શ્વાસને ક્ષણભર સંપૂર્ણપણે અટકાવી દઈને પછી મુક્ત થવા દે છે તેમને સ્પર્શ ધ્વનિઓ (stops; explosives – ટૂંકામાં, plosives; કે occlusives) કહે છે. ઉ. ત. ક્, ગ્, ત્, દ્, પ્, આદિ.

પરંતુ, એમ શ્વાસનો પૂર્ણ અવરોધ (complete closure) ન થતાં મુખમાંથી શ્વાસના નિર્ગમનનો માર્ગ ઘણો સંકીર્ણ (સાંકડો) થઈ જાય, અને તેથી શ્વાસ ઘર્ષણધ્વનિ (friction – noise; અર્થાત્, સિસકારા, hissing sound) સાથે બહાર નીકળે ત્યારે સંઘર્ષી ધ્વનિઓ (spirants, fricatives) ઉત્પન્ન થાય છે. ઉ.ત. સ્, શ્. આ ધ્વનિઓ ક્ષણિક સ્ફોટ (explosion) થી ઉત્પન્ન થઈને વિરામ પામવાને બદલે કેટલીક વાર સુધી સતત ચાલુ રહે છે તેથી

૪૪ જુઓ : Bloomfield, *op. cit.*, p. 95.

૪૫ સાતત્યધ્વનિઓ (continuants) માં સંઘર્ષી ધ્વનિઓ ઉપરાંત નાસિક્ય, પાર્શ્વિક અને લોડિત ધ્વનિઓનો પણ સમાવેશ થાય છે. એમને (છેલ્લા ત્રણને) કેટલાક ભાષાવિદોએ પ્રવાહી ધ્વનિઓ (liquids) ની સંજ્ઞા આપી છે. (જુઓ : Daniel Jones, *Outline of English Phonetics*, p 47.)

તેમને સાતત્ય ધ્વનિઓ (duratives, continuants)[૪૫] પણ કહેવામાં આવે છે

સૈદ્ધાન્તિક દૃષ્ટિએ સ્પર્શ વ્યંજનો જેટલાં જ વાણીસ્થાનોએથી સંઘર્ષી ધ્વનિઓ પણ નીકળી શકે. ઉ. ત. અંગ્રેજી તથા ફ્રેન્ચ દન્ત્યોષ્ઠ્ય સંઘર્ષી ધ્વનિ [f]; ફ્રેન્ચ દંત્ય સંઘર્ષી ધ્વનિ [s]; અંગ્રેજી વર્ત્સ્ય સંઘર્ષી ધ્વનિ [θ] [=th] (ઉ. ત. અંગ્રેજી thin); જર્મન તાલવ્ય સંઘર્ષી ધ્વનિ ch (ઉ. ત. ich [=ઇશ્]); ફ્રેન્ચ મધ્ય તાલવ્ય (medio palatal) ch (ઉ. ત. cheval [=શેવાલ્]); જર્મન કોમલતાલુજન્ય (velar) સંઘર્ષી ધ્વનિ ch [ख़्] (ઉ. ત. Buch [=બુખ્]) (સરખાવો ઉર્દૂ સંઘર્ષી ધ્વનિ [x])[૪૬]


આકૃતિ ૧૨ મી
(ʃ = શ્, ʒ = ઝ઼્નું ઉચ્ચારણ)

સ્ફોટની માફક આ સંઘર્ષી ધ્વનિઓ પણ ઘોષ અને અઘોષ બંને પ્રકારના હોઈ શકે છે. અઘોષ સંઘર્ષીમાં સંઘર્ષ તીક્ષ્ણ હોય છે; સઘોષ સંઘર્ષીમાં સંઘર્ષ એટલો તીક્ષ્ણ હોતો નથી. અંગ્રેજીમાં [f], [s] એ અઘોષ સંઘર્ષી ધ્વનિઓ, અને [v], [z] એ સઘોષ સંઘર્ષી ધ્વનિઓ છે.[૪૭] (જુઓ આકૃતિ ૯ મી અને ૧૨ મી).

૪૬ જુઓ: Vendryes, *op. cit.*, p. 24. સરખાવો. 'સભ્ય'નો તુ તાલવ્ય સંઘર્ષી ધ્વનિ

૪૭ ઘર્ષણનું પ્રમાણ પુષ્કળ વધુઓછું કરી શકાય છે, તેથી ઘર્ષણધ્વનિઓ અને (ઈ કે લૂ જેવા) સંગીતધ્વનિ (musical sounds) વચ્ચે કોઈ

અંગ્રેજી દન્ત્યૌષ્ઠ્ય ધ્વનિ [f] માં નીચેના હોઠને ઉપરના દાંતથી ધીમેથી સ્પર્શાય છે, અને શ્વાસ ઉપરના દાંત અને નીચેના હોઠની વચ્ચે થઈને નીકળે છે. [f] અઘોષ હોઈ સ્વરતંત્રીમાં કંપન થતું નથી. ઉ. ત. અંગ્રેજી fine, ઉર્દૂ फौरन. [v] નું ઉચ્ચારણ ઉપરના જેવું જ પણ સ્વરતંત્રીમાં કંપન હોય છે, અને દાંત અને ઓષ્ઠનો સંપર્ક અત્યન્ત શિથિલ હોય છે, તેમ શ્વાસ પણ [f] જેટલો સબળ હોતો નથી. ઉ. ત. અંગ્રેજી vine. હિંદી આદિ ભારતીય ભાષાઓમાં આ ધ્વનિ નથી.

કેટલીક વાર જીભ વાણીસ્થાન સાથે સંપૂર્ણ શ્વાસાવરોધ ન કરતાં સહેજ માત્ર સ્પર્શ કરીને પછી તરત જ સંઘર્ષ કરે છે (શ્વાસના નિર્ગમનમાર્ગને સંકુચિત કરે છે). આ રીતે **સ્પર્શસંઘર્ષી** (affricate) ધ્વનિઓ (કે affricatives) બને છે. એમાં મુખમાં ક્ષણભર શ્વાસનો અપૂર્ણ અવરોધ થઈને પછી મુખ ખૂલી જાય છે, જેથી સ્ફોટ (occlusive) રૂપે આરંભાયેલો ધ્વનિ ઘર્ષધ્વનિ (spirant) માં રૂપાન્તરિત થાય છે.[૪૮] એથી કેટલાક આને અર્ધસ્ફોટ (semi-occlusives) પણ કહે છે. એમનું સ્થાન સ્ફોટ અને સંઘર્ષી ધ્વનિઓ વચ્ચેનું છે. સ્પર્શસંઘર્ષી ધ્વનિઓ (affricates) પણ ઘોષ તેમજ અઘોષ બંને સ્વરૂપના હોઈ શકે. [૪૯] સંઘર્ષી ધ્વનિઓની માફક જેટલા સ્પર્શ ધ્વનિ તેટલા જ તત્સંબંધી (corresponding) સ્પર્શસંઘર્ષી ધ્વનિઓ હોઈ શકે છે. (ઉ. ત. b નો bβ: d ના dð, dz, ʤ; t ના tθ, ts, ʧ ઇ૦ (જુઓ Daniel Jones, *op. cit.*, p. 146).

સુરેખ ભેદરેખા આંકી શકાતી નથી. — જુઓ : Bloomfield, *op. cit.*, p 97.

૪૮ સરખાવો : Vendryes, *op. cit*, p. 25.

૪૯ સરખાવો : Vendryes, *op. cit.*, p. 26.

અર્વાચીન ભારતીય ભાષાઓના ચ્, છ્, જ્, ધ્વનિઓ અને અંગ્રેજીના [ts] (=ત્સ ઉ.ત. cats) અને [dz] (=ડ્ઝ, ઉ.ત. reads), તેમ [ʧ] [=ચ્] (church, each માં છે તેવો ચ્-ધ્વનિ) અને [ʤ][=જ્] (judge, urge માં છે તેવો જ્-ધ્વનિ) આ પ્રકારના સ્પર્શસંઘર્ષી–affricate–ધ્વનિઓ છે. [ts] [dz] વર્ત્સ્ય સ્પર્શસંઘર્ષી ધ્વનિઓ છે, જ્યારે [ʧ] [ʤ] તાલવ્ય સ્પર્શસંઘર્ષી છે, (જુઓ આકૃતિ ૧૦ અને ૧૦ અ). અંગ્રેજી, ઇટાલિયન, રશિયન તેમજ ગુજરાતી, મરાઠી, હિંદી જેવી ભારતીય ભાષાઓમાં એ પ્રાપ્ત થાય છે. અંગ્રેજી [ʧ] અને [ʤ] ધ્વનિઓ ભારતીય चू, जू, ધ્વનિઓ કરતાં ખૂબ શક્તિમંત છે. આથી સંસ્કૃત તાલવ્ય સ્પર્શ च्, छ्, ज् ધ્વનિઓનુ સ્વરૂપ અંગ્રેજી ધ્વનિઓથી કેટલેક અંશે જૂદું પડે છે, જે આપણે આગળ જોઈ ગયા છીએ.



આકૃતિ ૧૦ મી (ts=ત્સ નુ ઉચ્ચારણ)



આકૃતિ ૧૦ અ (ʧ=ચ્ નુ ઉચ્ચારણ)

જીભ એક કે બને બાજૂઓને ઉપર ઉઠાવીને ટેરવાંથી દાંતને કે વર્ત્સભાગ (alveolar ridge)ને સ્પર્શી રહીને બહાર નીકળતા શ્વાસના માર્ગમાં એવી રીતે અવરોધ કરે કે શ્વાસ મુખના એક કે બને પાર્શ્વ(બાજુઓ)માંથી નોંધપાત્ર ઘર્ષણ વિના બહાર નીકળે, ત્યારે પાર્શ્વિક (lateral) ધ્વનિઓ બને છે.[૫૦] ઉ. ત. સંસ્કૃત-ગુજરાતી લ્, અંગ્રેજી સ્ફુટ (કે અગ્રિમ) [l] ('clear' l; like, value, less જેવા શબ્દોમાંનો લ્-કાર).[૫૧] ફ્રેન્ચ આદિ યુરોપીય ભાષાઓમાં પણ આ પાર્શ્વિક ધ્વનિ મળે છે. અંગ્રેજીમા સ્ફુટ [l] સ્વરોની અને યૂ [j] ની પૂર્વે જ આવે છે.

આ ઉપરાત અંગ્રેજીમાં ઇષિદ્દસ્ફુટ [ɫ] ધ્વનિ ('dark' l; bottle, milk, well ઇ૦ શબ્દોમાં સંભળાતો લ્-કાર) પણ છે. અંગ્રેજી સ્ફુટ [l]માં જીભનુ ટેરવું વર્ત્સને મળે અને જિહ્વાગ્ર કઠોર તાનુ તરફ ઊંચું થાય છે (જુઓ આકૃતિ ૧૩મી); ત્યારે અંગ્રેજી ઇષિદ્દસ્ફુટ (કે પશ્ચિમ) (dark) [ɫ] માં (એની ભાષાશાસ્ત્રીય સંજ્ઞા ɫ છે) જીભનું ટેરવું વર્ત્સને અડી રહે, જીભનો અગ્રભાગ પ્રોક્ષણી-



આકૃતિ ૧૩મી (સ્ફુટ લ્ [l]નુ ઉચ્ચારણ)

---

૫૦ સરખાવો : Bloomfield, *op. cit.*, p 97.

૫૧ લ્ તેમજ ર્ અર્ધસ્વર જેવા પ્રવાહી કે દ્રવિત (liquid) ધ્વનિઓ છે. જુઓ : Vendryes, *op cit.*, pp. 26-27. સ્થાન પરત્વે ર્ દંત્યસ્થાનીય છે, ર્ વર્ત્સ્ય છે.

પાત્ર જેવો વચ્ચેથી પોલો (hollow) બને છે, અને જીભના પશ્ચભાગ સુકુમાર તાલુ તરફ ઊંચો થાય છે. (જુઓ આકૃતિ ૧૪મી). આ ધ્વનિ સ્વરરૂપ કે આક્ષરિક — syllabic સ્વરૂપનો — છે. આ ધ્વનિ ભારતીય ભાષાઓમાં નથી; અંગ્રેજીમાં શબ્દને અંતે કે વ્યંજનોની સાથે જ એ આવે છે. ધ્વનિઓની સ્વરરૂપતા એની સંજ્ઞા નીચે નાની ઊભી રેખાથી દર્શાવાય છે. ઉ.ત. [ḷ].



આકૃતિ ૧૪ મી (ધ્વનિસ્ફુટ ૨)

લ્-ધ્વનિના આ બે પ્રકારો [l] [ɫ] ઘોષ છે. આ ધ્વનિના અઘોષ [ḷ], મહાપ્રાણ [lh], સંઘર્ષી, તેમજ સાનુનાસિક રૂપો પણ સંભવે છે. સઘોષ મહાપ્રાણ [lh] ધ્વનિ ગુજ૦ ચુલ્હો [ʧulhɔ], લ્હાવો [lhavo] જેવા શબ્દોમાં મળે છે.

આ જ વર્ગનો ળ [ɭ] ધ્વનિ અલ્પપ્રાણ સઘોષ મૂર્ધન્ય પાર્શ્વિક ધ્વનિ છે. એમાં જીભનું ટેરવું પાછળ ખેંચીને કઠોર તાલુ સાથે જોડાય છે, બાકીની પ્રક્રિયાઓ લ [l] જેવી જ છે. ઉ. ત. ગુજ૦ બાળક [baɭək], મરાઠી વળણેં [vəɭəɳẽ].

જીભને લપેટીને—પ્રોક્ષણી આકારના પાંદડાની માફક વચ્ચેથી પોલી રાખીને — વર્ત્સભાગ (alveolar ridge) સાથેના સંઘર્ષથી જે સંઘર્ષી ધ્વનિ ઉત્પન્ન થાય તેને લોડિત (rolled) ધ્વનિ કહે છે. ર્ લોડિત ધ્વનિ છે. એમાં જીભનું ટેરવું વર્ત્સભાગ સાથે

એથી ચાર વાર ટકરાય છે. હિંદી, બંગાળી, ગુજરાતી આદિ ભારતી ભાષાઓમાં એ મળે છે; શિષ્ટ અંગ્રેજીમાં એ નથી. ઉ. ત. bird [bɔ:d], over [ovə]. (જુઓ આકૃતિ ૧૫મી.).



આકૃતિ ૧૫મી (લોડિત ધ્વનિ ર [r] નું ઉચ્ચારણ)

કેટલાક અંગ્રેજી શબ્દોમાં (ઉ. ત. read, write horrid ઇ૰ માં) ર્-કાર ઘુમરી જેવો (ર્ર્ર્ જેવો) સંભળાય છે, એને પ્રકંપિત ધ્વનિ (trill)[52] કહે છે. એ લોડિત rolled) ધ્વનિનો જ એક પ્રકાર છે. એ દંત્ય (dental) ધ્વનિ છે અને વર્ત્સભાગના ઉપરને ભાગે[53] જીભનાં પ્રકંપન (vibration) થી ઉત્પન્ન થાય છે. આવાં પ્રકંપનો (trills) અલિજિહ્વા, હોઠ ઇ૰ વાણીસ્થાનોથી શક્ય છે.[54] બધા ર-ધ્વનિ ઘોષ છે, પણ અઘોષ ધ્વનિ સાથે સંપૃક્ત હોય તો એ અઘોષ બને છે. ઉ.ત. prison, tree ઇ૰ માં અઘોષ ર્ છે.

---

૫૨ સરખાવો : "Trill in which the tongue-tip vibrates in a few rapid strokes against the gums ". — Bloomfield, *op. cit.*, p. 100 ઉપરાંત, સરખાવો : Vendryes. *op cit* ,pp 26-27.

૫૩ સરખાવો : 'रो दन्तमूले।' – शुक्लयजुर्वेदप्रातिशाख्य १–५८;
'रेफं वर्त्स्यमेके।'– ऋग्वेदप्रातिशाख्य १–२०.

૫૪ સરખાવો : Bloomfield, *op. cit.*, p. 98. આ રીતે અલિજિહ્વીય ર્ (uvular [R]), દંત્ય (dental) ર્, કંઠ્ય (guttural) ર્ સંભવે છે. જુઓ : Vendryes, *op. cit*, p 27.

ર્ અને લ્, ના ઉચ્ચારણમાં જીભની વિશિષ્ટ સ્થિતિને કારણે સ્વરો જેવું નિનાદન (resonance) થાય છે. એથી ર્, લ્ (તેમજ ળ્) ને પ્રવાહી ધ્વનિઓ (liquids) કહેવાય છે. બંનેનાં સ્વરવત રૂપો (syllabic forms) સ્વરની માફક વર્ણઘટન કરે છે. સ્વરયુગ્મોમાં ઉત્તર સ્થાને (second elements) ર્, લ્ (તેમજ ય્, વ્) એ અર્ધસ્વરો આવે છે. (ઉ. ત. ay, aw, ey, ew, er, el, ઈ૦).[૫૫]

ઉપર પ્રમાણે લપેટાયેલી જીભ ક્ષણભર એમ રહી ફરી એકદમ યથાવત્ સીધી થઈ જાય ત્યારે ઉત્ક્ષિપ્ત (flapped) ધ્વનિ બને છે. એમાં જીભ એકજ tap (ઠોકર; થડકારો) આપે છે, પણ જોરથી. ગુજરાતી–હિંદી ड़ [ɽ] ઉત્ક્ષિપ્ત ધ્વનિ છે. સ્વરૂપે એ અલ્પપ્રાણ સઘોષ મૂર્ધન્ય ધ્વનિ છે. એનું મહાપ્રાણ રૂપ ढ़ [ɽh] પણ કેટલીક ભારતીય ભાષાઓમાં મળે છે. ઉ. ત. ગુજ૦ 'કઢી' [kəɽhi], હિંદી बढ़िया [bəɽhija].

ઉપરના વ્યંજનોના પણ પાછા ઘણા ઘણા પ્રભેદો સંભવે છે. ઉ. ત. સંસ્કૃત–ગુજરાતી સ્પર્શ વ્યંજનો બહિઃસ્ફોટાત્મક (expirated – જેમાં અવરોધ પામેલો શ્વાસ થડકાથી – જાણે સ્ફુટિત (explode) થઈને નીકળતો હોય તેમ – બહાર નીકળે છે, તેવા) છે; તો સિંધીના ॻ, ॿ જેવા વ્યંજનો[૫૬] અંતઃસ્ફોટાત્મક[૫૭] (inspirated stops કે suction stops – શ્વાસ જેમાં અંદર ખેંચાય

[૫૫] સરખાવો : Vendryes, *op. cit.*, p. 28

[૫૬] જુઓ : બાબૂરામ સકસેના, सामान्य भाषाविज्ञान पृ. ६२.

[૫૭] સરખાવો : "Inspirated phonemes....are due simply to a suction movement; they are often called 'clicks'." —Vendryes *op. cit.*, p. 23 બ્લૂમફીલ્ડ (જુઓ *op. cit.* p. 94) એમને suction sounds or 'clicks' ની સંજ્ઞા

છે તેવા; અર્થાત્, જેમાં શ્વાસ નીકળતાં પહેલાં જાણે પ્રથમ બંધ ચુસાતો હોય, તેવા) છે. ધ્વનિ આગળ ' મૂકીને એ દર્શાવે છે. ઉ ત ['t].

અંતઃસ્ફોટાત્મક ધ્વનિઓ કે ક્લિક [clicks] નો ઉપયોગ ઇન્ડો-યુરોપિયન ભાષામાં અતિ વિરલ છે; પણ કેટલીક આફ્રિકન ભાષાઓમાં તો એનો પ્રયોગ આપણી ભાષાઓના સ્પર્શ-વ્યંજનો જેટલો સહજ છે. ગુજરાતી જેવી અર્વાચીન ભારતીય ભાષાઓમાં 'ક્લિક' ભાવાતિરેક દર્શાવે છે, અને એમનું ઉચ્ચારણ પૂર્ણ પ્રયત્નપૂર્વક દંત, વર્ત્સ, કે તાલુસ્થાનથી થાય છે.– ઉ. ત. [ચ્ચ્ચ્] એ ક્લિક ધ્વનિઓ કરુણા કે સહાનુભૂતિનો ભાવ વ્યક્ત કરે છે; [ટ્ટ્ટ્] ધ્વનિઓ[૫૮] પાળેલાં ભારવાહક પશુઓને ચાલવાની પ્રેરણા કરતાં પ્રયોજાય છે. ફ્રેન્ચ ભાષામાં અંતઃસ્ફોટાત્મક ['t] (આપણા ચ્ચ્ચ્ ને મળતો, પણ એનાથી જરા નીચેના સ્થાનનો, ત્ત્ત્ જેવો ધ્વનિ) શંકા દર્શાવવાને કે ધ્યાન ખેંચવાને વપરાય છે, અને અંતઃસ્ફુટ વર્ત્સ્ય ['t]) (ટ્ટ્ટ્ જેવો ધ્વનિ) વિસ્મય કે પ્રશંસાનો દ્યોતક છે. તેમ અંતઃસ્ફુટિત ['l] (ઉચ્ચારણમાં લ્લિ, લ્લિ જેવો સંભળાતો હશે) સરસ ભોજનતૃપ્તિ દર્શાવવાને કે શ્રમ અને વેદનાનો અનુભવ વ્યક્ત કરવાને આવે છે.[૫૯]

આને કંઇક અંશે મળતો ઓષ્ઠ્ય ક્લિક ધ્વનિ દક્ષિણ આફ્રિકાની કેટલીક ભાષાઓમાં સંભળાય છે. એમાં સ્વરતંત્રીવિવર (glottis)

૫૮ અંગ્રેજી સાહિત્યમાં આ ક્લિક tut, tut ના સંકેત વડે બતાવી હોય છે. એ આશ્ચર્ય સાથે સહાનુભૂતિ, દયા વ્યક્ત કરે છે એમાં જીભનો વર્ત્સભાગ (back of the upper teeth) સાથે સંબંધ થાય છે.– જુઓ : Bloomfield. *op cit.*, p 94.

૫૯ જુઓ : Vendryes, *op. cit*, p 33.

બંધ રાખીને સ્વરયન્ત્ર (larynx) ને નમાવવામાં આવે છે એને ઓષ્ઠ્ય ક્લિક ધ્વનિ (labial click) કહેવામાં આવે છે, અને p ʳ) સંજ્ઞાથી એ દર્શાવાય છે[૬૦]

આપણે આગળ, પ્રકરણને આરંભે, ચર્ચા કરી ગયા છીએ કે જ્યારે સુકુમાર તાલુ અને અલિજિહ્વા (uvula-પડજીભ) શિથિલ બનીને મુખમાં નીચેની બાજુએ ઢળી પડેલી સ્થિતિમાં આવી રહે ત્યારે મુખરન્ધ્ર બંધ થઈ જાય અને નાસારન્ધ્રમાંથી જ શ્વાસ નીકળે ત્યારે અનુનાસિક વ્યંજનો ઉચ્ચારાય છે. ઉ. ત. મ [m], ન [n]. સુકુમાર તાલુ થોડું નીચે ઢળે ત્યારે કેટલોક શ્વાસ મુખમાંથી અને કેટલોક નાસિકામાંથી નીકળે છે, ત્યારે સાનુનાસિક સ્વરો ઉચ્ચારાય છે.[૬૧] ઉ. ત. આઁ [ã], ઈઁ [ĩ]. એ બધા સઘોષ ધ્વનિ છે. સાનુનાસિક સ્વરો અંગ્રેજી કે ભારતીય ભાષાઓ કરતાં ફ્રેન્ચમાં સવિશેષ પ્રમાણમાં મળે છે. ઉ. ત. ફ્રેન્ચ bon [bɔ̃], sans [sɑ̃].

સ્પર્શ વ્યંજનોમાંથી દ્ જેવા દંત્ય વ્યંજનના ઉચ્ચારણ વખતે આ સ્થિતિ હોય તો ન્ [n] (અલ્પપ્રાણ સઘોષ દંત્ય નાસિક્ય) ઉચ્ચારાય છે. ઉ.ત. 'નદી', 'દિન', tenth. ન્ જેમ દન્ત્ય ધ્વનિ છે તેમ એનું વર્ત્સ્ય રૂપ પણ છે ઉ.ત. ten, બનવું[banəvũ]. બંને રૂપો બહુ મળતાં આવતાં હોવાથી તેમને માટે એક સંજ્ઞા [n] ચાલી શકે છે. (જુઓ આકૃતિ ૧૬ મી; એની સાથે આકૃતિ ૮ મી



આકૃતિ ૧૬ મી (ન[n] નુ ઉચ્ચારણ)

સરખાવો). વ્ જેવા ઓષ્ઠ્ય વ્યંજનોના ઉચ્ચારણ વેળા આ સ્થિતિ હોય તો મ્ (અલ્પપ્રાણ સઘોષ દ્વયોષ્ઠ્ય નાસિક્ય ધ્વનિ) ઉચ્ચારાય છે; અને ડ્ જેવા પ્રતિવેષ્ટિત (retroflex) કે ઉત્ક્ષિપ્ત (flapped) ધ્વનિઓના ઉચ્ચારણમાં આ સ્થિતિ હોય તો ણ્ (અલ્પપ્રાણ સઘોષ મૂર્ધન્ય નાસિક્ય ધ્વનિ) ઉચ્ચારાય છે. ગુજરાતી–મરાઠીમાં એનો પ્રયોગ પ્રચુર છે, ઉ.ત. ગુજ૦ 'પાણી' [paṇi], 'ઘણું' [ghəṇũ]. હિંદીમાં ઓછો છે; અંગ્રેજી–ફ્રેન્ચમાં બિલકુલ નથી. ભારતીય ભાષાઓ ઉપર દ્રાવિડી ભાષાઓનો પ્રભાવ એ સૂચવે છે.)

બ્ અને મ્ ના ઉચ્ચારણમાં માત્ર એટલો જ ફરક પડે છે કે બ્નું ઉચ્ચારણ કરતાં બધો શ્વાસ મુખમાંથી નીકળે છે, જ્યારે મ્ ઉચ્ચારતાં એ શ્વાસ નાસિકામાંથી નીકળે છે.[૬૧] (જુઓ આકૃતિ ૧૭ મી; એની સાથે સરખાવો આકૃતિ ૫ મી).


આકૃતિ ૧૭ મી (મ્ [m] નું ઉચ્ચારણ)

સં. कर्दम માંથી અપ. कद्दवँ દ્વારા ગુજ૦ 'કાદવ' થવાનું, તેમ સં. वानरक માંથી ગુજ૦ 'વાંદરો', કે સં. पर्णकम् માંથી ગુજ૦ 'પાંદડું' થવાનું કારણ આ જ છે.

૬૦ જુઓ : Sturtevant, *op. cit.*, p. 12.

૬૧ સરખાવો : "with the velum lowered so that the passage into the nose is opened, we pronounce nasal consonants and all nasalised vowels and consonants".

— Sturtevant, *op. cit.*, p 10.

વાણીસ્થાનની દૃષ્ટિએ મ્ દ્વયોષ્ઠ્ય છે, ન્ દંત્ય છે, અને ઙ્ કામલતાલુજન્ય છે, ણ્ ઉત્ક્ષિપ્ત છે. સામાન્ય રીતે [m] અને [n] અને ઘોષ ધ્વનિ છે, અને બહુધા એ સવર્ણ ધ્વનિઓની સાથે જ આવે છે. પણ કવચિત્ અન્ય અઘોષ સંઘર્ષી ધ્વનિઓના સંયોગે એનાં અઘોષ રૂપ પણ મળે છે. ઉ.ત. small [sm̥ɔːl], sneeze [sn̥iːz]. એ રૂપો [m̥] અને [n̥] એ રીતે લખાય છે. [m] અને [n] ધ્વનિનાં મહાપ્રાણ રૂપો પણ ભારતીય ભાષાઓમાં મળે છે. ઉ. ત. ગુજ૦ તમ્હે [t̪əmhɛ], મરાઠી आम्ही [amhi], ગુજ૦ ન્હાનું [nhanũ], હિંદી चिन्ह [ʧinhə].

સંસ્કૃત વ્યાકરણમાં અનુસ્વારનું કેવળ નાસિકા–સ્થાન બતાવવામાં આવ્યું છે. પરંતુ આ પ્રકારનો નાસિક્યધ્વનિ અર્વાચીન ભારતીય ભાષાઓમાં આજે મળતો નથી. આજે તો અર્વાચીન ભારતીય ભાષાઓમાં જ્યાં લેખનમાં અનુસ્વાર દર્શાવવામાં આવ્યું હોય ત્યાં ઉચ્ચારણમાં વર્ગીય અનુનાસિક જ (પ્રત્યેક વર્ગનો પંચમાક્ષર) હોય છે. ઉ. ત. 'મંગલ' (=मङ्गल), 'કાંચન' (=काञ्चन), 'સુંદર' (=सुन्दर). ગ્નું અનુનાસિક ઉચ્ચારણ ઙ્ અને ય્નું અનુનાસિક ઉચ્ચારણ યઁ છે. (सिंह નો सिंव्ह અને संशय નો संव्शय ઉચ્ચાર થાય છે; ત્યાં અનુસ્વાર પછી ઉચ્ચારસૌકર્ય માટે વશ્રુતિ-પ્રવેશ સમજવાનો છે.) આથી એમ કલ્પી શકાય છે કે સંસ્કૃતમાં

નોંધ:–બધા વર્ણોના અનુનાસિક સ્વરૂપો સંભવે છે કોઈ ધ્વનિનો ઉચ્ચાર કરતાં uvula (અલિજિહ્વા) નીચે ઢળે અને ઉચ્ચારણનું સ્થાન (articulation) કે ઇજાની સ્થિતિમાં કાંઈ ફરક પડ્યા વિના યથાવત્ રહે ત્યારે અનુનાસિક ધ્વનિ થાય છે.

સરખાવો : Vendryes, *op. cit.*, p. 28

૧૨ સરખાવો : "A [b] pronounced with the nasal passage open becomes [m]". — Sturtevant, *op. cit.*, p. 12.

ધ્વનિનો મુખથી ઉચ્ચાર થયા પછી અવશિષ્ટ શ્વાસ નાસિકામાંથી સ્વતન્ત્ર રીતે (પૂર્વાપર ધ્વનિઓની અસર વિના) નીકળતો, તેને અનુસ્વાર કહેવામા આવતો

સંસ્કૃતના પાંચ અનુનાસિક વ્યંજનોમાંથી ण्, न्, म्, એ ત્રણ સ્વતન્ત્ર અનુનાસિક ધ્વનિઓ મનાયા છે. પૂલ બ્લોખ્ જેવા ભાષાવૈજ્ઞાનિકો ङ् અને ञ् ને સ્વતન્ત્ર ધ્વનિ ગણતા નથી, પણ न् ના અંગભૂત ધ્વનિ (allophones) ગણે છે.[63] ઐતિહાસિક કારણોથી न् ङ् રૂપે પરિવર્તિત થયો છે.[64] (જુઓ આકૃતિ ૧૮ મી; સરખાવો આકૃતિ ૧૧ મી).



આકૃતિ ૧૮ (ङ् [ŋ] નુ ઉચ્ચારણ)

યુરોપીય ભાષાઓમા અંગ્રેજીમા म् [m], न् [n], અને ङ् [ŋ] (ઉ.ત. sing, sink), એ ત્રણ અનુનાસિક વ્યંજનો છે ફ્રેન્ચમા ङ् ધ્વનિગ્રામ નથી; જ્યાં ङ् આવે છે (ઉ.ત. langue [lɑ̃ŋ]) ત્યાં એ /g/ ના અંગભૂત

૬૩ જુઓ : Bloch : *L'Indo-Aryan*, p 71
Wackernagel નો પણ [Altindische Grammatik (= પ્રાચીન ભારતીય વ્યાકરણ), Vol I, p. 2] મા લગભગ આવો મત છે; એ ण न ને ङ् ને સ્વતન્ત્ર ધ્વનિ ગણે છે. સરખાવો: ડૉ. ભોળાશંકર વ્યાસ, संस्कृतका भाषाशास्त्रीय अध्ययन, पृ. ९९.

૬૪ ઉ. ત. युयुधि એ વસ્તુતઃ युङ्युधि નું જ રૂપાન્તર છે. જુઓ : ભોળાશંકર વ્યાસ, એજન, પૃ. ૧૦૭.

ધ્વનિ તરીકે આવે છે. પરંતુ ફ્રેન્ચમાં ઞ્ [ɲ] સવિશેષ આવે છે. ઉ.ત. 'signe' [siɲ = સીઞ્] = sign. અધિકાંશ ભાષાઓમાં ઞ્ [ɲ] પ્રારંભે આવતો નથી, મધ્યે કે અંતે જ આવે છે. મલયાલમમાં એ પ્રારંભે આવે છે. સંસ્કૃતનો 'મૂર્ધન્ય' કહેવાતો (domal) ણ્ એમાંથી એકેમાં નથી.

અંગ્રેજીમાં મ્ [m] ના અનુનાસિક વ્યંજનરૂપોની (ઉ.ત. middle, much) સાથે સ્વરરૂપ પણ મળે છે. ઉ.ત. 'rhythm', 'bottom' ઇ૦ નો અંત્ય મ્ ધ્વનિ એ સ્વરરૂપ (syllabic) છે.[૬૫] એની ભાષાશાસ્ત્રીય સંજ્ઞા (m) કે [m̩] છે. આજ પ્રકારે ન્ ના વ્યંજનરૂપની સાથે (ઉ.ત. knee, neck) એનુ સ્વરરૂપ [n̩] કે [ṇ] પણ કેટલાક શબ્દોમાં મળે છે. ઉ.ત. eleven, even, oxen. એનું ઉત્કટ રણકારતત્ત્વ (resonance) નોંધપાત્ર છે.

ઘણી ભાષાઓમાં સ્વરરૂપ અનુનાસિકો મળે છે. ઇન્ડો-યુરોપિયનમાં એ હતાં, સ્વરયુગ્મના દ્વિતીય સ્વર (second member) તરીકે ઇન્ડો-યુરોપિયનમાં [n̩] અને [m̩] એ અનુનાસિકો વપરાતા. ઉ.ત. en̩, em̩, on̩, om̩. એનુ સમાનરૂપનું નિદર્શન ઉપરના અંગ્રેજી rhythm, bottom જેવા શબ્દોમા મળે છે.

સંસ્કૃત વૈયાકરણો ય્, વ્, ર્, લ્ ને અંતઃસ્થ વર્ણો ગણતા હતા. પરંતુ વર્તમાન ભાષાવૈજ્ઞાનિકો ર્, લ્ ને અંતઃસ્થ ગણતા નથી. લ્ એ પાર્શ્વિક (lateral) ધ્વનિ છે, જ્યારે ર્ એ લોડિત (rolled) ધ્વનિ છે. ય્ ને પ્રાતિશાખ્યોમાં તાલવ્ય ગણ્યો છે[૬૬] વર્તમાન ભાષાશાસ્ત્રીઓમાંથી કેટલાક એને તાલવ્ય ધ્વનિ ગણે છે, તો

૬૫ જેની આગળ કે પાછળ સ્વર (ઉચ્ચારાતો) ન હોય તે ધ્વનિને syllabic (=સ્વરસદૃશ ધ્વનિ, સ્વરાત્મક ધ્વનિ) કહે છે.

કેટલાક વર્ત્સ્ય ગણે છે. **વ્ દંત્યોષ્ઠ્ય ધ્વનિ** છે.[67] આ બંને ધ્વનિઓ સંઘર્ષી સ્વરૂપના છે.

પાશ્ચાત્ય ભાષાવૈજ્ઞાનિકો અનુસાર આ ધ્વનિઓને અર્ધસ્વર (semi-vowel) કે અર્ધવ્યંજન (semi-consonant) કહી શકાય સ્વરના જેવા એ મુખર નથી, તેમ સ્વરાઘાત ધારણ કરવા એ સમર્થ નથી. એમના ઉચ્ચારણમાં મંદગતિથી શ્વાસનું નિર્ગમન થાય છે. વસ્તુતઃ એ એવા સ્વર છે કે જેમનું ઉચ્ચારણ વ્યંજન સમાન પ્રક્રિયાથી થાય છે. ઉ.ત. इ અને उ ના ઉચ્ચારણમાં જીભ અને તાલુસ્થાન વચ્ચે ઘણી ઓછી જગા રહે છે. તેથી એમનું ઉચ્ચારણ કરતી વખતે નિર્ગમન કરતો શ્વાસ થોડોક ઘર્ષણધ્વનિ (frictional noise) ઉત્પન્ન કરે છે. આ ઘર્ષણ ધ્વનિને કારણે આ સ્વરોમાં થોડુંક વ્યંજનતત્ત્વ પ્રવેશે છે. આથી જ 'રાઉ' કે 'બાઈ' જેવા શબ્દોનાં વિસ્તારિત કે પ્રત્યયાન્વિત રૂપો ઉચ્ચારમાં 'રાવળ' કે 'બાયલો' જેવાં થાય છે. આ વ્યંજનતત્ત્વના અસ્તિત્વનો નિર્ણય કરવાનું સાધન કર્ણગોષ્ઠિ (whisper)માં સ્વરો બોલવા એ છે. કર્ણગોષ્ઠિ (whisper)થી બોલાય ત્યારે ધ્વનિઓનું ઘોષતત્ત્વ (voice, sonority) લુપ્ત થાય છે અને અઘોષ ધ્વનિ (noise) એ જ માત્ર અવશિષ્ટ રહી સંભળાય છે. કર્ણગોષ્ઠિ (whisper)થી ઉચ્ચારાતા સ્વરોમાં अ [ʌ] નહિ જેવોજ સંભળાય છે, જ્યારે इ [I] અને उ [U] સહેલાઈથી સંભળાય છે, કારણ એ બંનેમાં વ્યંજનતત્ત્વ પ્રવિષ્ટ છે. એના સમાનકક્ષ કે સમસ્વરૂપ (corresponding) પૂર્ણ વ્યંજનો [j] [=य्] અને [w] [=व्] છે.[68] [w] કંઠ્યૌષ્ઠ્ય (labio-velar) અર્ધસ્વર ધ્વનિ છે.

૬૬ 'इचशेयास्तालौ।' — शुक्लयजुर्वेदप्रातिशाख्य, १-६६.

૬૭ 'उवोपोपद्मा ओष्ठे।' — शुक्लयजुर्वेदप्रातिशाख्य, १-७०.

૬૮ સરખાવો : Vendryes, *op. cit.*, p 26.

અને [j] (ઓષ્ઠની વર્તુલાકૃતિ વિનાનો) તાલવ્ય અર્ધસ્વર ધ્વનિ છે. (જુઓ : Daniel Jones, *op. cit.*, p 191; 194.)

વર્તમાન ભારતીય ભાષાઓમાં **य्** અને **व्** નાં બે **સ્વરૂપો** મળે છે—એક **પૂર્ણ વ્યંજનરૂપ**, જે શબ્દને આરંભે કે અન્ય વ્યંજનના સંયોગમાં આવે છે. (ઉ.ત. यशोदा, कृत्य; वारि, कर्तव्य); બીજું, **શ્રુતિસ્વરૂપ** (य-શ્રુતિ, અને व-શ્રુતિ), જે બે સ્વરોની વચ્ચે આવે છે. (य-શ્રુતિ બહુધા इ પછી, અને व-શ્રુતિ उ પછી આવે છે.)

પ્રાકૃત-અપભ્રંશમા વ્યંજનલોપ પછી અવશિષ્ટ રહેલા (उद्वृत्त) अ-કારમાં य-શ્રુતિ સવિશેષ આવે છે. ઉ.ત. સં. गतः > પ્રા. અપ. गअउ, गयउ > ગુજ૦ ગયો व-શ્રુતિનાં ઉદાહરણો પ્રમાણમાં ઓછાં મળે છે. ઉ. ત. દેશ્ય झाड + कम् > *झाड + अवं > ગુજ૦ ઝાડવું; સં. वड्ढकः > અપ. वडुअउ > ગુજ૦ બડુવો, બડવો; સં. राज > અપ. राउ > ગુજ૦ રાવ (રાવરાણા); સં. घात > અપ. घाउ > ગુજ૦ 'ઘાવ'; સં. तडाग > પ્રા. तलाअ > ગુજ૦ 'તળાવ'. य-શ્રુતિ અને व-શ્રુતિનું માત્રામાન ઘણું જ સ્વલ્પ હોય છે. એ ધ્વનિઓ બે વ્યંજનો વચ્ચે, કે વ્યંજન અને સ્વરની વચ્ચે આવ્યા હોય ત્યારે એ પાછા પોતપોતાનું સ્વરરૂપ (य् इनुं, व् उनुं) ગ્રહણ કરી લે છે. ઉ.ત. 'સાહિત્યિક' જેવો શબ્દ ઉચ્ચારમાં 'સાહિત્તિક' જેવો જ સંભળાશે.

અંગ્રેજીમાં આના સમાન ધ્વનિ વર્તુલાકૃતિ (rounded—જેના ઉચ્ચારણમાં હોઠનો વર્તુલાકાર થાય છે) ઓષ્ઠ્ય સંઘર્ષી ધ્વનિઓ [w] ('ઉવ્' જેવો ઉચ્ચારમાં; ઉ.ત. witch) ઘોષ, [અને ʍ] (hw 'હ્વ્' જેવો ઉચ્ચારમાં, ઉ.ત. when, twich)

અઘોષ છે. આ ધ્વનિઓમાં સંઘર્ષતત્ત્વ (friction) બહુજ અલ્પ હોય છે. આ અર્ધસ્વર કરતાં સંઘર્ષી વ્યંજન સ્વરૂપનો સવિશેષ છે. અંગ્રેજી [v] ધ્વનિ આનાથી ભિન્ન સ્વરૂપનો છે. એ દન્ત્યોષ્ઠ્ય સંઘર્ષી (labic-dental spirant) ઘોષ ધ્વનિ છે (ઉ. ત. vine), એ આપણે આગળ જોઈ ગયા છીએ. ભારતીય વ્ કરતાં સ્વરૂપમાં [w] કેટલેક અંશે, અને [v] અધિક જુદો પડે છે, એ ધ્યાનમાં રાખવું ઘટે. ભારતીય ભાષાઓનો વ્ [ʋ] દન્ત્યોષ્ઠ્ય સંઘર્ષહીન ધ્વનિ છે એ અ. 'win' અને ગુજ૦ 'વિના' શબ્દોના ઉચ્ચારણની સરખામણી કરતાં તરત જ માલૂમ પડશે. એના ઉચ્ચારમાં નીચેનો હોઠ વચ્ચેના આગળના દાંતને સ્પર્શી રહે છે.

અંગ્રેજી અર્ધસ્વર [j] (યૂ-ધ્વનિ: your, musical ઇ૦ માં છે તેવો સંઘર્ષી ધ્વનિ હોઈ ભારતીય ય્ [j] કરતાં તેટલે અંશે જુદો પડે છે. yes [jes], yard [ja:d] વગેરેમાં ઘોષ [j] છે. કેટલાક બોલનારાઓ human, huge જેવા શબ્દોમાં [hj] ને બદલે અઘોષ [j] ઉચ્ચારે છે. ઉ ત [hju:mən] ને બદલે [çu:mən]. (ç જર્મન ich ધ્વનિ જેવો છે).

✓ ભારતીય અને અંગ્રેજી ધ્વનિઓના સ્વરૂપભેદમાં કદાચ અંગ્રેજીનો સવિશેષ ઉત્કટ સ્વરભાર કે બલાઘાત (stress) કારણભૂત હોઈ શકે.

અંગ્રેજી અર્ધસ્વરો [w] (વૂ-ધ્વનિ) અને [j] (યૂ-ધ્વનિ) હ્રસ્વ, ઘોષ, સંઘર્ષી ધ્વનિઓ છે. એમનાં વાણીસ્થાનો અનુક્રમે ઉ [u] અને ઇ [i] ને અત્યંત મળતાં આવે છે. જિહ્વાપશ્ચ ઉ [u] ના ઉચ્ચારણની માફક ઊંચું થાય, હોઠ વર્તુલાકાર બને અને સ્વરતંત્રીનું કંપન થાય ત્યારે [w] ધ્વનિ બને છે. એ સઘોષ કંઠોષ્ઠ્ય અર્ધ-સ્વર છે. ભારતીય ભાષાઓમાં વ્ ના ઉચ્ચારણ વખતે મુખસ્થિતિ ઉપર પ્રમાણે જ હોય છે; પણ મુખની સંકીર્ણતા ઓછી હોવાથી,

અર્થાત્, સઘર્ષસ્થાન વિશેષ ખુલ્લું રહેવાથી સઘર્ષ થતો નથી. આ [ʋ] વ્ ધ્વનિ સઘોષ દંત્યોષ્ઠ્ય સંઘર્ષહીન ધ્વનિ છે. જીભ [i] ના ઉચ્ચાર માટે તૈયાર થઈને મુખસ્થિતિ તેથી વિશેષ વિવૃત બને અને જિહ્વામધ્ય (જિહ્વાનો પાછળનો ભાગ અને જિહ્વાપશ્ચનો આગળનો ભાગ) કઠોર તાલુ તરફ ઊંચો થાય ત્યારે ય્ બને છે. આ સઘોષ, વિસ્તૃત ઓષ્ઠસ્થિતિવાળો તાલવ્ય અર્ધસ્વર છે. અત્યંત સ્વલ્પ સઘર્ષને કારણે ઘણીવાર આ અર્ધસ્વરો [w] અને [j] ને સ્વરોથી જુદા પાડવા મુશ્કેલ થઈ પડે છે.

આપણે ઉપર જોયુ તેમ વાણીઅંગો અર્ધસ્વરોના ઉચ્ચારણ વખતે વસ્તુતઃ સંવૃત સ્વરના ઉચ્ચારણ માટે પ્રવૃત્ત થઈને તરત બીજા વધારે સબળ સ્વરધ્વનિના સ્થાન તરફ જતાં હોય છે. આ ત્વરિત ગતિ અને ઓછા શ્વાસબળને કારણે આ ધ્વનિઓમાં વ્યંજનતત્ત્વ આવે છે. (જુઓ : Daniel Jones, *op. cit.*, p. 190).

કેટલીક ભાષાઓમાં વ્ [ʋ], લ્ [l] અને ર્ [r] નાં અનુનાસિક સ્વરૂપો પણ મળે છે.[૬૯] ઉ. ત. સંસ્કૃતમાં સન્ધિરૂપોમાં લઁ (સાનુનાસિક લ્) મળે છે (ઉ. ત. पुमाँल्लोके), અને અપભ્રંશમાં વઁ (સાનુનાસિક વ્) મળે છે. (ઉ. ત. સં. कमलम् > અપ. कवँलु).

સંસ્કૃત વૈયાકરણોએ સ્પર્શ વ્યંજનોના પાછા બે ભેદ પાડ્યા છે — અલ્પપ્રાણ અને મહાપ્રાણ. પ્રાણ એટલે શ્વાસ કે બલ. અલ્પપ્રાણ – અલ્પ બલથી પ્રમાણમાં કમી શ્વાસથી ઉચ્ચરિત ધ્વનિ તે અલ્પપ્રાણ; વિશેષ બલથી ઉચ્ચરિત ધ્વનિ તે મહાપ્રાણ. એમાં ઉચ્ચારણમાં વિશેષ શ્વાસ નીકળતાં એક પ્રકારનો હ્ [h] ધ્વનિ સંભળાય છે. ક્, ગ્ આદિ અલ્પપ્રાણ ધ્વનિઓ છે; ખ્, ઘ્ આદિ

૬૯ જુઓ : Vendryes, *op. cit.*, p 29.

મહાપ્રાણ ધ્વનિઓ છે. ભાષાવૈજ્ઞાનિકોનું એવું અનુમાન છે કે મૂળ ક્, ગ્ આદિ ધ્વનિઓનાં બે પ્રકારનાં ઉચ્ચારણો થતાં — એક સાધારણ બલપૂર્વક અને બીજું વિશેષ બલપૂર્વક. સાધારણ બલપૂર્વકના ઉચ્ચારણથી ક્, ગ્ ધ્વનિઓ ઉચ્ચારાતા; જ્યારે સવિશેષ બલપૂર્વકના ઉચ્ચારણથી એ ધ્વનિઓ ખ્, ઘ્ રૂપે સંભળાતા. આજે પણ અંગ્રેજી ભાષામાં બલાઘાત (stress) થી ઉચ્ચારાતા ધ્વનિઓમાં ધ્વનિ પછી કેટલોક અઘોષ પ્રાણ નીકળવાથી[૭૦] મહાપ્રાણતત્ત્વ સંભળાય છે. ઉ. ત. pin (ઉચ્ચાર, $p^h$in, = 'ફીન' [લગભગ 'ફીન' જેવો]), cup (ઉચ્ચાર $k^h$ʌp, = ખપ્). એ જ ધ્વનિઓમાં બલાઘાત ન ન હોય ત્યારે એમાં મહાપ્રાણતત્ત્વ સંભળાતું નથી. ઉ. ત. spin (ઉચ્ચાર, spin), sick (ઉચ્ચાર, sik). ઉપરના અંગ્રેજી બલાઘાતપ્રાપ્ત શ્રુતિના [$p^h$] અને [$k^h$] ધ્વનિઓમાં ભારતીય ધ્વનિઓ [ફ્] [ખ્] કરતાં મહાપ્રાણતત્ત્વ ઘણું ઓછું હોય છે એ નોંધવું જોઈએ

જે ધ્વનિઓમાં શ્વાસનું દબાણ (breath pressure) તથા હ્લ કે હોઠનું કાર્ય (action) બળવાન હોય તે ધ્વનિઓને **તાર ધ્વનિ** (કે બળવાન ધ્વનિ) (fortes) કહે છે, અને જેમાં શ્વાસબલ અને જિહ્વાદિનું કાર્ય મંદ (gentle) હોય તે ધ્વનિઓને **મન્દ ધ્વનિ** (કે નિર્બળ ધ્વનિ) (lenes) કહે છે. અંગ્રેજીમાં અઘોષ ધ્વનિઓ મહાપ્રાણ તાર ધ્વનિઓ (aspirated fortes) છે; અને સઘોષ ધ્વનિઓ મંદ ધ્વનિઓ (lenes) છે.[૭૧]

અંગ્રેજી ને ફ્રેન્ચ જેવી ભાષાઓમાં p, t, k જેવા અઘોષ

૭૦ સરખાવો : '....followed by a puff of unvoiced breath (aspiration)'.
— Bloomfield, *op. cit.*, p. 99.

૭૧ જુઓ : Bloomfield, *op. cit.*, p. 99.

વ્યંજનો બલપૂર્વક ઉચ્ચારાય છે (strongly enunciated), જ્યારે b, d, g જેવા ઘોષ વ્યંજનોનું અલ્પ બળથી ઉચ્ચારણ થાય છે, (weakly enunciated), કારણ કે ઘોષ ધ્વનિમાં સ્વરયન્ત્રમાં શ્વાસની રુકાવટ થવાથી એનું બળ ઘટી જાય છે.

અર્વાચીન ભારતીય ભાષાઓમાં ख्, घ् આદિ મહાપ્રાણયુક્ત ધ્વનિઓ કેવળ સંયુક્ત ધ્વનિઓની (અર્થાત્, क्+ह्; ग्+ह्) ની કક્ષામાં આવી ગયા છે. અઘોષ મહાપ્રાણ ધ્વનિઓ – ख्, ठ्, थ्, फ्– એ क्, ट्, त्, प માં અઘોષ મહાપ્રાણ (અઘોષ ह्) ના સંયોગથી બન્યા છે. એ સ્વરૂપે સ્પર્શસંઘર્ષી છે.[૭૨]

ह्–ધ્વનિનાં બે સ્વરૂપો છે — સઘોષ ह् અને અઘોષ ह्. મ્હોં સંપૂર્ણપણે ખુલ્લું હોય અને સ્વરતંત્રીઓ પાસે આવી જવાથી એમની વચ્ચેનો માર્ગ સાંકડો થઈ જાય, જેથી ફેફસાંમાંથી આવતો શ્વાસ સ્વરતંત્રીવિવર (glottis) માંથી ઘર્ષણસહિત બહાર નીકળે ત્યારે મહાપ્રાણ ધ્વનિ (aspirated sound) ह् [h] સંભળાય છે. ઉ.ત. he, hit, high. ભાષાવૈજ્ઞાનિકો એને અઘોષ સ્વરતંત્રીવિવર સંઘર્ષી ધ્વનિ (unvoiced glottal spirant) કહે છે.[૭૩] ઉ. ત. સંસ્કૃત વિસર્ગધ્વનિ[૭૪] रामः, हरिः, ભારતીય ભાષાઓમાં વેદના–ઉદ્ગાર हँह्, उँह्; અંગ્રેજી he, harm–જ્યાં ह् કાર વસ્તુતઃ અઘોષ [i̥] [ḁ] બની રહે છે. ઉપરના ધ્વનિનું ઘોષ રૂપ તે સંસ્કૃતમાં અને ભારતીય ભાષાઓમાં વિપુલપણે આવતો સઘોષ ह् [ɦ] ઉ.ત. हरिण, हर्ष, हनुमान्, ઘરખ, हिम्मत આદિ શબ્દોમાં

૭૨ જુઓ : સક્સેના, सामान्य भाषाविज्ञान, पृ. ६३; અને N. G. Kalelkar, '*Dhvani Vicara*', p. 45.

૭૩ જુઓ : Bloomfield, *op. cit.*, p 101.

૭૪ સરખાવો : ભોળાશંકર વ્યાસ, संस्कृतका भाषाशास्त्रीय अध्ययन, पृ. ८९.

ઘોષ હ્ કાર છે અંગ્રેજીમા એ ઓછો (behind, behold જેવા થોડા શબ્દોમા બહુધા બે ઘોષધ્વનિ વચ્ચે જ, મળે છે રાજસ્થાની–ગુજરાતીની કેટલીક બોલીઓમા અઘોષ હ્ મળે છે ઉ ત ચરોતરી બોલીમા હરિભાઈ નુ 'અ્હૂરિભાઈ' ઉચ્ચારણ થાય તેમા મહાપ્રાણ લુપ્તવત્ રહે છે અઘોષ હ્ ના બીજા ઉદાહરણો પણ લોકબોલીઓમાથી મળશે ઉ ત પાહે (=શિષ્ટ ગુજ૦ 'પાસે'), વાહે (=શિષ્ટ ગુજ૦ 'વાસે' ઇ૦ મા હ કાર અઘોષ ધ્વનિ છે કોઈકવાર અઘોષ હ્ ની અસરથી એનો સપૃક્ત પુરોગામી સ્વર અઘોષ બનતો હોય છે ઉ ત વેદનાના ઉદ્ગારો ઈંહૂં [ĩh̥ũ] મા [ũ̥] અઘોષ છે

કેટલીકવાર એક જ ધ્વનિ એક સાથે બે સ્થાનથી ઉચ્ચારાતો હોય છે એમાનુ એક સ્થાન એનુ મુખ્ય સ્થાન હોય છે, બીજુ સ્થાન એનુ ગૌણ સ્થાન હોય છે એમા ગૌણ સ્થાન મુખ્ય સ્થાનને સહાયતા કરતુ હોય છે ઉ ત ફ્રેન્ચ oui [ઉચ્ચાર 'વી' જેવો અર્થ = yes] ધ્વનિમા હોઠના અગ્રસ્થાનથી ઉચ્ચારણ મુખ્ય છે એના ઉચ્ચારણ વખતે હોઠનુ પ્રસારણ થાય એ ગૌણ છે આ રીતે ઇન્ડો-યુરોપિયન ભાષામા ઓષ્ઠ્યતત્ત્વ ગૌણ હોય (અર્થાત્, વ્-શ્રુતિનો અલ્પાલ્પ પ્રવેશ હોય) એવા એક પ્રકારના ક્-વર્ગની, અને તાલવ્યતત્ત્વ ગૌણ હોય (અર્થાત્ ય્-શ્રુતિનો અલ્પાલ્પ માત્રામા પ્રવેશ હોય) એવા બીજા પ્રકારના ક્-વર્ગના અસ્તિત્વની કલ્પના કરવામા આવી છે સસ્કૃત વૈયાકરણોએ ચ્-વર્ગના વ્યજનોને સ્પર્શ વ્યજનો ગણ્યા છે, અને પદઘટનામા ક્ અને ચ્ નો વ્યત્યય સ્થળે સ્થળે મળે છે (વચ્-વાક્, મુચ, મુક્ત) એ ઉપરથી તર્કશુદ્ધ અનુમાન થઈ શકે છે કે ઇન્ડો-યુરોપિયન તાલવ્યયુક્ત ક્-વર્ગમાથી ચ્-વર્ગના ધ્વનિઓની ઉત્પત્તિ થઈ છે અહીં એટલુ યાદ રાખવુ ઘટે કે વર્તમાન ભારતીય ભાષાઓના ચ્-વર્ગના ધ્વનિઓ સ્પર્શ નથી, પરતુ સ્પર્શ-સઘર્ષી (affricates) છે

આ ઉપરાત સસ્કૃતમાં નીચેના જેવા કેટલાક વિશિષ્ટ

ધ્વનિઓ હતા, જે વર્તમાન ભારતીય ભાષાઓમાં અવતરણ પામતાં લુપ્ત થઈ ગયા છે. ઉ. ત. જિહ્વામૂલીય ᳵક, ઉપધ્માનીય ᳶપ, અને દન્ત્યોષ્ઠ્ય ब्व. જિહ્વામૂલીય ᳵક નું ઉચ્ચારણ ख़ ના જેવું થાય છે. ઉ. ત. अन्तᳵकरण (ઉચ્ચારણ अन्त [ख़्] करण). ઉપધ્માનીય ᳶપ દન્ત્યોષ્ઠ્ય ધ્વનિ છે. એના ઉચ્ચારણમાં નીચેના હોઠ ઉપરના દાંતને જરાક સરખો સ્પર્શ કરે છે; એવું ઉચ્ચારણ 'फ़' ના જેવું થાય છે. ઉ. ત. अन्तᳶपुर (ઉચ્ચાર अन्त [फ़्] पुर). દન્ત્યોષ્ઠ્ય ब्व આ જ फ નું સઘોષ સ્વરૂપ છે. ᳶપ ની ભાષાવૈજ્ઞાનિક સંજ્ઞા ɸ છે, ब्व ની β છે. ब्व ને સ્વતંત્ર ધ્વનિ ન માનતાં, व् ના ધ્વનિગ્રામનો એક અંગભૂત ધ્વનિ ગણવો યોગ્ય છે. ब्व નું ઉચ્ચારણ માત્ર વૈદિક સંસ્કૃતમાં મળે છે, જેમાં પદને આરંભે આવેલા व નું ब्व ઉચ્ચારણ થાય છે.[૭૫] ઉ. ત. ततो विराडजायत विराजो अधिपूरुषः (યજુર્વેદીય ઉચ્ચારણ : ततो ब्विराडजायत ब्विराजो अधिपूरुषः ।).

સંસ્કૃતમાં ऱ् અને ऌ् ના સ્વરસદૃશ (syllabic) રૂપો ऋ અને ऌ છે. ऌ કેવળ એક જ સંસ્કૃત ધાતુ क्लृप् માં મળે છે. ऋ ऌ શુદ્ધ સ્વરો નથી, પરંતુ ऱ् ऌ् નાં સ્વરીભૂત રૂપ છે. ऋक्प्रातिशाख्य ના ટીકાકાર ઉવ્વટના મત પ્રમાણે ऋ ના ઉચ્ચારના ચાર પાદ કે અંશ પાડી શકાય એમાંથી પ્રથમ અને અંતિમ પાદ સ્વરનો છે, મધ્યના બે પાદ વ્યંજનના છે. ગણિતની સંજ્ઞાઓ આપીએ તો એ ધ્વનિઓનું ઘટન નીચે પ્રમાણે સમજાવી શકાય : $ऋ = \frac{अ}{४} + \frac{र्}{२} + \frac{अ}{४}$. અર્થાત્, ऋ નો પ્રથમ અંશ अ નો. પછી બે અંશ ऱ् ના, અને પછી એક અંશ પાછો अ નો છે. એ જ પ્રમાણે ऌ ની સંઘટના છે: $ऌ = \frac{अ}{४} + \frac{ल}{२} + \frac{अ}{४}$. ऋ અને ऌ બંનેનું સમાન રૂપ અવસ્તામાં अरअ [ərə] છે, જે ઉવ્વટના ઉપરના મતનું સમર્થન કરે છે.[૭૬]

૭૫ સરખાવો : 'गुरुर्व्वकारो विज्ञेयः पदादौ पठितो भवेत् । – माध्यन्दिनी शिक्षा २-३.

સંસ્કૃતમાં શુદ્ધ સ્વરોની સાથે સાનુનાસિક સ્વરો પણ (આઁ, ઈઁ, ઊઁ) મળે છે, જે બહુધા દીર્ઘ હોય છે. ઉ. ત. વૈદિક સંસ્કૃત લોકાઁ ऽऽ नस्मयन्, अहीथँ सर्वान्, फऑॅँत्तांश्वके. હ્રસ્વ સ્વરોમાં પણ અનુનાસિક તત્ત્વના પ્રવેશનાં ઉદાહરણો મળે છે. ઉ. ત. वँश (=वंश), सिँह (=सिंह), पुँश्चली (पुंश्चली) માં ક્રમશઃ સાનુનાસિક अ, इ, उ ધ્વનિઓ છે.[77]

સંસ્કૃત च्, ज् ધ્વનિ ઇન્ડો-યુરોપિયન તાલવ્યયુક્ત क् અને ग् ધ્વનિઓમાંથી ઉત્પન્ન થયા છે. झ् ધ્વનિ ઇન્ડો-યુરોપિયન શબ્દોમાં મળતો નથી; झ् ધ્વનિવાળા શબ્દો બહુધા બહારથી સંસ્કૃતમાં પ્રવેશ્યા છે, જેમાંના કેટલાક અનુકરણાત્મક શબ્દો છે. સંસ્કૃત ह् ધ્વનિના બે પ્રકાર છે—સઘોષ ह्, અને અઘોષ ह्, જેનો સંકેત (=સંજ્ઞા) વિસર્ગ છે. એની ચર્ચા આપણે આગળ કરી ગયા છીએ. અઘોષ ह् નો ઉચ્ચાર પૂર્વવર્તી સ્વરધ્વનિ સાથે જ થાય છે. ઉ. ત. रामः (ઉચ્ચાર रामह्), हरिः (ઉચ્ચાર हरिहि).

મૂર્ધન્ય કે પ્રતિવેષ્ટિત (retroflex) ધ્વનિઓ ट, ठ, ड, ढ, ण, ઇન્ડો-યુરોપિયનમાં નહોતા; સંસ્કૃતમાં એ દ્રવિડી ભાષાઓના સંપર્કથી આવ્યા એમ મનાય છે. સંસ્કૃતના મોટા ભાગના ट् વર્ગવાળા શબ્દો ઉપર પ્રાકૃત ભાષાઓની અસર સ્પષ્ટ છે. ઉ.ત. विकट (< विकृत), उत्कट (< उत्कृत). આ ધ્વનિઓના ઉદ્ભવમાં

---

૭૬ જુઓ : ભોળાશંકર વ્યાસ, संस्कृतका भाषाशास्त्रीय अध्ययन, पृ.१४. સરખાવો : N G Kalelkar, *Dhvanivicara*, p. 30. શ્રી કાલેલકર ऋ નો ઉચ્ચાર અંશતઃ ફ્રેન્ચ chambre જેવો, અને ऌ નો semble જેવો થતો હશે એમ માને છે.

૭૭ જુઓ : ભોળાશંકર વ્યાસ, એજન, પૃ. ૬૬.

સંમીલિત ર્‌કારનો પ્રભાવ કારણભૂત છે.[૭૮]

य्, व्, ष् અનુસ્વારના ઉચ્ચારણમાં વૈદિક કાળમાં કેટલીક વિભિન્નતાઓ ( variations ) હતી, જેનું નિદર્શન ऋग्वेद, અને વિશેષતઃ, यजुर्वेद નાં ઉચ્ચારણોમાં મળે છે. એમાંથી કેટલીક વિશેષતાઓ પ્રાકૃત અને દેશી ભાષાઓમાં ઊતરી આવી છે. ઉ. ત. શિક્ષા-ગ્રંથો અનુસાર અસંયુક્ત य् નો ઉચ્ચાર પદને આરંભે ज् થતો હતો (ઉ. ત. ऋग्वेदમાં 'यद्भूतं यच्च भाव्यम्।' નું ઉચ્ચારણ 'जद्भूतं जच्च भावियम्म।' થાય છે); પદને આરંભે આવેલો व् ન્ત્યોષ્ઠ્ય व्कार રૂપે ઉચ્ચારાય છે (ઉ. ત 'ततो विराडजायत' નું ઉચ્ચારણ 'ततोव्विराड्जायत' થાય છે): ष् નો ઉચ્ચાર, એ ट्-વર્ગીય ધ્વનિઓ સાથે સંયુક્ત ન હોય તો, ख् થતો (ઉ. ત. सहस्रशीर्षा पुरुषः નું ઉચ્ચારણ सहस्रशीर्खा पुरुषः થાય છે). અનુસ્વાર પછી श्, ष्, स् કે ह् ( મહાપ્રાણ ધ્વનિ ) આવે તો गुम् ઉચ્ચાર થાય છે. (ઉ. ત. 'पुरुष एवेदं' નું ઉચ્ચારણ 'पुरुष एवेदगुं' થાય છે.)[૭૯]

## અપૂર્ણ સ્ફોટ (Incomplete Plosion) અને સંયુક્ત ધ્વનિઓ

હવે ધ્વનિનો સ્ફોટ ( explosion ) કેવી રીતે થાય છે તેનો વિચાર કરીએ. સંયુક્ત અને દીર્ઘ વ્યંજનોના ઉચ્ચારણની પ્રક્રિયા સમજવા માટે એની ઉપયોગિતા છે. પ્રત્યેક સ્ફોટાત્મક ( plosive occlusive; અર્થાત્, 'સ્પર્શ' ) વ્યંજનમાં ત્રણ સ્પષ્ટ કક્ષાઓ કે સ્થિતિઓ ( stages ) નજરે પડે છે — જિહ્વા ઉચ્ચારણસ્થાનનો સ્પર્શ કરી શ્વાસાવરોધ કરે ( closure, implosion ); એ સ્થિતિ

---

૭૮ नृणाम्, कृपण આદિ શબ્દોમાં र् ના પ્રભાવથી न् નો ण् થયો છે. જુઓ : ભોળાશંકર વ્યાસ, એજન, પૃ ૧૦૨.

૭૯ જુઓ : ભોળાશંકર વ્યાસ, એજન, પૃ. ૧૧૩-૧૧૫ ઉપરનાં माध्यन्दिनीशिक्षा નાં અવતરણો.

કેટલોક કાળ ચાલુ રહે (retention); અને પછી શ્વાસનું બહિર્ગમન કે સ્ફોટ (release explosion) થાય.[૮૦] ઉ.ત. ત્ [t̪] ના ઉચ્ચારણમાં 'સ્પર્શ' (implosion) થાય પછી તરત જ 'સ્ફોટ' (explosion) થાય છે—વચ્ચેની 'સ્થિતિ' (retention) નહિવત્ હોય છે, પરંતુ દ્વિર્ભાવયુક્ત (બેવડાયેલા) વ્યંજનોમાં (double consonants)—જે વસ્તુતઃ તો ભારપૂર્વક ઉચ્ચારાતા દીર્ઘ વ્યંજનો જ છે—(સ્પર્શવ્યંજનના ઉચ્ચારણના) આ ત્રણે અવયવો કે કક્ષાઓ સ્પષ્ટપણે જણાઈ આવે છે. આવા દીર્ઘ કે દ્વિર્ભાવયુક્ત વ્યંજનોમાં એકવડા વ્યંજન કરતાં (સ્પર્શ અને સ્ફોટ વચ્ચેની) મધ્યસ્થિતિ તરતજ નજરે તરી આવે એવી સુસ્પષ્ટ હોય છે. ઉ. ત. 'પથ' કરતાં 'પથ્થર' માં, 'સાચું' કરતાં 'સાચ્ચું' માં, 'ઘટ' કરતાં 'ઘટ્ટ' માં બીજા વ્યંજનની મધ્યસ્થિતિ તરત ધ્યાનમાં આવે એવી દીર્ઘ છે—બાકીનાં તત્ત્વો—સ્પર્શ અને સ્ફોટ—સમાન જ છે. 'થ્થ', 'ચ્ચ', કે 'ટ્ટ' ના બે સ્ફોટ (plosions) થતા નથી; એક જ સ્ફોટમાં (માત્ર મધ્યસ્થિતિ દીર્ઘ હોય તે રીતે) એમનું ઉચ્ચારણ સંપૂર્ણ થાય છે. માટે સમુચિત રીતે જ, એ દ્વિત્વયુક્ત (બેવડાવેલા) નહીં, પણ દીર્ઘ વ્યંજનો ગણાય છે.

બે સ્પર્શ વ્યંજનો પાસે પાસે આવે, અર્થાત્ એમનો સંયોગ થયો હોય ત્યારે પ્રથમ વ્યંજનનો સ્પર્શ (implosion) થઈને પછી સ્ફોટ (explosion) ન થતાં જીભ પછીના વ્યંજનના વાણીસ્થાન ઉપર ચાલી જાય છે અને એ ઉત્તરવ્યંજનનો સ્ફોટ (explosion) થાય છે. ઉ.ત મુક્ત, સપ્ત, ઈ૦. પ્રથમ શબ્દ ('મુક્ત') માં વ્યંજનસંયોગ (consonant cluster) ના પ્રથમ વ્યંજન ક્ માટે જીભનો પશ્ચભાગ સુકુમાર તાલુને સ્પર્શે એ પછી તરત જ શ્વાસનું નિર્ગમન ન થતાં જીભ તત્ક્ષણ ઉપરના દાંતને

૮૦ સરખાવો : Vendryes, *Language*, p. 23

સ્પર્શી રહે છે, અને એ સ્થાને શ્વાસની મુક્તિ કે સ્ફોટ થાય છે. બીજા શબ્દ 'સપ્ત'માં 'પ્' નો ઉચ્ચાર કરવા માટે બે હોઠથી શ્વાસનો અવરોધ (closure) થયા પછી શ્વાસની મુક્તિ (plosion) ન થતાં તરત જ જીભ ઉપરના દાંતને સ્પર્શે છે અને એ સ્થાને શ્વાસનું નિર્ગમન (સ્ફોટ) થાય છે. 'મુક્ત' અને 'સપ્ત'ના ઉચ્ચારાનુસારી અવયવો મુક્–ક્ત અને સપ્–પ્ત એમ થાય. પહેલા શબ્દમાં ક્ અને બીજામાં પ્ અપૂર્ણ ધ્વનિ છે. ભાષાવૈજ્ઞાનિકો આવા વ્યંજનસંયોગના પ્રથમ વ્યંજનને–જેનો સ્પર્શ થાય છે પણ સ્ફોટ થતો નથી–implosive, અને ઉત્તર વ્યંજનને–જેનો સ્પર્શ થતો નથી પરંતુ સ્ફોટ થાય છે–explosive કહે છે.[૮૧]

પ્રત્યેક ભાષામાં વ્યંજનસંયોગોમાં આ પ્રમાણે જ સ્થિતિ હોય છે. અંગ્રેજીમાંથી એક બે વ્યંજનસંયોગના દાખલા લઈને આને ઉદાહૃત કરીએ. ઉ. ત. ample શબ્દમાં [p] નો ઉચ્ચાર કરતાં હોઠ બંધ કરવા (closure) શક્ય નથી, કારણ કે એની અગાઉના [m] ધ્વનિના ઉચ્ચાર વખતે જ હોઠ બંધ થઈ ગયેલા છે. તેમ, dip પછી વાક્ય વિરામ પામતું હોય તો અંત્ય [p] ના ઉચ્ચારણના પ્રારંભે બંધ થયેલા હોઠ પાછા ખૂલવાનું બનતું નથી–અર્થાત્, એનો સ્ફોટ (explosion) થતો નથી.

ગુજરાતી ભાષામાંથી ઉદાહરણ લઈએ તો, એ જ પ્રમાણે, 'પાંચ' ઉચ્ચારતાં આદિ 'પ' નો સ્ફોટ થાય છે, અંત્ય 'ચ' નો થતો નથી, તો 'ચાંપ'ના ઉચ્ચારમાં આદિ 'ચ' નો સ્ફોટ થાય છે, ને 'પ' નો થતો નથી. lamp mat જેવા વાક્યાંશમાં પ્રથમ [m] માટે જે શ્વાસાવરોધ–સ્પર્શ–(closure) થયો એ પછીના [m] સુધી ચાલુ રહે છે; વચ્ચેના [p] ના ઉચ્ચારણ માટે સ્પર્શ કે સ્ફોટ થતો

૮૧ સરખાવો : Vendryes, *op. cit.*, p. 24.

નગી. ત્યાં [p] નું અસ્તિત્વ કેવળ દ્વિતીય [m] ના આરંભ પહેલાં નાસિકામાં થતા શ્વાસના નિર્ગમનથી સૂચવાઈ જાય છે.૮૨ અહીં [p] નું નાસિક્ય ઉન્મોચન (nasal plosion) થયું છે એજ પ્રમાણે અંગ્રેજીમાં button [bʌtn] ને ગુજ૦ 'રતન' [rət_ən] માં [t] ધ્વનિનું નાસિક્ય ઉન્મોચન થાય છે એ જ પ્રમાણે little, middle જેવા શબ્દોના [tl] [dl] એ ધ્વનિસંયોગોમાં [t] [d] નું પાર્શ્વિક ઉન્મોચન (lateral plosion] થાય છે.

## નૂતન ભારતીય ભાષાઓના સંયુક્ત ધ્વનિઓ

ધ્વનિસંયોગની પ્રક્રિયા — કયા કયા ધ્વનિઓ એક સાથે આવી શકે એ — પ્રત્યેક ભાષાની પ્રકૃતિ કે ઘટના અને એની ઉત્ક્રાન્તિનાં ઐતિહાસિક પરિબળો ઉપર અવલંબે છે.

સંસ્કૃતમાં સંખ્યાબંધ વ્યંજનો પાસે પાસે આવી શકતા (ઉ.ત. कार्त्स्न्यं માં क् + आ + र् + त् + स् + न् + य् + अ એમ પાંચ વ્યંજનો એક સાથે આવ્યા છે); છતાં બે સ્વરો કદાપિ એકી સાથે આવી શકતા નહીં. સન્ધિનિયમાનુસાર, કાં તો એવા પાસે પાસે આવનાર બે સ્વરો વચ્ચે કોઈ વ્યંજન (य् કે व् જેવો glide) આવતો (ઉ. ત. नै + अक = नायक, गो + एषणा = गवेषणा); અથવા, એ સમીપસ્થિત બે સ્વરો મળી જઈને એક સન્ધિસ્વર બનતો (ઉ. ત. राम + अवतार = रामावतार; राजा + इन्द्र = राजेन्द्र; पुरुष + उत्तम = पुरुषोत्तम)

---

૮૨ જુઓ : Sturtevant, *op. cit.*, p. 12.

નોંધઃ- અંગ્રેજી ભાષાનું નિયામક તત્ત્વ સ્વરભાર છે, ત્યારે ભારતીય ભાષાઓનું નિયામક તત્ત્વ માત્રામાન (quantity) છે એટલે, આ અંગ્રેજી ઉદાહરણોની સ્થિતિ ભારતીય ભાષાઓનાં ઉદાહરણોને સર્વાંશે મળતી આવે એ શક્ય નથી, એટલું અહીં લક્ષમાં રાખવું ઘટે છે.

પ્રાકૃતકાળમાં સ્થિતિ આથી તદ્દન ઉલટી બની ગઈ. પ્રાકૃત-અપભ્રંશમાં એક કરતાં વધારે સ્વરો પાસે પાસે આવી શકતા (ઉ. ત. अंतेउर, रिउ, गइअ, उड्डावंतिअए, विण्णिअआरउ); પરંતુ બે વ્યંજનો સાથે આવી શકતા નહીં, અને ક્વચિત્ આવે તો શબ્દના આદિ કે અંતમાં તો નહીં જ. સંસ્કૃત સંયુક્ત વ્યંજનોને સ્થાને પ્રાકૃતોમાં સામાન્ય રીતે એકજ વ્યંજન (હ્રસ્વ = એકવડો, કે દીર્ઘ = દ્વિર્ભાવ-યુક્ત) આવી શકતો. ઉ. ત. સં. दंष्ट्रा > પ્રા. दाढा; સં. पृष्ठ > પ્રા. અપ. पिट्ठ.

સંસ્કૃતમાં પણ વ્યંજનોનો સંયોગ સ્વૈરપણે નહીં, પરંતુ કેટલાક સામાન્ય ધ્વનિનિયમોને અનુસરીને થતો. ઉદાહરણ તરીકે, સઘોષ અને અઘોષ ધ્વનિઓ સાથે આવી શકતા નહીં—પદઘટનામાં એવા ધ્વનિ પાસે આવતા તો એમનું સમીકરણ (assimilation) થતું (ઉ. ત. त्यज् + त = त्यक्त; वाक् + विलास = वाग्विलास). (સરખાવો : અંગ્રેજી packed [pækt], missed [mist], ઈ૦). બે મહાપ્રાણ ધ્વનિઓ પાસે પાસે આવી શકતા નહીં; એમાંથી એકને અલ્પપ્રાણ બનાવી દેવામાં આવતો. (ઉ. ત. भुज् + धाः = भुग्ध्वाः). સઘોષ મહાપ્રાણ સ્પર્શની (ઉ. ત. घ्, झ्, ध्) સાથે સઘોષ અલ્પપ્રાણ (ग्, ज्, द्) આવી શકતો, અને સઘોષ મહાપ્રાણ અનુનાસિકો તેમજ અર્ધસ્વર સઘોષ, અઘોષ કોઈપણ વર્ણની સાથે આવી શકે. श् અને स् ઉષ્માક્ષરો સાથે અઘોષ વ્યંજનો જ આવી શકે, સઘોષ નહીં. સઘોષ ह् ની સાથે સઘોષ સ્પર્શ વ્યંજનો, અને અઘોષ ह् (વિસર્ગ) ની સાથે અઘોષ સ્પર્શ વ્યંજન આવી શકતા. સંસ્કૃતમાં म् ને न् ह्-કારના સંયોગમાં ह्-કારની પછી આવતા (ઉ. ત. ब्रह्म, — चिह्न). પ્રાકૃતોમાં અને એમાંથી અવતાર પામેલી નૂતન ભારતીય ભાષાઓમાં અનુનાસિક ખસીને ह्-કારની પૂર્વે આવે છે. (ઉ. ત. बम्ह, चिन्ह).

સંયુક્ત ધ્વનિઓમાં વ્યંજનસંયોગ વધારે મહત્ત્વના છે, તેથી આપણે એમની વીગતે ચર્ચા કરી. હવે પાસે પાસે આવેલા બે ધ્વનિઓ સ્વર હોય, તો એમનો સંયોગ કેવી રીતે થાય તેનો વિચાર કરીએ. પ્રાકૃતોમાં તેમજ આર્યકુલની વર્તમાન ભારતીય ભાષાઓમાં એનાં ઉદાહરણો મળે છે. બે સ્વરો પાસે પાસે આવે ત્યારે કાં તો એક સ્વરનો ઉચ્ચાર કરીને (glottal stop ની માફક) સહેજ અટકી જવું પડે (ઉ. ત. રાʔआ, रʔणी); અથવા વચ્ચે य् શ્રુતિ કે व् શ્રુતિ આવે (ઉ. ત. राया, रयणी); અથવા બંને મળીને એક સંયુક્ત સ્વર બને (ઉ. ત. राज + इन्द्र = राजेन्द्र; नर + उत्तम = नरोत्तम).

અર્વાચીન ભારતીય ભાષાઓમાં આ પ્રકારના આત્યંતિક સ્વરસંયોગમાં બંને સ્વર વચ્ચેના સ્થાનનો સ્વર બને છે. ઉ. ત. પ્રા. ગુજ૦ मइलउ માં કે અર્વા. હિંદી पइसा માં ત્વરિત ઉચ્ચારણને કારણે જીભ મધ્યસ્થાનીય ઈષદ્‌વિવૃત अ ને સ્પર્શીને તત્ક્ષણ અગ્રસ્થાનીય સંવૃત इ સુધી પહોંચવા મથે છે. તેથી પરિણામે અર્ધવિવૃત અગ્રસ્થાનનો એ, ઉચ્ચારમાં લગભગ [ ɛ ] ને મળતો, બને છે. (ઉ.ત. વર્ત. ગુજ૦ 'મેલા', હિંદી पैसा, ઉચ્ચારમાં લગભગ). આ પ્રકારના મિશ્ર સ્વરમાં ઉચ્ચારણનો પ્રારંભ જિહ્‌વાની એક સ્થિતિમાં થાય છે, અને અન્ય સ્થિતિમાં એનો અંત આવે છે.

## ધ્વનિગુણ – માત્રા, સૂર અને બલાઘાત

ભાષાવૈજ્ઞાનિકોએ ધ્વનિઓના ત્રણ ગુણો દર્શાવ્યા છે— માત્રા (ધ્વનિનું કાલમાન – duration), સૂર (ધ્વનિના આરોહઅવરોહ, pitch), અને બલાઘાત[૮૩] (ધ્વનિનું ઉત્કટ બલપૂર્વક – તારસ્વરે (loudly) ઉચ્ચારણ – stress).

૮૩ ગુજરાતી વિદ્વાનોએ આને 'સ્વરભાર' ની સંજ્ઞા આપી છે. અન્ય કેટલાક વિદ્વાનો એને 'સ્વરાઘાત' પણ કહે છે. એ બંને કરતાં 'બલાઘાત' સંજ્ઞા (stress accent) વધારે સમુચિત છે.

માત્રા ધ્વનિનું કાલમાન દર્શાવે છે. એક ધ્વનિના ઉચ્ચારણમાં વાણીઅવયવો એ ધ્વનિના વિશિષ્ટ સ્થાન ઉપર કેટલા સમય સુધી રહે છે એનું માપ 'માત્રા' દર્શાવે છે.[૮૪] સામાન્ય રીતે, માત્રા (quantity) હ્રસ્વ (short) હોય કે દીર્ઘ (long) હોય. પ્રાચીન ભારતીય વૈયાકરણોએ કેવળ સ્વરોની માત્રા જ દર્શાવી છે અને એમને **હ્રસ્વ, દીર્ઘ** અને **પ્લુત**ની સંજ્ઞા આપી છે. એક માત્રાવાળા સ્વર હ્રસ્વ, બે માત્રાવાળા દીર્ઘ, અને ત્રણ માત્રાવાળા સ્વરો પ્લુત કહેવાય છે. ભાષામાં પ્લુત સ્વરોનો પ્રયોગ માત્ર સંબોધનમાં જ થાય છે. સંયુક્ત સ્વરોનું કાલમાન પણ દીર્ઘ સ્વરો જેટલું જ દીર્ઘ હોય છે. સામાન્ય રીતે એક સેકન્ડમાં પાંચ અક્ષરો ઉચ્ચારી શકાય, પણ ત્વરિતપણે બોલતા ૯ થી ૧૦ અક્ષરોનું ઉચ્ચારણ શક્ય છે.

આધુનિક ભાષાશાસ્ત્ર અનુસાર વ્યંજનનું પણ આ રીતે કાલમાન થઈ શકે અને એમને પણ હ્રસ્વદીર્ઘની સંજ્ઞા આપી શકાય. જે ધ્વનિનું ઉચ્ચારણ સામાન્ય કરતાં વિશેષ પ્રમાણમાં વિલંબિત હોય છે તેને દીર્ઘ ધ્વનિ કહે છે.[૮૫] જે વ્યંજનોમાં સ્પર્શ (closure) અને સ્ફોટ (plosion) કરતાં મધ્ય સ્થિતિ (implosion) માં સામાન્ય કરતાં વધારે સમય લાગે છે તે દીર્ઘ ગણાય છે. ઉ. ત. 'પથ', 'સાચું', 'ખોટું' નો બીજો વ્યંજન હ્રસ્વ છે; જ્યારે, 'પથ્થર',

૮૪ સરખાવો : "Duration (or quantity) is the relative length of time through which the vocal organs are kept in a position"
— Bloomfield *Language*, p. 109.

૮૫ સરખાવો : "Any vowel or consonant may be made long by simply holding the articulation"
— Sturtevant, *op. cit.*,

નો મધ્ય, અને 'સાચ્ચું'' અને 'ખોટ્ટું'ના અંત્ય વ્યંજનો દીર્ઘ છે, કારણકે એમાં તે વ્યંજન (ચ, ચ, ટ) ના સામાન્ય ઉચ્ચારણ કરતાં સવિશેષ વિલંબિત મધ્ય સ્થિતિ (implosion) હોય છે. એ વિશે આપણે સવિસ્તર ચર્ચા આગળ કરી ગયા છીએ. સામાન્ય રીતે દ્વિત્વયુક્ત વ્યંજનો એ દીર્ઘ વ્યંજનો છે.[૮૬] હ્રસ્વ અને દીર્ઘ સ્વરોના (ઉ. ત. इ અને ई, કે उ અને ऊ ના) ઉચ્ચારણમાં જેવો સ્થાનભેદ છે તેવો હ્રસ્વ અને દીર્ઘ વ્યંજનોના ઉચ્ચારણ વચ્ચે સંભવતો નથી એ સ્પષ્ટ છે.

શબ્દમાં આવતા એક જ પ્રકારના ધ્વનિઓનાં માત્રામાન શબ્દમાં એમના સ્થાન અનુસાર બદલાય છે. ઉ. ત. શબ્દને અંતે આવતો સ્વર નિર્બળ હોઈ આરંભ કે મધ્યના સમાન સ્વર કરતાં ઓછા માત્રામાનવાળો હોય છે. ઉ. ત. 'રમત' [rəmʌt] ના 'ર' અને 'મ' માં અતર્ગત 'અ' કરતાં છેલ્લા વર્ણ 'ત' માં અંતર્ગત 'અ' નું માત્રામાન ઘણું ઓછું છે.[૮૭] 'હર્ષવર્ધન' માં 'ન' કરતાં 'પ' અને 'ધ' ના સ્વરનું માત્રામાન વધારે છે, અને એમના કરતાં 'હ' અને 'વ' ના સ્વરનું માત્રામાન વિશેષ છે.

સંયુક્ત તેમજ દીર્ઘ વ્યંજનોની પહેલાં આવતો સ્વર ઉચ્ચારણમાં દીર્ઘ માત્રામાનવાળો હોય છે, પછી લેખનમાં ભલે એ હ્રસ્વ લખાયો હોય. આ જ રીતે જેમના ઉપર બલાઘાત પડતો હોય તેવા ધ્વનિઓની

૮૬ અંગ્રેજીમાં phrases (વાક્યખંડ) માં સપ્રત્યય શબ્દોમાં કે સમસ્ત શબ્દો (compound words) માં જ દીર્ઘ વ્યંજનો આવે છે. ઉ. ત pen-knife, eat two, unknown. જુઓ Bloomfield, *op. cit.*, p. 110.

૮૭ એથી કેટલાક ભાષાશાસ્ત્રીઓએ એને 'શાન્ત' (quiscent) અ ની સંજ્ઞા આપી છે. સરખાવો : N. B. Divatia, *Gujarati Language and Literature*, Vol I, p. 206-209.

માત્રા પણ દીર્ઘ હોય છે. સ્પર્શ ધ્વનિઓ કરતાં સંઘર્ષી ધ્વનિઓનુ ઉચ્ચારણ (articulation) વધારે વિલંબિત હોવાથી એમનું માત્રામાન દીર્ઘ હોય છે.

• ધ્વનિ જેટલે દૂર સુધી સંભળાય એ ઉપરથી એમની sonority (મુખરતા) નિર્ણીત થાય છે. સ્વરો વ્યંજન કરતા વધારે મુખર હોય છે, અને એમાંયે [i] [u] જેવા સંવૃત સ્વરો કરતાં [a] જેવો વિવૃત સ્વર વધારે મુખર હોય છે. વ્યંજનોમાં અઘોષ સ્પર્શ [t], [k] ઇ૦ સૌથી ઓછા મુખર, સઘોષ સ્પર્શ [d, g] એથી વિશેષ મુખર, નાસિક્ય [m] [n] અને પાર્શ્વિક [l] એથીયે વિશેષ મુખર, અને લોડિત [r] સૌથી વિશેષ મુખર હોય છે.

દીર્ઘતામાં આમ સ્વરો સૌથી દીર્ઘ, સંઘર્ષી એથી ઓછા, પાર્શ્વિક, અનુનાસિક અને લોડિત એથીયે ઓછા દીર્ઘ, અને સ્પર્શ અને ઉત્ક્ષિપ્ત સૌથી હ્રસ્વ ધ્વનિ છે.

અંગ્રેજી ભાષામાં સઘોષ (voiced) ધ્વનિઓની પૂર્વે આવેલા સ્વરો અઘોષ ધ્વનિ પૂર્વે આવેલા સ્વરની અપેક્ષાએ દીર્ઘ હોય છે. ઉ. ત. pan અને pad નો [æ] ધ્વનિ pat અને pack ના [æ] ધ્વનિ કરતાં કાલમાનમાં દીર્ઘ હોય છે. તે જ પ્રમાણે બલાઘાતયુક્ત સ્વર બલાઘાતહીન સ્વર કરતાં દીર્ઘ હોય છે. અંગ્રેજીમાં હ્રસ્વ સ્વરની એક mora (માત્રા) ગણીએ, તો દીર્ઘ સ્વરોની દોઢ કે બે mora ગણાય.[૮૮]

ફ્રેન્ચમાં દીર્ઘ ધ્વનિઓ કેવળ અંતિમ વ્યંજન કે વ્યંજનસમૂહની પૂર્વે જ આવે છે.

અમેરિકન અંગ્રેજીમાં સ્વરની હ્રસ્વદીર્ઘતાને કારણે અર્થમાં ફરક પડતો નથી. પરંતુ, ગુજરાતી કે હિંદી જેવી અર્વાચીન ભારતીય

---

૮૮ જુઓ : Bloomfield *op. cit.*, p 110

ભાષાઓમાં ધ્વનિની હ્રસ્વ અને દીર્ઘતાથી ઘણો ફરક પડી જાય છે. ઉ.ત. ગુજ૦ 'મરવું', 'મારવું'; 'કળી', 'કાળી'; 'સુર' (=દેવ), 'સૂર' (=ધ્વનિ); હિંદી रसा (=રસો), रस्सा (=દોરડું). એ જ સ્થિતિ ઇટાલિયન ભાષામાં પણ પ્રવર્તે છે. ઉ.ત. ઇટાલિયનમાં fatto [ઉચ્ચાર 'fatto, ફાત્તો] 'done' અને fato [ઉચ્ચાર 'fato, ફાતો] 'fate'.[૮૯]

એકજ ધ્વનિની હ્રસ્વતા કે દીર્ઘતા વ્યક્ત કરવાને સામાન્ય રીતે વર્તમાન ભારતીય લિપિઓમાં સંજ્ઞા નથી—જો કે છંદમાં વર્ણની ઉપર (નાની આડી લીટી) — દીર્ઘતા, અને (નાની અર્ધચન્દ્રરેખા) ˘ હ્રસ્વતા સૂચવે છે.[૯૦] અર્વાચીન ભાષાવિજ્ઞાન ધ્વનિદીર્ઘત્વ વિસર્ગ કે ગુરુવિરામ જેવા ચિહ્ન વડે દર્શાવે છે. ઉ.ત. palm [pa:m]. અર્ધ-દીર્ઘ (half-long) ધ્વનિઓ પૂર્ણવિરામ જેવા બિન્દુથી દર્શાવાય છે. ઉ.ત. beet [bi.t]. એ જ પ્રમાણે વિશેષ હ્રસ્વતા દર્શાવવાને ધ્વનિ-સંજ્ઞા ઉપર અર્ધચન્દ્રરેખા મુકાય છે: [ɪ] હ્રસ્વ ઇ, [ĭ] અતિહ્રસ્વ ઇ.

જેમ સિતાર જેવાં તંતુવાદ્યોમાં તાર ખેંચવાથી કે ઢીલા કરવાથી એમાંથી નીકળતા સંગીતસ્વરોમાં ભિન્નતા આવે છે તેમ માનવકંઠની (સ્વરયન્ત્રની) સ્વરતંત્રીઓના ખેંચાવાથી કે શિથિલ રહેવાથી, એના પ્રકંપનમાં વધઘટ થવાથી **સૂર** (pitch) ઉત્પન્ન થાય છે.[૯૧] જે ધ્વનિઓમાં સ્વરતંત્રીઓનું પ્રકંપન (vibrations) થાય છે એ (સ્વર આદિ ઘોષ) ધ્વનિઓમાં જ સૂર સંભવે છે.

સૂર (pitch) ના ત્રણ પ્રકાર છે—ઉચ્ચ (rising pitch),

---

૮૯ જુઓ : એજન, પૃ. ૧૧૦.

૯૦ કેટલાક ઉત્તર ભારતીય પિંગળગ્રંથોમાં વર્ણની ઉપર (અવગ્રહ સમું) ઽ ચિહ્ન દીર્ઘતા અને (દંડ) । હ્રસ્વતા સૂચવે છે.

નીચ (falling pitch), અને સમ (level pitch). જેમાં સ્વરતંત્રી વધારે તણાય કે ખેંચાય તે ઉચ્ચ સૂર; જેમાં એ તાણને તદ્દન ઓછી કરી નાંખવામાં આવે તે **નીચ** સૂર; અને જેમાં સ્વરતંત્રીપ્રકંપન બરાબર એકસરખી (સમ) સ્થિતિમાં રહે તે **સમ** સૂર. વર્તમાન ભાષાશાસ્ત્રમાં ઉચ્ચ સૂર (rising pitch)

╱ સંજ્ઞાથી, નીચ સૂર (falling pitch) ╲ સંજ્ઞાથી, અને સમ સૂર (level pitch)—સંજ્ઞાથી દર્શાવાય છે. આ સંજ્ઞાઓ ગ્રીક ભાષામાં grave, acute ઇ૦ સૂરભેદ દર્શાવવામાં વપરાઈ છે.

વૈદિક સંસ્કૃતમાં ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત આ પ્રકારના સૂરભેદ છે.જઊર્ધ્વશક્તિથી—અર્થાત્, ઊંચે સૂરે[૯૨] ઉચ્ચારાતો અક્ષર ઉદાત્ત સ્વરવાળો ગણાતો; નીચે સૂરે[૯૩] ઉચ્ચારાતો અક્ષર અનુદાત્ત સ્વરવાળો ગણાતો; અને બંને તત્ત્વવાળા[૯૪] (બંને પ્રકારના સૂરતત્ત્વોના મિશ્રણરૂપ) તે સ્વરિત સ્વર ગણાતો. વસ્તુતઃ ઉદાત્ત સ્વરની પછી તરત આવતો અનુદાત્ત સ્વર સ્વરિત કહેવાય છે. આગળના સ્વર–ઉદાત્ત સ્વરનું ઉચ્ચારણ ઊંચેથી થતું હોઈ વાણીસ્થાનનો પ્રયત્ન આરોહાત્મક હોય, ત્યાં તરત અનુદાત્ત સ્વર આવતાં વાણીસ્થાનનો પ્રયત્ન મૃદુ, અવરોહાત્મક બને તે અક્ષર સ્વરિતસ્વરયુક્ત ગણાય છે. ત્યાં યુગપદ્ બે સ્થિતિ પ્રવર્તતી હોઈ એમાં બંને સ્વરોનું મિશ્રણ છે એમ મનાયું છે. ઉદાત્તની સંજ્ઞા નથી, અનુદાત્ત સ્વર વ્યક્ત

૯૧ સરખાવો : "Differences of pitch, that is, frequency of vibration in the musical sound of voice."
— Bloomfield, *op. cit.*, p. 114.

૯૨ સરખાવો : 'उच्चैरुदात्तः।' – शुक्लयजुःप्रातिशाख्य १–१०९

૯૩ સરખાવો : 'नीचैरनुदात्तः।' – शुक्लयजुःप्रातिशाख्य १–१०९

૯૪ સરખાવો : 'उभयवान्स्वरितः।' – शुक्लयजुःप्रातिशाख्य १–११०

કરવાને માટે અક્ષરની નીચે __ આડી લીટી મૂકવામાં આવે છે; સ્વરિત અક્ષર ઉપર ઊભી લીટી, દંડ ( । ) મૂકવામાં આવે છે. ઉ. ત. अ॒ग्निर्ना मां પ્રથમ અક્ષર अ અનુદાત્ત છે, દ્વિતીય અક્ષર ग्नि ઉદાત્ત છે; છેલ્લો ना અનુદાત્ત છે, પરંતુ ઉદાત્તની પછી તરત આવવાને કારણે એ સ્વરિત બન્યો છે. દ્વયક્ષરી પદો (disyllables)માં ઉદાત્ત સ્વર બહુધા પ્રથમ અક્ષર ઉપર આવે છે. પદમાં એક જ સ્વર ઉદાત્ત હોય છે. ક્વચિત્, ક્રિયાપદ જેવાં પદોમાં સર્વ અક્ષરો અનુદાત્ત હોય છે. ઉ. ત. अ॒ग्निमी॑ळे पु॒रोहि॑तम्। પદોનો સમાસ થાય ત્યારે દ્વન્દ્વમાં બંને પદો પ્રધાન હોઈ બંને પદાંશોમાં ઉદાત્ત સ્વર આવે છે. ઉ. ત. मि॒त्रा–व॒रुणा. કર્મધારય અને તત્પુરુષ સમાસમાં ઉદાત્ત સ્વર અંતિમ અક્ષર ઉપર આવે છે, કારણ કે એ બંને સમાસોમાં ઉત્તર પદ પ્રધાન છે. બહુવ્રીહિમાં ઉદાત્ત સ્વર પ્રથમ અક્ષર ઉપર આવે છે કારણ કે એમાં (સમાસગત પદો કરતાં) અન્ય પદનું પ્રાધાન્ય છે.

આ કારણથી યજ્ઞ વડે ઇન્દ્રનો હણનાર માગનારા અસુરોએ ભ્રાન્તિથી इन्द्रशत्रु॒ः (= 'ઇન્દ્રનો હણનાર'; તત્પુરુષ સમાસ) ઉચ્ચારવાને બદલે इन्द्र॑शत्रुः (= 'ઇન્દ્ર જેને હણનાર છે તેવો' (અસુર); બહુવ્રીહિ સમાસ) ઉચ્ચારીને પોતાનો વિનાશ વહોરી લીધો હતો, એ પૌરાણિક આખ્યાયિકામાં સ્વરભેદે અર્થભેદનું ઉદાહરણ સૂચવાયેલું છે.

વર્તમાન આર્ય ભાષાઓમાં આ પ્રકારનાં શબ્દાન્તર્ગત સ્વરનાં ઉદાહરણો મળવાં અતિ વિરલ છે. પરંતુ વાક્યમાં (બહુધા છેલ્લા) શબ્દના સ્વરમાં પરિવર્તન કરીને વાક્યના મુખ્ય અર્થ ઉપરાંત મનની લાગણીઓ કે ભાવાતિરેક, તેમ વિધિ, નિષેધ, પ્રશ્ન, ઉત્તર, વિસ્મય, સંતોષ ઇ૰ વિશેષ અર્થો દર્શાવવામાં આવે છે. આથી બ્લૂમફીલ્ડ જેવા ભાષાવૈજ્ઞાનિકોએ સ્વરભેદને ગૌણ ધ્વનિગ્રામો ગણ્યા

છે.૯૫ ઉ. ત. અંગ્રેજીમાં He is coming જેવાં વાકયમાં અંતિમ શબ્દ નીચલા સૂરે (falling accent થી) ઉચ્ચારાય ત્યારે 'એ આવે છે' એવા માત્ર વિધાનનો અર્થ દર્શાવે છે. પરંતુ, જો એમાં છેલ્લો શબ્દ ઉચ્ચ સૂરે (rising pitch થી) ઉચ્ચારાય—He is coming?—તો સમગ્ર વાકયમાં પ્રશ્નનો અર્થ આવે છે. છેલ્લો શબ્દ નીચ સૂર કરતાં જરા ઊંચેથી, પરંતુ ઉચ્ચ સૂર કરતાં ઠીક ઠીક નીચેને સૂરે ઉચ્ચારાય ત્યારે વાકયમાં વિસ્મયનો અર્થ આવે છે: He is coming! ઉપર પ્રમાણે શબ્દ ઉપરની રેખાઓ વડે સૂરભેદ ચિહ્નિત કરવાને બદલે કેટલાક ભાષાવૈજ્ઞાનિકો વિરામચિહ્નો દ્વારા ( . ? ! ) આ સૂરપરિવર્તન સૂચવવાનું વધારે પસંદ કરે છે.૯૬

સામાન્ય રીતે એકજ શ્વાસમાં સહજ રીતે જેટલા ધ્વનિઓ ઉચ્ચારી શકાય તેને breath-group (શ્વાસવર્ગ) કહે છે. એ ॥ કે (.) પૂર્ણવિરામથી દર્શાવાય છે. કેટલીક વાર અર્થ સ્પષ્ટ કરવાને માટે, બે કે ત્રણ શબ્દો વચ્ચેનો ઘનિષ્ઠ સંબંધ દર્શાવવાને વચ્ચે શ્વાસ લેવામાં આવે છે; ત્યારે એકસાથે ઉચ્ચારાયેલા એટલા ધ્વનિ-સમુદાયને sense-group (બોધ-વર્ગ) કહેવામાં આવે છે. એ । થી અથવા (,) અલ્પવિરામથી દર્શાવાય છે. (જુઓ: Daniel Jones, *op. cit.*, p. 254.)

ઉપરનાં ઉદાહરણોમાં પૂર્ણવિરામ ચિહ્ન નીચેના સૂરનું સૂચક છે. ઉ.ત. It's ten o'clock. I must go to the college. અહીં o'clock શબ્દ પછીનું પૂર્ણવિરામ સૂરની નિમ્નગતિ અને

૯૫ સરખાવો: Bloomfield, *op. cit.*, p. 114.
૯૬ સરખાવો: એજન, પૃ. ૧૧૪.

વિરામ સૂચવે છે. પૂર્ણવિરામ સ્વતંત્ર, સ્વાયત્ત વાક્યનું નિદર્શક છે: એનાથી વિરામ પામતા વાક્યને પછીના વાક્ય સાથે કોઈ સીધો સંબંધ નથી, એમ એ દર્શાવે છે. અલ્પવિરામ (,) તે સ્થાને કિંચિત્ માત્ર વિરામ દર્શાવે છે—ત્યાં આગળના શબ્દનો સૂર નીચે જતો નથી—જેથી વાક્ય હજી ચાલુ જ છે એમ ખ્યાલ આવે છે. ઉ.ત. ઉપરના જ વાક્યમાં o'clock પછી અલ્પવિરામ આવ્યું હોય તો સૂર લગભગ મધ્ય સ્થિતિએ રહે, અને એની પૂર્વનો વાક્યાંશ પછીના વાક્યાંશ સાથે સંબદ્ધ (અહીં, કાર્યકારણ સંબંધથી સંબદ્ધ) રહે

કોઈક વાર એક જ શબ્દના ઉચ્ચારણમાં પણ સૂરભેદે અર્થભેદ સંભવે છે. ઉ ત 'John.' (નીચલા સૂરે ઉચ્ચારેલા 'જોહ્ન' પછી પૂર્ણવિરામ) કોઈએ નામ પૂછ્યું હશે તેનો ઉત્તર છે. 'John!' (જોહ્ન' પછી ઉદ્ગારચિહ્ન, જે નીચલા કરતાં સહેજ વધારે ઊંચે—લગભગ મધ્યમ—સૂરે શબ્દ બોલાયેલો છે એમ સૂચવે છે) એ જોહ્ન નામની વ્યક્તિને કોઈએ બોલાવી છે—સંબોધી છે—એમ દર્શાવે છે. John? ઉચ્ચ સૂરે બોલાયેલો હોઈ માત્ર પ્રશ્ન સૂચવે છે. એની સાથે વિસ્મયસૂચક સ્વર ઉમેરાય તો John?! (અરે! આ જોહ્ન છે શું?) એવો આશ્ચર્યસહિત પ્રશ્ન સૂચવે છે.[૯૭]

ગુજરાતી તેમજ અન્ય નૂતન ભારતીય આર્યભાષાઓ (New Indo-Aryan) માં પણ સૂરભેદે વાક્યાર્થભેદનાં આવાં પ્રચુર ઉદાહરણો મળશે. ઉ.ત. 'રામભાઈ.'—કોઈએ પૂછેલા નામનો ઉત્તર છે. 'રામભાઈ?'—એ નામની વ્યક્તિને કોઈ બોલાવે છે એમ સૂચવે છે. 'રામભાઈ!'—અચાનક એ નામની વ્યક્તિ મળી જવાથી થયેલું આશ્ચર્ય સૂચવે છે.

૯૭ જુઓ : Bloomfield, *Language*, p 115

'તમે આવો છો.'—આ નીચેના સૂરે વિરામ પામતું વાક્ય એ હકીકત કે વિધાન દર્શાવે છે. 'તમે આવો છો?' પ્રશ્નસૂચક છે. 'તમે આવો છો!' આશ્ચર્ય દર્શાવે છે. એ જ પ્રમાણે 'તમે આવ્યા.' એક હકીકત કે વિધાન સૂચવે છે. 'તમે આવ્યા?' એ પ્રશ્નસૂચક છે, અને 'તમે આવ્યા!' એ વિસ્મયદ્યોતક છે. 'આવ્યા તમે' તિરસ્કાર કે અવહેલના દર્શાવે છે. એ જ પ્રમાણે 'રહેવા દો' એ મધ્યમ કે નીચલા સૂરે બોલાયેલું કથન આજ્ઞા સૂચવે છે; તો '(હવે) રહેવા દો' એ ઊંચા ચઢતા સૂરે બોલાયેલું વચન આના સાથે અશ્રદ્ધા, મજાકવૃત્તિ (derision) અવહેલના ઇ૰ ભાવાદિકનું સૂચક છે.

સૂરભેદે શબ્દનો અર્થ ફરી જતો હોય તેનું ઉદાહરણ ચીની ભાષા છે. ઉત્તર ચીની ભાષા (North Chinese) માં ચાર પ્રકારના સૂર (tones) છે—એકનો એક શબ્દ ભિન્ન સૂરે ઉચ્ચારવામાં આવે તો અર્થ તદ્દન ફરી જાય છે. ઉ. ત. શબ્દ [ma] લઈએ. એ ઊંચે સમ સૂરે (high level) ઉચ્ચારાયો હોય ત્યારે એનો અર્થ 'માતા' થાય છે; ઊંચે ચઢતા સૂરે (high rising) ઉચ્ચારાયો હોય તો એનો અર્થ 'શણ' થાય છે; નીચલા ચઢતા સૂરે (low rising) ઉચ્ચારાયો હોય ત્યારે એનો અર્થ 'ઘોડો' થાય છે; અને નીચલા પડતા (low falling) સૂરે ઉચ્ચારાયો હોય ત્યારે એનો અર્થ 'ઠપકો આપવો' એવો થાય છે. ચીની ભાષાની કેન્તોનીઝ બોલીમાં આવા ૭ સૂરભેદ (tores) નોંધાયા છે.[૯૮] આ કારણથી ચીની ભાષાને ભાષાવૈજ્ઞાનિકો (tone language) કહે છે. સિયામી, બર્મી, અમેરિકન ઇન્ડિયન, ઇ૰ ભાષાઓ પણ આ પ્રકારની છે.

---

૯૮ જુઓ : Bloomfield, *op. cit.*, p. 116.

નૉર્વેજિયન ભાષામાં પણ એક જ શબ્દના સૂરભેદે ભિન્ન ભિન્ન અર્થ થાય છે. ઊંચે સૂરે ઉચ્ચારાયેલા ['aksel] શબ્દનો અર્થ 'ખભો' (shoulder) થાય છે; તો નીચે સૂરે ઉચ્ચારાયેલા એ જ ['aksel] શબ્દનો અર્થ 'ધરી' (axle) થાય છે[૯૯]

કેટલીક આફ્રિકન ભાષાઓમા પણ આ રીતે સૂરભેદે અર્થભેદ થાય છે ઉ ત આફ્રિકાની 'ફુલ' નામની ભાષામાં 'મિવરત' નો અર્થ અંતિમ 'અ' વાક્યના ધ્વનિઓના સમાન સૂરમાં ઉચ્ચારાયો હોય તો, 'હું મારી નાખીશ' એવો થાય છે; પરંતુ, જો એ અંત્ય 'અ' અન્ય ધ્વનિઓ કરતા ઊંચે સૂરે ઉચ્ચારાયો હોય તો એનો એથી બરાબર ઊલટો, નિષેધાર્થક અર્થ ('હું નહીં મારું') એવો થાય છે.[૧૦૦]

બલાઘાત (stress accent) નો પ્રયોગ આર્યકુલની ભાષાઓમા, વિશેષતઃ યુરોપની અંગ્રેજી જેવી ભાષાઓમા, વિપુલ પ્રમાણમાં થયેલો મળે છે બલાઘાતમા કોઈ ધ્વનિ કે ધ્વનિસમૂહનું અપેક્ષા કરતાં અધિક બલપૂર્વક – તાર સ્વરે ઉચ્ચારણ થાય છે[૧૦૧] ધ્વનિની

---

૯૯ જુઓ : એજન, પૃ. ૨૨૬

૧૦૦ જુઓ : બાબૂરામ સક્સેના, सामान्य भाषाविज्ञान, पृ. ६७–६८.

૧૦૧ સરખાવો . "A variation of loudness within the limits of a single utterance is called stress accent."

— Sturtevant, *op cit*, p. 14

"Stress – that is intensity or loudness – consists in greater amplitude of sound – waves, and is produced by means of more energetic movements such as pumping more breath, bringing the vocal chords together for voicing and using the muscles more vigourously for articulation "

– Bloomfield, *op. cit.*, p 110-111

ધિં તા કે ઉચ્ચ સૂરથી ઉચ્ચારણ કરતાં આ જૂદું (independent) ત્ત્વ છે, જોકે આ બંને સાથે એ આવી શકે છે એટલું યાદ ખવું આવશ્યક છે. અર્વાચીન ભારતીય ભાષાઓમાં બલાઘાતનું નેદર્શન મળે છે, પરંતુ એ ભાષાઓનું નિયામક તત્ત્વ તો માત્રામાન છે. એથી ભારતીય ભાષાઓની લિપિઓમાં એ વ્યક્ત કરવાની કોઈ વિશેષ સંજ્ઞા નથી; જ્યારે અંગ્રેજી આદિ પાશ્ચાત્ય ભાષાઓ માટે આંતરરાષ્ટ્રીય ધ્વનિવિજ્ઞાનપરિષદે (International Phonetic Association) સૂચવ્યા પ્રમાણે, જેના ઉપર બલાઘાત પડતો હોય તે અક્ષરની પૂર્વે જરા ઉપર ઊભી લીટી (દંડ) મૂકવામાં આવે છે.

અંગ્રેજીમાં શબ્દોના અમુક ધ્વનિ બલાઘાતયુક્ત (stressed) અને બાકીના બલાઘાતરહિત (unstressed) હોય છે. એમાં કેટલીક વાર બલાઘાત જ સમાનધ્વનિ શબ્દો વચ્ચેનો અર્થભેદ સ્પષ્ટ કરી આપે છે. ઉ. ત. increase એ શબ્દનો પ્રથમ અક્ષર (syllable) વધારે તાર સ્વરે (louder) ઉચ્ચારાયો હોય (જેમકે, 'in–crease) તો એ નામ છે; પણ દ્વિતીય અક્ષર જો વધારે જોરથી ઉચ્ચારાયો હોય (જેમકે, in–'crease) તો એ ક્રિયાપદ છે. ભારતીય ભાષાઓમાં શબ્દમાં આમ બલાઘાતનું સ્થાન પરિવર્તિત કરવાથી અર્થમાં ફરક પડતો નથી.

અંગ્રેજીના વાક્યગત ઉચ્ચારણમાં ભાષાવૈજ્ઞાનિકોએ બલાઘાતના ત્રણ પ્રભેદ નોંધ્યા છે, અને એમને ગૌણ ધ્વનિગ્રામ ગણ્યા છે: ઉચ્ચતમ બલાઘાત (highest stress) [ '' ] જેમાં શબ્દ ઉપર સહેતુક સવિશેષ ભાર મૂકવામાં આવ્યો હોય છે; ઉચ્ચ બલાઘાત (high stress, or, ordinary stress) [ ' ], જે સામાન્ય રીતે ભાષાના આંતરિક ગ્રથન (સંઘટના) અનુસાર પ્રત્યેક શબ્દના એક અક્ષર ઉપર આવે છે; અને મંદ આઘાત (low stress or

secondary stress) [ ˌ ] જે સમાસાત્મક શબ્દો અને લાંબા શબ્દોના એક કે વધારે અંગભૂત અક્ષરો ઉપર આવે છે. ઉ. ત.

ˈ This is ˈˈ my book [ ðis iz ˈˈ maj ˈ buk].
I 'm ˌgoing. [aj m ˌgowiŋ].
ˈ Lets ˈ go ˈ out. [ ˈ lets ˌ gow ˌ awt].
business – man [ ˈ biznis ˌ mɛn].[૧૦૨]
ˌ fundaˈmental [ ˌ fʌndəˈmentl].

સામાન્ય રીતે વાક્યમાં મહત્ત્વના શબ્દો – નામ, વિશેષણ, દર્શક કે પ્રશ્નાર્થક સર્વનામ, મુખ્ય ક્રિયાપદો ને ક્રિયાવિશેષણો – ઉપર બલાઘાત આવે છે. ઉ. ત. 'what do you think of the weather!' [ˈwɔt djuː ˈθiŋk əv ðə ˈweðə]. કોઈક વાર વાક્યના બધા જ શબ્દો મહત્ત્વના હોય ત્યારે એ પ્રત્યેક ઉપર બલાઘાત આવે છે ઉ. ત. ˈJohn has just bought two large brown dogs' [ˈʤɔn əz ˈʤʌst ˈbɔːt ˈtuː ˈlaːʤ ˈbraun ˈdɔgz.] (Daniel Jones, op. cit., p. 242.)

આને મળતી બલાઘાતપદ્ધતિ બધી જર્મેનિક ભાષાઓમાં તેમજ ઈટાલિયન, સ્પૅનિશ, સ્લાવ ભાષાઓ અને ચીની ભાષામાં પણ મળે છે. ફ્રેન્ચ ભાષામાં સામાન્ય રીતે સમ કે મધ્યમ આઘાત (level stress) છે. એમાં વિશેષ બલાઘાત જ્યારે આવે છે ત્યારે એ ભારપૂર્વક કથન કે મનોરાગ દર્શાવે છે. જર્મન ભાષામાં અંત્યાક્ષર ઉપર મુખ્ય બલાઘાત આવે છે.

જુદી જુદી ભાષાઓના બલાઘાતપ્રાપ્ત ધ્વનિઓનું સામાન્ય રીતે અવલોકન કરતાં એમ લાગે છે કે અઘોષ ધ્વનિઓ ઉપર સઘોષ કરતાં કંઈક વિશેષ બલાઘાત પડે છે.

૧૦૨ જુઓ : Bloomfield, *op, cit.*, p. 111.

ધ્વનિઓના ગુણો —વિશેષતાઓની આપણે અહીં સુધી ચર્ચા કરી. જુદી જુદી ભાષાઓમાં આ ગુણોનું એકસરખું મહત્ત્વ નથી. દા. ત. નૂતન ભારતીય ભાષાઓમાં માત્રામાનનું સવિશેષ મહત્ત્વ છે. એમાં શબ્દમાં એક ધ્વનિ હ્રસ્વરૂપે આવ્યો હોય અને દીર્ઘરૂપે યોજાયો હોય એમાં અર્થમાં ઘણો ફરક પડી જાય છે. ઉ. ત. 'મરવું', 'મારવું'; 'સુર' 'સૂર'; 'રસી', 'રસ્સી'; ઇ૦

અંગ્રેજી ભાષામાં બલાઘાત (stress accent) નિયામક તત્ત્વ છે. બલાઘાતને કારણે એક જ ધ્વનિના ઉચ્ચારણમાં પણ ફરક પડી જાય છે. ઉ. ત. de 'velop અને 'development. બલાઘાત પડતાં સામાન્ય સ્વર પ્રબળ બની જાય છે, તો બલાઘાતરહિત (unstressed) શબ્દોમાં તેમ અક્ષરોમાં સ્વરોનું ઉચ્ચારણ નિર્બળ બની જાય છે. ઉ. ત. landed [ 'lɛndɪd ], bottom [ 'bɔtəm ], bottle [ 'bɔtḷ ]. ચીની ભાષામાં સૂર (tone)નું આવું મહત્ત્વ છે. આમાંથી માત્રામાન (quantity) છંદોરચનામાં, બલાઘાત (stress) (અભિનયયુક્ત) વક્તૃત્વકલામાં, સૂર (pitch) સંગીતકલામાં સવિશેષ ઉપયોગી છે.

## ધ્વનિવિકાસ

ધ્વનિઓની સમીક્ષા કરતાં આપણે જોયું કે ધ્વનિઓનું સ્વરૂપ કાલક્રમે થોડું થોડું બદલાતું જાય છે. એની પાછળ કેટલીક વાર ઐતિહાસિક (historical) તેમજ માનવવંશીય (ethnological) પરિબળો કામ કરતાં હોય છે. ઉ. ત. ગુજ૦ પેર (=રીત) શબ્દ સંસ્કૃત प्रकार માંથી પ્રાકૃત पआर, पयार, *पयर અને પછી પ્રાચીન ગુજરાતી पइर દ્વારા અવતાર પામ્યો છે. આ રીતે ભાષાના પ્રત્યેક અવયવમાં — ધ્વનિ, અર્થ, પદવિન્યાસ ઇ૦ માં — પરિવર્તન થતું જ રહે છે, અને એને કારણે ભાષાનું સ્વરૂપ પણ વિકાસ–પરિવર્તન પામતું રહે છે.

ભાષાના આ વિકાસની પાછળ કામ કરતાં માનસશાસ્ત્રીય પરિબળોની સમીક્ષા આપણે આગળ કરી ગયા છીએ.[૧૦૩] એમાંથી અહીં, પ્રસ્તુત સંદર્ભમાં, ધ્વનિવિકાસ સંબંધે ઊડતી નજરે થોડીક વિશેષ ચર્ચા કરી લઈએ.

ધ્વનિવિકાસનું સામાન્ય રીતે પ્રવર્તક કારણ હોય છે પ્રયત્ન-લાઘવ. પ્રયત્ન-લાઘવ ક્વચિત્ કઠિન ધ્વનિના શિથિલ ઉચ્ચારણ રૂપે, તો ક્વચિત્ સમાનધ્વનિ કે સમાનાર્થ શબ્દોના સાદૃશ્યથી સરલ ધ્વનિરૂપાન્તર રૂપે કામ કરતું હોય છે. પરભાષામાંથી ઉછીના લીધેલા શબ્દોમાં કેટલાક ધ્વનિઓનો (જે બહુધા સંયુક્ત વ્યંજનો હોય છે) ઉચ્ચાર સામાન્ય ભાષક (=બોલનાર) ને દુષ્કર થઈ પડે છે. ત્યાં અર્વાચીન ભારતીય ભાષાઓ પોતાની ધ્વનિપ્રણાલિકા અનુસાર પરિવર્તન કરી લે છે. ઉ. ત. અંગ્રેજી 'સ્કૂલ' > ગુજ૦ 'ઇસ્કોલ'; 'સ્ટેશન' > 'ઇસ્ટેશન', 'ટેસણ'; 'માસ્ટર' > 'માસ્તર'; 'બૉટલ' > 'બાટલી'. ફારસી ज़हर > ગુજ૦ 'ઝેર'; અરબી ज़ुल्म > 'જુલમ'; અરબી इल्म > ઇલિમ; या हुसैन > ઝાવસોઈ; અરબી मुआमला > મામલો; અરબી मुआफ > માફ. સંસ્કૃત શબ્દોમાં પણ કઠિન વ્યંજનસંયોગો ગુજરાતીમાં આવતાં પહેલાં ઘટતાં પરિવર્તનો પામ્યા હોય છે. ઉ. ત. સં. कृष्ण > ગુજ૦ કરસન, કહાન; हस्त > હાથ; हर्ष > હરખ; ऋक्ष > રીંછ; उत्सव > ઓચ્છવ; ઇ૦.

ધ્વનિવિકાસ પણ ખૂબ ધીમે ધીમે અસંપ્રજ્ઞાતપણે થયાં કરતો હોય છે. ઉ. ત. સં. प्रकार માંથી પ્રા. पयार થતાં, કે સં. उष्ण માંથી પ્રા. उण्ह થતાં અનેક સૈકાંઓ વીતી ગયાં હશે; અને એ પ્રાકૃત શબ્દોમાંથી ગુજરાતીમાં 'પેર' અને 'ઊનું' રૂપાન્તર થતાં પાછી અનેક સદીઓ વીતી ગઈ હશે, એ નિર્વિવાદ છે. આ ફેરફારો બહુજ ધીમે ધીમે,

૧૦૩ જુઓ : પ્રકરણ ચોથું, પૃ. ૭૦ થી ૯૨.

એકાદ બે માનવપેઢી દરમિયાન તો બિલકુલ નજરે પણ ન ચઢે એવી રીતે, થતા હોય છે.

ધ્વનિવિકાસ સામાન્ય રીતે એક સુસંગઠિત માનવસમુદાયમાં લગભગ વ્યાપક રીતે પ્રવર્તતો હોય છે. ઉ.ત. ઉત્તર સૌરાષ્ટ્રમાં શિષ્ટ ગુજ. 'પ્હેરવું' (ઉચ્ચારણ 'પ્હેરવું' [pʰɛrʋũ]) નો આદિ સ્વર ભિન્ન રીતે, 'પેરવું' (perʋũ) એ પ્રમાણે બોલાય છે. અર્થાત્, ઉત્તર સૌરાષ્ટ્રની ભદ્ર જાતિઓમાં અગ્રસ્થાનીય અર્ધવિવૃત શિષ્ટ ઍ [ɛ] નું પ્રાન્તિક (dialectal) ઉચ્ચારણ અગ્રસ્થાનીય અર્ધસંવૃત એ [e] એ પ્રમાણે થાય છે. ઝાલાવાડમાં ઍ નું ઉચ્ચારણ શિષ્ટ ગુજરાતીમાં થાય છે તેવું જ બરાબર થાય છે. અહીં ધ્વનિવિકાસની વિભિન્નતાથી એવું અનુમાન થઈ શકે કે ઉત્તર સૌરાષ્ટ્ર અને ઝાલાવાડમાં ભિન્ન ભિન્ન સમયે ભિન્ન ભિન્ન જાતિઓ આવીને વસી હશે, જેમની ભાષાકીય ખાસિયતો એકબીજાથી જુદી હતી.

ધ્વનિવિકાસમાં એક મહત્ત્વનું કારણ ધ્વનિનું શબ્દમાં તેમજ વાક્યમાં વિશિષ્ટ સ્થાન એ છે. ઉ.ત. સંસ્કૃતનો એક જ ધ્વનિ આદિ સ્થાને આવ્યો હોય તો પ્રાકૃતમાં એ બહુધા સચવાયો હોય છે, પરંતુ એ જ ધ્વનિ જો શબ્દમાં મધ્ય સ્થાને આવ્યો હોય તો એમાં લગભગ નિશ્ચિતપણે રૂપાન્તર થયા વિના રહેતું નથી. ઉ. ત. સંસ્કૃતનો આદિ स् (सप्त, सुर, सेवा, सर्व) પ્રાકૃતોમાં (सत्त, सुर, सेवा, सव्व એ રૂપોમાં) સચવાયો છે; જ્યારે એ શબ્દની વચ્ચે અન્ય વ્યંજનના સંયોગોમાં આવ્યો હોય ત્યારે (स्नान > ण्हाण, उत्सव > उच्छअ, वयस्य > वयस्स, (जिन) स्य > (जिण) स्स) એનાં નિરનિરાળાં રૂપાન્તરો (स्न > ण्ह, त्स > च्छ, स्य > स्स) થાય છે. આ પ્રમાણે એક જ સ્થાનમાં આવેલા એક જ ધ્વનિનું પરવર્તી ભાષામાં રૂપાન્તર એક સરખું હોય છે. એમાં જો ફેરફાર નજરે પડે તો એમ સમજવું કે

એ શબ્દ કોઈ બીજી ભાષા કે બોલીમાંથી આવ્યો છે. ઉ. ત. સંસ્કૃત વ્ પ્રાકૃત–અપભ્રંશ દ્વારા ગુજરાતીમાં બહુધા અપરિવર્તિત રહ્યો છે. ઉ. ત. સં. वचन > પ્રા. वयण > ગુજ૦ 'વેણ'; સં. वीणा > ગુજ૦ (તત્સમ) વીણા, સં. व्रज > ગુજ૦ 'વ્રજ'. પણ કેટલીક વાર 'બીન' (=વીણા), કે 'બ્રજભાષા' કે 'બાલ' (=વાળ) જેવા શબ્દો સહજપણે વપરાયેલા મળે છે. ત્યારે સહજ અનુમાન થઈ શકે કે એ શબ્દો હિંદી ભાષા દ્વારા આવ્યા હોવા જોઈએ, જેમાં સંસ્કૃત વ નું બ્ રૂપાન્તર અત્યંત વ્યાપક છે.

ધ્વનિવિકાસમાં અમુક પ્રકારનાં પરિવર્તનો એકધારાં એક જ દિશામાં થતાં રહ્યાં છે. ઉ. ત. સંસ્કૃત ચ્ વર્ગના ધ્વનિઓ પુરાતન સમયમાં કઠોર તાલુના સ્થાને સ્પર્શથી ઉત્પન્ન થતા હતા, તે આજે નીચેને સ્થાને વર્ત્સભાગે ખસ્યા છે, અને એમનું સ્વરૂપ સ્પર્શસંઘર્ષી (affricate) બન્યું છે. એ જ પ્રકારે સંસ્કૃત સમયમાં ટ્–વર્ગનું ઉચ્ચારણ મૂર્ધા (તાલુના dome) સ્થાનથી થતું હતું, તે આજે વર્ત્સ સ્થાનથી સહેજ ઉપરને ભાગે થાય છે. આમ કેટલાક ધ્વનિઓ એક જ દિશામાં નિરન્તર ખસતા રહીને એમનું વર્તમાન રૂપાન્તર પામ્યા છે. તો, બહુધા, એમ તર્ક કરી શકાય કે ભવિષ્યમાં એમની સ્થિતિ ત્યાં, અથવા એ જ દિશામાં જરા આગળ, હશે. આ પ્રકારના ધ્વનિવિકાસની ગતિને લક્ષમાં રાખીને ધ્વનિપરિવર્તનના કેટલાક નિયમો તારવવામાં આવ્યા છે, એમની આગળ, યથાસ્થાન, ચર્ચા કરવામાં આવશે.

ક્વચિત્ નૂતન ધ્વનિઓ પણ ભાષામાં સ્થાન પામે છે. સંસ્કૃત સમયમાં મૂર્ધન્ય ધ્વનિઓ આવી રીતે પ્રવેશ પામ્યા છે. એ જ પ્રમાણે શિષ્ટ વર્ગમાં અગાઉ ફારસી–અરબીના કંઠમૂલીય (glottal) ક઼–વર્ગના ધ્વનિઓનું, અને આજે અંગ્રેજીના (ૅ) કે સ્વરસમ (syllabic) ṃ કે ! ધ્વનિઓનું વિશુદ્ધ ઉચ્ચારણ થાય તે કાલક્રમે ગુજરાતી

ધ્વનિમાલામાં તે તે ધ્વનિગ્રામના અંગભૂત ધ્વનિઓ (allophones) રૂપે પણ સમાવિષ્ટ થાય તો નવાઈ નહીં.

ધ્વનિવિકાસને પરિણામે બે વિભિન્નાર્થ શબ્દોનું ધ્વનિસ્વરૂપ કેવળ સમાન બની જાય ત્યારે, સામાન્ય રીતે, પૂર્વાપર સંદર્ભ કે વાક્યસ્થિતિ દ્વારા એમના સાચા અર્થો ગમ્ય થાય છે. ઉ. ત. કામ (< સં. कामः), કામ (< સં. कर्मन्); હાર (< સં. हारः), હાર (સં. हारिः = પરાજય); વાવ (< સં. वापी, પ્રા. वावी), વાવ (સં. वपते, પ્રા. वावइ); પાય (સં. पाद, પ્રા. पाय), પાય (સં. पाययति, પ્રા. पायए); ડોલ (બાલદી), ડોલ (< સં. दोलयति, પ્રા. डोल्इ); ગાય (< સં. गो, પ્રા. गाई), ગાય (< સં. गायति, પ્રા. गाअइ). એમાં જ્યારે શંકા ઉત્પન્ન થાય ત્યારે કોઈક વાર એમાંના એક શબ્દમાં ઉમેરો કરીને, કે એ શબ્દને બદલે સમાન અર્થનો પરંતુ ભિન્ન ધ્વનિવાળો શબ્દ મૂકીને, અર્થસંશયનો પ્રસંગ ટાળવામાં આવે છે. ચીની જેવી ભાષાઓમાં સૂરભેદ વડે આ ગૂંચવાડો ટાળવામાં આવે છે, કારણ કે એક જ સમાનધ્વનિ શબ્દના સૂરભેદે અનેક અર્થ થાય છે. બલાઘાતવાળી ભાષાઓમાં બલાઘાત વડે અર્થભેદ સાધી શકાય છે (ઉ. ત. to in-ˈcrease; an ˈin-crease) એ આપણે આગળ જોઈ ગયા છીએ.

સાદૃશ્યને કારણે શબ્દોમાં પરિવર્તન થાય છે. ઉ. ત. 'સવારે' ના સાદૃશ્યથી 'સાંજરે'; 'સ્વર્ગ' ના સાદૃશ્યથી 'નર્ક'. સાદૃશ્ય દ્વારા થતા ભાષાવિકાસની વીગતે ચર્ચા આપણે આગળ કરી ગયા છીએ.

ક્વચિત્ અસ્થાને પાંડિત્યદર્શન પણ ભાષાપરિવર્તનનું એક કારણ થઈ પડે છે. ઉ. ત. સંસ્કૃતના સંખ્યાબંધ શબ્દોમાં ૨ કારયુક્ત સંયુક્ત વ્યંજનો નજરે પડે છે. એથી, શબ્દને વધારે શિષ્ટ રૂપ આપવાને કેટલીક વાર ૨ કારનો પ્રક્ષેપ થયેલો હોય છે. ઉ. ત. સં.

व्यास > અપ. वासु; સં. शाप > ગુજ૦ શ્રાપ (બોલચાલની ભાષામાં); સં. कोटि > प्रा. कोडि > ગુજ૦ કરોડ.

પાલી ગ્રંથોમાં કેટલીક વાર આવાં અસ્થાન સંસ્કૃતસમ ધ્વનિરૂપાન્તરો નજરે પડે છે. ઉ. ત. धम्मपद માં મળતાં નીચેનાં ઉદાહરણો નોંધપાત્ર છે. कुसीत (< સં. कुसीद); अलापू (< સં. अलाबू).[૧૦૪]

ક્વચિત્ કવિઓ ભાષા લડાવતાં શબ્દોના ધ્વનિઓમાં રૂપાન્તર કરે છે, જે પછીથી શિષ્ટતાની છાપ પામે છે. ઉ. ત. આંખલડી, તારલિયા, નેનન (= નયનો), ચંદ્રી, નાવલિયો, ઈ૦

આ ઉપરાંત ભાષાવિકાસમાં કામ કરતાં અન્ય પરિબળો તેમજ તેની પાછળની ભૂમિકાની આપણે પાછળ વીગતે ચર્ચા કરી ગયા છીએ.

---

૧૦૪ જુઓ : બાબૂરામ સક્સેના, सामान्य भाषाविज्ञान, पृ. ८३.

## ✓ પ્રકરણ છઠ્ઠું

### ધ્વનિલેખન : લિપિવિચાર

"In the growth of the spiritual human advance, that is of civilization, the origin and the development of *writing hold a place of supreme importance, second only* to that of the beginnings of speech as an essential means of communication within human society. Writing, an art peculiar to man, even more than speech, presupposes language, *of which it is in some sense a refinement.*

Wherever there has been civilization there have been writing and reading, in the remote past as in the present day. Written language has become the vehicle of civilisation, and so of learning and education"

— David Diringer, ***The Alphabet***

અત્યંત પુરાતન પ્રાગૈતિહાસિક કાળમાં માનવને લેખનની કે અન્ય કોઈ પ્રકારની નોંધ રાખવાની આવશ્યકતા વરતાઈ નહોતી. માનવ ભાગ્યે જ પોતાના વતનની સીમામાંથી બહાર જવાની હિંમત કરતો. પોતાના અનુભવો એ પોતાનાં સંતાનોને કહેતો, જે તેઓ સ્મૃતિમાં યાદ રાખી લેતાં. તીવ્ર યાદશક્તિવાળા કથકો (કે ગાયકો) કોઈ વિશિષ્ટ વિધિઓને પ્રસંગે ટોળી (tribe) ની યશગાથાઓ સંભળાવતા. સ્મૃતિને ટેકો આપવાને તેઓએ લય કે ઢાળનો ઉપયોગ કર્યો હશે. આવા કથકો કે ગાયકોએ લેખનકળાની શોધ પહેલાં ઐતિહાસિક કથાઓ અને અન્ય વૃત્તાન્તના જ્ઞાનનો પ્રસાર કરવામાં મહત્ત્વનો ફાળો આપ્યો છે. બાઈબલનો 'જૂનો કરાર', હોમરનાં 'ઇલિયડ' અને 'ઓડિસી', ભારતનાં रामायण અને महाभारत લિખિત સ્વરૂપ પામતાં પહેલાં સેંકડો વર્ષ સુધી આવા ગાયકોની સ્મૃતિમાં સંઘરાયાં હશે. આવી રચનાઓએ કાળે કરીને ગ્રન્થોનું ઘડતર કર્યું.

## પ્રાગૈતિહાસિક સ્મૃતિસહાયક રચનાઓ

લગભગ ઇ.સ.પૂર્વેની ચોથી સહસ્રાબ્દિની અધવચથી, અર્થાત્ ઇ.સ.પૂ. ૩૫૦૦ પછી, લેખનપદ્ધતિનો ઉદ્ભવ થયાના પુરાવા ઉપલબ્ધ થાય છે.[1]

સ્મૃતિ ઉપર આધાર રાખવાનું જ્યારે મુશ્કેલ જણાયું ત્યારે આદિમ માનવે કાપા પાડેલી નિશાનીઓવાળી લાકડીઓ કે ગાંઠ પાડેલી દોરીઓ જેવાં સાધનોનો ઉપયોગ કરવાનું શરૂ કર્યું. આદિમ ઑસ્ટ્રેલિયનોની સંદેશવાહક લાકડીઓ (Message-sticks)[2] માં આંકા પાડેલા હોય છે, જે વડે માહિતી કે હુકમ – જે કોઇક વાર તો બહુજ ઝીણવટતાભરેલા હોય છે – મોકલવામાં આવે છે. આ પ્રકારના સંદેશાઓ નિષ્ણાત સંદેશવાહક જ સમજાવી શકે. એમાંના આંકા વિચારોની સંખ્યા તેમજ ક્રમ સૂચવતા હોય છે, પરંતુ એ પ્રત્યક્ષ રૂપે વિચાર દર્શાવતા હોતા નથી. આંકાના સંકેત મોકલનાર અને ગ્રહણ કરનારને વિદિત છે માટે જ આ પ્રકારનું સંદેશવહન શક્ય બને છે.



આકૃતિ ૧ લી (Notched stick)

આ જ કક્ષાના પેરુના 'કુઇપુ' (Quipu) અને ઇરોકવાના વામ્પુમ (Wampums) છે. કુઇપુમાં ભિન્ન ભિન્ન રંગના ઊનના ધાગાની દોરીઓમાં જુદી જુદી ઊંચાઇએ વિશિષ્ટ પ્રકારની ગાંઠો મારેલી હોય છે. એમાં રંગોવાળા ધાગાઓની વિશિષ્ટ પ્રકારની મેળવણીથી અને ગાંઠોનાં સ્થાન અને જાડાઇ વડે તેમજ દોરીઓ અમુક વિશિષ્ટ પદ્ધતિએ બાંધવાથી અમુક પ્રકારોના વિચારોને સાંકેતિત કરવામાં (represent symbolically) આવતા હોય છે. વામ્પુમ એ



આકૃતિ ૨ જી (કુઇપુ)

1 David Diringer, *The Alphabet*, p. 20.

છીપોના ખંડો (sections of shells) જોડીને બનાવેલી પટ્ટીઓ (bands) હોય છે, જેમાં શુક્તિખંડો અમુક યોજના અનુસાર ગોઠવવામાં આવ્યા હોય છે, જે એકત્ર થતાં સમગ્રમાંથી એક ભૌમિતિક આકૃતિ બની રહેતી હોય છે. આવા કેટલાક વામ્પુમ ૭ થી સાત હજાર છીપખંડોના બનેલા હોય છે. સૌથી લાંબા વામ્પુમમાં ૪૯ પટ્ટીઓ છે. વામ્પુમ અને કુઇપો બન્ને માત્ર 'સ્મૃતિસહાયક રચનાઓ' (Mnemonic contrivances) છે; એને કોઈપણ પ્રકારની લેખન-રીતિ ગણાવી શકાય તેમ નથી.

પેન સુલેહ-પટ (Penn Treaty Belt) એ વામ્પુમ દ્વારા ચિત્રાંકનનો એક ઉત્કૃષ્ટ નમૂનો છે. લેનિ-લેનેપ (Leni-Lenape) ટોળીના મુખીઓએ વિલિયમ પેન (William Penn) ની સાથે ઈ. સ. ૧૬૮૨માં સુલેહ કરી ત્યારે એના સ્મારક તરીકે એ આપેલું હતું. એમાં એક ગોરા માનવીની અને એક (રેડ) ઇન્ડિયનની આકૃતિઓ ભરેલી છે. મૈત્રીના પ્રતીક રૂપે એમણે હસ્તધુનન કર્યું છે. ગોરા માનવીને માથે હેટ છે. આ શાંતિના સુલેહકરારનો કદીયે ભંગ થયો નહોતો.



આકૃતિ ૩૯—પેન સુલેહ પટ (વામ્પુમનો એક સુંદર નમૂનો)

## પ્રાગૈતિહાસિક પ્રાકૃતિક ચિત્રો

લેખનનો ઉદ્ભવ ચિત્રાલેખનમાંથી થયો છે.[3] આદિ માનવ

J. Vendryes, *Language*, p. 319.

Cf. Diringer, *op. cit.*, p. 21 : " man began his writing with picture - writing. "

કુરસના સમયમા આનપાસના પ્રકૃતિના દસ્યોનુ આલેખન કરતો અત્યત પુરાતન કાળમા મધ્ય યુરોપ ॥ ગુફાઓમા વસના અશ્મયુગીન માનવે (Palaeolithic man) શીતપ્રદેશના આદિમ હાથી (mammoth), વાળવાળા ગેડા પાડા (bison) અને જગલી સાબના ગુફાઓની ભીંત ઉપર આલેખેલા રગીન માટી કે વનસ્પતિના રગોથી રગેલા ચિત્રો સુપ્રસિદ્ધ છે[૪] આ ચિત્રોના આલેખનમા પ્રકૃતિદર્શનથી આનિમાનસ્મનમા ઉદ્ભવેલી અજ્ઞેય–પૂજની ભાવના (mysticism) કારણભૂત હશે તેમ એક પ્રકારનુ, (તેને પ્રાણીઓના) શિકારમા સફળતા અપાવનારુ, એક જાદુ પણ ગણાતુ હશે આ ચિત્રલેખનમાથી કાળક્રમે વિકાસ પામતા પામતા લેખનકળાનો ઉદય થયો હશે એ નિશ્ચિત છે

આ પ્રાકૃતિક ચિત્રો જ્યારે ચિત્રો મટી તે તે પદાર્થોના સંકેત રૂપ ગણાવા લાગ્યા ત્યારે લેખનના વિકાસમા એક મહત્ત્વનુ સોપાન સર થયું અને એક પ્રકારની સકેતભાષાનો ઉદ્ભવ થયો પ્રાગૈતિહાસિક કાળમા સ્પેન, પોર્ટુગલ અને ઇટાલીમાથી પથ્થર ઉપર આલેખાયેલા કે કોતરાયેલા સકેતાત્મક ચિત્રો (conventionalised figures) કે ભૌમિતિક આકૃતિઓ (geometric signs) ઇ૦ મળી આવ્યા છે તેવી જ રીતે ગ્રીસ પાસેના ક્રીટ અને મિસરમાથી ચણતરના (masonry) તેમજ માટીના વાસણો (pottery) ઉપર ભૌમિતિક આકૃતિઓ અતિ પુરાતન સમયની–પ્રાગૈતિહાસિક કાળની–મળી આવી છે[૫] ઉત્તર આફ્રિકાના અને સ્કેન્ડિનેવિયાના પર્વતોની ગુફાઓમા શિલાચિત્રો (rock paintings) મા આવી પ્રાગૈતિહાસિક કાળની સકેતાત્મક ચિત્રાકૃતિઓ (conventionalised figures) મળી

---

૪ સરખાવો Tommy Thompson *The ABC of our Alphabet*, pp. 8-9

૫ Diringer *op cit* pp 23-24

આવી છે.[૬] અમેરિકાની આદિમ જાતિઓ પણ આ પ્રકારના ચિત્ર-સંકેતો હજી પણ વાપરે છે.

લેખનકલાના વિકાસમાં ત્રણ કક્ષાઓ (stages) મળે છે: **ચિત્રાંકન કે ચિત્રાલેખન લિપિ** (pictographic writing), જેમાં પ્રાકૃતિક પદાર્થોનાં ચિત્રો દ્વારા એમના એકત્રિત સમગ્ર રૂપમાંથી કાંઈ વિચાર કે સંદેશ કે કથા પ્રગટ થાય છે; **વિચારસંકેત કે શબ્દસંકેત લિપિ** (ideographic writing), જેમાં મૂળ ચિત્રોમાંથી વિકાસ પામેલા સંકેતો વડે વિચાર કે પદાર્થ વ્યક્ત થાય છે; અને **ધ્વન્યાત્મક લિપિ** (phonetic writing), જેમાં ભિન્ન ભિન્ન મૂળાક્ષરો વડે (જે મૂળ તો ચિત્રાત્મક સંકેતોના અતિ સરલીકૃત રૂપો છે) ભિન્ન ભિન્ન ધ્વનિઓ દર્શાવાય છે. પ્રત્યેક મૂળાક્ષર એક એક ધ્વનિનું ચિહ્ન છે.

## ચિત્રાલેખન લિપિ (Pictography; Picture-writing)

લેખનની આ સૌથી પુરાતન કે આદિમ (primitive) કક્ષા છે. આદિમ સમાજની સંસ્કૃતિનો ક્રમિક વિકાસ થતાં, જુદી જુદી ટોળીઓ કે જાતિઓ પરસ્પરના સંપર્કમાં આવતાં, જીવન વધારે સંકુલ બનતાં, કેવળ મૌખિક વાણી વિચારના વાહન તરીકે અપર્યાપ્ત લાગવા માંડી હશે. ત્યારે યુદ્ધમા તેમજ સ્વરક્ષણ માટે ભિન્ન ભિન્ન જાતિઓ સમજી શકે એવી કોઈ ચેષ્ટાઓ કે હાથની જુદી જુદી મુદ્રાઓની બનેલી સંકેતભાષા યોજવી પડી હશે, જે સુલેહના કરાર કરવા માટે કે સંમેલનો ભરવામાં અત્યંત ઉપયોગી થઈ હશે. ઉ. ત. હાથની પહેલી બે આંગળીઓ વારાફરતી હલાવીને ચાલવાની ક્રિયા, કે માથું નમાવીને ઊંઘવાની ક્રિયા, અર્થાત્ રાત્રિ, દર્શાવી શકાય. કાળક્રમે આ સંજ્ઞાઓ ચિત્રાકારે આલેખવામાં આવી. ત્યારે સૂર્યની

૬ Vendryes, *Language*, p 320-321.

આકૃતિ 'એક દિવસ', ચંદ્રની આકૃતિ 'એક માસ', મનુષ્યના પગની આકૃતિ 'ચાલવાની ક્રિયા', નમાવેલા માથાની બાજુએ અડકાડેલો હાથ 'ઊંઘ', કે મુખ 'બોલવાની ક્રિયા' સૂચવતી હશે. આ સર્વમાં ઘણું અધૂરાપણું હતું. એ સમગ્ર ચિત્રપટ કોઈ એક વિચારનું સૂચન કરતો; એના જુદાં જુદાં અંગઉપાંગ માટે હજી કોઈ ધ્વનિસંજ્ઞાઓ બની નહોતી.[૭] ચિત્રલેખનપદ્ધતિમાં ચિત્રિત પદાર્થો કરતાં એ સર્વના સમવાયમાંથી નિષ્પન્ન થતા અર્થનું સૂચન સવિશેષપણે પ્રધાન રહેતું.

કોઈક વાર સમગ્ર ચિત્રપટમાંથી ઘણા અર્થ ઘટી શકતા; તો ક્વચિત્ એનો કોઈ અર્થ તદ્દન વિસરાઈ ગયો હોય એવું પણ બનતું. આ સ્થિતિ એ લેખનના વિકાસમાં કેવળ એક શિશુઅવસ્થા હતી; જે જાતિઓ એમાંથી આગળ વધીને મીસરવાસીઓ કે બેબિલોનિયનોની માફક વ્યવસ્થિત લેખનપદ્ધતિ વિકસાવી શકી નહિ, એમનો સાંસ્કૃતિક વિકાસ અટકી ગયો.

ચિત્રલેખનપદ્ધતિનાં અનેક અતિ પુરાતન ઉદાહરણો મળે છે. મિસર, મેસોપોટેમિયા, ફિનિશિયા, ક્રીટ, સ્પેન, દક્ષિણ ફ્રાન્સ અને બીજા ઘણા દેશોના પ્રાગૈતિહાસિક નિવાસીઓ એમની સંસ્કૃતિના આદિમ કાળે ચિત્રલેખનપદ્ધતિનો ઉપયોગ કરતા. આજે મધ્ય આફ્રિકા, ઉત્તર અમેરિકા, અને ઑસ્ટ્રેલિયાની કેટલીક આદિમ જાતિઓમાં લેખનની આ જ પદ્ધતિ પ્રચલિત છે.[૮] ઝાડની છાલ ઉપર, લાકડાની તખતીઓ ઉપર, પ્રાણીઓનાં ચામડાં ઉપર, હાડકાં કે હાથીદાંત ઉપર, અને પહાડોની શિલાઓ ઉપર આ પ્રકારનું ચિત્રલેખન થયેલું મળે છે.

---

૭ સરખાવો : "Intrinsic phoneticism is still absent; it is only a semantic representation"

— Diringer, *op. cit.*, p. 31.

૮ જુઓ : Diringer, *op. cit.*, p. 33.

ચિત્રલેખનલિપિનું નીચેનું ઉદાહરણ જુઓ. એમાં બેરિંગ સમુદ્રને કાંઠે વસતા એક એસ્કિમોએ શિકારે જતાં પહેલાં એક લાકડાની તખતી ઉપર પોતાના પ્રવાસકાર્યક્રમની ચિત્રાંકિત નોંધ (pictographic note) આલેખીને પોતાના નિવાસસ્થાન (ઇગ્લુ)ના





આકૃતિ ૯ મી (ચિત્રલેખનનો નમૂનો)

બારણા પાસે પોતાના મિત્રો કે સંબંધીઓની જાણ માટે તરત નજરે ચડે તેવી જગાએ મૂકી છે. એની બોલીમાં આ ચિત્રનોંધ આ રીતે વંચાય: "હું ત્યાં તે (જગ્યાએ) જાઉં છું, (હોડીને લઈને), ને તે ટાપુ ઉપર એક સૂઈશ (અર્થાત્, એક રાત રહીશ); પછી બીજા ટાપુ ઉપર જાઉં ને બે સૂઈશ (=બે રાત ગાળીશ). એક સીલનો શિકાર કરીશ. પછી પાછો આવીશ મારે રહેઠાણે."[૯]

બીજું ચિત્રાંકન એક સંકુલ વિચારોવાળી અરજી છે, જે લેક સુપિરિયરના ચિપ્પેવા ઇન્ડિયન જાતિના (Chippewa Indian) પ્રતિનિધિમંડળે અમેરિકાની (યુનાઇટેડ સ્ટેટ્સની) સરકારને ૧૮૪૯માં પેશ કરી હતી. ઝાડની સફેદ છાલનાં પાંચ પૃષ્ઠ ઉપર પ્રતિનિધિમંડળના જાતિસંકેત (totem) આલેખ્યા છે. નીચેના ચિત્રમાં એનું પહેલું પૃષ્ઠ દર્શાવ્યું છે. એમાં ટોળીનો મુખ્ય એ પ્રતિનિધિમંડળનો આગેવાન છે. એ બગલા જાતિ ('Osh cabawis' tribe = crane clan) નો છે. એની પછીના ત્રણ સભ્યો (Marten clan) ના

૯ જુઓ: hom ıcı, *'The ABC of our Alphabet'*, p 11.



આકૃતિ ૫મી (ચિપ્પેવા ઇન્ડિયનોની અમેરિકાના પ્રમુખને અરજી)

છે. એ પછી રીંછ જાતિ, (Bear clan), મનુમત્સ્ય જાતિ (Manfish clan), અને માર્જારમત્સ્ય જાતિ (Catfish clan)ના સભ્યો છે. મુખીની આંખમાંથી અને હૃદયમાંથી રેખાઓ અન્ય સભ્યોની આંખ અને હૃદયને સ્પર્શેલી છે; એ દૃષ્ટિ (=વિચારો)ની સમાનતા અને લાગણીની સમાનતા કે હાર્દિક એકતા સૂચવે છે. મુખીની આંખમાંથી આગળ નીકળતી રેખા આગળ જઈને યુનાઇટેડ સ્ટેટ્સ કૉંગ્રેસના પ્રમુખ પોલ્ક (Polk)ની આંખ સુધી પહોંચે છે. મુખીની આંખમાંથી નીકળતી બીજી એક રેખા પાછળ નાનાં સરોવરોને અડકે છે. એ સરોવરોમાં માછલાં પકડવાના એમને હક જોઇએ છે, જે આ અરજીનો મુખ્ય ઉદ્દેશ છે. પ્રતિનિધિમંડળની નીચેની લાંબી સમાન્તર રેખાઓ સુપિરિયર સરોવર (Lake Superior) દર્શાવે છે. એમાંથી નીચેની બાજૂએ જતી બે નાની સમાન્તર રેખાઓ લેક સુપિરિયરના દક્ષિણ કિનારે આવેલાં ગામડાંઓ ને સરોવરોનું સૂચન કરે છે, જ્યાં આ પ્રતિનિધિમંડળની જાતિઓ સ્થિર થઈ વસવાને ઇચ્છે છે.[૧૦] સુવિકસિત ચિત્રાંકનલેખનપદ્ધતિનું આ એક અત્યુત્કૃષ્ટ ઉદાહરણ છે.

૧૦ સરખાવો : Diringer, *op. cit.*, p. 34.

આ ચિત્રાંકનલિપિ લેખનની આદિમ કક્ષાની સૂચક છે. હજારો વર્ષ પૂર્વે ઇજિપ્તના પ્રાગૈતિહાસિક નિવાસીઓએ આ પ્રકારની ચિત્રાંકનલિપિનો ઉપયોગ કરવાનો પ્રારંભ કર્યો હશે એમ માનવું સયુક્તિક છે.

## વિચારસંકેતલિપિ (Ideographic writing)

ચિત્રાંકનલિપિ (picture–writing)નો વિકાસ થતાં એમાંથી વિચારસંકેતલિપિનો ઉદ્ભવ થયો. ચિત્રાંકનલિપિમાં ભિન્ન ભિન્ન પદાર્થોનું આલેખન એ ઉદ્દેશ નહોતો, એ સમગ્ર પદાર્થસમવાયમાંથી સાહચર્યબળે (association) નિષ્પન્ન થતો કોઈ અભિપ્રેત વિચાર સૂચવવા તરફ એની દૃષ્ટિ હતી. એમાં ચિત્રો વડે કોઈ શબ્દ વ્યક્ત થતો નહોતો; ચિત્રોનું ધ્વન્યાત્મક મૂલ્ય નહોતું. પછી જેમ જેમ વિચારવિનિમયનું ક્ષેત્ર વ્યાપક બનતું ગયું તેમ તેમ પદાર્થસમવાયને બદલે અલગ અલગ પદાર્થોનાં ચિત્ર તે તે પદાર્થની સંજ્ઞા રૂપે આલેખાવાં લાગ્યાં. પછી ધીમે ધીમે એ વાસ્તવિક મટીને સરલ (simplified) અને સંકેતરૂપનાં (conventionalised) બન્યાં. આ પ્રકારના સંકેતોને વિચારસંકેત (ideographs; symlols representing ideas) કહે છે.[11] એમાં વિકાસ થતાં પ્રત્યેક સંકેત તે તે પદાર્થના નામોનો દ્યોતક બની રહે છે. અતિ પુરાતન ઇજિપ્તની 'હાઇરોગ્લાઇફ' લિપિ (hieroglyphic writing; = ચિત્રસંકેતલિપિ) ને એના જેવી જ પણ સ્વતંત્ર સુમેરિયન લેખનપદ્ધતિ અને તેમાંથી કાળક્રમે વિકસેલી પ્રાચીન બેબિલોનિયન અને એસિરિયન કીલાકૃતિ લિપિ (cuneiform writing),[12] અને ચીનની ચિત્રલિપિ આ પ્રકારની વિચારસંકેતલિપિનાં લાક્ષણિક ઉદાહરણો છે.[13] આદિમ જાતિઓની

---

11 બ્લૂમફીલ્ડ ideographs (='વિચારસંકેત') ને બદલે logographs (= word – writing, અર્થાત્, 'શબ્દસંકેત') નામ આપવું વધારે પસંદ કરે છે. જુઓ : Bloomfield, *Language*, p

પુરાતન ચિત્રાંકનલિપિમાંથી કાળક્રમે વિચારસંકેતોનો ઉદ્‌ભવ થયાનાં ઉદાહરણો મળે છે. સાદા વિચારસંકેતો ઘણી પુરાતન લેખનપદ્ધતિઓમાં લગભગ એકસરખા હોય છે. પૃથ્વીને દૂર દૂરને છેડે ઉદય પામીને વિકસેલી પુરાતન (તેમ આદિમ) જાતિઓની લેખનરીતિમાં વિચારસંકેતો એકબીજાને પુષ્કળ મળતા આવે એ જેમ કુતૂહલજનક છે તેમ ભાષાની ઉત્પત્તિની સમાન પ્રણાલિકાનું પણ નિદર્શક છે. સામેના પૃષ્ઠ ઉપર ભિન્ન ભિન્ન વિચારસંકેતાત્મક ભાષાઓના થોડાક વિચારસંકેતોની સરખામણી કરી છે તે જુઓ.

એ સંકેતો તે તે પુરાતન દેશોની પ્રાચીનતમ લેખનરીતિમાંથી ઉતાર્યા છે.[૧૪] ઉત્તરકાલીન સમયમાં એનાં અસાધારણ રૂપાન્તર થઈ ગયું હોય છે. એનું મુખ્ય કારણ છે લેખનસામગ્રીને (ચીની લેખનમાં પીંછી, એસિરિયન કીલકાકૃતિલેખનમાં માટીની તખતી ને લોખંડી લેખિની–stylus) અનુકૂલ રેખાંકનપદ્ધતિ અને લેખનત્વરા.

---

૧૨ સુમેરિયન પ્રજાનું આદિમ વતન કયું એ જાણી શકાયું નથી. સુમેરિયન (Sumerians) અને એકેડિયન (Accadians) ની લેખનપદ્ધતિ ઇજિપ્ત જેટલી જ પુરાતન છે, અને સ્વતન્ત્ર રીતે વિકસાવેલી છે. એની પદ્ધતિ જુદી છે, જો કે એમાં પ્રવર્તતો સંજ્ઞાભિવ્યક્તિવ્યાપાર સમાન છે. એમાં પોચી માટીમાં લોખંડની લેખણ (stylus) થી છાગીની માફક કાપીને અક્ષરો કોતરાતા એથી બધા ગોળાકાર ટાળી દઇને કેવળ ફાચર (wedge) જેવી લીટીઓ વડે મૂળ ચિત્રાકૃતિ સંકેતોનું કીલકાકૃતિ રેખાઓમાં રૂપાન્તર થતું. માટે એને 'ક્યુનીફોર્મ (cunei= of wedge ઉપરથી) લેખનપદ્ધતિ' (=wedged letters) કહે છે.

સુમેરિયનો પાસેથી એમના વિજેતા બેબિલોનિયન (Babylonians) અને એસિરિયનોએ (Assyrians) એ ગ્રહણ કરી.

૧૩ ક્રીટવાસીઓ અને હિટ્ટાઇટ લોકોની લેખનપદ્ધતિ પણ આ જ પ્રકારની હતી. સરખાવો : Diringer, *op. cit.*, p 35

૧૪ જુઓ : Thompson, *op. cit*, pp 12–13.

નીચે પ્રાચીન ચીની વિચારસંકેતોને અર્વાચીન ચીની ભાષાના સંકેતો સાથે સરખાવ્યા છે તે જુઓ.[૧૫]

| પ્રાચીન સંકેત | અર્વાચીન સંકેત | | પ્રાચીન સંકેત | અર્વાચીન સંકેત | |
|---|---|---|---|---|---|
| | | jih સૂર્ય | | | jên મનુષ્ય |
| | | yü વરસાદ | | | tzu બાળક, પુત્ર |
| | | huo અગ્નિ | | | shang ટટાર |
| | | i એક | | | K'ou મુખ |
| | | erh બે | | | mu આંખ |
| | | san ત્રણ | | | erh કાન |

આકૃતિ ૭ મી

એવું જ અસાધારણ રૂપાંતર પુરાતન સુમેરિયન (=પુરાતન મેસોપોટેમિયન) ચિત્રસંકેતલિપિમાંથી વિકસેલા ઉત્તરકાલીન એસીરિયન કીલકાકૃતિ સંકેતોમાં નજરે પડે છે.[૧૬]

૧૫ જુઓ : Conciso English -Chinese Dictionary, & Concise Chinese-English Dictionary, (Romanized) - James c Quo, pub. Charles E. Tuttle Co, Tokyo, Japan, 1959-1960.

૧૬ જુઓ : Thompson, *op. cit.*, p. 45.

| | સુમેરિયન સંકેત | એસિરિયન સંકેત |
|---|---|---|
| તારો |  |  |
| સૂર્ય |  |  |
| મનુષ્ય |  |  |
| બળદ |  |  |
| માછલી |  |  |
| નિવાસસ્થાન |  |  |

આકૃતિ ૮ મી

પ્રાગૈતિહાસિક માનવે ઉપર દર્શાવ્યા પ્રમાણે વિચારસંકેતો પ્રથમ પ્રાકૃતિક પદાર્થો ઉપરથી બનાવ્યા હતા પછી ક્રિયાઓ દર્શાવવાને એણે માનવશરીરના અંગોના ચિત્રો આલેખ્યા – ચાલવાની ક્રિયા માટે પગનું ચિત્ર, જોવાની ક્રિયા માટે આંખનું ચિત્ર, રુદન માટે આંસુ ટપકતી આંખનું ચિત્ર ઇ૦ આ ચિત્રો પ્રતીકરૂપના (symbolic) હતા પછી એણે વિચારો વ્યક્ત કરવાને અમુક વિશિષ્ટ ગુણવાળા પદાર્થોના ચિત્રો આલેખ્યા, જેમકે, શક્તિ દર્શાવવાને હાથનું ચિત્ર, વિવેકદર્શન (judgment) માટે આંખનું ચિત્ર ઇ૦

આ રીતે વિચારસંકેત દ્વારા એક વિચારવિનિમયનું માધ્યમ નિર્માણ થયું ભિન્ન ભિન્ન ભાષાઓ બોલનાર માણસો એ ગ્રહણ કરી શકતા, એ એની એક નોંધપાત્ર વિશેષતા હતી એ નૌકાસૈન્યની સંકેતભાષા (code of signals)ની માફક સીધા વિચારો જ દર્શાવતા, એના ધ્વનિઓ નહિ એથી મૂર્ત વિચારો – પક્ષીઓ, પ્રાણીઓ, પ્રકૃતિના પદાર્થો ઇ૦ – દર્શાવવામાં તો કશી મુશ્કેલી જ નહોતી પણ એનાથી અમૂર્ત વિચારો — ઉ ત શક્તિ, સામર્થ્ય, સંપત્તિ, ન્યાય, ઇ૦– દર્શાવવાનું અશક્યવત્ હતું ઉપરાંત આ સંકેતો ભાષાનું અતિ પ્રાથમિક રૂપનું વ્યાકરણ – નામ અને ક્રિયાપદ, નામનાં જાતિવચન, ક્રિયાપદના કાળ અને અર્થ, વિવિધ પદોના પરસ્પર સંબંધ, ઇ૦ – દર્શાવવા માટે પણ સર્વથા અસમર્થ હતા જેમાં પદક્રમ (word-order) વડે પદનું સ્વરૂપ વ્યક્ત થતું હોય એવી ચીની જેવી કેવળ અન્વયાનુસારિણી ભાષાનું કામ કદાચ આનાથી નભી રહે, પરંતુ એ સિવાય કોઈ પણ પ્રત્યયાત્મિકા ભાષા માટે વિચારસંકેતલિપિ અપર્યાપ્ત હતી ચીની ભાષામાં પણ પૂર્ણ વિચાર-સંકેતોની (full signs) સાથે કેટલાક રિક્ત સંકેતો (empty signs) ઉમેરાયા. પૂર્ણ સંકેત સાથે ખાલી સંકેત જોડવાથી પૂર્ણ સંકેતનું પદસ્વરૂપ તેમજ અન્ય પદો સાથેનો એનો સંબંધ સુનિશ્ચિત થતો

બીજી ગંભીર મુશ્કેલી સંજ્ઞાઓના બાહુલ્યની હતી. પ્રત્યેક વિચાર માટે જુદા જુદા સંકેતો જેમાં હોય એવી લેખનરીતિવાળી ભાષામાં અગણિત સંકેતો સંભવે. ચીની ભાષામાં આશરે ૪૫૦૦૦ સંકેતો છે, જેમાંથી વિદ્વાનો આશરે ૯૦૦૦ જેટલા સંકેતો વાપરે છે.[૧૭] આમાં કેટલી અપરંપાર મુશ્કેલી પડે અને સમયનો કેટલો દુર્વ્યય થાય! કેટલાં વર્ષો સુધી સંકેતો શીખે ત્યારે વિદ્યાર્થીને સાહિત્ય બરાબર અવગત થાય! ચીનમાં સૈકાંઓ સુધી અજ્ઞાનતા અને સંપૂર્ણ કે આંશિક નિરક્ષરતા રહી તેનું કારણ આ જ છે.[૧૮]

આ સર્વ અપૂર્ણતાઓને કારણે, તેમ સ્વાભાવિક ઉત્ક્રાન્તિક્રમ અનુસાર લાંબા વખત સુધી કોઈપણ લેખનપદ્ધતિ કેવળ વિચારસંકેતમૂલક (ideographic) રહી નથી. ચીની ભાષામાં રિક્ત સંજ્ઞાઓ પદોનો વાક્યગત (morphological) અર્થ દર્શાવવાને ઉમેરાઈ હતી એ આપણે જોઈ ગયા.

ઇજિપ્તની હાયરોગ્લાઇફ઼ અને પ્રાચીન મેસોપોટેમિયાની વિચારસંકેતચિત્રલિપિ મૂળ વિચારસંકેતલિપિમાંથી વિકાસ પામતાં પામતાં ધ્વન્યાત્મક બનતી ગઈ. આજે એના જે ઐતિહાસિક નમૂનાઓ આપણને મળી આવ્યા છે તે વસ્તુતઃ અંશતઃ વિચારસંકેત રૂપના અને અંશતઃ ધ્વનિસંકેત રૂપના છે.

મનુષ્યની સાહજિક માનસપ્રક્રિયાઓથી આ પરિણામ આવ્યું છે: ધ્વન્યાત્મક ભાષા શ્રાવ્ય રૂપે પ્રત્યેક જાતિને અતિ પુરાતન પ્રાગૈતિહાસિક કાળથી પ્રાપ્ત થઈ જ હતી. પ્રત્યેક પદાર્થનું ભાષામાં ધ્વન્યાત્મક નામ તો હતું જ. લેખનમાં ચિત્ર રૂપે એ પદાર્થ અંકિત થતાં

૧૭ Diringer, *op. cit*, p 37.

૧૮ E. H. Sturtevant, *An Introduction to Linguistic Sicence*, p. 26.

ચિત્ર એ પદાર્થના નામથી ઓળખાવા લાગ્યું. પછી તો એ નામ ચિત્રની – જે ક્રમે ક્રમે સરલીકૃત સંકેત રૂપ બની ગયું હતું – એક ) ધ્વન્યાત્મક સંજ્ઞા બની રહી, અને એ ધ્વનિસમૂહની લેખનસંજ્ઞા તે ચિત્રસંકેત બન્યો. આમાંથી ધ્વન્યાત્મક લેખનપદ્ધતિ (phonetic writing) નો પ્રારંભ થયો.[19] ભાષાના ધ્વનિઓનું આ રીતે સંજ્ઞાઓ દ્વારા આલેખન એ માનવ સંસ્કૃતિના ઇતિહાસમાં એક મહત્ત્વનું પુરસ્કમ (=આગળ પગલું) હતું.[20]

થોડાક ઉદાહરણોથી આ કથન સ્પષ્ટતર થશે. ઇજિપ્તની પ્રાચીન ચિત્રલિપિમાં (hieroglyph) એ માનવમુખ (ro)ની,

એ સિંહ (labo) ની, એ ગોકળગાય (fent)ની,

એ પગ (bu) ની, એ પાણીની (nu),

એ સર્પ (zst)ની સંજ્ઞા હતી. પુરાતન ઇજિપ્તની

19 સરખાવો : "The image and the sound could be substituted for one another. . The image could be treated, first as the emblem then as the graphic transcription of the sound. Then since the nature of the object was, in turn, linked with the object, this name came to be linked with the image which had invoked the idea The sign representing the object likewise became the sign of the sound expressing the object Phonetic writing had been created"

—J Vendryes, *Language*, p. 323.

ધ્વન્યાત્મક ભાષામાં મુખનું નામ (ro), સિંહનું નામ (labo), ઇ૦ (ઉપર કૌંસમાં દર્શાવ્યા મુજબ) નામ હતાં. ક્રમશઃ

એ ro [કે hr] ધ્વનિનું, અને એ [labo] ધ્વનિનું

લેખનપ્રતીક બની રહ્યું.

ઇજિપ્તની હાઇરોગ્લાઇફિ પદ્ધતિ (=ચિત્રાલેખન પદ્ધતિ)– ઈ. સ. પૂ. ૩૪૦૦ – ૨૪૭૫ સુધી ચાલુ રહી. ધાર્મિક રચનાઓની ગુપ્તતા જાળવવાની દૃષ્ટિથી આ પદ્ધતિનું પુરોહિતોએ નિર્માણ કર્યું હતું. એમાંથી પછી પેપિરસનો ઉપયોગ થતાં એ માટે અનુકૂળ ઝડપી, વર્તુલાકૃતિ અક્ષરોવાળી, સરલરૂપની, હિએરેટિક (Hieratic) પદ્ધતિ (ઇ. સ પૂ. ૨૧૬૦ – ૧૭૮૮) વિકસાવી. એમનું ચિત્રાકૃતિઓ સાથે સામ્ય રહેતું નહોતું. પથ્થરો ઉપર હાઇરોગ્લાઇફિક લખાતી અને પેપિરસ (papyrus) ઉપર હિએરેટિક પદ્ધતિનો ઉપયોગ થતો. પછીના કાળમાં એનું પણ પુનઃ સંસ્કરણ થયું, જે પછી ધાર્મિકેતર (non-religious) – બહુધા વેપારઉદ્યોગ નિમિત્તનાં – લખાણમાં વપરાતી શરૂ થઈ. (ઇ. સ. પૂ. ૧૫૮૦ બાદ). એને ડિમોટિક (Demotic) પદ્ધતિ કહે છે.[૨૧]

## 'રેબસ' (Rebus) કે ચિત્રધ્વનિસંકેત

વિચારસંકેત (ideograph) માંથી મૂળાક્ષરો (alphabets) વિકસતાં વચ્ચે 'રેબસ' કે ચિત્રધ્વનિસંકેતની એક સ્થિતિ આવી હોવાનો સંપૂર્ણ સંભવ છે. ચિત્રો દ્વારા – એ ચિત્રોનાં નામના ધ્વનિઓ દ્વારા – કોઈ વ્યક્તિનું નામ કે કોઈ શબ્દ દર્શાવાય તેને 'રેબસ' કહે છે.[૨૨] 'રેબસ'માં જે ચિત્રો આલેખેલાં હોય છે એ તે તે પદાર્થ

૨૦ સરખાવો : Diringer, *op. cit.*, p 36

૨૧ સરખાવો : Thompson, *op. cit*, p 28.

વ્યક્ત કરવાને માટે નહિ પરંતુ એ પદાર્થોના નામના ધ્વનિ વ્યક્ત કરવાને માટે આલેખાયેલા હોય છે. ઉ. ત. મધ્યયુગીન ઇંગ્લૅન્ડમાં એક વખતે વ્યક્તિઓના કુલનામ (surname) દર્શાવવાને 'રેબસ'નો પુષ્કળ ઉપયોગ થતો ઑક્સફર્ડ (Oxford) વિશ્વવિદ્યાલયની પરિચાયક સંજ્ઞા (coat of arms) માં બળદ (ox) ને નદીના છીછરા ઉતરાણ (ford) માંથી પસાર થતો દર્શાવેલો મળે છે. આપણી ભાષામાં 'સૂર્ય' અને 'મલ્લ'નાં ચિત્રો સાથે મૂકીને 'સૂરજમલ', અને 'કૃષ્ણ' અને 'હાથ'નાં ચિત્રો સાથે મૂકીને 'કૃષ્ણીકર' નામ વ્યક્ત કરી શકાય.

આથી લાંબાં, લગભગ વાક્ય જેટલાં, 'રેબસ' પણ બની શકે. ઉ. ત. I can not fly—એ વાક્ય નીચેના રેબસ વડે વ્યક્ત કરી શકાય.



આકૃતિ ૯ મી

આમ catastrophy શબ્દ 'રેબસ'માં દર્શાવવો હોય તો cat ass અને trophy ના ચિત્રો સાથે મૂકીને દર્શાવી શકાય.[૨૩] "કાતરિયુ ગેપ" નામનું એક ગુજરાતી અગંભીર સ્પષ્ટ પત્ર પોતાનું શીર્ષક મુખપત્ર ઉપર 'રેબસ'થી વ્યક્ત કરતું જાણ્યું છે. ઉ. ત. 'કાતર', U, ગેપ. 'રેબસ'નો ઉપયોગ વર્તમાનપત્રોની જાહેરખબરોમાં સવિશેષ થાય છે.

૨૨ 'Rebus'-'representation of name, word etc. by pictures'.
૨૩ જુઓ Vendryes, *op cit*, p. 324.

અતિ પુરાતન સમયમાં, લેખનકળાના ઉષઃકાળે, 'રેબસ'નો ઉપયોગ થયાંનાં ઉદાહરણ મળે છે. ઉ. ત. ઇજિપ્તની હાઈરોગ્લાઇફિક લિપિમાં ટૉલેમી પંદરમાના ઉત્કીર્ણ લેખમાં (lapis lazuli = એક પ્રકારનું ચકચકિત ભૂરું pigment), જેનું પ્રાચીન ઇજિપ્શન ભાષામાં 'ખેસ્તેબ્' (Khesteb) નામ હતું, તે માણસને એક ડુક્કરને પૂંછડેથી પકડીને અટકાવી રાખતો દર્શાવતા ચિત્ર વડે વ્યક્ત કર્યું છે. પુરાતન ઇજિપ્શન ભાષામાં 'ખેસ્ફ' (khesf) નો અર્થ થતો 'અટકાવવું', અને 'ટેબ' (teb) નો અર્થ હતો 'ડુક્કર'. અટકાવેલા ડુક્કરના ચિત્રના ધ્વનિઓ જોડીને એમાં khesteb (=ભૂરો રંગ) શબ્દ વ્યક્ત કર્યો છે.[૨૪] 'રેબસ' આમ અક્ષરાત્મક લેખન (syllabic writing)નું પૂર્વરૂપ બની રહે છે.



આકૃતિ ૧૦ મી

'રેબસ'માંથી મૂળાક્ષરમાં પરિવર્તન થવું સહજ હતું. ભાષા-વિકાસના સાહજિક ક્રમે ચિત્રસંકેતમાંથી ધ્વનિસંકેતમાં રૂપાંતર થયું હશે એમ સમજી શકાય છે. જે ચિત્રસંકેત પ્રથમ પદાર્થનું (સમગ્ર) નામ વ્યક્ત કરતો હતો, તે પછી કાળક્રમે એ નામના ધ્વનિઓમાંથી પ્રથમ ધ્વનિનો નિર્દેશ કરતો થઈ ગયો. ઉ. ત. પુરાતન ઇજિપ્શન હાઈરોગ્લાઇફમાં સિંહનો ચિત્રસંકેત પ્રથમ 'labo' નામ વ્યક્ત કરતો, એ પછી માત્ર 'l' વ્યક્ત કરતો થઈ ગયો; મુખનો સંકેત 'ro' નામ વ્યક્ત કરતો એ પછી માત્ર r નો સંકેત બની રહ્યો. આ કેવી રીતે બન્યું એનો બાળકોની મૂળાક્ષરો શીખવાની રીત ઉપરથી ખ્યાલ આવશે. મૂળાક્ષરોનો ચિત્રપટ જોતાં જોતાં બાળક શીખે છે—'તરવાર'નો 'ત', 'કરવત'નો 'ક', 'મરચાં'નો 'મ', અને

---

૨૪ જુઓ : Thompson, *op. cit.*, p. 32.

સાથે આવે તો તે અક્ષરની આકૃતિ પણ ધ્યાનમાં રાખવું પડે છે. આ જ રીતે પુરાતન કાળના ચિત્રસંકેત એ શબ્દના નવા ધ્વનિ-સમુદાયને બદલે એના આદ્ય ધ્વનિના પ્રતીકરૂપ બની ગયા. જેમાં અનેક ઉદાહરણો પૈકી નીચેની નં ૧૧ મી, કાર્તૂશ (cartouche), જુઓ. એના વડે ક્લીઓપેટ્રા (Kleopatra)નું નામ દાર્શનિક-અક્ષર લિપિમાં ધ્વનિસંકેતો દ્વારા લખેલું છે. એના પ્રથમ ગોળ-ચતુર્થાંશ (quadrant) K સૂચવે છે, સિંહ L વ્યક્ત કરે છે, બરુ (reed) I (=અંગ્રેજી E) દર્શાવે છે; ગાંઠવાળું દોરડું O નું અને બારીનો પડદો P નું પ્રતીક છે; ગરુડ A, હાથ T, મુખ R અને પક્ષીની ગરુડ આકૃતિ A દર્શાવે છે. ઈંડાની આકૃતિ આ નારી જાતિનું નામ છે એમ સૂચવે છે. એની પછીની મૂર્તિ આ વ્યક્તિ દેવકોટિની છે એમ દર્શાવે છે.[25]


આકૃતિ ૧૧ મી

આ ધ્વન્યાત્મક લેખનની કેટલીક ગંભીર મર્યાદાઓ હતી. સંકેતો ગમે તેટલા હોય તોપણ તેની સંખ્યા પરિમિત જ હોય, જ્યારે વિચારો અપરિમિત છે. એથી એક જ સંજ્ઞા દ્વારા અનેક વિચારો દર્શાવવા આવશ્યક થઈ પડે છે. ઉ.ત. પુરાતન ચિત્રાકૃતિ લેખનમાં ગોળ આકૃતિ (disc) માત્ર 'સૂર્ય' જ નહિ, પણ સાથે સાથે 'પ્રકાશ', 'દિવસ', 'ધવલતા'નું પ્રતીક છે. હાયરોગ્લાઈફિક ચિત્રસંકેતોમાં આંખનું ચિત્ર 'આંખ' ઉપરાંત 'દૃષ્ટિ', 'જ્ઞાન', ઈ૦ વિચારો દર્શાવે છે તે ભાષાઓમાં આ વિચારોના ધ્વન્યાત્મક (શાબ્દ) નામ જુદાં જુદાં છે. એથી ઉપરના પ્રતીકોને એની મુખ્ય ધ્વનિસંજ્ઞાઓ (phonetic value) ઉપરાંત બીજી અનેક નવી ધ્વનિસંજ્ઞાઓ પ્રાપ્ત થાય છે. ક્યુનીફોર્મ લેખનમાં એક જ લેખનસંજ્ઞા ૧૫ થી ૨૦

૨૫ Thompson, *op cit*, p. 11

જેટલા ભિન્ન ભિન્ન ધ્વનિઓ વ્યક્ત કરે છે. આ સંજ્ઞાને બહુધ્વનિ (polyphone) સંજ્ઞા કહે છે.[૨૬]

એથી ઊલટું દરેક ભાષામાં એવા શબ્દો મળે છે કે જેના ધ્વનિ સમાન હોવા છતાં એના અર્થ જુદા જુદા હોય.[૨૭] આવા શબ્દો માટે ચિત્રસંકેતલિપિમાં સ્વાભાવિક રીતે જ અલગ અલગ ચિત્રસંકેત હોય. એ પછીથી ધ્વન્યાત્મક બનતાં એક જ ધ્વનિ માટે સંખ્યાબંધ સંકેત નિર્માણ થાય. આ રીતે ઇજિપ્શ્યન હાઇરોગ્લાઇફમાં M ને માટે સંખ્યાબંધ સંકેતો, A માટે ૨૦ સંકેતો, H ને માટે ૩૦ સંકેતો હતા. એમાંના કેટલાક નીચેની પેનલમાં દર્શાવ્યા છે. પ્રાચીન ઇજિપ્શ્યનમાં આ પ્રકારના બધા મળીને ૬૦૦ ઉપરાંત સંકેતો હતા.

A ના ત્રણ સંકેતો





M ના પાંચ સંકેતો







આકૃતિ ૧૩ મી

૨૬ આપણી લિપિમાંથી સરખામણી માટે આવાં વિરલ ઉદાહરણો આપી શકાય તેમ છે. ઉ.ત. દેવનાગરીમાં ख એ 'ખ' તેમજ र+व ધ્વનિ દર્શાવે છે. ગુજરાતી લિપિમાં ૨ એ 'બે'નો અંક અને 'ર', ૫ એ 'પાંચ'નો અંક અને 'પ', ૦ શૂન્ય તેમજ અનુસ્વાર દર્શાવે છે. આથી કોઈક વાર પુરાતન ઉત્કીર્ણ લેખો કે પ્રાચીન હસ્તપ્રતો ઊકેલતાં મુશ્કેલી અનુભવાય છે.

ક્યુનિફૉર્મ (ફાનાકૃતિ) લેખનમા ૬૦૦ એ ધ્વનિ (વર્ણ) માટે જુદી જુદી સત્તર લેખનસજ્ઞાઓ હતી ૨૮ એક જ ધ્વનિ માટે અનેક લેખનસજ્ઞાઓ હાય તેમને સમધ્વનિ (સજ્ઞાઓ) (homophones) કહે છે

એસિરિયનોએ ક્યુનિફૉર્મ સજ્ઞાઓની બહુધ્વનિતાની અગવડ દૂર કરવાને કેટલીક ધ્વનિસજ્ઞાઓ (phonetic signs) ઉમેરી કોઈ શબ્દનો સકેત પ્રચલિત ક્યુનિફૉર્મમા લખીને અભિપ્રેત ઉચ્ચાર નિશ્ચિતપણે વ્યક્ત કરવાને કેટલો વર્ણ (syllable) ધ્વન્યાનુસારી રીતે (phonetically) લખવાનો શરૂ કર્યો આ શબ્દસકેત અને ધ્વન્યાનુસારી પદ્ધતિનુ મિશ્રણ એસિરિયન લેખનપદ્ધતિની લાક્ષણિક વિશિષ્ટતા હતી

અનેક શબ્દોની સમધ્વનિતા એ વિચારસકેતપ્રધાન લેખન પદ્ધતિની બીજી ગભીર અપૂર્ણતા હતી એ દૂર કરવાને નિર્દેશક નિશાનીઓ (keys) વપરાવી શરૂ થઈ ધ્વન્યાત્મક સકેત લખાતે એની પછી આવી નિર્દેશક નિશાની જોડાતી જેથી એ ધ્વન્યાત્મક સજ્ઞાનો કયો વિશિષ્ટ અર્થ ઉદ્દિષ્ટ છે એ નક્કી થતુ ઉ ત નીચેના ઇજિપ્શન હાયરોગ્લાયફ્ની પ્રથમ બે સજ્ઞાઓ મૂળાક્ષર રૂપની (alphabetic) (A B) છે એના ઘણા અર્થોમાથી એક અર્થ

૨૭ ગુજરાતી ભાષામાથી ઉદાહરણ લઈએ તો 'ગાય' (cow), અને 'ગાય' (sing), 'પરોણો' (a goad), અને 'પરોણો' (a guest), 'રાઈ' (mustard), અને 'રાય' (a king), 'બાટ' (a castle of that name ઉ ત બાટલરિયા') અને 'બાટ' (abuse), ઈ૦ શબ્દયુગ્મોમા ધ્વનિ સમાન છે છતા અર્થ કેવળ ભિન્ન છે

૨૮ જુઓ Vendryes, *op cit*, p 324

થાય છે 'તરસ'. એ બે ધ્વનિઓનો એ જ માત્ર એક અર્થ ઉદ્દિષ્ટ છે એમ દર્શાવવા લેખકે પછી બે ચિત્રસંકેતો આલેખ્યા છે. પહેલો સંકેત 'પાણી' નો સૂચક છે, બીજામાં પોતાના મુખ તરફ નિર્દેશ કરતા મનુષ્યની આકૃતિ છે. બન્ને એકત્ર થઈને 'પાણીની તરસ' સૂચવે છે, જે પુરાતન ઇજિપ્શ્યન ભાષામાં AB નો એક અર્થ છે, અને અહીં લેખનસંદર્ભમાં અભિપ્રેત છે.



આકૃતિ ૧૩ મી

ચીની ભાષામાં ચિત્રસંકેતલિપિની અગવડ દૂર કરવાને ધ્વન્યાત્મક સંકેત (phonetic ideogram) ની સાથે કેટલાક નિર્દેશક (ચિહ્નો) (exponents; radicals) જોડવામાં આવે છે, જેના વડે શબ્દનો અમુક જ અર્થ અભિપ્રેત છે એમ નિશ્ચિતપણે દર્શાવાય છે. અગાઉ તો આવા અસંખ્ય નિર્દેશકો (radicals) વપરાતા; ઈ. સ ૧૬૧૬ માં એમની સંખ્યા મર્યાદિત કરીને બસોચૌદ વાપરવાની પ્રણાલિકા શરૂ થઈ. આવી નિર્દેશક (radical) સંજ્ઞાઓને ચીની ભાષામાં pu કહે છે, જે 'પ્રકાર' (sort) કે 'વર્ગ' (class) દર્શાવે છે. આમ ચીની ભાષામાં બે તત્ત્વોનો સંયોગ થયો છે — ધ્વન્યાત્મક તત્ત્વ, જેમાં ધ્વન્યાત્મક બનેલા શબ્દસંકેત વડે શબ્દના ધ્વનિ (syllabic sound) વ્યક્ત થાય છે, અને બીજા નિર્દેશકો (radicals) જેના વડે શબ્દનો ઉદ્દિષ્ટ અર્થ સુનિશ્ચિત થાય છે. અહીં ચીની ભાષા એક જ વર્ણવાળા શબ્દોની બનેલી હતી, જ્યારે પ્રાચીન ઇજિપ્શ્યન અને એસિરિયન આદિ ભાષાઓ પ્રત્યયાત્મિકા હોઈ ઘણા વર્ણવાળા શબ્દોની બનેલી હતી, એટલું સ્મરણમાં રાખવું ઘટે છે કયુનિફોર્મ લિપિ ઉત્તરકાળમાં અક્ષરાત્મક (syllabic) લિપિ બની ગઈ અને એમાં દરાયસ (Darius)ના પ્રાચીન ઇરાનિયન ઉત્કીર્ણલેખો કોતરાયેલા છે. શબ્દસંકેતમૂલક (ideographic) લિપિઓમાં કીલાકૃતિ સૌથી ઓછી જીવંત લિપિ

હતી એનો ઝડપથી લોપ થયો અને એને સ્થાને સર્વ ધ્વન્યાત્મક લિપિઓ, વિશેષત તો ફિનિસ્યન (Phoenician) લિપિમાંથી પ્રકટેલી એરેમેઈક (Aramaic) લિપિ, વપરાતી શરૂ થઈ ગઈ[28]

વર્ણમાલા (=વ્યંજનાત્મક અક્ષરમાલા Syllabary)

એ લેખનપદ્ધતિની ઉત્ક્રાન્તિમા તરત પછીનુ પગલુ હતુ આપણે આગળ જોઈ ગયા કે કેટલાક ઇજિપ્શ્યન હાઈરોગ્લાઈફ (તેમજ ઉત્તર કાલીન હાયરેટિક) સકેતો એકજ (વ્યજનાત્મક) વર્ણના નિર્દેશક હતા. એનો ઉપયોગ કરતી વખતે એની સાથે મળેલા સ્વરની ઉપેક્ષા કરવામા આવતી એવી જેમા સમાન વ્યજન હોય, પરતુ સાથેના સ્વરો ભિન્ન હોવાને કારણે ધ્વન્યાત્મક મૂલ્યમા ફરક પડતો હોય તો તેવો ગૂચવાડો દૂર કરવાને વર્ણસજ્ઞા સાથે શબ્દસકેત જોડીને સ્પષ્ટી કરણ કરવામા આવતુ હતુ આવા માત્ર એકજ વ્યજનાત્મક વર્ણ દર્શાવતા હોય એવા સકેતો પુરાતન ઇજિપ્શ્યન ભાષામા બધા મળીને ૨૪ હતા અતિ પ્રાચીન કાળમા, ઈ. સ પૂર્વે ૧૫૦૦ની યે પહેલા, સેમિટિક (Semitic) ભાષાઓ બોલનાર પ્રજાઓને ઇજિપ્શ્યન લેખનપદ્ધતિનો પરિચય થયો[30] એમણે પોતાની ભાષાના લેખન માટે આ સૌથી સાદી ૨૪ ઇજિપ્શ્યન સજ્ઞાઓ સ્વીકારીને બાકીની વધારાની અનેક સજ્ઞાઓ છોડી દીધી સેમિટિક ભાષામા ધાતુ કે શબ્દ-મૂળ માત્ર વ્યજનો વડે દર્શાવાય છે. એથી શબ્દસ્વરૂપમા શકા પડે ત્યા વાક્યના સદર્ભ ઉપરથી અર્થ નિશ્ચિત કરવામા આવે છે

૨૯ જુઓ Vendryes *op cit*, p 326

૩૦ પ્રો. ફ્લિન્ડર્સ પેટ્રિએ (Prof Flinders Petrie) ને સીનાઈ દ્વીપકલ્પમાંથી ખોદકામ કરતા સખ્યાબધ ભૌમિતિક અને ચિત્રરૂપના સકેતો પ્રાપ્ત થયા છે, જેનો સમય ઈ સ. પૂર્વે ૬૦૦૦ થી ઈ સ પૂર્વ ૧૨૦૦ સુધીનો સભવે છે એમાથી કેટલાક સકેતો ઉત્તરકાલીન સેમેટિક સકેતોને એટલા બધા મળતા આવે છે કે આ પુરાતન સકેતમાલા (ancient

આ પ્રકારની સેમિટિક લેખનપદ્ધતિનું પ્રાચીનતમ ઉદાહરણ સિનાઈ ઉત્કીર્ણ લેખો (Sinai Inscriptions) છે, જેમનો સમય આશરે ઈ. સ. પૂર્વે ૧૮૦૦–૧૫૦૦ સુધીનો છે. એનાં બે સ્વરૂપ છે: એક દક્ષિણ સેમિટિક પદ્ધતિ, જેમાંથી વર્તમાન એથિયોપિયન વર્ણમાલા નીકળી છે; બીજી છે ઉત્તર સેમિટિક પદ્ધતિ જે ફિનિસ્યન (Phoenician), હિબ્રૂ (Hebrew) અને એરેમિયન (Aramean) લોકો વાપરતા હતા. એરેમિયન લોકોની એરેમેઈક (Aramaic) લેખનપદ્ધતિમાંથી વર્તમાન હિબ્રૂ, સિરિયન અને વર્તમાન અરબી પદ્ધતિનો ઉદ્ગમ છે. આ ઉત્તર સેમિટિક લેખનપદ્ધતિ એશિયા અને યુરોપમાં–અનેક ઘણાં રૂપાંતરો સાથે–પ્રસરેલી છે.[31] એમાંથી પછી ગ્રીક અને એટ્રુસ્કન (–જેમાંથી પછી રોમન વર્ણમાલા નીકળી) વર્ણમાલાનો વિકાસ થયો. ભારતીય વર્ણમાલાનો થોડોક અંશ એરેમેઈકમાંથી, અને પ્રધાન અંશ ફિનિસ્યન લેખનપદ્ધતિમાંથી આવ્યો છે એમ ઘણા તદ્‌વિદો માને છે.

આ રીતે ચિત્રસંકેતમાંથી, સેમિટિક વર્ણમાલા (syllabary) દ્વારા ફિનિસ્યન લિપિ નીકળી એ ઉત્તરકાલીન લિપિઓના અક્ષરોના સેમિટિક નામોથી સૂચવાય છે. ઉ. ત. ગ્રીક લિપિની આલ્ફા, બીટા, ગામા, ડેલ્ટા એ સંજ્ઞાઓ ગ્રીકમાં કોઈ અર્થ વ્યક્ત કરતી નથી; એ સેમિટિક ભાષાના Aleph (=બળદ), Beth (=ઘર),

signary) માંથી સેમિટિક વર્ણમાલાનો ઉદ્ભવ થયો હોય એ સંભવ અવગણી શકાય તેવો નથી. સેમિટિક વર્ણમાલા ઉપર ક્રીટ, સાયપ્રસ, મેસોપોટેમિયા અને ઈજિપ્તના પ્રાચીન સંકેતોની સ્પષ્ટ અસર અવશ્ય વરતાય છે.

સરખાવો : "The characters of the first Semitic alphabets may have been adopted equally from the hieroglyphs or the widely used linear signs of the ancient signary." — Thompson, *op. cit*, p 36

31 જુઓ : Bloomfield, *Language*, pp 288–289.

Gimel (= ઊંટ), Daleth (= દ્વાર), Zayin (= શસ્ત્ર)નાં રૂપાન્તર માત્ર છે. સેમિટિક ભાષાઓમાં આ સંજ્ઞા ઉક્ત તે તે પદાર્થના ચિત્રસંકેતમાંથી ઊતરી આવી છે.




આકૃતિ ૧૪ મી

આ લિપિ-પ્રયોજક ફિનિશ્યન લોકોનું ભૂમધ્ય સમુદ્રને પૂર્વ કિનારે નિવાસસ્થાન હતું. એની પાછળ લેબેનોન (Lebanon) પર્વત આવેલો હતો. યહૂદીઓ (Israelites) સાથે તેઓનો જાતિસંબંધ હતો (racially allied). પશ્ચિમ અને પૂર્વના દેશો સાથે એમનો ધીકતો વેપાર ચાલતો. સમુદ્રપર્યટન માટે તેઓ મશહૂર હતા. કાળના સમગ્ર સભ્ય જગત સાથે તેમનો સંબંધ હતો. ઈ. સ. પૂ

૧૬૦૦ થી ૬૦૦ સુધી આ પ્રજાનુ ઔદ્યોગિક વર્ચસ્વ રહ્યુ એમણે આસપાસની (ઇજિપ્શ્યન, ઇજિયન, આદિ) પ્રજાઓ પાસેથી મૂળાક્ષરો અપનાવ્યા એમાના વધારાના ઘણા નકામા સકેતો એમણે છોડી દીધા પોતે હોશિયાર કારીગર હોઈ બાકીનાની આકૃતિઓ સરકારને સરળ બનાવી આ રીતે એમણે નિર્માણ કરેલી વર્ણમાળા[32] પોતાની સાથે સપર્કવાળા દેશોમા પ્રસારી પાશ્ચાત્ય સસ્કૃતિ ઉપર ફિનિશ્યન પ્રજાની પુષ્કળ અસર પડી

ફિનિશ્યન વર્ણમાળાના બે પ્રકાર હતા – મોએબાઇટ (Moabite) (ઈસ પૂ ૯ મી સદી), અને સિડોનિઅન (Sidonian) (ઈસ. પૂ ૬ ઠ્ઠી સદી) મોએબાઇટ સ્વરૂપમાથી ગ્રીક વર્ણમાલાનો ઉદય થયો[33]

આ સેમિટિક વર્ણમાળા (syllabary) મા સયુક્ત વ્યજન નથી જેમા પદસ્વરૂપથી વ્યજન સાથે રહેલો સ્વર ગ્રહણ કરી શકાય છે એવી સેમિટિક વર્ગની ભાષાઓને માટે એ અનુકૂળ છે[34] એ ભાષાઓમા સ્વરસજ્ઞા પાછીથી મોડે મોડે ઉમેરાઈ

એસિરિયન ક્યુનિફોર્મ લિપિ છેવટે લગભગ વર્ણમાળા ૩૫ ની ગઈ હતી સાયપ્રસની પુરાતન લિપિ વર્ણાત્મક (syllabic) છે પૂર્વમા, જાપાની ભાષા ચીની ભાષાના સકેતોમાથી ૪૭ પ્રાથમિક સજ્ઞાઓ સ્વીકારીને વર્ણમાલા વડે લેખન કરે છે

---

૩૨ ફિનિશ્યન લોકોએ વર્ણમાલાના કેટલાક અક્ષરોનો સખ્યા તરીકે ઉપયોગ શરૂ કર્યો (ઉ ત A = 1, E = 5 P = 100, O 500) એ અહી નોધવુ ઘટે છે સરખાવો Thompson *op cit*, p 42

૩૩ ફિનિશ્યન લોકોએ ગ્રીસમા ઈ સ પૂર્વે ૧૨૦૦ મા ઉપનિવેશો સ્થાપ્યા હતા ઉપરાત, ગ્રીકોનો પૂર્વની પ્રજાઓ સાથે તેમજ ઇજિપ્ત સાથે સપર્ક હતો ગ્રીકોએ પોતે આ અક્ષરોને ફિનિશ્યન કહ્યા છે જુઓ Thompson *op cit*, p 50

૩૪ ઉ ત આવી વર્ણઘટક લિપિમા fa-mi ly જેવો શબ્દ ત્રણ વ્યજન-સકેતોથી દર્શાવવામા મુશ્કેલી ન પડે (એના અતર્ગત સ્વરો કલ્પી

## ધ્વન્યાત્મક લેખનપદ્ધતિ ( The Alphabet )

ધ્વન્યાત્મક લેખનપદ્ધતિ એ લેખનની સૌથી સુવિકસિત પદ્ધતિ છે. આજે સભ્ય જગત( civilized peoples )માં એનો ઉપયોગ લગભગ સાર્વત્રિક છે. ચિત્રલેખનમાંથી ક્રમે ક્રમે વિકાસ પામતાં પામતાં પાંચ કક્ષાઓ પસાર કરીને ધ્વન્યાત્મક વર્ણમાલાનો ઉદય થયો છે. (૧) પ્રથમ તો ચિત્રો સરલીકૃત ( simplified ) અને સંકેતરૂપ ( conventionalised ) બન્યાં. (૨) એ પછી એ ચિત્રસંકેતો કેવળ સામાન્ય મનોગત વિચાર વ્યક્ત કરવાને બદલે તે તે પદાર્થોના ધ્વન્યાત્મક નામોના પ્રતીક રૂપ બન્યાં — અર્થાત્, એ સંકેતોને ધ્વન્યાત્મક મૂલ્ય પ્રાપ્ત થયું. (૩) ત્યારબાદ, એમાંથી કેટલાક સંકેતો સમગ્ર શબ્દને બદલે એક એક વ્યંજન વ્યક્ત કરતા થઈ ગયા. (૪) પછી તો એ અલગ અલગ વ્યંજનનાં પ્રતિકો જ અવશિષ્ટ રહ્યાં, બાકીની શબ્દધ્વનિસંજ્ઞાઓ કાલગ્રસ્ત થઈ ગઈ. (૫) આ રીતે ઉદ્ભવેલા વ્યંજનસમવાયમાં સ્વરસંજ્ઞાઓ ઉમેરાઈ ને એ રીતે ધ્વન્યાત્મક લેખનપદ્ધતિ અસ્તિત્વમાં આવી.[૩૫] આવી રીતે, સામાન્ય રીતે, ધ્વન્યાત્મક લેખનપદ્ધતિ વિકસી હશે એમ કલ્પી શકાય છે. વ્યજનસંજ્ઞાઓ વધાર્યા વિના, એમાંથી જ કેટલીક વિરલપ્રયુક્ત સંજ્ઞાઓનો સ્વરસંજ્ઞા તરીકે ઉપયોગ થવો શરૂ થયો એ આ પ્રક્રિયાની વિશેષતા હતી. ધ્વન્યાત્મક લેખનપદ્ધતિનો પ્રારંભ ઈ. સ. પૂ. ૧૬૦૦ના અરસામાં થયો હશે એમ વિદ્વાનો માને છે.

---

લઈ શકાય), પરંતુ strength જેવો ઘણા વ્યંજનસંયોગવાળો શબ્દ બનાવતાં ખરેખરી મુશ્કેલી પડે. એ Se-te-re-ne-ge-tho એમ (વ્યંજન) સંયોગોથી દર્શાવતાં ખૂબ અપૂર્ણતા અને અસ્પષ્ટતા રહી જાય.
— જુઓ: Diringer, *op. cit.*, pp. 36-37.

૩૫ જુઓ : Sturtevant, *An Introduction to Linguistic Science*, p. 24.

ફિનિસ્યનો પાસેથી ગ્રીકોએ પોતાની ધ્વનિમાલા ( alphabets ) પ્રાપ્ત કરી એમ સામાન્ય રીતે મનાય છે. હવે કેટલાક પુરાતત્ત્વવિદો ઇજિયન સંસ્કૃતિ ( Ægean civilization ) પાસેથી પુરાતન ગ્રીસે મૂળાક્ષરપદ્ધતિ મેળવી એમ પ્રતિપાદિત કરે છે. એ અસંભવિત નથી. છતાં ફિનિસ્યન મૂળાક્ષરોની ગ્રીક મૂળાક્ષરો ઉપર પુષ્કળ અસર પડી છે અને ગ્રીકોએ પોતે આ મૂળાક્ષરોને ફિનિશ્યન કહ્યા છે એ સ્મરણમાં રાખવું ઘટે છે. ગ્રીક મૂળાક્ષરોના નામો ફિનિસ્યન છે એ વાત પણ આ સંદર્ભમાં અત્યંત સૂચક છે.

ગ્રીકોએ ફિનિસ્યન લેખનના જે વ્યંજનાત્મક અક્ષરસંકેતો ( syllables ) પોતાની ભાષામાં નહોતા તેમને સ્વરધ્વનિ તરીકે અપનાવી લીધા. આ રીતે ફિનિસ્યનમાં કંઠમૂલીય સ્પર્શ ( glottal stop ) A, સ્વરતંત્રીય સંઘર્ષી (laryngal spirant) O, ય-કારદર્શક 'I' ( ત્રણે સ્વરયુક્ત વર્ણોને ) ગ્રીકોએ એમના વર્તમાન ધ્વનિ-મૂલ્યવાળા સ્વરો બનાવી દીધા,[૩૬] અને ( સંસ્કૃતની માફક ) વ્યંજન. સાથે એમને જોડીને અક્ષર દર્શાવવાનો આરંભ કર્યો. ઉ.ત. TA, TO, TI.[૩૭] ગ્રીકોએ વર્તમાન અંગ્રેજી લિપિના કુલ ૨૬ કેપિટલ મૂળાક્ષરોમાંથી ૨૨ જેટલા વિકસાવ્યા; જોકે એમણે Q વિકસાવીને પછી વાપરવો બંધ કર્યો.

ગ્રીક લિપિમાં અપૂર્ણતા હોય તો કેવળ એટલી જ હતી કે પોતાની ભાષાના સર્વ સ્વરો માટે તેઓ પૂરતી સંજ્ઞાઓ નિર્માણ કરી શક્યા નહિ, અને સ્વરોનાં કાલમાન – હ્રસ્વદીર્ઘતાનો તેઓ ફરક

૩૬ એ જ પ્રમાણે એમણે એક u માટે સંજ્ઞા શોધી ( જે સેમિટિક wan નું એક રૂપ હતું ), સેમિટિક heth માંથી E, અને હ્રસ્વ O માં રૂપાન્તર કરીને ~ (દીર્ઘ O) બનાવ્યો.

૩૭ જુઓ : Bloomfield, *op. cit.*, p 290.

દર્શાવી શકયા નહિ. ઉત્તરકાળમાં, એમણે એમના બે પ્રકારના સ્વરાઘાત (accent) માટેનાં ચિહ્ન તેમજ કેટલાંક વિરામચિહ્નો યોજ્યાં હતાં.

ગ્રીકો પાસેથી આ ધ્વન્યાત્મક વર્ણમાલા ભૂમધ્ય સમુદ્રના કાંઠે વસતી સભ્ય પ્રજાઓ પાસે પહોંચી ગઈ. ઈટાલિમાં લૅટિન અને એટ્રુસ્કન પ્રજાઓએ એ અપનાવી. એટ્રુસ્કન પ્રજા એશિયા માઈનરમાંથી ઈજિપ્તને માર્ગે ઈ.સ.પૂ. ૧૧મી સદીમાં ઈટાલિમાં જઈને વસી હતી એટ્રુસ્કન પ્રજા પાસેથી રોમનો (લૅટિનો)એ ગ્રીક ધ્વનિમાલા પ્રાપ્ત કરી હશે એમ મનાય છે. પછી તો ઈ.સ.પૂ. બીજી સદીમાં રોમનોએ ગ્રીસ જીત્યું; ત્યારે રોમન સંસ્કૃતિ ઉપર ગ્રીક શિલ્પ, સ્થાપત્ય અને વર્ણમાલાનો પુનઃ પ્રભાવ પડયો. ગ્રીક ધ્વનિમાલા લૅટિન ધ્વનિઓ માટે લગભગ સંપૂર્ણપણે પર્યાપ્ત હતી. માત્ર ગ્રીકમાં C [k] તેમજ [g] બન્ને ધ્વનિઓ દર્શાવતો; તેમાં લૅટિનોએ સુધારો કરીને [g] માટે (C ઉપરથી) G સંજ્ઞા બનાવી અને C [k] ધ્વનિ માટે રાખ્યો. Q, X, Z અને K વર્ણોનો સામાન્ય રીતે વ્યવહારમાં રોમનો વિરલ ઉપયોગ કરતા.[૩૮] F ગ્રીકમાં [w] ધ્વનિ દર્શાવતો તે રોમન (લૅટિન)માં [F] ધ્વનિ બન્યો. Y, V, U ત્રણે ગ્રીક upsilon [u]નાં રૂપાન્તરો હતાં, જેનું ધ્વનિમૂલ્ય ફ્રેન્ચ [ü] જેવું હતું. સ્વરોની હ્રસ્વદીર્ઘતા સંબંધે લૅટિનમાં પણ અવ્યવસ્થા હતી. સ્વરસંજ્ઞા ઉપર દીર્ઘતાસૂચક ચિહ્ન મૂકીને કે સ્વરને બેવડાવીને (ઉ.ત. વર્તમાન અંગ્રેજીના bazār કે bazaarની માફક) સ્વરની દીર્ઘતા દર્શાવાતી, લૅટિનમાં સ્વરાઘાત (accent)સૂચક ચિહ્નો મૂકવાની આવશ્યકતા નહોતી.

જર્મેનિક ભાષાભાષી પ્રજાઓએ આ ધ્વનિમાલા કેટલોક ફેરફાર કરીને સ્વીકારી. એમની ધ્વનિમાલાને Runic Alphabet કહેવાય છે. એમાં ધ્વનિક્રમ ગ્રીક-લૅટિનથી જુદો હતો, એ ઉપરાંત

૩૮ સરખાવો : Thompson, *op. cit*, p. 35.

ામની ભાષામાં પ્રચલિત કેટલાક વિશિષ્ટ ધ્વનિઓ માટે વિશિષ્ટ,
ી સંજ્ઞાઓ θ [થ્], w [વ્] (સંઘર્ષી વ્-ધ્વનિ), j (સંઘર્ષી
-ધ્વનિ) ઉમેરવામાં આવી હતી.[૩૯] ખ્રિસ્તી ધર્મની અસર તળે આવ્યા
છી આ જર્મેનિક પ્રજાઓએ રુનિક છોડીને લૅટિન ધ્વનિમાલા સ્વી-
ારી લીધી. પણ બિશપ ઉલફિલસે (Ulfilus) ચોથા સૈકામાં એના
ાઈબલના અનુવાદ માટે જે ધ્વનિમાલા યોજી તેમાં કેટલીક રુનિક
Runic) સંજ્ઞાઓ હતી. (ઉ ત. θ અને w). નૉર્મન વિજય
છી અંગ્રેજ લેખકોએ એને બદલે th અને vv વાપરવાનુ શરૂ
ર્યું. અંગ્રેજી માટે લૅટિનની ફક્ત પાંચ સ્વરસંજ્ઞાઓ પૂરતી થતી
હોતી; તો, એથી ઊલટું, અંગ્રેજીમાં આવેલી c, q અને x એ ત્રણ
નિસંજ્ઞાઓ વધારાની હતી. આજે અંગ્રેજી ધ્વનિમાલામાં [ɑː,
, ɔː, o, ð, ʃ, ʒ, tʃ, ŋ] એ ધ્વનિઓ માટે નિશ્ચિત સંજ્ઞાઓ
ધી. એમાંથી કેટલીક સંજ્ઞાઓ માટે બે ધ્વનિઓનો સંયોગ (digraph)
h, dh, sh, ch, ng મૂકીને કામ ચલાવાય છે.

જેમ જર્મેનિક પ્રજાઓ માટે ધ્વનિમાલા ઉલફિલસે કરી તેમ
ાિરિલ (Cyril) અને મેથૉડિયસે (Methodius) સ્લાવોનિક પ્રજાઓ
ાટે ધ્વનિમાલા ઘડી. એમાં એમણે સર્બિયન જેવી સ્લાવોનિક ભાષાના
ટલાક વિશિષ્ટ ધ્વનિઓ માટે વધારાની સંજ્ઞાઓ ઉમેરી. ઉલફિલસે
ાજેલી ગૉથિક (જર્મેનિક) ધ્વનિમાલા ખૂબ નિશ્ચિત અને સુંદર છે,
મ સિરિલ ને મેથૉડિયસે ઘડેલી સ્લાવોનિક વર્ણમાલા અત્યુત્તમ છે.
ાથી ઊલટું લૅટિન ધ્વનિમાલા આયરિશ ભાષાના ધ્વનિઓ યથાર્થ
તિ વ્યક્ત કરવાને અસમર્થ અને અધૂરી હતી.

પૂર્વના દેશોમાં એરેમેઈક ધ્વનિમાલાનો પ્રસાર થયો. જેમ
જિપ્તના હાઈરોગ્લાઇફિ (ચિત્રસંકેતો)નું ઉત્તરકાલીન ત્વરિત

---

૯ ]નો સ્વતન્ત્ર ધ્વનિ તરીકે છેલ્લા એક સૈકાથી જ ઉપયોગ થાય છે.
સરખાવો: Thompson, *op. cit.*, p. 56.

લિખિત હિએરેટિક (Hieratic – પુરોહિતોએ સરજેલી) વર્ણમાલામાં, અને એમાંથી પછી ડેમોટિક (Demotic – બહુજનાર્થ) વર્ણમાલામાં, ક્રમિક રૂપાંતર થયું હતું. તેમ ફિનિસ્યન લિપિના ત્વરિત લેખનમાં ખૂણાઓ ગોળ બન્યા; અને અક્ષરોનાં માથાં દૂર થયાં ને છેડા વાંકા વળ્યા, ને એ રીતે એરેમેઇક લિપિ અસ્તિત્વમાં આવી. એ ભારતમાં પ્રસરી અને એમાથી મધ્ય એશિયાની ઘણીખરી લિપિઓ અવતાર પામી એમ મનાય છે. પૂર્વમાં દૂર સુધી એ પહોંચી; આજે કોરિયન્ લિપિમાં એના અવશેષ પ્રાપ્ત થાય છે.

લિપિઓની અપૂર્ણતાનું મુખ્ય કારણ પ્રજાની રૂઢિચુસ્તતા છે. લખનાર પોતાની ભાષાનું ધ્વનિસ્વરૂપ અંકિત કરવાને બદલે આગલી લેખનપદ્ધતિમાં જે પ્રણાલિકા હોય તેનું બહુધા અનુકરણ કરતાં હોય છે. આથી ઘણીખરી ભાષાઓમાં ધ્વનિઓનું ચોકસાઈથી શાસ્ત્રીય રીતે અંકન થતું નથી. આમ ફ્રેન્ચમાં [ɛ̃] સાત રીતે, [o] ત્રીસ રીતે, [ɑ̃] બાવન રીતે અને [ɛ] પંચાવન રીતે લખાય છે. અંગ્રેજીમાં પણ ઉચ્ચારવૈચિત્ર્યને કોઈ માઝા નથી: ઉ.ત. though the tough cough and hiccough plough me through જેવું [gh]નું ઉચ્ચારવૈચિત્ર્ય ફ્રેન્ચ જેવી અન્ય યુરોપીય ભાષામાં ભાગ્યે જ મળશે.[૪૦]

## ભારતીય લેખનપદ્ધતિ

ભારતમાં સૌથી પ્રથમ જે લેખનનાં ઉદાહરણો મળે છે તે મોહેં-જો-દરો અને હરપ્પા (ઈ.સ.પૂ. ત્રીજી સહસ્રાબ્દિ)ના પુરાતન અવશેષોમાં છે. એ ઉપરથી ભારતના ઉત્તરીય ભાગોમાં ઈ.સ.પૂ.ની ત્રીજી સહસ્રાબ્દિમાં એક અત્યંત સુસમૃદ્ધ સંસ્કૃતિ વિકસેલી હતી એમ પુરવાર થાય છે. એમાંથી મોહેં-જો-દરોના પુરાતન સ્થાપત્ય-

૪૦. સરખાવો : E. H. Sturtevant, *op. cit.*, p. 25

અવશેષો — એના વિશાળ રાજમાર્ગો, સ્નાનાગાર, ઇ૦ ઇમારતો — ખરેખર આશ્ચર્યજનક છે.

મોહેં-જો-દરો અને હરપ્પાની સંસ્કૃતિને પુરાતન ઇતિહાસવેત્તાઓએ હરપ્પા સંસ્કૃતિનું નામ આપ્યું છે. એ મૂળ ક્યાંથી આવી અને કેવી રીતે ભારતમાં પ્રસરી એનો હજી સુધી તાગ મળ્યો નથી.

આ અવશેષોમાંથી અનેક મુદ્રાઓ (seals) મળી આવી છે, જેના ઉપર અજ્ઞાત લિપિમાં લખાણ છે. એ વ્યક્તિઓનાં નામો હશે એમ કલ્પી શકાય છે.




આકૃતિ ૧૫ મી

(મોહેં-જો-દરોની મુદ્રાઓ)

આ લિપિ પદાર્થ—આકૃતિમૂલક (schematic) અને સરલ-રેખાંકિત (linear) છે. મૂળ એ ચિત્રાંકન લિપિ હોવી જોઈએ. આ લિપિ અને જેમાંથી ક્યુનિફૉર્મ લિપિ તેમજ પ્રાચીન એલામાઈટ (Elamite) લિપિ નીકળી એ કોઈ આદિમ પુરાતન લિપિ વચ્ચે સંબંધ હશે એમ લાગે છે.[૪૧] કાં તો એ આવી કોઈ પુરાતન, હજી સુધી અજ્ઞાત, લિપિમાંથી નીકળી હશે, અથવા તો એ અહીં જ ઉદ્ભવી હશે, એ વિશે માત્ર તર્ક જ કરી શકાય તેમ છે.

આ લિપિ ધ્વન્યાત્મક (alphabetic) કે અક્ષરાત્મક (syllabic) નથી લાગતી તેમ એ કેવળ વિચારસંકેતમૂલક પણ નથી, કારણ કે એના સંકેતો કેવળ વિચારસંકેતમૂલક (ideographic) પદ્ધતિમાં હોય તેના કરતાં સંખ્યામાં ઘણા ઓછા છે એની કેટલીક ચિત્રાકૃતિ જોતાં એ અંશતઃ વિચારસંકેતમૂલક અને અંશતઃ ધ્વન્યાત્મક (ઘણું કરીને અક્ષરાત્મક) લાગે છે.[૪૨] ઘણા વિદ્વાનોના પ્રયાસો છતાં આ લિપિ હજી સુધી ઉકેલી શકાઈ નથી

કેટલાક વિદ્વાનો[૪૩] આમાંથી અશોકના શિલાલેખોની બ્રાહ્મી લિપિનો ઉદય કલ્પે છે. પણ આ સિંધુપ્રદેશની લિપિ ઇ. સ. પૂ. ત્રીજી સહસ્રાબ્દિના અંતભાગથી ઇ સ પૂ પહેલી સહસ્રાબ્દિના મધ્ય સુધી ચાલુ હતી એવો કોઈ પુરાવો મળતો નથી. લગભગ પ્રાગૈતિહાસિક સમયના ઉત્તરકાળે પ્રગટેલી સિંધુપ્રદેશની લિપિ એવી જ રીતે ઇતિહાસના ગર્ભમાં વિલીન થઈ ગઈ છે. એની વચ્ચે અને અશોકના લેખોની બ્રાહ્મી વચ્ચે કોઈ સાંકળ ઉપલબ્ધ થતી નથી. આજે આ શક્યતાને નિશ્ચયાત્મક રીતે નકારી કાઢી શકાય તેવી સ્થિતિ પણ નથી. ભવિષ્યમાં ઋગ્વેદના આર્યોની નિવાસભૂમિમાં સવિશેષ ખોદકામ થાય અને સિંધુદલિપિનું કોઈ ઉત્તરકાલીન સ્વરૂપ પ્રાપ્ત થાય ત્યારે જ આ માન્યતાનો નિશ્ચયાત્મક રીતે સ્વીકાર કે ત્યાગ થઈ શકે

## લેખનકલા સંબંધે પ્રાચીન ભારતીય ઉલ્લેખો

ભારતીય લેખનકળાના ઐતિહાસિક નિદર્શનો ઇ. સ. પૂર્વે સાતમા સૈકાથી મળે છે પરંતુ, ભારતમાં લેખનકળાના અસ્તિત્વના સૂચક ઉલ્લેખો તો ભારતના પ્રાચીનતમ સાહિત્યમાં મળે છે.

૪૧ જુઓ Diringer, *op cit*, p 85
૪૨ જુઓ Diringer, *op cit* p 84
૪૩ ઉ. દ. Langdon, Hunter, Hutton વગેરે

નિઆર્કસે (ઈ. સ. પૂર્વે ૩૨૩) રૂનાં ચીંથરાંમાંથી ભારતવાસીઓ કાગળ બનાવે છે એવો ઉલ્લેખ કર્યો છે.[૪૪] મેગેસ્થિનિસે ભારતવાસીઓ જન્મપત્ર બનાવતા હતા અને બેસતે વર્ષે વર્ષફલ સંભળાવતા હતા એમ જણાવ્યું છે.[૪૫]

બૌદ્ધ સાહિત્યમાં એથી પણ પૂર્વેના લેખનના ઉલ્લેખો મળે છે. ब्रह्मजालसुत्त માં अक्खरिका (अक्षरिका) નામની બાળકોની એક રમતનો ઉલ્લેખ છે, જેમાં પોતાની પીઠ ઉપર કે આકાશમાં આંગળીથી લખેલા અક્ષરો ઓળખવા પડતા.[૪૬] विनयपिटक માં લેખનકળાની પ્રશંસા કરવામાં આવી છે.[૪૭] जातककथाઓમાં ખાનગી તથા રાજકીય પત્રોનું તથા પુસ્તક (पोत्थक) નું તેમ સુવર્ણપત્ર ઉપર કોતરાવેલા ધર્મનિયમોનું વર્ણન કરેલું છે.[૪૮] ललितविस्तर માં ચંદનકાષ્ઠની પાટી (फलक) અને સુવર્ણની લેખિનીનો ઉલ્લેખ છે. આ સર્વ ઉલ્લેખો લગભગ ભગવાન બુદ્ધની આસપાસના સમયની, અર્થાત્ ઈ. સ. પૂર્વની છઠ્ઠી શતાબ્દિની સ્થિતિના નિદર્શક છે.[૪૯]

બ્રાહ્મણ સાહિત્યમાં આથી પણ ઘણા પુરાતન સમયના સંખ્યાબંધ ઉલ્લેખો પ્રાપ્ત થાય છે. ऋग्वेद માં ગાયત્રી આદિ છંદોનાં નામ આપ્યાં છે; अथर्ववेद માં એક સ્થળે છંદોની સંખ્યા અગિયાર લખી છે; અને शतपथब्राह्मणમાં તો કેટલાક છંદો અને એમનાં ચરણોમાં આવતા અક્ષરોની સંખ્યા ગણાવી છે.[૫૦]

૪૪ Max Müller. *History of Ancient Sanskrit Literature*, p. 387; જુઓ : ગૌરીશંકર હીરાચંદ ઓઝા, प्राचीन लिपिमाला, तृतीय आ. पृ. २.

૪૫ *Indica of Megasthenes*.p. 126; જુઓ : ઓઝા, સદર, પૃ. ૪.

૪૬ ब्रह्मजालसुत्त ૧૪; જુઓ : ઓઝા, સદર, પૃ. ૪.

૪૭ જુઓ : ઓઝા, સદર, પૃ. ૪.

૪૮ જુઓ : ઓઝા, સદર, પૃ. ૫.

૪૯ જુઓ : ઓઝા, સદર, પૃ. ૬.

ऋग्वेद માં એક સ્થળે अष्टकर्णी (અર્થાત્, 'જેના કાન ઉપર આઠના અંકનું ચિહ્ન છે તેવી') ગાયોના દાનનું વર્ણન છે. (ऋग्वेद ૧૦-૬૨-૭). વૈદિક કાલમા દ્યૂત રમવાનો પુષ્કળ પ્રચાર હતો. એના પાસાઓ ઉપર ૪, ૩, ૨, ૧ ના અંક કે ચિહ્ન કોતરેલાં હતાં. यजुर्वेदसंहिता (वाजसनेयी) મા 'ગણક' (=જ્યોતિષી)નો ઉલ્લેખ છે, તેમ અયુત (=દસ હજાર), નિયુત (=એક લાખ), પ્રયુત (=દસ લાખ), અર્બુદ (=એક કરોડ)થી પરાર્ધ સુધીની સંખ્યાઓ આપેલી છે. (यजुर्वेद, वाजसनेयी संहिता ૧૭-૨).[૫૧]

छांदोग्य उपनिषद् માં 'અક્ષર'નો, તેમજ ई-કાર, ऊ-કાર, ए-કાર એમ સ્વરોનો પણ ઉલ્લેખ છે. (छांदोग्य ૧-૧૩). એ જ રીતે तैत्तिरीय उपनिषद् માં 'વર્ણ' અને 'માત્રા'નો ઉલ્લેખ છે. ऐतरेय आरण्यक માં ઉષ્મ, સ્પર્શ, સ્વર, અંતઃસ્થ, વ્યંજન, ष् અને स વચ્ચેનો ભેદ, સંધિ, ઇત્યાદિનું વિવેચન કરેલું છે. (ऐत. आर. ૨-૨-૪; ૩-૨-૬). ऐतरेय ब्राह्मण માં ૐને अ-કાર, उ-કાર અને म-કારના સંયોગથી બનેલો દર્શાવ્યો છે. (ऐत. ब्रा. ૫-૩૨).

એની ઉત્તરકાલીન સાહિત્યમાં–મહાભારત માં, સ્મૃતિગ્રંથોમાં, અને कौटिलीय अर्थशास्त्रમાં લેખન અને લિખિત પુસ્તકોના અવારનવાર ઉલ્લેખો મળે છે. પાણિનિની अष्टाध्यायीમાં लिपि, लिबि (=લખવું), लिपिकर (=લખનાર), यवनानी (=યવનોની લિપિ) શબ્દોનો, તેમ स्वरित ના ચિહ્ન અને ग्रंथ વિશેનો ઉલ્લેખ છે. अष्टाध्यायी ના ઉલ્લેખો ઉપરથી એ સમયે ચોપગાં પશુઓના કાન ઉપર સ્વસ્તિક આદિનાં, ને 'પાંચ' તથા 'આઠ' ના અંકનાં ચિહ્નો પણ કોતરાતાં,

વ્યાકરણની આટલી સૂક્ષ્માતિસૂક્ષ્મ મીમાંસા, છંદોનું વિશ્લેષણ, તેમ અતિ વિશાળ સંખ્યાઓની ગણના લેખનકળાના અસ્તિત્વ વિના સંભવિત નથી એમ ભારતીય ઇતિહાસકારો[૫૨] અને પુરાતત્ત્વવેત્તાઓનું માનવું છે, જે અવશ્ય સયુક્તિક છે. ऋग्वेद ના અંતિમ મંડળનાં સૂક્તો જેટલી, અર્થાત્, ઈ.સ. પૂર્વ ૧૨૦૦ જેટલી પ્રાચીન ભારતીય લેખનકલા છે એમ આ વિદ્વાનો માને છે.[૫૩]

## ખરોષ્ઠી લિપિ

પ્રાચીન ભારતવર્ષમાં લગભગ એક જ સમયના ગાળામાં બે લિપિઓ મળે છે—'બ્રાહ્મી' અને 'ખરોષ્ઠી'. બ્રાહ્મી પ્રાચીન ભારતવર્ષની રાષ્ટ્રીય લિપિ હતી—એમાંથી ઘણીખરી વર્તમાન ભારતીય લિપિઓ નીકળી છે.

'ખરોષ્ઠી'ને વિદ્વાનોએ બૅક્ટ્રિયન (Bactrian) 'ઇન્ડો-બૅક્ટ્રિયન', 'બૅક્ટ્રો-પાલી', 'ભારતીય વાયવ્ય પ્રદેશની લિપિ' ઇત્યાદિ ભિન્ન ભિન્ન સંજ્ઞાઓ આપી છે

એના નામની ઉત્પત્તિ સંબંધે એક તર્ક એવો છે કે खर (=ગર્દભ)+पोस्त (ઇરાનિયન 'posta'=ચામડું) ઉપરથી 'ખરોષ્ઠ' શબ્દ નીકળ્યો છે—અર્થાત્, 'ગધેડાના ચામડા ઉપરનું લખાણ.'[૫૪] એની વધારે સંભવિત વ્યુત્પત્તિ 'खरोष्ठ (કે खरोट्ठ) નામના આચાર્ય દ્વારા સસ્કરણ પામેલી લિપિ તે खरोष्ठी'—એ લાગે છે.

અશોકના શિલાલેખોમાંથી કેવળ બે જ—ઉત્તરીય સીમાના (પંજાબના ગાન્ધાર પ્રદેશના) શાહબાઝગઢી અને મન્સેરાના શિલાલેખો ખરોષ્ઠી લિપિમાં છે, બાકીના સર્વ બ્રાહ્મીમાં છે. ઈ.સ. પૂર્વે

---

૫૨ સરખાવો : ઓઝા, સદર, પૃ. ૭-૧૧

૫૩ સરખાવો : બાબૂરામ સકસેના, सामान्य भाषाविज्ञान, पृ. २०९.

૫૪ સરખાવો : Diringer, *op. cit.*, p 301.

૪થી શતાબ્દિના ચાંદીના મોટા ગોળ ઈરાની સિક્કાઓ ઉપર ખરોષ્ઠી લિપિનો એક એક અક્ષર મળે છે. અશોકની પછી બૅક્ટ્રિયન ગ્રીકો, શકો, ક્ષત્રપો, પાર્થિયનો અને કેટલાક કુશાનવંશી રાજાઓના સિક્કાઓ ઉપર પ્રાકૃત નામાદિક લેખ ખરોષ્ઠીમાં લખાયેલા મળે છે. ખરોષ્ઠીના શિલાલેખો તેમ તામ્રલેખો બહુ જ અલ્પસખ્ય છે, જેમાંના મોટાભાગના તો ગાન્ધાર દેશમાંથી જ મળી આવ્યા છે.

ખરોષ્ઠી લિપિ ફારસીની માફક જમણી તરફથી ડાબી તરફ લખાય છે,[૫૫] જે એ સેમિટિક વર્ગની છે એમ દર્શાવે છે. એના ૧૧ અક્ષરો – क, ज, द, न, ब, य, र, व, प, स અને ह – સમાન ધ્વનિવાળા એરેમેઇક અક્ષરોની સાથે સવિશેષ મળતા આવે છે.

ઍસિરિયા અને બૅબિલોનમાં 'ક્યુનિફૉર્મ' લિપિ પ્રચલિત હોવા છતાં રાજકીય અને વેપારઉદ્યોગનાં કામોમાં એરેમેઇક લિપિનો ઉપયોગ થતો હતો. ઍકેમેનિઅન વંશના ઈરાનિયન બાદશાહોના સમયમાં ઈરાન રાજ્યનો પ્રતાપ વધ્યો એમની રાજકીય લિપિ તેમજ ભાષા એરેમેઇક હશે એમ લાગે છે. ઈરાનિયન બાદશાહ સાઈરસે ઈ.સ. પૂર્વેની છઠ્ઠી સદીમાં ભારતનો ગાંધારપ્રદેશ જીતી લીધો ત્યારે ત્યાં એરેમેઇક લિપિનો પ્રવેશ થયો, જેમાંથી પછી ખરોષ્ઠી લિપિ ઉદ્ભવી.

એરેમેઇક લિપિમાં કેવળ ૨૨ અક્ષરો જ હતા, અને એમાં સ્વરોની અપૂર્ણતા હતી તેમ હ્રસ્વદીર્ઘનો ભેદ પણ નહોતો. તેથી ભારતવર્ષની ભાષાઓ માટે એ સંપૂર્ણપણે ઉપયોગી થાય એમ તો હતી જ નહીં. છતાં ઈરાનની અસરથી ઉત્તરીય પ્રદેશના ભારતીયોએ ઈ.સ. પૂર્વેની પાંચમી શતાબ્દિની આસપાસમાં એને અપનાવી લઈને જરૂરિયાત અનુસાર એમાં અક્ષરો ઉમેરીને, ઘટતો ફેરફાર કરીને,

૫૫ થોડાક ઉત્તરકાલીન ખરોષ્ઠી લેખોમા ડાબી તરફથી જમણી તરફ જતું લખાણ છે.

સ્વરસંયોજન કરીને,[૫૬] રાજકીય કામકાજ ને વેપાર આદિની સગવડો અર્થે કામચલાઉ રૂપની ખરોષ્ઠી લિપિ બનાવી લીધી.

ખરોષ્ઠીમાં સ્વરો તથા એમની માત્રાઓમાં હ્રસ્વ-દીર્ઘનો ભેદ નહોતો. સંયુક્તાક્ષરો બહુ થોડા હતા ને તેમની આકૃતિઓ પણ વિલક્ષણ હતી. એથી સંસ્કૃત લેખન માટે તો એ તદ્દન નિરુપયોગી હતી; પણ એમાં બૌદ્ધોનાં કેટલાંક પ્રાકૃત પુસ્તકો લખાયાં છે. કેટલાક, ત્રીજા સૈકાના, લાકડાં ઉપર, ચામડાં ઉપર, ને કાગળ ઉપર ભારતીય શાહીથી ખરોષ્ઠી લિપિમાં લખાયેલા લેખો પૂર્વ તુર્કસ્તાનમાંથી મળ્યા છે. ઈ.સ. ની ત્રીજી સદી સુધી પંજાબમાં એ થોડેઘણે અંશે ચાલુ રહી; પછી, ચોથા–પાંચમા સૈકાથી એ ભારતમાંથી સદંતર લુપ્ત થઈ ગઈ.[૫૭]

## બ્રાહ્મી લિપિ

બ્રાહ્મી લિપિ એ પ્રાચીન ભારતની સર્વશ્રેષ્ઠ લિપિ હતી. એમાંથી જ ભારતની વર્તમાન ઘણીખરી લિપિઓનો ઉદ્ભવ થયો છે.

જૈનોના पन्नवणासूत्र અને समवायांगसूत्र માં ૧૮ લિપિઓનાં નામ મળે છે. એમાં સૌથી પહેલું નામ बंभी (= ब्राह्मी) નું છે. भगवतीसूत्रમાં ब्राह्मी लिपि ને પ્રણામ કરીને સૂત્રનો આરંભ કર્યો છે. બૌદ્ધોના સંસ્કૃત ગ્રન્થ ललितविस्तर માં ૬૪ લિપિઓનાં નામ આપ્યાં છે, જેમાં પહેલું ब्राह्मी અને બીજું खरोष्ठी છે.[૫૮] ચીની બૌદ્ધ વિશ્વકોષ 'फा युअन चु लिन' (ઈ. સ. ૬૬૮)માં બ્રાહ્મી અને ખરોષ્ઠીનો ઉલ્લેખ છે,

૫૬ આ સ્વરસંયોજનમાં બ્રાહ્મીની અસર સંભવે છે. સરખાવો : Diringer, *op. cit.*, p. 302

૫૭ સરખાવો : ઓઝા, સદર, પૃ ૩૧-૩૭; Diringer, *op. cit.*, p 301.

૫૮ સરખાવો : ઓઝા, સદર, પૃ. ૧૭.

અને એમાંથી બ્રાહ્મી ડાબી તરફથી જમણી તરફ, અને ખરોષ્ઠી જમણી તરફથી ડાબી તરફ લખાતી હતી એવું વર્ણન છે ૫૮

બ્રાહ્મી લિપિની ઉત્પત્તિ સબંધે બે ભિન્ન પ્રકારની વિચાર સરણી પ્રવર્તે છે એક મત – બધા ભારતીય વિદ્વાનોનો – એ અત્રત્ય છે એવો છે, બીજો મત એ બહારથી – કોઈ સેમિટિક પ્રજા પાસેથી – આયાત થઈ છે એવો છે એનું વિવરણ કરતા પહેલાં આ પ્રશ્નની પશ્ચાદ્‌ભૂમિ લક્ષમાં રાખવી ઘટે છે

લિપિશાસ્ત્રના તદ્‌વિદો, જે બધા વિદેશી વિદ્વાનો છે, તેમનું વલણ બ્રાહ્મી લિપિ ભારતીય આર્યોએ બહારથી મેળવીને સરજાવી લીધી એમ માનવા તરફ સવિશેષ છે આ સબધી એમની વિચાર સરણી નીચે પ્રમાણેની છે

હરપ્પા સમયની કે અન્ય કોઈ અત્રત્ય પ્રાગૈતિહાસિક લિપિમાંથી બ્રાહ્મી નિકળવાની સભાવના ઓછી છે એક પ્રદેશમાં કાળક્રમે એક પછી એક બે ત્રણ લિપિઓ ઉદ્‌ગમ પામી હોય, તો તેમાં પૂર્વકાલીન લિપિમાંથી જ ઉત્તરકાલીન લિપિ નીકળી હોવી જોઈએ એમ માનવું સુસંગત નથી બંનેના સંકેતોની આકૃતિઓ મળતી આવવી જોઈએ, તેમ તેમના ધ્વન્યાત્મક મૂલ્યો (phonetic values) એકસરખા હોવા જોઈએ હરપ્પા સસ્કૃતિની લિપિ અજ્ઞાત વિચારસંકેતપ્રધાન અને અજ્ઞાત અક્ષરાત્મક હતી જ્યારે બ્રાહ્મી લગભગ ઉદ્‌ગમકાળથી જ ધ્વન્યાત્મક લિપિ (alphabet) છે કોઈ અન્ય ધ્વન્યાત્મક લિપિની પ્રબળ અસર તળે જ વિચારસંકેત – અક્ષરાત્મક (syllabic-ideographic) લિપિમાંથી ધ્વન્યાત્મક લિપિમાં સંક્રમણ થવું સભવે

ભારતીય સાહિત્યના પુરાતન ઉલ્લેખો 'લેખન' કરતાં શ્રુતિને સવિશેષ અનુલક્ષે છે વેદાદિક સહિતાઓનો વિવિધ રીતે 'પાઠ' થતો એ સુવિદિત છે

૫૯ સરખાવો ઓઝા સદ્ગ, પૃ ૧૮

બ્રાહ્મી લિપિના લેખો સામાન્ય રીતે ઈ. સ. પૂર્વે ચોથા અને ત્રીજા શતકથી મળે છે અશોકના શિલાલેખો એનું શ્રેષ્ઠ ઉદાહરણ છે. એ પહેલાંના લેખોમાં અજમેર જિલ્લાના બડલી ગામનો એક નાનો શિલાલેખ, નેપાળની તરાઇમાં આવેલા પિપ્રાવાના સ્તૂપમાંથી મળેલા એક પાત્ર ઉપરનો લેખ, ગોરખપુર જિલ્લાના સોહગૌરા (Sohgaura)નું તામ્રપત્ર (ઇ. સ. પૂર્વે ૪થી સદી) અને એરણ (Eran)માંથી મળેલા સિક્કા ઉપરનો લેખ[૬૦] એટલા જ હજી સુધી પ્રાપ્ત થયા છે. અર્થાત્, ઈ. સ. પૂર્વે ૫ મી સદીથી આગળનો બ્રાહ્મીમાં લખાયેલો કોઈ લેખ મળતો નથી.

ઈ. સ. પૂર્વે ૮૦૦–૬૦૦ સુધીના સમયમાં ભારતે હુન્નરઉદ્યોગો માટે ઘણી પ્રસિદ્ધિ મેળવી હતી. ભાતભાતનું કાપડ, સોનારૂપાનું જડિત કામ, ઇત્યાદિ કીમતી માલ નૈઋત્ય ભારતનાં બંદરોએથી એ કાળના મહાન વેપારમથક (emporium) બેબિલોન ચઢતો. વેપારની સાથે જ સંસ્કૃતિવિનિમય ને લેખનપદ્ધતિનો સંપર્ક સહજ છે. પ્રાચીન ભારતના સેમિટિક પ્રજાઓ સાથેના વેપારને કારણે બંને પ્રજાઓ વચ્ચે આ પ્રકારનો સંપર્ક થયાનાં ઉદાહરણો મળે છે. પુરાતન હિબ્રૂ અને સેમિટિક ભાષાઓમાં ઘણા પુરાતન ભારતીય આર્ય (Old Indo-Aryan) અને દ્રાવિડી શબ્દો પ્રવેશ્યા છે. ઉ. ત. 'Kinnor' (=guitar – એક વાદ્યવિશેષ) (<સં. किन्नरी ?), 'qophim' (=વાનર), 'almuggim' (=ચંપલ), 'tukkiyim' (= મરઘી), ઇ૦.[૬૧]

આર્યોનો ભારતમાં ઇ. સ. પૂર્વેની બીજી સહસ્રાબ્દિની અધવચમાં પ્રવેશ થયેલો સામાન્ય રીતે મનાય છે. ઇ. સ. પૂર્વેના સાતમા

૬૦ આ લેખમાં લખાણ જમણી બાજુથી ડાબી બાજુ તરફ જાય છે. સરખાવો : Diringer, *op. cit.*, p. 332.

૬૧ સરખાવો : Diringer, *op. cit.*, p. 333

શતકમાં મગધના સામ્રાજ્યનો ઉદય થયો. પછીના સૈકામાં મહાન ધાર્મિક પરિવર્તન થયું, જેમાં લેખનકળાએ મહત્ત્વનો ભાગ ભજવ્યો હશે. આ ગાળામાં, ઇ. સ પૂર્વે ૮ માથી ઇ. સ. પૂર્વે ૬ઠ્ઠા સૈકા સુધીના સમયમાં બ્રાહ્મી લિપિ ભારતવર્ષમાં વિકસી હશે એમ માની શકાય.

## બ્રાહ્મીના ઉદ્‌ભવ સંબંધે ભિન્નભિન્ન મતો

એડવર્ડ થોમસ (Edward Thomas) બ્રાહ્મીનો કોઈ પુરાતન દ્રાવિડી લિપિમાંથી ઉદ્‌ગમ કલ્પે છે. કનિંગહેમ (Cunningham) અને ડાઉસન (Dowson) માને છે કે બ્રાહ્મી લિપિ બ્રાહ્મણોએ ચિત્રલિપિ (picture-writing) માંથી સરજાવી છે. આ મતમાં ખાસ વજૂદ નથી.

પ્રિન્સેપ (Princep), રોશેટ (Rochette), મૂલર (Mueller), સેનાર (Senart) તેમજ કેટલાક અન્ય વિદ્વાનો બ્રાહ્મીની ઉત્પત્તિ ગ્રીક લિપિમાંથી થયેલી માને છે. આ મત સ્વીકાર્ય નથી. ભારતીઓને ગ્રીકોના આગમન પહેલાં અન્ય ઘણી પ્રજાઓ સાથે સંપર્ક થયો હતો.

વેબર (Weber), બૂલર (Büehler) અને અન્ય વિદ્વાનોએ બ્રાહ્મીની ઉત્પત્તિ ફિનિશ્યન લિપિમાંથી કલ્પી છે. પરંતુ, ભારતીયો અને ફિનિસ્યનો વચ્ચે આ યુગમાં સીધો સંબંધ હોવાના પુરાવા ઉપલબ્ધ થતા નથી.

ડીકે (Deecke) અને ટેલર (Taylor) દક્ષિણ સેમિટિકમાંથી અને રાઇસ ડેવિડ્ઝ (Rhys Davids) પ્રાક્-સેમિટિકમાંથી કીલાક્ષરલિપિમાંથી બ્રાહ્મીની ઉત્પત્તિ કલ્પે છે, એમાં વજૂદ નથી.

ઉપરનામાંથી ઘણા વિદ્વાનોએ બ્રાહ્મી લિપિને સેમિટિક લિપિના કોઈ ને કોઈ પ્રકારમાંથી ઉદ્‌ભવેલી માની છે. બધી ઐતિહાસિક

અને સાંસ્કૃતિક પશ્ચાદ્‌ભૂમિ લક્ષમાં લેતાં પુરાતન એરેમેઇક (Early Aramaic) લિપિને બ્રાહ્મીનું પ્રભવસ્થાન માનવું સયુક્તિક છે એમ આજે ઘણાખરા પાશ્ચાત્ય વિદ્વાનો માને છે.[૬૨] ભારતનો આ સમયમાં ઈરાન સાથે સંબંધ હતો અને ત્યાં એરેમેઇકનો (જે ઉત્તરીય સેમિટિક લિપિ છે) પ્રચાર હતો. બ્રાહ્મી અક્ષરોનું એરેમેઇક અક્ષરો સાથે કેટલુંક સામ્ય પણ જણાય છે એમ તેઓ જણાવે છે. આ મતનો પુરસ્કાર બ્યુલરે પોતાના *Indian Paleography* એ ગ્રંથમાં કર્યો છે.

એરેમેઇકમાંથી કેવળ ધ્વન્યાત્મક લેખનની પ્રણાલી (idea) લઈને બ્રાહ્મણોએ આ ભારતીય રાષ્ટ્રીય લિપિનો વિકાસ કર્યો. એના ઘણા સંકેતો સેમિટિક સંકેતો સાથે મળતા આવે છે; એમ, બ્રાહ્મીની મૂળ જમણીથી ડાબી તરફ લખવાની પુરાતન પદ્ધતિ[૬૩] પણ સેમિટિક અસર સૂચવે છે.[૬૪]

ભારતીય લિપિઓમાં બધા વ્યંજનોમાં અંતર્ગત રહેલો अ એરેમેઇક અસર દર્શાવે છે, જેમાં અંસ अ (aleph)નું પ્રાધાન્ય હતું.

૬૨ સરખાવો : Diringer, *op. cit.*, p. 336.

૬૩ એરણ (Eran) ના લેખમાં જમણેથી ડાબી તરફ લખાણ છે. યેરાગુંદી (Yerragudi; Dt. Kurnol, Madras) ના અશોકના લઘુ શિલાલેખ (Minor Rock Edict) માં ૨૩ માંથી ૮ લીટીઓ જમણેથી ડાબી તરફ લખાયેલી છે. એ એમ દર્શાવે છે કે મૂળ બ્રાહ્મી એ પ્રમાણે લખાતી. પછી એમાંથી boustrophedon (દ્વિપાર્શ્વ) વારાફરતી પંક્તિઓમાં ચાલુ લખાણની માફક લખાતી થઈ.

સરખાવો : "It was probably mainly the idea of alphabetic writing which was accepted, although the shapes of many Brahmi signs show also Semitic influence and the original direction of the Brahmi character, from right to left, was also of Semitic origin. It is

| | ફિનિસ્યન | એરેમેઈક | ખરોષ્ઠી | બ્રાહ્મી |
|---|---|---|---|---|
| અલેફ્ (અ) | | | | |
| બેથ્ (બ) | | | | |
| ગિમેલ્ (ગ) | | | | |
| દાલેથ્ (દ) | | | | |
| હે (હ) | | | | |
| વાવ્ (વ) | | | | |
| ઝાઈન્ (ઝ) | | | | |
| તેથ્ (ત) | | | | |
| હેથ્ (હ) | | | | |
| યોધ્ (ય) | | | | |
| તાવ્ (ત) | | | | |

મહામહોપાધ્યાય ગૌરીશંકર હીરાચંદ ઓઝા જેવા ભારતીય વિદ્વાનો, બ્રાહ્મીની વિદેશીય ઉત્પત્તિ સ્વીકારતા નથી. પ્રથમ તો એક જ સમયમાં એક જ વિદેશી મૂલમાંથી બે પ્રકારની, તદ્દન ભિન્ન ભિન્ન લેખનસ્વરૂપની, લિપિઓ – બ્રાહ્મી અને ખરોષ્ઠી – નીકળી એ સુસંગત નથી. ખરોષ્ઠીના અક્ષરો વધારે લાંબા ને વક્ર રેખાઓવાળા છે અક્ષરોની આકૃતિ ને કદ એકસરખા નથી, અને જમણી બાજૂથી ડાબી બાજૂ લેખન થાય છે. બ્રાહ્મી વર્ણોની રેખાઓ એકસરખી, ગોળાકારવાળી, સુંદર છે. એનુ લખાણુ ડાબી બાજૂએથી જમણી બાજૂ તરફ જતું હોય છે.

સેમિટિકમાંથી બ્રાહ્મીની ઉત્પત્તિ કાઢતાં બ્યુલરે મૂળ સેમિટિક અક્ષરોને પુષ્કળ ઊલટસૂલટ કર્યા છે. આટલુ બધુ પરિવર્તન કરીને તો કોઈ પણ એક લિપિમાથી બીજી લિપિનો ઉદ્દગમ દર્શાવી શકાય[૬૫] સેમિટિકમાથી નીકળેલા ખરોષ્ઠી અક્ષરોનું મૂળ સેમિટિક અક્ષરો સાથે સુનિશ્ચિત સામ્ય છે; જ્યારે બ્રાહ્મીમા માત્ર એક ग નું કંઈક અંશે, અને ख, त, थ, ल, અને श નું અત્યલ્પ અંશે જ સામ્ય

generally admitted that the earliest known form of the Brahmi is a script framed by Brahmanas for writing Sanskrit, and it may be assumed that they were the inventors of this essentially national alphabet, regardless of the problem concerning the original source of the idea."

— Diringer, *op. cit.*, p 336

૬૫ ઓઝાજીએ આ પદ્ધતિએ અંગ્રેજી A B C D E F માથી સ્ટેઉજ્યાર્જ વર્ણોના રૂપ ઊલટસૂલટ કરીને બ્રાહ્મી ख, व, च, द, ए, फ વર્ણો વ્યુત્પન્ન કરી બતાવીને આ પદ્ધતિની અશાસ્ત્રીયતા સૂચવી છે. જુઓ : ઓઝા સદર, પૃ ૨૬

કદાચ બતાવી શકાય; બાકીના સર્વ બ્રાહ્મી અક્ષરો સેમિટિક અક્ષરોથી કેવળ જુદા પડી જાય છે.

ઓઝાજી જેવા અત્રત્ય વિદ્વાનો (તેમજ એડવર્ડ થોમસ, ડાઉસન, કનીંગહેમ વગેરે વિદેશી ઇતિહાસપુરાતત્ત્વવિદો) બ્રાહ્મી લિપિને ભારતવર્ષના આર્યોની સ્વકીય શોધ માને છે.[૬૬] એની વિદેશીયતાનું કોઈ પ્રમાણ મળતું નથી. પ્રાચીન ભારતમાં ગ્રીક, ચીની, અરબી વગેરે વિદ્વાન યાત્રિકો આવી ગયા એમણે કોઇએ આ લિપિને વિદેશી ઠરાવી નથી. હાલને તબક્કે આ પ્રશ્ન સબંધે નિશ્ચયાત્મક નિર્ણય કરવો અશક્ય છે.

ઈ.સ. પૂર્વે ૩૫૦ પછી **બ્રાહ્મીનાં બે સ્વરૂપો** – ઉત્તરી બ્રાહ્મી અને દક્ષિણી બ્રાહ્મી નજરે પડે છે. અશોક પછી ઘણે સમયે લખાયેલા મદ્રાસ પ્રદેશના ભટ્ટિપ્રોલુના સ્તૂપ ઉપરના લેખની દક્ષિણી બ્રાહ્મીમાં અશોકની (ઉત્તરીય) બ્રાહ્મી લિપિ કરતાં કેટલીક ભિન્નતા તરત નજરે ચડે છે. એ ઉપરથી અનુમાન થાય છે કે એ ઉત્તરી બ્રાહ્મીમાંથી નીકળી નથી, પરંતુ ઉત્તરી અને દક્ષિણી બને કોઈ પૂર્વકાલીન બ્રાહ્મીમાંથી ઉત્પન્ન થઈ છે. લલિતવિસ્તરમાં દ્રાવિડ લિપિનો ઉલ્લેખ છે, તે કદાચ આ દક્ષિણી બ્રાહ્મી જ હોઈ શકે.

અશોકના શિલાલેખોની પૂર્વકાલીન મૌર્ય બ્રાહ્મી પછી કલિંગના ખારવેલના હાથીગુંફાના શિલાલેખમાં (ઈ.સ. પૂર્વે ૧૫૦) દ્રાવિડી સ્વરૂપ ગ્રહણ કરતી (કલિંગી) બ્રાહ્મીનું નિદર્શન મળે છે. પાશ્ચાત્ય કે આન્ધ્રદેશીય બ્રાહ્મીમાં સમ્રાજ્ઞી નાગનિકાનો નાનાઘાટની ગુફાનો શિલાલેખ (ઈ.સ. પૂર્વે ૧૫૦), અને પછીના નાસિક, અજંતા આદિ સ્થળોના શિલાલેખો છે. ઉત્તરકાલીન મૌર્ય પદ્ધતિની બ્રાહ્મીનું નિદર્શન

૬૬ જુઓ : સકસેના, સદર, પૃ. ૨૧૩.

ગ્રીક-ભારતીય સિક્કાઓમાં (ઈ. સ. પૂર્વ બીજી સદી), અને શુંગકાલીન બ્રાહ્મીનું નિદર્શન રુદ્રદામનના ગિરનાર ઉપરના લેખમાં (ઈ.સ.ની બીજી સદી) મળે છે. લગભગ આ જ સમયના ગાળામાં ઉત્તરના ક્ષત્રપોની લિપિ, મથુરાના દેવાર્પણ (votive) લેખોમાં (ઈ. સ. પૂર્વે ૧લી સદી) અને કુશાન રાજાઓના શિલાલેખોની લિપિ વિકસી છે.

ઉત્તરી બ્રાહ્મીમાંથી પ્રાદુર્ભૂત થયેલી લિપિઓ નીચે પ્રમાણે છે.

**ગુપ્ત લિપિનો** પ્રચાર ઈ.સ. ની ચોથીથી છઠ્ઠી સદી સુધી રહ્યો હતો. ગુપ્ત સમ્રાટોએ ઉત્તર ભારતને રાજકીય એકતા આપી. ગુપ્ત યુગ એ પ્રાચીન ભારતનો સુવર્ણયુગ હતો; ધર્મ અને સાહિત્યમાં, શાસ્ત્ર અને કલામાં, અપૂર્વ પુનરુત્થાન થયું. પ્રાકૃત ભાષા પશ્ચાદ્‌ભૂમિમાં હટી ગઈ અને સંસ્કૃત ભાષાનો સાહિત્યમાં પુનઃ સમાદર થયો. ગુપ્ત રાજાઓના શિલાલેખો આ લિપિમાં છે તેથી તેને ગુપ્ત લિપિ કહે છે. એમાંથી જ ભારતની મોટા ભાગની લિપિઓ નીકળી છે.

**સિદ્ધમાતૃકા અને કુટિલ લિપિ** – ગુપ્ત લિપિના પશ્ચિમી રૂપમાંથી સિદ્ધમાતૃકા પદ્ધતિનો છઠ્ઠા સૈકામાં ઉદય થયો. એ કોણાકૃતિ (angular) લિપિ હતી. બોધિગયાનો મહાનમનનો શિલાલેખ (ઈ.સ. ૫૮૮-૯) આ લિપિમાં છે.

ઈ. સ. ના સાતમા સૈકામાં કુટિલ લિપિ નીકળી, જેમાં વર્ણોના નીચેના છેડાઓ વાંકા વળી જતા હતા. નવમા સૈકા સુધી આ લિપિ પ્રચારમાં રહી. એને નાગરીનું પૂર્વરૂપ ગણી શકાય.

**નાગરી કે દેવનાગરી લિપિ** એ ભારતની સૌથી મહત્ત્વની લિપિ છે. ગુપ્ત લિપિમાંથી સિદ્ધમાતૃકા દ્વારા એની ઉત્પત્તિ થઈ છે. એના નામની વ્યુત્પત્તિ અનિશ્ચિત છે. 'નાગરિક જનોની

(=નગરવાસીઓની) લિપિ તે નાગરી' એવી વ્યુત્પત્તિ સંભવે છે. કોઈએ નાગર બ્રાહ્મણો કે નાગર અપભ્રંશ સાથે આ લિપિ જોડવાનો પ્રયાસ કર્યો છે. એ માટે કશો આધાર નથી.

શામશાસ્ત્રીએ એક લેખમાં એમ સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો છે કે દેવમૂર્તિઓ બનતાં પહેલાં દેવની ઉપાસના સાંકેતિક ચિહ્નોથી થતી. ત્રિકોણ કે ચક્રો વચ્ચે (જેમને 'દેવનગર' કહેતા) સાંકેતિક ચિહ્નો લખાતાં. કાળક્રમે એ ચિહ્નો તે તે નામોનાં આદ્યાક્ષર બની રહ્યાં અને 'દેવનગર'ની વચ્ચે એ લખાવાથી એ લિપિ દેવનાગરી કહેવાઇ. આ તર્ક માટે પણ કોઈ પ્રમાણ મળતું નથી. વસ્તુતઃ નગરજનોની સંસ્કારી લિપિ તે 'નાગરી', જેનો દેવવિષયક (ધર્મ)ગ્રંથોમાં ઉપયોગ થવાથી 'દેવનાગરી' કહેવાઈ—આ માન્યતા જ વધારે સુસંગત લાગે છે.

સૌથી જૂના નાગરી લેખો ઈસવી સનના ૭ મા અને ૮ મા શતકના મળે છે. એના વર્ણો લાંબા અને છેડેથી વળેલા હોય છે અને પ્રત્યેક વર્ણનું નાની આડી લીટીથી માથું (શિરોમાત્રા) બાંધેલું હોય છે એ એનું વિશિષ્ટ લક્ષણ છે. 'સિદ્ધમાતૃકા'માં વર્ણને માથે કેવળ ખાંચો જ (*wedge*) પાડેલો હતો, તેને સ્થાને નાગરીમાં શિરોમાત્રા બંધાવા લાગી. અગિયારમા સૈકા સુધીમાં તો ઉત્તર ભારતમાં એનું સર્વત્ર વર્ચસ્વ જામ્યું હતું. ગુજરાતમાં ખંભાત અને પાટણના જૈન ભંડારોમાં અને રાજસ્થાનમાં જેસલમેર આદિ પુરાતન ભંડારોમાં ૧૦ મા ને ૧૧ મા શતકમાં લખાયેલી સંખ્યાબંધ તાડપત્ર પ્રતિઓ મળી આવી છે.

પ્રાચીન નાગરીની પૂર્વીય શાખામાંથી અગિયારમા સૈકાના અંતભાગમાં બંગાળી લિપિ નીકળી. 'કૈથી' કે ઉત્તર ભારતના

કાયસ્થોની લિપિ, મહાજની કે રાજસ્થાનના મારવાડી વેપારીઓની લિપિ, એને મળતી આવતી મહારાષ્ટ્રની વ્યાપારલિપિ 'મોડી' અને ગુજરાતી લિપિ, એ સર્વ નાગરીમાંથી ઉત્પન્ન થયેલી લિપિઓ છે. .ક્ષિણમાં નંદિનાગરી લિપિ એ નાગરીનું જ સ્વરૂપ છે. એમાં અક્ષરોના ડા જમણી તરફ વાંકા વળતા નથી. એનું ઉત્તરકાલમાં વિકસિત સ્વરૂપ કન્નડ પ્રદેશના ૧૩મા થી ૧૬મા સૈકાના શિલાલેખોમાં નજરે પડે છે.

શારદા લિપિ એ ગુપ્ત લિપિના પશ્ચિમી સ્વરૂપમાંથી, અર્થાત્ 'કુટિલ' લિપિમાંથી લગભગ ૮મા સૈકામાં વિકસી છે. કાશ્મીરમાં આજે પણ એ પ્રચારમાં છે. ગુરુમુખીના ઘણા અક્ષરો એમાંથી લેવામાં આવ્યા છે. બરાબર દેવનાગરી જેટલા જ વર્ણો એમાં છે, પરંતુ એમની આકૃતિઓ દેવનાગરીથી ખૂબ જુદી પડે છે.

(પ્રાચીન) બંગાળી લિપિનો ઉદ્ભવ નાગરીના પૂર્વીય સ્વરૂપમાંથી લગભગ ૧૧મા સૈકામાં થયો. મહિપાલ ૧લાના (ઈ.સ. ૯૭૫–૧૦૨૬ આશરે) બનગઢના દાનપત્રમાં એનું પ્રથમ નિદર્શન મળે છે. એના ગોળાકૃતિ અક્ષરો, અને વર્ણના દંડની ડાબી બાજુએ બનતા ત્રિકોણોથી એ તરત જુદી પડી આવે છે. એમાંથી નેપાલી, વર્તમાન બંગાલી, મૈથિલી અને ઉડિયા લિપિઓ નીકળી છે.

આ ઉપરાંત બ્રાહ્મી લિપિનાં નીચે પ્રમાણે રૂપો મળી આવે છે.

**પશ્ચિમી** – ગુજરાત, સૌરાષ્ટ્ર, નાસિક, ખાનદેશ, હૈદ્રાબાદ, કોંકણ અને મહિસુરના શિલાલેખોમાં ૫મી થી ૯મી સદી સુધી મળે છે. ૫મી સદીથી એનો રાજસ્થાન અને મધ્ય ભારતમાં થોડો પ્રવેશ થયો છે.

**મ'યદેશીય** – હૈદરાબાદનો ઉત્તરભાગ ને બુંદેલખંડમાં પનીથી ૮મી સદી સુધી મળે છે આ અક્ષરોના માથા પેટીની આકૃતિના હોય છે

**તેલુગુ – કન્નડ** – હૈદરાબાદના દક્ષિણ ભાગમાં ને કર્ણાટકમાં તથા મદ્રાસના ઈશાન પ્રદેશમાં ૫ મી સદીથી મળે છે. વર્તમાન તેલુગુ અને કન્નડ લિપિઓ એમાથી જ નીકળી છે.

**ગ્રન્થ લિપિ** – મદ્રાસમા મળી છે. ૭ મી સદીથી ૧૫ મી સદી સુધી એ વિકસતી ગઈ એમાથી હાલની મલયાલમ અને તુલુ લિપિઓ નીકળી છે મદ્રાસમા, જ્યા તામિન લિપિનો પ્રચાર છે ત્યા પણ, સસ્કૃત ગ્રથો આ લિપિમા લખાતા રહ્યા છે તેથી એનું નામ 'ગ્રંથ' લિપિ પડ્યુ છે

**કલિંગ લિપિ** મા ૭ મી થી ૧૧ મી સદી સુધી લેખો મળે છે. એના પ્રાચીન લેખો મધ્યદેશીયને અને પાછળના નાગરી, તેલુગુ, કન્નડ ને ગ્રંથને મળતા આવે છે.

**તામિલ લિપિ** – ૪ થા કે ૫ મા સૈકાની બ્રાહ્મીમાથી ઉદ્ભવી છે. એના ઉપર ગ્રંથ લિપિની પુષ્કળ અસર છે. ૧૫ મા સૈકા સુધીમાં એનો સંપૂર્ણ વિકાસ થયો હતો. એમા ૭ મી સદીથી ગ્રંથો મળે છે. વર્તમાન તામિલ લિપિ એમાથી જ ઉદ્ભવી છે.

એનો સમાદર છે. સંસ્કૃત ગ્રંથોનું મુદ્રણ આજે પણ દેવનાગરી લિપિમાં જ થાય છે. ભારતની આજે એ રાષ્ટ્રીય લિપિ છે, જેને માટે એ સર્વથા સુયોગ્ય છે.

દસમી સદી પછી એનો સંપૂર્ણ વિકાસ થયો. અગિયારમી સદીની નાગરી વર્તમાન નાગરીને ઘણી મળતી આવે છે; બારમી સદીથી નાગરીનું વર્તમાન સ્વરૂપ સંપૂર્ણ બંધાયેલું મળે છે. એનાં પરસ્પર થોડીક ભિન્નતાવાળાં બે સ્વરૂપો મળે છે—પૂર્વીય અને પશ્ચિમી. પશ્ચિમી સ્વરૂપ, જે ગુજરાત-મહારાષ્ટ્રમાં પ્રચલિત છે એથી આપણે સુપરિચિત છીએ. પૂર્વીય સ્વરૂપમાં અ, મ, ક્ષ જેવા કેટલાક વર્ણોની આકૃતિ થોડીક જુદી પડે છે. મુંબઈના 'નિર્ણયસાગર' પ્રેસમાં કે પૂનાના 'આર્યભૂષણ' પ્રેસમાં છપાયેલા સંસ્કૃત ગ્રંથોને કલકત્તામાં કે કાશીમાં (ચૌખમ્બા આદિ શ્રેણીમાં) છપાયેલા ગ્રંથો સાથે સરખાવતાં આ ફરક તરત નજરે પડે છે.

ધ્વન્યાત્મક લેખન માટે આ એક સર્વોત્તમ લિપિ છે. એની મુખ્ય અપૂર્ણતા હોય તો એટલી જ છે કે પ્રત્યેક વ્યંજનસંજ્ઞામાં અ સ્વર અંતર્ગત રહેલો છે. તાડપત્ર આદિ લેખનસાહિત્ય કષ્ટપ્રાપ્ય હોઈ, સ્થળસંકોચને કારણે ઘણી પ્રાચીન હસ્તપ્રતોમાં ઉપરની માત્રા આગળ—વર્ણની ડાબી બાજુએ—અને હ્રસ્વ ઉ તથા દીર્ઘ ઊનાં ચિહ્નો પાછળ—વર્ણની જમણી બાજુએ—લગાડેલાં મળે છે. આશરે ઈ.સ. ૧૭૦૦ પછી ધીમે ધીમે માત્રા દર્શાવવાની આ રીતનો પ્રચાર લુપ્ત થયો છે. મુદ્રણકળાના પ્રચાર પછી સંયુક્તાક્ષરો ઉપરનીચે

લખાતા ધીમે ધીમે બંધ થયાં અને મુદ્રણસૌકર્ય માટે સાથેસાથે લખાવા શરૂ થયા.

વર્તમાન નાગરીમાં વર્ણોનું લેખન ધ્વનિક્રમ અનુસાર થાય છે—માત્ર હ્રસ્વ इ વર્ણની પૂર્વે અને र्-કાર (રેફ) પછીના વર્ણ ઉપર લખાય છે. ए, ओ, औ ની માત્રાઓ વર્ણની ઉપર લખાય છે, અને उ, ऊ, ऋ નાં ચિહ્નો વર્ણની નીચે અંકિત થાય છે. દંડ વિનાના વ્યંજનોમાં (ઉ.ત ट, ठ, छ, द આદિમાં) સંયુક્તાક્ષરો ઉપરનીચે જોડીને લખાય છે. હ્રસ્વ ऍ, ऑ માટે અલગ વર્ણ કે ચિહ્ન નથી.

## ગુજરાતી લિપિ

ગુજરાતી ભાષાના ઉદ્ભવકાળ પછીનાં કેટલાયે સૈકાંઓ સુધી ગુજરાતી ગ્રંથો માટે દેવનાગરી વપરાતી. ત્યારે આ જ લિપિ વ્યવહારમાં પણ સર્વત્ર વપરાતી હતી, કે પછી સંસ્કૃતના વિદ્વાન લહિઆઓને હાથે લિપિબદ્ધ થવાને કારણે જ આ ગ્રંથો દેવનાગરી લિપિમાં લખાયા હતા પણ વ્યવહારમાં કદાચ 'મોડી' કે 'મહાજની' જેવી ગોળાકાર, પરસ્પર જોડાયેલા અક્ષરોવાળી બીજી કોઈ લિપિ પ્રચલિત હતી—એ નક્કી કરવાનાં સાધનો ઉપલબ્ધ નથી.

ગુજરાતી લિપિ બહુધા દેવનાગરી સમી જ છે; માત્ર નીચેના જેવા કેટલાક વર્ણોમાં થોડોક ફરક નજરે પડે છે: ઉ. ત. અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, ક, ખ, ચ, જ, ઝ, ણ, ફ, ભ, લ, ળ. ધીમે-ધીમે લેખનસૌકર્ય માટે દેવનાગરી વર્ણો ઝડપથી લખાતા આ અક્ષર-પરિવર્તનો થયાં. ઈ. સ. ના સોળમા સૈકાની આસપાસ (જૈનેતર) પ્રતિઓમાં આ પરિવર્તનનો પ્રારંભ થાય છે. અઢારમા સૈકાની પ્રેમાનંદ, અખો આદિ કવિઓની રચનાઓની હસ્તપ્રતોમાં આ

પરિવર્તન લગભગ સંપૂર્ણ થઈ ગયું જણાય છે, અને ગુજરાતી લિપિ એના વર્તમાન સ્વરૂપે આપણી પાસે પ્રકટ થાય છે. એમાં વાણિયાઓના ચોપડાઓમાં હોય છે તેવી સળંગ આડી રેખા અક્ષરો ઉપર દોરેલી હોય છે, એ અવશેષાત્મક (vestigial) સમજવાની છે. અક્ષરોની આકૃતિ સાથે એનો સંશ્લેષ અને સામંજસ્ય ઘટી ગયાં છે. એથી, મુદ્રણ માટે આવશ્યક બનતાં, આ લગભગ નિરર્થક બની ગયેલી શિરોરેખા સહજ રીતે છોડી દેવાઈ.

દેવનાગરી શિરોરેખા ગુજરાતીમાં ગ્રંથો મુદ્રણ થવાનો પ્રારંભ થયો ત્યાં સુધી રહી. પ્રારંભના શિલાછાપના ગ્રંથો માટેની નકલમાં આખી પંક્તિ માટે એક જ સળંગ લીટી અક્ષરોની ઉપર દોરવામાં આવતી. ૧૯મી સદીની અધવચમાં લાકડાંનાં બીબાંથી છાપવાનો પ્રચાર થતાં મુદ્રણની અનુકૂળતા માટે એ પણ દૂર કરવામાં આવી અને વર્તમાન શિરોરેખાનાં બંધન વિનાની ગુજરાતી લેખનપદ્ધતિ પ્રચારમાં આવી. ત્યારથી ગુજરાતીને એનું વર્તમાન સ્વરૂપ પ્રાપ્ત થયું.

કેવે ક્રમે દેવનાગરીમાંથી ગુજરાતી લિપિની ઉત્ક્રાન્તિ થઈ હશે એ નીચે દર્શાવી છે. એમાં પ્રથમ દેવનાગરી અક્ષર આપ્યો છે; પછી એમાંથી વિકસેલો ગુજરાતી અક્ષર દર્શાવ્યો છે, જે ખહુધા ૧૪માથી ૧૭મા શતક સુધીની હસ્તપ્રતોની લેખનપદ્ધતિમાંથી ઉદ્દ્ધૃત કર્યો છે. એ પછી શક્ય હતું ત્યાં ત્યાં ૧૭મા-૧૮મા શતકની હસ્તપ્રતો તેમજ પ્રારંભકાળનાં મુદ્રિત પુસ્તકોમાં પ્રાપ્ત થતું અંતરાલ રૂપ આપ્યું છે, જે તે તે વર્ણનો કાલક્રમે થયેલો વિકાસ દર્શાવે છે. છેવટે વર્તમાન ગુજરાતી વર્ણ આપ્યો છે.

| દેવનાગરી | મધ્યકાલીન ઉ.પ્ર. | અંતરાલ રૂપ | વર્ત. ગુજ. |
| --- | --- | --- | --- |
| अ | अ अ | अ | અ |
| ई | ई | ई | ઈ |
| ऊ | ऊ | ऊ ऊ | ઉ ઊ |
| क | क क | क क | ક |
| ष(ख) | ष | ष | ખ |
| च | च | च | ચ |
| ज | ज | ज | જ |
| (झ) झ | झ | झ | ઝ |
| फ | फ | फ फ | ફ |
| ब | ब | ब | બ |
| भ | भ | भ | ભ |
| ळ ळ | | ळ | ળ |

આકૃતિ ૨૮

વર્તમાન ગુજરાતી 'ખ' દેવનાગરી 'ख'માંથી નહીં પણ ष માંથી આવ્યો છે. મધ્યકાલીન પ્રતિઓમાં બહુધા 'ખ'ને સ્થાને ष અંકિત થયેલો મળે છે, જેનો યજુર્વેદ પ્રાતિશાખ્યના સમયથી 'ખ' ઉચ્ચાર થતો હતો એ સુવિદિત છે. ળ દેવનાગરી ळ કરતાં દ્રાવિડી ભાષાઓની ળ સંજ્ઞામાંથી આવ્યો હોવાનું વિશેષ સંભવિત છે.

લિપિઓની ઉત્ક્રાન્તિ શાસ્ત્રીય વિકાસપરંપરા અનુસાર થઈ છે. લેખનમાં ત્વરા, લેખનસૌકર્ય, લેખનસાહિત્યની મર્યાદા, કવચિત્ અન્ય સંસ્કૃતિની પ્રબળ અસર, એ સર્વ કારણો એમાં કારણભૂત હોય છે. ઉ.ત. અ, ઈ, ઉ, ક, જ, ળ આદિ વર્ણોનો વિકાસ લેખનત્વરા અને લેખનસૌકર્યને કારણે છે, તો મધ્યકાલીન પ્રતિઓમાં આડી માત્રા ('પડિમાત્રા') તાડપત્રાદિ કિમતી લેખનસાહિત્યનો સંભાળથી, કસરથી ઉપયોગ થાય એ કારણે પ્રચારમાં આવી છે. અન્ય સંસ્કૃતિ અને સાહિત્યની પ્રબળ અસર પણ લેખનપદ્ધતિને વિશિષ્ટ મરોડ આપી શકે. ઉદાહરણ તરીકે એ પેઢી પહેલાં સંસ્કૃત લેખનની પ્રણાલિકામાં ઊછરેલા વિદ્વાનો ઊભી સીધી રેખાઓથી લખતા. કવિ દલપતરામે કે શાસ્ત્રી વ્રજલાલે શિલાછાપ માટે પોતે, સ્વહસ્તે, તૈયાર કરેલી નકલો—જેનું શિલાછાપ એ અક્ષરશઃ રૂપાન્તર છે—જુઓ. આજે વર્તમાન લેખકોના લેખનમાં વર્તુલાકાર અક્ષરો પ્રધાનપણે નજરે પડશે. એનું કારણ વર્તમાન લેખકોનો રોમન લિપિમાં અંગ્રેજી લખવાનો મહાવરો એ છે.

કૃત્રિમ રીતે લિપિને નવો ઘાટ આપી શકાતો નથી એ તાજેતરમાં કેટલાક વિદ્વાનોએ દેવનાગરીનું સંસ્કરણ અને સરલીકરણ કરવાનો પ્રયાસ પરિણામે કેવો નિષ્ફળ નીવડ્યો એ ઉપરથી જણાય છે. અલબત્ત, ભાષા જીરવી શકે એવા સામાન્ય સુધારાઓ કરી શકાય—કાળે કાળે એ થતા આવ્યા છે.

**ઉર્દૂ અને રોમન** – ભારતમાં બ્રાહ્મીથી ઉત્પન્ન નહીં થયેલી એવી બે લિપિઓ પ્રચારમાં છે તેની અહીં નોંધ લેવી ઘટે છે. એમાંની એક છે ઉર્દૂ, જે અરબીમાંથી ફારસી રૂપાન્તર દ્વારા મોગલ સમયની આસપાસ ઉત્પન્ન થઈ છે. એ જમણીથી ડાબી તરફ લખાય છે. ભારતીય વિશિષ્ટ વર્ણો માટે મૂળ ફારસી લિપિમાં એ મધ્યકાળમાં પણ કેવા સુધારા થઈ શકયા હતા એનું એ ઉત્તમ નિદર્શન છે. ઉત્તર ભારતમાં અને અન્યત્ર મુસલમાનોમાં એનો સવિશેષ પ્રચાર છે. આજે એનું વર્ચસ્વ ઘટી ગયું છે.

રોમન લિપિનો ઉપયોગ વિદેશી વિદ્વાનોના સંસ્કૃત ગ્રંથોમાં તેમ ભારતીય પુરાતત્ત્વના ગ્રંથોમાં વિશેષ થયો છે. એ સિવાયના સામાન્યરૂપના વ્યવહારમાં એ લશ્કરમાં હિંદી લેખન માટે, ગોવામાં કોંકણી લખવા માટે વપરાય છે. સ્વાતંત્ર્યોત્તર ભારતમાં હવે એનો વિશેષ પ્રચાર થવો શકય નથી.

---

# પ્રકરણ સાતમું

## પદવિચાર

"It would be impossible for any language to express every concrete idea by an independent word or radical element. The concreteness of experience is infinite, the resources of the richest language are strictly limited. It must perforce throw countless concepts under the rubric of certain basic ones, using other concrete or semi-concrete ideas as functional mediators."

—Edward Sapir, *Language*

व्याकरणात् पदसिद्धिः पदसिद्धेरर्थनिर्णयो भवति।
अर्थज्ञानात् तत्त्वं तत्त्वज्ञानात् परं श्रेयः॥

—सिद्धहेमचन्द्र, पुष्पिका

### પદરચના

#### પ્રાસ્તાવિક

આપણે વાક્યરૂપે વિચાર કરીએ છીએ. વાક્ય આપણા મનમાં રહેલી વિચારપ્રતિમાને ધ્વનિસમૂહ દ્વારા વ્યક્ત કરે છે. એનો અર્થ ગ્રહણ કરતાં બે વ્યાપારો એક પછી એક પ્રવર્તતા હોય છે. પ્રથમ તો મન વાક્યનું વિશ્લેષણ (analysis) કરીને એનાં ભિન્ન ભિન્ન ઘટકો (elements) છૂટાં પાડે છે અને એમનો પરસ્પર સંબંધ સમજી લે છે. પછી એમનો સમન્વય (synthesis) કરીને સમગ્ર વાક્યમાં અંતર્હિત વિચારપ્રતિમા (verbal image) ગ્રહણ કરે છે. માનવમનમાં આ સમન્વય કેવી રીતે થાય છે એનો વિચાર કરીએ.

## અર્થતત્ત્વ અને સંબંધતત્ત્વ

વાકયમાં બે તત્ત્વો સંમીલિત હોય છે : કેટલાંક તત્ત્વો વિચારો (concepts) નો અર્થ પ્રકટ કરતાં હોય છે; તો અન્ય તત્ત્વો એમનો પરસ્પર સંબંધ દર્શાવતાં હોય છે. વિચારોનો બોધ કરાવતાં, અર્થાત્ અર્થ પ્રકટ કરતાં તત્ત્વોને અર્થતત્ત્વ (semanteme) કહે છે; ભિન્ન ભિન્ન અર્થતત્ત્વો વચ્ચે સંબંધ દર્શાવનાર તત્ત્વોને સંબંધતત્ત્વ (morpheme) કહે છે.[૧]

"મહાભારત એ વ્યાસનું અમર સર્જન છે" — એ વાકયમાં 'મહાભારત', 'વ્યાસ', 'અમર', 'સર્જન', એ અર્થતત્ત્વો છે —

---

૧ સરખાવો : "By *semantemes* we understand the linguistic elements which express the ideas of the concepts; and by *morphemes* we understand those elements which express the connexions between the ideas.... The morpheme is generally a phonetic element (a sound, syllable, or even several syllables) indicating the grammatical relations between the ideas in the sentence."
—J. Vendryes, *Language*, p. 74

પ્રસિદ્ધ અમેરિકન ભાષાવૈજ્ઞાનિક એડવર્ડ સેપિએ (Edward Sapir) એમના *Language* નામના પુસ્તકમાં શબ્દમૂળ કે ધાતુને *radical concepts* (ઉ. ત. [to] 'farm', 'duck'), એમાંથી સાધિત શબ્દો બનાવતાં જે પ્રત્યયાદિક લાગે તેને *derivational concepts* (ઉ. ત. [farm]-er; [duck]-ling); અને વ્યાકરણ-સંબંધદર્શક પુરઃસર્ગ (the આદિ), પરસર્ગ કે પ્રત્યયાદિક (-s, -ed ઇ૦)ને *relational concepts*ની સંજ્ઞા આપી છે કેટલીક વાર, સંક્ષેપમાં, એમણે અર્થતત્ત્વને *radical elements* કે main concepts અને ઇતર તત્ત્વોને માત્ર *elements* કે secondary concepts તરીકે વર્ણવ્યા છે.
— જુઓ : Edward Sapir, *Language*, pp. 57, 59, 68.

એ વિશિષ્ટ વિચારો (concepts)નો બોધ કરાવે છે. એ વાક્યમાં 'એ', 'નું', 'છે' એ કોઈ વિશિષ્ટ વિચાર પ્રકટ કરતા નથી, પરંતુ ઉપરનાં અર્થતત્ત્વોનો પરસ્પર સંબંધ દર્શાવે છે — 'એ' મહાભારતને ઉપલક્ષે છે, 'નુ' વ્યાસ અને મહાકાવ્યનો કર્તૃત્વકૃતિ સંબંધ દર્શાવે છે; 'છે' એ આ સંબંધ તેમજ આ કૃતિનું વર્તમાનમાં અસ્તિત્વ છે એમ સૂચવે છે. આ પ્રમાણે સંબંધતત્ત્વો એ એવા ધ્વનિઘટકો (phonetic elements) છે કે જે વાક્યમાંના શબ્દો નામ છે કે ક્રિયાપદ છે કે વિશેષણ છે ઇ૰ દર્શાવે છે, અને એમનું વ્યાકરણાત્મક સ્વરૂપ (grammatical category) અર્થાત્, જાતિ, વચન, પુરુષ, પ્રગટ કરે છે, તેમજ વાક્યમાંના અન્ય શબ્દો સાથેનો એમનો સંબંધ સૂચવે છે.

**સંબંધતત્ત્વના પ્રકારો**

સંબંધતત્ત્વ (morpheme)ના ભાષાભાષાએ ભિન્નભિન્ન પ્રકાર હોય છે.

(૧) સંબંધતત્ત્વ અર્થતત્ત્વથી સંપૂર્ણપણે અલગ હોય : ઉ.ત. સંસ્કૃત इति, अपि, चेत्, च, तु; ગુજ૰ જ્યાં, ત્યાં, જ્યારે, ત્યારે, પણ, જ; અંગ્રેજી a, the, in, out ઇ૰.[૨] ક્વચિત્ એક સંબંધતત્ત્વ વ્યક્ત કરવાને બે શબ્દો આવે અને એ પણ વાક્યમાં ભિન્નભિન્ન સ્થાને પ્રયોજાતા હોય. ઉ.ત. જે...તો, અંગ્રેજી no sooner...than, ફ્રેન્ચ ne...pas.

બધાં સર્વનામો સંબંધતત્ત્વ દર્શાવે છે; એ પૂર્વકથિત નામને ઉપલક્ષતાં હોય છે.

૨. તિબેટન ભાષામાં ભારપૂર્વક બહુવચનતત્ત્વ દર્શાવવાને mams જેવો બહુસંખ્યાસૂચક વિશિષ્ટ શબ્દ મુકાય છે. ઉ. ત. *nga-s mi mthong* (= by me a man see [= is seen]'); *nga-s mi rnams mthong* (= by me man plural see).

—જુઓ: E. Sapir, *Language*, p. 106

(૨) સંબંધતત્ત્વ અર્થતત્ત્વ સાથે સંપૂર્ણ રીતે સમ્મીલિત હોય ને શબ્દના અંગરૂપ બની જાય. એ શબ્દને આરંભે, મધ્યમાં કે અંતે પણ આવી શકે. ઉ ત. સંસ્કૃતના અનદ્યતન અને અદ્યતન ભૂતકાળનાં રૂપને આરંભે લાગતો, ભૂતકાલીન ક્રિયા સૂચવતો अ, (अगच्छन्, अगमत्), તેમ નિષેધાર્થક પૂર્વગ अ (अकर्म, अनिद्रा), પદની મધ્યમાં લાગતો કર્મણિરચનાસૂચક य (क्रीयते, गम्यते) કે પ્રેરણાર્થક अय (कारयति, गमयति); પદને અન્તે લાગતા વિભક્તિપ્રત્યયો, આખ્યાત-પ્રત્યયો, ને કૃત્ આદિ પ્રત્યયો (रामाय, रामस्य, गच्छन्ति, गत) ઇ૦. ગુજરાતીમાં આરંભે આવતો નિષેધાર્થક અ (અગણિત, અજૂગતું), વચ્ચે લગાડાતો પ્રેરણાર્થક આવ (કરાવવું, બોલાવવું), અને અંતે આવતા નારીજાતિના પ્રત્યયો આણી, અણ, (ગોરાણી, ધોબણ), વિભક્તિ પ્રત્યય ए (ઘોડે, માથે, ઘરે) ઇ૦ આ જ પ્રકારના સંબંધતત્ત્વનાં ઉદાહરણ છે.

સેમિટિક ભાષાઓમાં આ પ્રકારના સંબંધતત્ત્વનો અતિ પ્રચુરપણે ઉપયોગ થાય છે. એમાં અર્થતત્ત્વ વ્યંજનો દ્વારા – જે બહુધા ત્રણ હોય છે – દર્શાવાય છે, અને એ પ્રત્યેક વ્યંજનને ભિન્ન ભિન્ન સ્વરો લાગતાં ભિન્ન ભિન્ન રૂપો બને છે. ઉ. ત. હિબ્રૂ (Hebrew) ભાષામાં sh-m-r (= રક્ષણ કરવું) એ ધાતુમાં ભિન્ન ભિન્ન સ્વરોની મેળવણી કરીને shamar (=he has guarded), shomer (=guarding), shamur (= being guarded), shmor ([to] guard), ઇ૦ રૂપો સિદ્ધ થાય છે.[૩] એજ પ્રમાણે અરબી क़्त्ल् (qtl) ધાતુમાં ભિન્ન ભિન્ન સ્વરોની ઉમેરણી કરીને क़ातिल (qātil, = killing), क़त्ल, (slaughter) मक़्तूल, (maqtūl, = killed), क़ातल, (qātal, = he sought to kill), यक़्तुलु, (yaqtulu, = he kills), क़िताल (= deadly), વગેરે રૂપો બને છે. આને આંતરિક રૂપસિદ્ધિ

૩ જુઓ: Edward Sapir, *Language*, p. 59.

બન્યાંનાં–) ઉદાહરણો મળે છે. ઉ. ત. wreath (નામ) (ઉચ્ચાર, રીથ્) = 'માળા' કે 'હાર', [to] wreathe (ક્રિયાપદ) (ઉચ્ચાર. રીધ્) = 'હાર કે માળા ગૂંથવી'; house (નામ) (ઉચ્ચાર, હાઉસ્) = 'ઘર', [to] house (ક્રિયાપદ) (ઉચ્ચાર, હાઉઝ્) = 'ઘરમાં રાખવું'.[૫]

(૪) અર્થતત્ત્વના ધ્વનિઓમાં સૂર (tone) કે બલાઘાત (stress)માં પરિવર્તન કરીને પણ સંબંધતત્ત્વ દર્શાવાય છે. અંગ્રેજીમાં બલાઘાત દ્વારા શબ્દ નામ છે કે ક્રિયાપદ તેનું જ્ઞાન થાય છે. ઉ. ત. ˈin-crease (નામ), in-ˈcrease (ક્રિયાપદ), ˈconduct (નામ), conˈduct (ક્રિયાપદ), ˈex-tract (નામ), ex-ˈtract (ક્રિયાપદ). એ જ પ્રમાણે અંગ્રેજીમાં black bird એ બે પૃથક્ પૃથક્ શબ્દ (= કાળું પક્ષી) છે કે એક સમાસ છે (= એક પ્રકારનું ગાનારું પંખી) એ સૂરભેદ વડે દર્શાવાય છે. સંસ્કૃતમાં પણ સૂરભેદે અર્થભેદ થયાનાં ઉદાહરણો જાણીતાં છે: ઉ. ત. इन्द्रशत्रु (=ઇન્દ્રનો હણનાર) અને इन्द्रशत्रु (=ઇન્દ્ર જેને હણનાર છે તેવો).

ચીની ભાષામાં તેમજ આફ્રિકાની કેટલીક ભાષાઓમાં સૂરભેદે અર્થભેદ થાય છે. ઉ.ત. ચીની ભાષામાં ba (વ) શબ્દનો ધીમા સૂરે ઉચ્ચાર કરતાં અર્થ થાય છે 'સ્ત્રી'; ઉચ્ચ સૂરે ઉચ્ચારતાં એનો અર્થ થાય છે, 'મરડવું' 'ખેંચવું'; અને ઉચ્ચત્તમ, તીવ્ર સૂરે ઉચ્ચારતાં અર્થ થાય 'રાજાનો કૃપાપાત્ર.' એજ પ્રમાણે feng સમ સૂરે (level tone) ઉચ્ચારતાં અર્થ થાય 'પવન'; ધીમા સૂરે ઉચ્ચારતાં અર્થ થાય 'સેવા કરવી'; chung નો સમ સૂરે ઉચ્ચાર કરતાં અર્થ થાય 'મધ્ય', નીચે સૂરે ઉચ્ચારતાં અર્થ થાય 'મધ્યે

૫ જુઓ: Edward Sapir, *Language*, p. 74

લાગવું'.[5] તાપ (સુ)ના ઉચ્ચારભેદે 'આંખ', 'ખ્યાલ કરવો', 'મુખ્ય', 'આવશ્યક' એ પ્રમાણે ભિન્ન ભિન્ન અર્થ થાય છે. ચીની ભાષાઓમાં આવા આઠ પ્રકારના સૂરભેદ ભાષાવૈજ્ઞાનિકોએ ગણાવ્યા છે. આફ્રિકાની ફુલ (Ful) નામની ભાષામાં મિ વરત (mi warata) વાક્યમાં છેલ્લો અ-કાર અન્ય ધ્વનિઓ જેટલા જ સૂરે ઉચ્ચારાય તો એનો અર્થ થાય 'હું મારી નાંખીશ'; પણ જો એ અંત્ય અ-ધ્વનિ એ વાક્યના બીજા ધ્વનિઓ કરતાં ઊંચે સૂરે ઉચ્ચારાય તો એનો અર્થ બિલકુલ ઊલટો -'હું નહીં મારું'-એવો થાય.[7] આ ઉદાહરણોમાં સૂરભેદ એ જ સંબંધતત્ત્વ (morpheme) બની રહે છે.

(૫) સામાન્ય રીતે અર્થતત્ત્વમાં સંબંધતત્ત્વરૂપ ધ્વનિઓ જોડવાથી, અથવા તો અર્થતત્ત્વના ધ્વનિઓમાં કોઈ પ્રકારનું આંતરિક પરિવર્તન કરવાથી રૂપો સિદ્ધ થાય છે; પણ ક્વચિત્ અર્થતત્ત્વમાં કોઈ પણ પ્રકારનો વિકાર ન કરવો – એનું સ્વરૂપ યથાવત્ રહેવા દેવું – એ પણ સંબંધતત્ત્વરૂપ બની રહે છે. ઉ. ત. સં. सरित्, हुतभुक्, ज्योतिः, यशः, वणिक् જેવાં વ્યંજનાન્ત નામોનાં પ્રથમા એકવચનનાં રૂપો, કે અંગ્રેજીનાં do, go, કે ગુજરાતી 'કર', 'જા' જેવાં આજ્ઞાર્થ બીજા પુરુષ એકવચનનાં રૂપોમાં અર્થતત્ત્વમાં કોઈ પ્રકારનો વિકાર થયો નથી, છતાં એ વ્યાકરણાત્મક સંબંધ દર્શાવે છે.

(૬) અર્થતત્ત્વનું વાક્યમાં સ્થાન (position of the semanteme), અર્થાત્ શબ્દક્રમ (word-order) એ કેટલીક વાર

---

જુઓ: Edward Sapir, *Language*, pp 79-80.

જુઓ: Vendryes, *op. cit*, p. 77-78.

સરખાવો: ચીની ભાષામાં *mai* ઊંચે સૂરે (rising tone) ઉચ્ચારતાં અર્થ થાય = 'ખરીદવું', *mai* નીચે સૂરે (falling tone) ઉચ્ચારતાં અર્થ થાય = 'વેચવું'.

—જુઓ: Edward Sapir, *Language*, p. 80.

સંબંધતત્ત્વનો નિર્દેશક બની રહે છે. ઉ. ત. ગુજરાતીમાં 'રવીન્દ્ર પુસ્તક વાંચે છે', 'એ પુસ્તક ખરેખર સુંદર છે', એ વાક્યોમાં 'પુસ્તક'ની વિભક્તિ (કારક) પદક્રમ દ્વારા જ વ્યક્ત થાય છે. એજ રીતે ફ્રેન્ચમાં પણ શબ્દક્રમ કર્તા અને કર્મનો નિર્દેશ કરે છે.[૮] અંગ્રેજીનાં John hit Bill અને Bill hit John, કે He is here અને Is he here એ વાક્યો સરખાવીએ તો પદક્રમ કારક અર્થ દર્શાવવામાં તેમજ વાક્યના વિધાનનું સ્વરૂપ પલટાવી નાંખવામાં કેટલો મહત્ત્વનો ભાગ ભજવે છે એનો ખ્યાલ આવે છે.[૯] સંસ્કૃતમાં પણ સમાસમાં શબ્દના સ્થાન ઉપર શબ્દનો અર્થ અવલંબે છે. ઉ. ત. मेघनील ('મેઘ જેવો શ્યામ'—પુરુષ આદિ), नीलमेघ ('શ્યામ મેઘ'), श्रीसौन्दर्य ('લક્ષ્મીનું સૌન્દર્ય'), सौन्दर्यश्री ('સૌન્દર્યની શોભા'), ग्रामसेवक ('ગ્રામનો સેવક'), सेवकग्राम ('સેવકોનું ગામ') ઇ૰. અંગ્રેજીમાં નામને (ગુણધર્માદિકથી) વિશિષ્ટ કરતાં (વિશેષણરૂપ) તત્ત્વો નામની પૂર્વે જ આવે છે, પાછળ નહીં. આમ દરેક ભાષામાં અર્થવ્યક્તિ માટે પદક્રમનું વત્તેઓછે અંશે મહત્ત્વ રહે છે.

આ રીતે ભિન્ન ભિન્ન પ્રકારે સંબંધતત્ત્વ વ્યક્ત કરવાને કારણે ભાષાઘડતરનાં ભિન્ન ભિન્ન સ્વરૂપો નજરે પડે છે. કોઈ કોઈ ભાષાઓમાં અર્થતત્ત્વ અને સંબંધતત્ત્વ સંપૂર્ણપણે એકરૂપ (one unit)

---

૮ જુઓ : Vendryes, *op. cit.*, p. 79.

૯ સરખાવો : "Every language shows part of its meanings by the arrangement of its forms."

— Bloomfield, *Language*, p. 163.

વળી સરખાવો : "The English principle of word-order is as potent a means of expression as is the Latin use of case-suffixes or of an interrogative particle. Here there is no question of functional poverty, but of formal economy." —Edward Sapir, *Language*, p. 64

થઈ ગયેલાં હોય છે. સંસ્કૃત, અને અરબી જેવી સેમિટિક ભાષાઓ આ પ્રકારની છે. સેમિટિક ભાષાઓમાં બહુધા સ્વરક્રમ વડે (જેની સાથે અનુગોનો પણ વિનિયોગ થયેલો હોય છે), અને સંસ્કૃતાદિ પ્રાચીન આર્ય ભાષાઓમાં શબ્દના આદિ, મધ્ય કે અંતમાં પ્રત્યય લગાડીને સંબંધતત્ત્વ વ્યક્ત કરવામાં આવે છે.

કેટલીક ભાષાઓમાં તદ્દન અલગ શબ્દોથી સંબંધતત્ત્વ વ્યક્ત કરવામાં આવે છે ચીની ભાષા પદક્રમ ઉપરાંત કેટલાક અપૂર્ણ કે રિક્ત શબ્દો (empty words) દ્વારા સંબંધતત્ત્વ વ્યક્ત કરે છે. અર્થતત્ત્વવાળા શબ્દો પૂર્ણ (full words) કહેવાય છે. ઉ. ત. ti (તિ) સંબંધદર્શક રિક્ત શબ્દ છે : wo ti ul-tsu ='મારો પુત્ર' (wo = મને; ul-tsu = પુત્ર). અહીં tiનું સ્થાન અંગ્રેજી ષષ્ઠી-પ્રત્યય s જેવું છે. આવા પ્રત્યય કે અનુગનું કામ સારતા અન્ય કેટલાક શબ્દો ચીનીમાં છે ઉ. ત ch'u (= -ness, 'પણું'); hău (= good), hăuch'u (= goodness); ch'ang (= long), ch'āngch'u (= length). આ રિક્ત શબ્દો પૂર્ણ શબ્દોથી સંપૂર્ણપણે અળગા રહે છે. એ મૂળ પૂર્ણ શબ્દોના ઘસાઈ ગએલાં રૂપો છે. શબ્દકોશમાં એના કોઈ વિશિષ્ટ અર્થ મળતા નથી. અન્ય ભાષાઓમાં પણ કોઈ કોઈ રિક્ત શબ્દોનાં ઉદાહરણો મળે છે. ઉ.ત. સંસ્કૃતમાં इति, કે અંગ્રેજીના shall, will, do, એ રિક્ત શબ્દો છે.[10]

કેટલીક બાન્ટૂ જેવી ભાષાઓમાં સંબંધતત્ત્વ પ્રકટ કરવાને ઘણા નિર્દેશક શબ્દો (classifiers) વપરાતા હોય છે. ઉ ત. બાન્ટૂ સમૂહની Soubiya ભાષામાં ba એ બહુવચન-નિર્દેશક છે.[11] 'છોકરીઓ ચાલે છે' એ વાક્ય 'ba-kazana ba-enda' એ રીતે નિર્દેશક ba શબ્દે શબ્દે જોડીને દર્શાવાય છે. બાન્ટૂમાં ૧૭ જેટલા નિર્દેશકો મળે છે, અને એના કેટલાક ભાષાપ્રભેદોમાં તો ૨૩ જેટલા હોય છે.[12]

---

૧૦ સરખાવો : Vendryes, *op. cit.*, p. 84

એથી બરાબર ઊલટી પરિસ્થિતિ કેટલીક અમેરિકન ભાષાઓમાં પ્રવર્તે છે. એમાં પ્રથમ બધાં જ સંબંધતત્ત્વો વાક્યમાં આગળથી જ કહી દેવામાં આવે છે, અને એ પછી મહત્ત્વનાં પદો, ને છેલ્લે નામો મુકાય છે. ઉ.ત. અમેરિકાની Chinook ભાષામાં 'The man has killed the woman with a knife' એ વાક્યનું સ્વરૂપ આ રીતનું બનશે : he–her–that–with || to kill–man–woman –knife.[13] બાન્ટૂ ભાષાઓમાં પણ મહત્ત્વનાં બધાં વ્યાકરણાત્મક સંબંધતત્ત્વો શબ્દમૂળ (radical element)ની પૂર્વે જ આવી જાય છે. ઉ. ત. te–s–e–ya–te એ Hupa ભાષાના વાક્યમાં ya = 'જવું' એ શબ્દમૂળ છે; અન્ય સર્વ સંબંધતત્ત્વો છે.[14]

એથી ઊલટું Nootka ભાષામાં કે મિસિસિપીની ખીણની Fox ભાષામાં એક જ શબ્દમૂળ (radical element)ને સ્વકીય સ્પષ્ટ અર્થવત્તાવાળાં થોડાં કે ઘણાં સંબંધતત્ત્વો (suffixes) જોડવામાં આવે છે, જે શબ્દમૂળ સાથે અવિશ્લેષ્યપણે જડાયેલાં હોય છે.[15]

કેટલાક ભાષાપરિવારોમાં (ફિનીશ, ઉગ્રિયન, તુર્કી, તાર્તરી આદિમાં) સંબંધતત્ત્વ અર્થતત્ત્વની સાથે લાગેલું હોય છે, પરંતુ

૧૧ આજ પ્રકારે Yana ભાષામાં ક્રિયાપદના ધાતુને -ba- અનુસર્ગ જોડીને બહુવચન દર્શાવવામાં આવે છે. ઉ. ત. *Ya-hau-si* (='It burns in the east'); *Ya-ba-hau-si* (='They burn in the east'). (ya ધાતુ છે).

—જુઓ : Edward Sapir, *Language*, p. 105

૧૨ સરખાવો : Vendryes, *op. cit.*, p 86.

13 જુઓ : Fr. Boas, *Handbook of American–Indian Languages*, (Washington, 1911), Introduction, p. 38.

૧૪ જુઓ : Edward Sapir, *Language*, p. 68.

૧૫ જુઓ : Edward Sapir, *Language*, pp. 66, 71.

એને અર્થતત્ત્વથી અતિ સરળતાથી જુદું પાડી શકાય છે. ઉ. ત. તુર્કીમાં kiz = પુત્રી, kizi = તેની પુત્રી, kizlari = તેની પુત્રીઓ (-lar બહુવચન દર્શાવે છે), ev = ઘર, ev-den = ઘરમાંથી, ev-im = મારું ઘર, ev-lar-im-den = મારાં ઘરોમાંથી. તુર્કીમાં અનુગો પ્રકૃતિરૂપ શબ્દો સાથે અતિ શિથિલ બંધથી જોડાયેલા હોય છે.[૧૬] ઉ. ત. Sevmišlerdir (= they have loved). Sevmišdirler એ રીતે પણ આવી શકે છે.

કેટલીક ભાષામાં વાક્યના આ પ્રમાણે વ્યાકરણાત્મક અંશો જ ધટાવી શકાતા નથી. ઉ. ત. ગ્રીનલૅન્ડની એસ્કિમો બોલીમાં એક એક વાક્ય એક એક શબ્દરૂપે વ્યક્ત થાય છે.[૧૭]

ભાષા ઉપર દર્શાવેલા પ્રકારોમાંથી કેવળ એક જ પ્રકારનું અવલંબન કરી રહેતી નથી. એક પ્રકારના સંબંધતત્ત્વનું એમાં પ્રાચુર્ય હોય છે,[૧૮] તો અન્ય પ્રકારના સંબંધતત્ત્વોનાં ઉદાહરણો પણ એમાં મળતાં હોય છે.[૧૯] ઉ. ત. સેમિટિક ભાષામાં સ્વરક્રમની સાથે જ શબ્દની પછી (કે કવચિત્ પૂર્વે) અનુગો (કે પૂર્વગો) લગાડેલા મળે છે.[૨૦] ગુજરાતી ભાષાનું જ ઉદાહરણ લઈએ તો એમાં સંસ્કૃતની માફક

૧૬ જુઓ : Sturtevant, *op. cit.*, pp. 55-56

૧૭ સરખાવો : Vendryes, *op. cit.*, p. 89.

૧૮ સામાન્ય રીતે ભાષાઓમાં સંબંધતત્ત્વદર્શક રીતિઓમાંથી પૂર્વગ-અનુગાદિકનું સંયોજન (affixing) — અર્થાત્, પુરઃસર્ગ (prefix), અંતઃસર્ગ (infix), અને અનુસર્ગ કે પ્રત્યય (suffix)નો ઉપયોગ વિશેષતયા થતો હોય છે, અને તેમાં પણ અનુસર્ગ કે પ્રત્યયોનો ઉપયોગ સવિશેષપણે વ્યાપક હોય છે.

લૅટિન કે રશિયન જેવી ભાષાઓમાં તો અનુસર્ગ (suffix) જ પદનો વાક્યગત અર્થ દર્શાવે છે, પુરઃસર્ગ (prefix) તો અર્થતત્ત્વને માત્ર વિશિષ્ટ કરતા હોય છે.

— સરખાવો : Edward Sapir, *Language*, pp 67-68.

ઘણા શબ્દોમાં સંબંધતત્ત્વ અર્થતત્ત્વની સાથે પૂર્ણપણે સમાવિત હોય છે, તો ચીનીની માફક સંબંધતત્ત્વ દર્શાવતા અલગ શબ્દો પણ પ્રયોજાયેલા મળે છે. કેટલીક વાર એક કરતાં વધારે શબ્દોથી પણ સંબંધતત્ત્વ દર્શાવાય છે (ઉ. ત. 'જો... તો'); તો, ઘણાયે શબ્દોમાં તુર્કી કે ફીનીશ ભાષાની માફક સંબંધતત્ત્વ અર્થતત્ત્વની સાથે બહુ શિથિલ બંધથી જોડાયેલ હોય છે.

શબ્દ અને પદ— સંસ્કૃત વૈયાકરણોએ વાક્યમાં પ્રયોજાયેલા શબ્દને પદનું નામ આપ્યું છે. સાર્થક ધ્વનિસમૂહ તે શબ્દ; એને પ્રત્યયાદિક લગાડીને વાક્યમાં પ્રયોજવા યોગ્ય બનાવીએ ત્યારે એ પદ બને છે.[21] જ્યાં સુધી શબ્દ (प्रकृति)ને પ્રત્યય લગાડાતો નથી

---

૧૯ ઉદાહરણ તરીકે બ્રિટિશ કોલંબિયાની Nass નામની (આદિમ) Indian ભાષામાં બહુવચન ચાર પ્રકારે સિદ્ધ કરવામાં આવે છે: ઘણાખરા નામોના શબ્દમૂળના અંશનો અભ્યાસ (= આવર્તન) થાય છે (ઉ. ત. *gyat* = 'person', *gyigyat* = 'people'), તો કેટલીક વાર પુરઃસર્ગો (prefixes) લગાડવામાં આવે છે (ઉ. ત. an on = 'hand', Ka-an on = 'hands'), તો કેટલાક બહુવચનો આંતરિક સ્વરક્રમથી સિદ્ધ થાય છે (ઉ. ત. *gwula* = 'cloak', *gwila* = 'cloaks'), તો વળી અન્ય પ્રકારનાં બહુવચનો વ્યાકરણાત્મક સંબંધતત્ત્વ લગાડીને (suffixing) બનાવવામાં આવે છે (ઉ. ત. *waky* = brother; *wakykw* = brothers)

—જુઓ Edward Sapir, *Language*, p 60.

૨૦ ઉ. ત. અરબી ભાષામાં ભૂતકાળ (Imperfect)માં શબ્દને આરંભે પૂર્વંગ કે પુરઃસર્ગ (affix) લગાડેલો હોય છે. qtl નું ભૂતકાળ ૧લો પુ૦ એક૦નું રૂપ aqtulu, અને બહુ૦નું રૂપ naqtulu થાય છે.

— જુઓ : Vendryes, *op cit*, p. 83.

૨૧ સરખાવો : सुप्तिङन्तं पदम् । १-४-१४, *The Ashtadhyayi of Pāṇini* – ed S. C. Vasu, 1962, Vol I, p 173.

ત્યાં સુધી એનો કશો અર્થ થતો નથી એમ વૈયાકરણો માને છે.[૨૨] એથી (તદા, ઉચ્ચૈઃ જેવાં) અન્યયોને પણ પ્રત્યય લાગે છે અને એ પ્રત્યયનો પછી તત્કાલ લોપ થાય છે એવી કલ્પના એમને કરવી પડી છે. આટલી સૂક્ષ્મતા છોડી દઈને, વાક્યપ્રયોગ માટે સિદ્ધ થયેલ શબ્દને પદ કહીએ અને અસિદ્ધને શબ્દ કહીએ એ અનુચિત નહીં ગણાય.

ગ્રીન્લેન્ડની એસ્કિમો બોલીમાં એક પદ (શબ્દ) જ પૂરું વાક્ય બની રહે છે, અથવા સમગ્ર વાક્ય જ એક પદ (શબ્દ) બને છે, એ આપણે આગળ જોઈ ગયા. ચીની ભાષામાં પણ કોઈ કોઈ વાર એક કરતાં વિશેષ શબ્દો મળીને અર્થતત્ત્વ બને છે. ઉ. ત. ઈ + फु (= કપડું); फु + च्चा (= પિતા). तुंग – हूसी (tung – hsi = વસ્તુ) એ બે એકાક્ષરી શબ્દો tung (= પૂર્વ) અને hsi (પશ્ચિમ) એકત્ર થઈને બન્યો છે.[૨૩] ચીનીમાં બે શબ્દો એકત્ર થઈને પદ બન્યાનાં અન્ય ઉદાહરણો મળે છે. આમ ભાષાએ ભાષાએ શબ્દનું સ્વરૂપ જૂદું પડશે.

ઉપરની સર્વ ચર્ચાને લક્ષમાં રાખીને પદની નીચે પ્રમાણે વ્યાખ્યા આપી શકાય:– "વાક્યમાં ભાષાની પરંપરા અનુસાર જે ધ્વનિસમૂહ સંબંધતત્ત્વ, અર્થતત્ત્વ, કે બંનેને વ્યક્ત કરે તે પદ. એમાં એક કરતાં વધારે અંશો હોય તો એ એકસાથે કે અલગ અલગ પણ રહી શકે."[૨૪]

---

૨૨ સરખાવો : अर्थात् पदं साभिधेयं पदाद् वाक्यार्थनिर्णयः ।
पदसंघातजं वाक्यं वर्णसंघातजं पदम् ॥
— पुण्यराजकृत वाक्यपदीयटीका १–२६

૨૩ સરખાવો : Sturtevant, *op. cit*., p. 55.

૨૪ સરખાવો : "A word is the result of association of a given meaning with a given combination of sounds,

## પદસ્વરૂપનું વિશ્લેષણ – વ્યાકરણાત્મક કોટિઓ

સંબંધતત્ત્વો (morphemes) જે વિશિષ્ટ અર્થ વ્યક્ત કરે છે તેને વ્યાકરણાત્મક કોટિઓ (grammatical categories) કહેવામાં આવે છે આ રીતે જે જે ભાષાઓમાં જાતિ, વચન, કારક (કર્તા, કર્મ, કરણ આદિ), પુરુષ (૧લો, ૨જો, ૩જો), કાળ (ભૂત, વર્તમાન, ભવિષ્ય), અર્થ (moods), પ્રશ્ન, નિષેધ આદિ, વિશિષ્ટ સંબંધતત્ત્વથી વ્યક્ત કરવામાં આવતાં હોય ત્યાં ત્યાં, એ વ્યાકરણાત્મક કોટિઓ બને છે. જ્યાં આ રીતે વિશિષ્ટ અર્થ વ્યક્ત કરવાને વિશિષ્ટ સંબંધતત્ત્વનો વિનિયોગ થતો હોતો નથી ત્યાં એ વ્યાકરણાત્મક કોટિ લુપ્ત થઈ ગઈ છે એમ કહેવાય ઉદાહરણ તરીકે ગુજરાતી કે હિન્દીમાં ક્રિયાપદના રૂપમાં કર્તાની જાતિ અનુસાર વિકાર થાય છે. (ઉ. ત. 'રવીન્દ્ર અભ્યાસ કરતો હતો', 'રમા વાંચતી હતી'), તેમ બંગાળીમાં કે અંગ્રેજી સમી કેટલીયે વિદેશી ભાષાઓમાં થતું નથી. ગુજરાતીમાં પ્રાકૃત–અપભ્રંશ દ્વારા ઊતરી આવેલી એ કોટિ જળવાઈ રહી છે, જ્યારે અન્ય ભાષાઓમાંથી એ લુપ્ત થઈ ગઈ છે. સંસ્કૃતમાં વિશેષણ વિશેષ્યની જાતિ ગ્રહણ કરતું હતું (ઉ. ત. विद्वान् पुरुषः, विदुषी नारी; चतुरः जनः, चतुरा स्त्री). વર્તમાન ભારતીય ભાષાઓમાં અધિકાંશ વિશેષણો અવિકારી છે સંસ્કૃતમાં આશીર્લિંગ અને વિધ્યર્થમાં ભિન્ન ભિન્ન રૂપો થતાં; પ્રાકૃતોમાં એ એકરૂપ થઈ ગયાં, અને ગુજરાતી જેવી વર્તમાન ભારતીય ભાષાઓમાં એમાં આજ્ઞાર્થનાં (તેમ સંકેતાર્થનાં) રૂપો પણ ભળી ગયાં. (ઉ. ત 'ઈશ્વર તમને સુખી રાખે' (આશીર્વાદાર્થ); 'વિદ્યાર્થીઓ ખંતથી અભ્યાસ કરે' (વિધ્યર્થ); 'તેઓ જલદી તૈયારી કરે' (આજ્ઞાર્થ); 'જો તેઓ સોંપેલું કામ કરે' (સંકેતાર્થ). આ રીતે એમ કહી

capable of a given grammatical use." —M. Meillet

(cf. Vendryes, *op. cit.*, p 89.)

શકાય કે ગુજરાતી જેવી વર્તમાન ભારતીય ભાષાઓમાં આશીર્વાદાર્થ, વિધ્યર્થ અને આજ્ઞાર્થ માટે ભિન્ન ભિન્ન કોટિઓ નથી. એ જ પ્રમાણે પ્રાચીન ગ્રીક ભાષામાં ઇચ્છાદર્શક અર્થ (optative) હતો તે ફ્રેન્ચ જેવી વર્તમાન યુરોપીય ભાષાઓમાં સંકેતાર્થમાં વિલીન થઈ ગયો, અને અદ્યતન અને પૂર્ણ ભૂતકાળ એકરૂપ થઈ ગયા.[૨૫]

આ પ્રમાણે વ્યાકરણ-કોટિનું સ્વરૂપ ભાષાએ ભાષાએ જુદું પડે છે, એટલું જ નહિ પણ એક જ ભાષાની ઉત્ક્રાન્તિના ભિન્ન ભિન્ન ક્રમે પણ એમાં રૂપાંતર થતાં રહે છે. આથી સામાન્ય રીતે કોઈ એક જ ભાષાનું અને તે પણ એની ઉત્ક્રાન્તિમાં કોઈ એક જ વિશિષ્ટ સમયનું વ્યાકરણાત્મક અધ્યયન કરી શકાય. અહીં આપણે ઘણી ભાષાઓમાં પ્રાપ્ત થતી કેટલીક સર્વસામાન્ય વ્યાકરણ કોટિઓની (જાતિ, વચન, કારક, કાળ, અર્થ ઇ૰ની) ચર્ચા કરીશું અને એમાં અંતર્ગત સામાન્ય સિદ્ધાંતો (principles)ની સમીક્ષા કરીશું.

**જાતિ—** વ્યાકરણમાં શબ્દોની ત્રણ જાતિઓ હોય છે—નર, નારી અને નાન્યતર. આદિમ ઇન્ડો-યુરોપિયન અને પ્રાચીન સેમિટિક ભાષાઓના સમયથી જાતિ શબ્દ સાથે સુદૃઢપણે સંકળાયેલી મળે છે. બોલનારના મનમાં શબ્દ સ્ફુરતાં સાથોસાથ એ શબ્દની વિશિષ્ટ જાતિનો પણ તત્ક્ષણ ખ્યાલ આવી રહે છે. જાતિ શબ્દની સાથે જ, એના લક્ષણરૂપે સંકલિત હોય છે.

શબ્દની વ્યાકરણાત્મક જાતિ (grammatical gender)ની પાછળ કોઈ તર્કબદ્ધ કારણ હોતું નથી. નૈસર્ગિક પુરુષત્વ કે સ્ત્રીત્વ સાથે શબ્દોની જાતિ સંકળાયેલી નથી. ઉદાહરણ તરીકે, સંસ્કૃતમાં 'સ્ત્રી'નો અર્થ દર્શાવતા શબ્દો ત્રણે લિંગ (જાતિ)માં મળે છે: पत्नी स्त्री भार्या (સ્ત્રીલિંગ); दाराः (પુલિંગ); कलत्रं (નપુંસકલિંગ).

[૨૫] જુઓ: J. Vendryes, *op. cit.*, p. 90.

એ રીતે સંસ્કૃત, ગુજરાતી, હિન્દી જેવી ભારતીય આર્ય ભાષાઓમાં તેમજ ફ્રેન્ચ, જર્મન જેવી યુરોપીય ભાષાઓમાં કે અરબી સમી સેમિટિક ભાષામાં નિર્જીવ પદાર્થો દર્શાવતા શબ્દોમાંથી કોઈ નરજાતિના હોય છે, તો કોઈ નારી જાતિના હોય છે. ઉ. ત. સંસ્કૃત वायुः (પું.), मृद् (સ્ત્રી.) (=માટી); ગુજ૦ 'ચાહ' (સ્ત્રી.) 'સોપારી' (સ્ત્રી.), 'ઘડો' (પુ.); ફ્રેન્ચ 'la table' (='the table'; fem.) 'une pomme' (='an apple'; fem.), 'le tabouret' (='the stool'; masc.), 'un arbre' (='a tree'; masc.);[२६] જર્મન 'der stuhl' (='the chair'; masc.), 'die Uhr' (='the clock'; fem.); અરબી कुर्सी (fem. 'a throne'), संग (masc. 'a stone'), खाना (masc. 'a house').

મુંડા ભાષાઓમાં પુંલિંગ અને સ્ત્રીલિંગનો ભેદ નથી.[૨૭] જ્યાં નૈસર્ગિક જાતિ બતાવવાની જરૂર પડે ત્યાં અર્વાચીન ફારસીની માફક 'નર' અને 'માદા'નો અર્થ દર્શાવતા શબ્દો જોડવામાં આવે છે. ઉ. ત. ऋाडिया कूल (=વાઘ); एंगा कूल (=વાઘણ).[૨૮] (સરખાવો અંગ્રેજી bull-elephant, cow-elephant; he-goat, she-goat; lady-students).

દ્રાવિડી ભાષાઓમાં નામના બે પ્રકાર પડે છે—ઉચ્ચજાતિયુક્ત અને જાતિવિહીન. નર અને નારી જાતિ દર્શાવવી આવશ્યક હોય ત્યાં ફારસીની માફક નર અને નારી સૂચક શબ્દો જોડવામાં આવે છે. અંગ્રેજીમાં ક્યારેક નિર્જીવ પદાર્થોમાં પણ પુરુષત્વ અને સ્ત્રીત્વનો

૨૬ જુઓ: Edward Sapir, *Language*, (New York, 1949), p. 97.

૨૭ આ જ પ્રમાણે Yana ભાષામાં પણ જાતિની કોટિનો સર્વથા અભાવ છે. જુઓ: E Sapir, *ibid.*, p. 91.

૨૮ સક્સેના, सामान्य भाषाविज्ञान, पृ. ९३.

આરોપ થયેલો મળે છે. ઉ. ત. the sun (masc.); the moon (fem.); the ship (fem.); the train (fem.). આઇરિશ ભાષામાં પણ આવશ્યક હોય ત્યાં શબ્દોની પૂર્વે સ્ત્રી–વાચક શબ્દાંગ જોડીને નારીજાતિનો શબ્દ બનાવવામાં આવે છે. ઉ ત. ban–dia (= goddess; અહીં 'ban' સ્ત્રી-વાચક શબ્દાંગ જોડવામાં આવ્યો છે), ban–file (= poetess).[૨૯]

ઇન્ડો–યુરોપિયન ભાષાઓમાં નાન્યતર જાતિ (= નપુંસકલિંગ) નૈસર્ગિક જાતિઓ કરતાં સ્વાભાવિક રીતે જ જુદી પડે છે, અને એનું વ્યાપન મર્યાદિત છે. પુંલિંગ અને સ્ત્રીલિંગની એ પૂર્તિ કરે છે. એ બહુધા અચેતન અને વ્યક્તિત્વ સામર્થ્ય (personal power)નું આરોપણ ન કરી શકાય એવા પદાર્થો દર્શાવે છે તેમજ સમૂહનો અર્થ વ્યક્ત કરે છે. કેટલીક અમેરિકાની અને આફ્રિકાની બોલીઓમાં જાતિવ્યવસ્થા સાવ જુદા પ્રકારની મળે છે. ઉ ત. એલ્ગોન્કિન (Algonkin) ભાષામાં બે જાતિઓ છે—ચેતન અને અચેતન. ચેતનમાં પ્રાણીઓ ઉપરાંત વૃક્ષો, પથ્થરો, સૂર્ય, ચન્દ્ર, તારાઓ, ગાજવીજ, બરફ, અનાજ, રોટી, તમાકૂ ચકમક ઈ૦નો સમાવેશ થાય છે.[૩૦] એ જ પ્રમાણે આર્મેનિયન (Armenian) ભાષામાં ચેતન અને અચેતન પદાર્થોની ભિન્ન ભિન્ન જાતિ હોય છે. પૂર્વ આફ્રિકાના મસાઈ લોકોની ભાષામાં જે જે મોટું અને પ્રબળ હોય તેની એક જાતિ, અને જે જે ન્હાનું અને નિર્બળ હોય તેની બીજી જાતિ—અર્થાત્, સબળ જાતિ, અને નિર્બળ જાતિ—એમ બે જાતિઓ મળે છે. આફ્રિકાની બાંટૂ ભાષાઓમાં જાતિને એક વર્ગ (class) ગણવામાં આવે છે. આવા અનેક વર્ગો એ ભાષાઓમાં હોય છે, જે વિશિષ્ટ પુરઃસર્ગ (affix)થી દર્શાવાય છે.

---

૨૯ જુઓ : J Vendryes, *op. cit.*, p. 93

૩૦ સરખાવો : Vendryes, *op. cit.*, p. 95.

આ ઉદાહરણો ઉપરથી જાતિનિર્ણયની પાછળ રહેલી તાર્કિક ભૂમિકા કલ્પી શકાય છે. નરજાતિના શબ્દોનો નારીજાતિમાં, કે નારીજાતિના શબ્દોનો નરજાતિમાં પ્રયોગ થયો હોય તો તે પુરુષ જાતિમાં સ્ત્રીના કોઈ વિશિષ્ટ ગુણો અને સ્ત્રીજાતિમાં પુરુષના ગુણો હોવાનું સૂચન કરે. સ્ત્રીને માટે સં. दाराः એ નરજાતિનો શબ્દ એની ગૃહવ્યવસ્થાના સામર્થ્યને ઉપલક્ષે છે.

એ જ પ્રમાણે સજીવ વ્યક્તિ માટે નપુંસકલિંગ (નાન્યતરજાતિ)નો પ્રયોગ એની નિર્બળતાનો સૂચક છે. ઉ. ત. સં. कलत्रं (સ્ત્રી.) એ સ્ત્રીના અબલત્વનો દ્યોતક છે.

નિર્જીવ પદાર્થ માટે નરજાતિ કે નારીજાતિનો પ્રયોગ એમાં સજીવતાનું આરોપણ સૂચવે છે. સંસ્કૃતના अग्निः, दहनः એ નરજાતિના શબ્દો બલ-સામર્થ્યના દ્યોતક છે, અને आपः (સ્ત્રી.) ઈ. શબ્દો શાન્તિદાયિત્વ, માર્દવ સૂચવે છે. આ રીતે શાંતિ, સૌકુમાર્ય દર્શાવતા પદાર્થો માટે સ્ત્રીલિંગનો અને તેજ, પ્રબલત્વ દર્શાવતા પદાર્થો માટે પુલિંગનો પ્રયોગ થયો હશે એમ માનવું સમુચિત છે. પછી કાળક્રમે આ રીતે અન્ય પદાર્થોમાં પણ પુરુષલિંગ અને સ્ત્રીલિંગનું આરોપણ થયું હશે એમ કલ્પી શકાય છે. આજે તો હવે આ જાતિઓ શબ્દોનાં અંગ સમી બનીને શબ્દાર્થ સાથે દૃઢપણે સંકલિત થઈ ગઈ છે.

**વચન**— જાતિ કરતાં વચન અને કાળ જેવી વ્યાકરણકોટિઓમાં વિશેષ વાસ્તવિકતા છે. જગતની ઘણીખરી વર્તમાન ભાષાઓમાં એકવચન અને બહુવચન વ્યક્ત કરી શકાય છે. પરંતુ કેટલીક ભાષાઓમાં એ ઉપરાંત દ્વિવચન પણ મળે છે. ઉદાહરણ તરીકે, ઈન્ડો-યુરોપિયન ભાષાઓમાં વૈદિક અને શિષ્ટ સંસ્કૃત કક્ષાએ દ્વિવચન હતું, જે પછીથી પ્રાકૃત અને પાલિમાં લુપ્ત થઈ ગયું. પ્રાચીન ફારસી ઝંદની ભાષામાં દ્વિવચનનો વ્યવસ્થિતપણે ઉપયોગ થતો હતો, પણ એમાંથી ઉદ્‌ભવેલી પહેલવી ભાષામાં એ મળતું નથી. આર્મેનિયન

અને લેટિનમાં દ્વિવચન નહોતું, પણ પુરાતન સ્લાવોનિકમાં એ હતું. ગૉથિકમાં સર્વનામ અને ક્રિયાપદોનાં રૂપોમાં દ્વિવચન દર્શાવાતું હતું, અને પુરાણી આઈરિશ ભાષામાં નામનાં દ્વિવચનનાં રૂપો મળે છે. પ્રાચીન ગ્રીકમાંથી એ ક્રમે ક્રમે લુપ્ત થઈ ગયું.[31]

દ્વિવચનનો પ્રાદુર્ભાવ બે સમાન વસ્તુઓના નિત્ય સહઅસ્તિત્વના દર્શનમાંથી થયો હશે. ઉ. ત. બે આંખ, બે હાથ, બે પગ, ઈ૰. એ પછી ધીમે ધીમે સમાન નહીં છતાં નિરંતર સાથે રહેનારી વસ્તુઓ કે વ્યક્તિઓ માટે એનો પ્રયોગ થવો શરૂ થયો હશે. ઉ ત. मित्रावरुणौ, द्यावापृथिवी, पितरौ, दंपती, ઈ૰. પછી તો દ્વિવચનનો પ્રયોગ કેવળ સામાન્ય બની ગયો — કોઈ પણ બે વ્યક્તિ કે વસ્તુઓ માટે એ વપરાતું થઈ ગયું. ઉત્તરકાળમાં પાલિ અને પ્રાકૃતમાંથી એ લુપ્ત થઈ ગયું. એ સમયે દ્વિવચનના વિશિષ્ટ અર્થનો ઉપયોગ રહ્યો નહીં હોય અને નામાદિક પૂર્વે સંખ્યાવાચક 'બે' મૂકીને બહુવચનનો પ્રયોગ કરવાથી કામ નભી રહ્યું હશે.

આફ્રિકાની કેટલીક ભાષાઓમાં ત્રિવચન પણ મળે છે ત્યાં ત્રણ ત્રણ પદાર્થો કે વ્યક્તિઓનો અર્થ વિશિષ્ટપણે વ્યક્ત કરવાની જરૂર પડી હશે. સંસ્કૃતાદિ આર્ય ભાષાઓમાં બહુવચનનો પ્રયોગ કર્યા વિના સમૂહવાચક શબ્દ જોડીને પણ બહુવચનનો અર્થ દર્શાવી શકાય છે. એમાં બહુત્વ કરતાં સમૂહનો અર્થ વિશેષ ઉદ્દિષ્ટ હોય છે. ઉ. ત. गण, जन. मण्डल, त्रितय, चतुष्टय, ડઝન, કોડી, સેંકડો, ઈ૰

કાળ — કાળ ક્રિયાપદના રૂપ વડે વ્યક્ત થાય છે. કાળનો ભાવ વર્તમાન ભાષાઓ જેટલી સ્પષ્ટતાથી વ્યક્ત કરે છે તેવી રીતે પ્રાચીન ભાષાઓમાં વ્યક્ત થતો નહોતો. ઉદાહરણ તરીકે, ઇન્ડો-યુરોપિયન ભાષાઓ કાળ કરતાં ક્રિયાસાતત્ય (duration) વિશેષપણે દર્શા-

31 જુઓ : Vendryes, *op. cit.*, p 97

વતી. એને વ્યાકરણમાં aspect (ક્રિયાસ્વરૂપ) કહેવામાં આવે છે. ઇન્ડો-યુરેપિયન ભાષાઓમાં કોઈ કાર્ય ભૂત, ભવિષ્ય કે વર્તમાનના અમુક કાળબિંદુએ થાય છે એ કરતાં એ ચાલુ છે કે સંપૂર્ણ થયું છે, ક્યારે પૂર્ણ થયું, એક વાર થયું કે ફરીફરીને એનું આવર્તન થયું, ઇ૰ (aspects) દર્શાવવા તરફ વિશેષ વલણ હોય છે. ઉદાહરણ તરીકે, સંસ્કૃતમાં ભૂતકાળના ત્રણ પ્રકાર મળે છે: અદ્યતન કે સામાન્ય ભૂતકાળ (Aorist), અનદ્યતન ભૂતકાળ (Imperfect), અને પરોક્ષ ભૂતકાળ (Perfect). એ ક્રિયા આજ પૂર્ણ થઈ, કે (વક્તાએ નહીં જોયેલા કોઈ) પુરાતન કાળમાં થઈ હતી એમ દર્શાવે છે. પ્રાચીન ગ્રીક ભાષામાં પણ, આ રીતે, ક્રિયાસાતત્ય દર્શાવતો અપૂર્ણ-ભૂતકાળ (Imperfect), સામાન્ય ભૂતકાળ (Aorist), અને ક્રિયાસમાપ્તિ દર્શાવતો પૂર્ણ ભૂતકાળ (Perfect) હતા. લૅટિનમાં આમાંથી બે કાળ—ચાલુ ક્રિયા દર્શાવતો અપૂર્ણ ભૂતકાળ (Imperfect) અને સામાન્ય (non-durative) ભૂતકાળ (Perfect)—મળે છે.[૩૨] ઇન્ડો-યુરેપિયન વર્ગની આ સર્વ પુરાતન ભાષાઓમાં કાળ કરતાં ક્રિયાસમાપ્તિની અભિવ્યક્તિ પ્રધાન રહે છે. પુરાતન સ્લાવોનિક ભાષાઓમાં પણ ક્રિયાના કાળ કરતાં સાતત્યદર્શન (aspect)નું પ્રાધાન્ય હતું, જેના અવશેષો (traces) વર્તમાન રશિયન જેવી ભાષાઓમાં આજે પણ મળે છે.

સેમિટિક ભાષાઓમાં વસ્તુતઃ બે જ કાળ છે—અપૂર્ણ (Imperfect) અને પૂર્ણ (Perfect), જે અપૂર્ણ ને પૂર્ણ ક્રિયા દર્શાવે છે.[૩૩] પરંતુ, એ ભાષામાં ક્રિયાનાં વિવિધ સ્વરૂપો—પ્રેરિત, ઇચ્છા-

૩૨ જુઓ: Sturtevant, *An Introduction to Linguistic Science*, p 59.

૩૩ આમ અરબીમાં અપૂર્ણ કાળ (Imperfect) સમાન રીતે ભૂતકાળ તેમજ વર્તમાનકાળ દર્શાવે છે. જુઓ: Vendryes, *op. cit.*, p. 100

દર્શક, તીવ્રતયા થતી ક્રિયા— અનેક રીતે દર્શાવી શકાય છે.

ઇન્ડો-યુરોપિયન વર્ગની વર્તમાન ભાષાઓમાં કાલવ્યવસ્થા વધારે સમૃદ્ધ છે. ફ્રેન્ચમાં ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે પ્રભેદો છે, એટલું જ નહિ પણ એ દરેકમાં કાલભેદ દર્શાવી શકાય છે. ઉ. ત. ફ્રેન્ચ ભૂતકાલીન ભવિષ્ય કે ભવિષ્યકાલીન ભૂતકાળ દર્શાવી શકે છે. એથી ઊલટું જર્મનમાં સ્પષ્ટ કાળ એક ભૂતકાળ જ છે. જર્મન ભાષા ભવિષ્યને સ્થાને વર્તમાનકાળ વાપરે છે. એ જ પ્રમાણે રશિયન, વેલ્શ વગેરે ભાષાઓમાં પણ પુરાતન વર્તમાનકાળનાં રૂપો ભવિષ્ય માટે પ્રયોજાય છે. અંગ્રેજીમાં પણ ભવિષ્યકાળ વ્યક્ત કરવાને અલગ રૂપો નથી – ધાતુને વર્તમાનકાળના shall ને will નાં રૂપો લગાડીને ભવિષ્યકાળ બનાવવામાં આવે છે![34] અર્વાચીન હિંદીમાં વર્તમાનકાળ માટે ભૂતકાળનાં રૂપોને જોડીને ભવિષ્યકાળ બનાવવામાં આવે છે. ઉ. ત. जायगा (= તે જશે) એ ભવિષ્યકાળનુ રૂપ जाए <સં. याति અને गा <સં. गतः સલગ્ન થઈને બનેલું છે.[35]

અર્વાચીન રશિયન ભાષામાં ક્રિયાપદો ઇન્ડો-યુરોપિયનની માફક કાળ (tense)ની સાથે ક્રિયાસ્વરૂપ (aspect) પણ પ્રકટ કરે છે. રશિયનમાં ત્રણ ક્રિયાસ્વરૂપો છે: ક્રિયાસાતત્યદર્શક (durative), તત્કાલીન ક્રિયાસૂચક (momentaneous), અને ક્રિયાવર્તનસૂચક (iterative). ઉ. ત. અંગ્રેજી pity ક્રિયાપદ ક્રિયાસાતત્યદર્શક રૂપથી દર્શાવાશે; take pity on તત્કાલીન ક્રિયાસૂચક રૂપથી વ્યક્ત થશે; અને beat (મારવું) એ ક્રિયાવર્તનસૂચક રૂપથી દર્શાવાશે.[36]

---

૩૪ વસ્તુતઃ તો સંસ્કૃતમાં પણ ધાતુ અને વર્તમાનકાળના પ્રત્યયોની વચ્ચે સ્ય અંગ જોડીને ભવિષ્યકાળનાં રૂપો બનાવવામાં આવે છે.

૩૫ જુઓ : સકસેના, એજન, પૃ. ૯૬.

૩૬ બીજું એક ઉદાહરણ લઈએ. '*be crying*' એ ક્રિયાસાતત્યદર્શક

રશિયનમાં ક્રિયાપદ આ ત્રણમાંથી કોઈ પણ એક સ્વરૂપનું હોવું જ જોઈએ.[૩૭]

ચીની ભાષામાં ક્રિયાપદનું રૂપ કોઈ કાળભેદ દર્શાવતું નથી; કાળ સૂચવવો હોય તો 'હમણાં', 'કાલે' એવા શબ્દો મૂકવામાં આવે છે. વાંકુવર ( Vancouver Island ) ની Nootka નામની ભાષામાં તો નામ અને ક્રિયાપદ વચ્ચે પણ ભેદ દર્શાવાતો નથી. ઉ. ત. inikw– શબ્દમૂળ (radical element) 'અગ્નિ' કે 'બાળવું' બંને દર્શાવે છે એમાંથી કયો અર્થ ગ્રહણ કરવો તે સંદર્ભ ઉપરથી નક્કી કરવામાં આવે છે.[૩૮] ક્રિયાપદોની કાળવ્યવસ્થા ઘણી રીતે અધૂરી છે. ઘણી ઈન્ડો-યુરોપિયન ભાષાઓમાં ભવિષ્ય અને ભૂતકાળ જે રૂપોથી દર્શાવવામાં આવે છે તે ભવિષ્યકાળ કે ભૂતકાળનાં હોતાં નથી. જર્મન ભાષામાં ભવિષ્યને સ્થાને વર્તમાન પ્રયોજાય છે. સામાન્ય રીતે ભાષાઓ વર્તમાન પાસેથી ભવિષ્યનો અર્થ કઢાવે છે. ઉદાહરણ તરીકે પુરાતન વર્તમાનકાળ ( Old Present ) હજી પણ રશિયન, વેલ્સ અને ગૅલિક ભાષામાં ભવિષ્યનો અર્થ વ્યક્ત કરે છે; જોકે, એથી ઊલટું, ફ્રેન્ચમાં સાદો ભવિષ્યકાળ (Simple Future) વર્તમાનને સ્થાને પ્રયોજાય છે. વર્તમાનકાળ ભૂતકાળનો અર્થ દર્શાવી શકે છે. ઐતિહાસિક કથનમાં તેનો વિશેષતયા ઉપયોગ થાય છે; એથી એને ઐતિહાસિક વર્તમાનકાળ (Historic Present) નું નામ

(durative) રૂપથી, '*cry out*' તત્કાલીન ક્રિયાસૂચક (momentaneous) રૂપથી, અને '*cry now and again*' એ ફિર વર્તનસૂચક રૂપથી દર્શાવાશે. આ ત્રણે aspects (ક્રિયાસાતત્યસ્વરૂપ) પણ પાછા કેટલાક પ્રભેદો છે.

— જુઓ : Edward Sapir, *Language*, p. 108 f.

૩૭ સરખાવો : Sturtevant, *op. cit*, p. 58

૩૮ સરખાવો : Sturtevant, *op. cit.*, p 59

૩૯ સરખાવો : Vendryes, *op. cit.*, p. 102

આપવામાં આવ્યું છે. પુરાતન ગ્રીક ભાષામાં સર્વકાલીન સત્યકથનમાં વર્તમાનને સ્થાને ભૂતકાળ (Aorist) વપરાયેલો મળે છે. એને બોધાર્થક ભૂતકાળ (Gnomic Aorist) કહે છે, કારણ કે એ ત્રિકાલાબાધિત સત્યનો બોધ કરાવે છે.[૩૯]

આ રીતે આધુનિક ભાષાઓમાં વર્તમાનકાળનાં રૂપો જ સુનિશ્ચિત સ્વરૂપનાં છે, ભૂતકાળનું સ્વરૂપ એટલું સ્થિર નથી હોતું. અંગ્રેજી કે ફ્રેન્ચ જેવી આધુનિક યુરોપિયન ભાષાઓમાં વર્તમાનનો પ્રસ્તાર કરીને ભવિષ્ય કે ભૂતકાળ વ્યક્ત કરી શકાય છે.[૪૦] હિંદીમાં વર્તમાન સાથે ભૂતકાળનાં રૂપો જોડીને ભવિષ્યકાળ વ્યક્ત કરાય છે એ આપણે આગળ જોઈ ગયા. ફ્રેન્ચમાં સંકેતાર્થક ભૂતકાળ (Conditional Past) ભવિષ્યનો અર્થ દર્શાવી શકે છે: ઉ. ત. 'If this matter were left to me, I should soon have finished it.'[૪૧]

ગુજરાતીમાં પણ સંનિહિત ભવિષ્યકાળ દર્શાવવાને વર્તમાન તેમજ ભૂતકાળનાં રૂપોનો ઉપયોગ થાય છે. ઉ. ત. 'તમે ચાલતા થાઓ, હું આ આવ્યો.' આ રીતે ભાષાઓની કાળવ્યવસ્થામાં અનેક સ્થળે સંકુલતા તેમજ અસ્પષ્ટતા નજરે પડે છે.

### પ્રેરણાર્થક

સંસ્કૃત ભાષામાં કાળ કરતાં ક્રિયાના સ્વરૂપ ઉપર સવિશેષ દૃષ્ટિ હતી. કર્તા પોતે ક્રિયા કરતો હોય તો એને માટે એક રૂપ

૪૦ અંગ્રેજીમાં વર્તમાનકાલીન ક્રિયાપદ (ઉ. ત. He comes) સંદર્ભ અનુસાર ભવિષ્યકાળ વ્યક્ત કરી શકે છે (ઉ. ત. He comes tomorrow), તેમ અનિશ્ચિત કાળ પણ વ્યક્ત કરે છે (ઉ. ત. Whenever he comes, I am glad to see him).

—જુઓ : Edward Sapir, *Language*, p 97.

૪૧ સરખાવો : Vendryes, *op. cit.*, p. 102.

(करोति), અને અન્ય કોઈ એને પ્રેરીને એની પાસે ક્રિયા કરાવતો હોય તો બીજું રૂપ (कारयति) ઉપરાંત એ પ્રમાણે કામ કરવાની ઇચ્છા કરવાને માટે ત્રીજું રૂપ (चिकीर्षति–ते) હતું. તેમ વારંવાર કરવામાં આવતી ક્રિયા માટે વળી અન્ય રૂપ (लेलिह्यति–વારંવાર ચાટે છે, चङ्क्रम्यते – વારવાર (વાંકુંચૂકું) ફરે છે; देदीयते – વારંવાર દાન કરે છે; देदीप्यते – ફરીફરીને, અત્યંત પ્રકાશે છે) વપરાતું. વર્તમાન ભારતીય ભાષાઓમાંથી આ સર્વ વ્યાકરણ–કોટિઓ લુપ્ત થઈ ગઈ છે—આજે જુદા જુદા શબ્દો વડે એ વિચારસ્વરૂપો દર્શાવવામાં આવે છે. ઉ ત 'હું કરવા ઇચ્છુ છુ' 'એ ખૂબ ફરે છે', 'દીપક અત્યંત પ્રકાશે છે', 'મેં કરી નાંખ્યું', ઇ૦. સંસ્કૃતનાં વિવિધ રૂપોમાંથી કેવળ પ્રેરણાર્થ (causal)નાં રૂપો વર્તમાન ભારતીય ભાષાઓમાં જળવાયાં છે. ઉ. ત 'કરવું' – પ્રેરક 'કરાવવું'; 'ફરવું' – પ્રેરક 'ફેરવવું'; 'પડવું' – પ્રેરક 'પાડવું' ઇ૦.

સંસ્કૃતમાં ધાતુઓના દસ ગણ પાડવામાં આવ્યા છે અને એ પ્રત્યેકને એના વિશિષ્ટ વિકરણ હોય છે (ઉ ત. अ, य, अय, नु, उ, ना, ઇ૦), જે ધાતુને જોડીને પછી પ્રત્યયો લગાડવામાં આવે છે આ વિકરણોના પૂર્વે કોઈ વિશિષ્ટ અર્થ થતા હશે એમ કલ્પી શકાય છે.[૪૨] ઉપરાત જે ગણોમાં ધાતુઓના આદિ વ્યંજન અભ્યાસ (આવર્તન) પામે છે તે પણ પૂર્વે વારંવાર થતી ક્રિયા દર્શાવતા હશે એમ માનવુ સયુક્તિક છે. 'जुहोति' 'ददाति' ઇ૦ના 'પૂર્વે' ફરી

૪૨ સરખાવો : લૅટિન *vin-co* = 'I conquer', *vic-i* = 'I conquered'. Bontoc Igorot નામની ફિલિપ્પાઇન ટાપુની ભાષામાં in – અને um – અતઃસર્ગો (infix) વિકરણની માફક જ લગાડવામાં આવે છે, જેનાથી સ્પષ્ટપણે અર્થભેદ થવાય છે. ઉ. ત *kayu* = 'wood'; *kinayu* – 'gathered wood'; *sad* = 'to wait' *sumid-ak* = 'I wait'.

— જુઓ : Edward Sapir, *Language*, P. 72

ફરીને આહુતિ આપે છે', 'વારંવાર દાન કરે છે' એવો અર્થ થતો હશે.[૪૩]

## કર્તરિ, કર્મણિ અને ભાવે પ્રયોગ

ક્રિયાપદોની ક્રિયાના કર્તા સાથેના સંબંધ ઉપરથી પ્રયોગનું સ્વરૂપ સમજાય છે. એ સંબંધ ત્રણ પ્રકારનો સંભવે છે—કર્તા પોતે જ ક્રિયા કરે, અથવા કર્તા થતી ક્રિયાનો અનુભવ કરે કે કર્તાને અનુલક્ષીને (અન્ય કોઈ દ્વારા) ક્રિયા થાય. આમ ગ્રીકમાં ત્રણ પ્રયોગ મળે છે—સક્રિય કે કર્તરિ (Active), ઉદાસીન કે મધ્ય (Middle), અને અક્રિય કે કર્મણિ (Passive). ઉ. ત. 'I wash' (Active); 'I wash myself' (Middle); 'I am washed' (Passive).[૪૪] ગ્રીકમાં પણ આ ત્રણે પ્રકારના પ્રયોગ વચ્ચે સુસ્પષ્ટ ભેદરેખા નથી જ.

સંસ્કૃતમાં ત્રણ પ્રયોગ મળે છે—કર્તરિ (કે કર્તૃવાચ્ય), કર્મણિ (કે કર્મવાચ્ય), અને ભાવે (ભાવવાચ્ય). કર્તરિમાં કર્તાના કર્તૃત્વ ઉપર જ ભાર હોય છે (ઉ. ત. 'અવનીન્દ્ર પુસ્તક વાંચે છે'); કર્મણિમાં કર્મ ઉપર જ ભાર હોય છે (ઉ ત. 'આ પુસ્તક ઘણું વંચાય છે'); ભાવે પ્રયોગમાં ક્રિયાનો ભાવ પ્રધાન હોય છે (ઉ. ત. 'આમ વંચાય નહીં'). સંસ્કૃતમાં આ ત્રણે પ્રયોગો માટે અલગ

---

૪૩ જગતની ઘણી આદિમ ભાષાઓમાં શબ્દમૂળ (radical element)ના અંશનું આવર્તન કરીને ક્રિયાનું સાતત્ય કે આવર્તન દર્શાવવામાં આવે છે. ઉ. ત. Shilh ભાષામાં *gen* = 'to sleep', *ggen* = 'to be sleeping'; Ful ભાષામાં *fewa* = 'to lie', *fefeu-'bo* = 'those who always lie; liars'; Nass ભાષામાં *gyibayuk* = 'to fly', *gyigyibayuk* = 'one who is flying'. — Edward Sapir, *Language*, p 78.

સરખાવો : Vendryes, *op. cit.*, pp. 102-3.

અલગ રૂપો હતાં; વર્તમાન ભારતીય ભાષાઓમાં કર્મણિ અને ભાવે પ્રયોગનાં રૂપો સમાન છે, અને ઘણી ભાષાઓમાં સંયુક્ત ક્રિયાપદો દ્વારા એ દર્શાવાય છે.

કર્તરિ પ્રયોગ સકર્મક અને અકર્મક બંને પ્રકારનાં ક્રિયાપદોમાં સંભવે છે, જ્યારે કર્મણિ પ્રયોગ કેવળ સકર્મક ધાતુઓમાં, અને ભાવે પ્રયોગ કેવળ અકર્મક ધાતુઓમાં જ થાય છે. જે ક્રિયાપદોની ક્રિયાનું ફળ વાક્યમાં વ્યક્ત કરેલું હોય તે સકર્મક ક્રિયાપદો છે, અને જે ક્રિયાપદોને વાક્યમાં એ રીતે ક્રિયાફળની અપેક્ષા હોતી નથી તે અકર્મક ક્રિયાપદો છે.

ક્રિયાફળને અનુલક્ષીને સંસ્કૃતમાં ધાતુઓના બે વર્ગ પાડવામાં આવ્યા હતા—પરસ્મૈપદી અને આત્મનેપદી. જેમાં ક્રિયાનું ફળ કર્તાને પોતાને જ (आत्मने) મળતું હોય તે ક્રિયાપદ 'આત્મનેપદી,' અને જેમાં એ અન્યને (परस्मै) મળતું હોય તે 'પરસ્મૈપદી' હતું. ઉ. ત. यजमानः यजते અને ऋत्विक् यजति; सूदः पचति (='રસોઈઓ [બીજા માટે] રાંધે છે'); ब्राह्मणः पचते (બ્રાહ્મણ [પોતાને માટે] રાંધે છે). આ રીતે ક્રિયાપદના પ્રયોગની વ્યવસ્થા ક્રમે ક્રમે શિથિલ બનતી ગઈ[૪૫] અને પાલિ–પ્રાકૃતાદિમાંથી આ પદભેદ સંપૂર્ણપણે લુપ્ત થઈ ગયો.

આ જ પ્રકારે સંસ્કૃત, ગ્રીક, લૅટિન આદિ ઇન્ડો–યુરોપિયન ભાષાઓમાં આશીર્વાદાર્થ, વિધ્યર્થ, આજ્ઞાર્થ આદિ ભિન્ન ભિન્

૪૫ કેટલા સંસ્કૃત કવિઓએ પણ પોતાની રચનાઓમાં આ ભેદ જાળવ્યો નથી. कादम्बरी અને दशकुमारचरित માં બંને પદો સમાન અર્થમાં વપરાયાં

અર્થો (moods)માં ક્રિયાપદનાં ભિન્ન ભિન્ન વિશિષ્ટ રૂપો થતાં. ગુજરાતી-હિંદી વગેરે વર્તમાન ભારતીય ભાષાઓમાંથી એ લુપ્ત થઈ ગયાં છે, અને એમને સ્થાને બહુધા વર્તમાનકાળનાં રૂપો પ્રયોજાય છે.

વિભક્તિ — વાક્યમાં પ્રયુક્ત થતાં નામ, સર્વનામ અને વિશેષણનાં જે જુદાં જુદાં રૂપો બને છે તેને વિભક્તિ કહે છે. અંગ્રેજીમાં બે વિભક્તિઓ છે (he, him); જર્મનમાં કેટલાંક ક્રિયાપદો પ્રયોજતાં આ ઉપરાંત સંપ્રદાન વિભક્તિ (Dative) પણ થાય છે (ઉ. ત. 'er dankte mir' = 'he thanked me'); તો ફિનીશ જેવી ભાષાઓમાં વીસ વિભક્તિઓ મળે છે.[૪૬] સંસ્કૃતમાં સાત વિભક્તિઓ છે. એમાં સંબોધન વિભક્તિ પ્રથમા વિભક્તિમાં અંતર્ગત છે. એને જુદી વિભક્તિ માનીએ તો આઠ વિભક્તિઓ થશે. એમાંથી પાલિની કક્ષાએ ચતુર્થી અને ષષ્ઠીનો ભેદ લુપ્ત થવાની શરૂઆત થઈ — ચતુર્થીની જગાએ ષષ્ઠી અને ષષ્ઠીની જગાએ ચતુર્થીના ઉપયોગનાં અનેક ઉદાહરણો મળે છે. પ્રાકૃતમાં ચતુર્થીનો લોપ થઈ ગયો અને એને સ્થાને ષષ્ઠીનો પ્રયોગ વ્યાપક બન્યો, એટલું જ નહીં પણ અન્ય વિભક્તિઓને સ્થાને ષષ્ઠીનો પ્રયોગ છૂટથી થવા લાગ્યો. અપભ્રંશના કાળમાં તો ધ્વનિવિકાસ નિયમાનુસાર પ્રત્યયો ઘસાઈને લગભગ સમરૂપ બની ગયા, અને તેથી તેમને સ્થાને અનુગોનો પ્રયોગ થવાનો પ્રારંભ થયો.

આજે ગુજરાતી હિન્દી સમી વર્તમાન ભારતીય ભાષાઓમાં ઘણુંખરું નામોમાં બે જ વિભક્તિઓ અવશિષ્ટ રહી છે—એક અવિકારી (Direct), અને બીજી વિકારી (Oblique). અવિકારીમાં શબ્દનું મૂળરૂપ યથાવત્ રહે છે, વિકારીમાં એમાં ફેરફાર થાય છે. વિભક્તિઓનો અર્થ અનુગો દ્વારા દર્શાવાય છે. અ-કારાન્ત

૪૬ જુઓ: Bloomfield, *Language*, p. 272.

થી એમ બન્ને માટે એક જ પ્રત્યય– અનુગ 'થી' (હિન્દીમાં સે) ના પ્રયોગથી સૂચવાય છે. એ પ્રમાણે સંબંધ, સંપ્રદાન અને કર્મના અર્થો વચ્ચે ખાસ ભેદ રહ્યો નથી. તેથી જ એ અર્થો 'નો', 'ને', જેવા સમરૂપ પરસર્ગો (suffix) થી વ્યક્ત થાય છે. એ એમ સૂચવે છે કે વિભક્ત્યર્થોનો સંસ્કૃતભાષાભાષીઓના મનમાં જેટલો સૂક્ષ્મ ખ્યાલ હતો તેટલો વર્તમાન ભારતીય ભાષાઓ બોલનારના મનમાં નથી.

**કારક** – વિભક્તિઓના ક્રિયાની સાથેના સંબંધને સંસ્કૃત વ્યાકરણોમાં કારક કહે છે. ઉદાહરણ તરીકે પ્રથમા વિભક્તિ ક્રિયાના કર્તાનો અર્થ દર્શાવે છે, દ્વિતીયા ક્રિયાનું કર્મ (ક્રિયાફલ) વ્યક્ત કરે છે, તૃતીયા ક્રિયાનું કરણ (સાધન) દર્શાવે છે, તો ચતુર્થી સંપ્રદાન (ફલ ગ્રહણ કરનાર વ્યક્તિ) નો ઉલ્લેખ કરે છે. પંચમી અપાદાન (= છૂટા પડવા) ના સ્થળ માટે અને સપ્તમી અધિકરણ (= ક્રિયાનું સ્થાન, અધિષ્ઠાન) માટે પ્રયોજાય છે. ષષ્ઠી વિભક્તિનો ક્રિયા સાથે કોઈ સંબંધ નથી: એ કોઈ નામ કે સર્વનામના અન્ય નામ કે સર્વનામ સાથેના ભિન્ન ભિન્ન પ્રકારના સંબંધો વ્યક્ત કરે છે. એથી એને કારક ન કહેતા કેવળ વિભક્તિ કહે છે

**પદરૂપોની તાર્કિક ભૂમિકા** – સૂક્ષ્મતાથી પદવિશ્લેષણનો વિચાર કરતાં એમ અવશ્ય લાગે છે કે આ સર્વ વ્યાકરણકોટિઓ (grammatical categories) સ્વાભાવિક પણ નથી, તેમ તેમના વિકાસ પાછળ કોઈ તાર્કિક ભૂમિકા (logical system) રહેલી નથી. ઉદાહરણ તરીકે કેટલીક આર્યકુલની ભાષાઓના નિર્જીવ પદાર્થોમાં નરજાતિ કે નારીજાતિનું આરોપણ કરેલું હોય છે, જે અસ્વાભાવિક અને અનાવશ્યક છે. પ્રાચીન ઇન્ડોયુરોપિયનમાં ક્રિયારૂપોમાં કાળ કરતાં ક્રિયાસ્વરૂપની અભિવ્યક્તિ ઉપર અધિક ભાર રહેતો: મનવ ([illegible]) ભાષામાં પ્રેરક અર્થ વ્યક્ત કરવાને વિશિષ્ટ ક્રિયારૂપો

નામોના એકવચનના રૂપો અવિકારી હોય છે, અને બહુવચનના વિકારી હોય છે અન્ય પ્રકારના નામોમાથી કેટલાકના—ગુજરાતીમ ઓકારાન્ત નામો જેવાના—એકવચનમા પણ વિકારી રૂપો થાય છે કેટલીક વર્તમાન ભારતીય ભાષાઓમા સર્વનામના બે વિકારી રૂપો મળે છે—એક ષષ્ઠીનુ પૂર્વ ભાષામાથી વ્યુત્પન્ન થએલુ રૂપ, અને બીજુ અન્ય વિભક્તિઓનુ રૂપ નીચેના ઉદાહરણ જુઓ

| અવિકારી રૂપ (Direct) | વિકારી રૂપો (Oblique) |
|---|---|
| માણસ | માણસો, માણસે |
| ઘર | ઘરે, ઘરે |
| છોકરો | છોકરાઓ |
| ગામડુ | ગામડાઓ, ગામડે |
| હુ, તુ | મ્હારુ, મને, ત્હારુ, તને |
| गाय (હિન્દી) | गाए, गाया |
| कोइ (,,) | किस |
| मे (,) | मुझ, मेरा |

ચીની ભાષામા શબ્દક્રમ વડે—શબ્દોના પૌર્વાપર્યથી—વિશેષણરૂપ શબ્દને વિશેષ્ય શબ્દની પૂર્વે મૂકીને ષષ્ઠ્યર્થ દર્શાવવામા આવે છે. ઉ ત Han tchiou (the Han dynasty).[૪૭]

જ્યા (સંસ્કૃત સમી ભાષાઓમા) વિભક્તિઓના વિભિન્ન રૂપો મળે છે ત્યા તે તે વિભક્તિઓના અર્થ વચ્ચે સ્પષ્ટપણે ભિન્નતા રહેલી છે એમ માની શકાય. ભાષાના ઉત્ક્રાન્તિક્રમમા એ વિભક્તિઓ આજે લુપ્ત થઈ ગઈ છે એ એમ સૂચવે છે કે વર્તમાન ભાષાઓમાં વિભક્ત્યર્થો વચ્ચે પૂર્વવત્ ભિન્નતા રહી નથી. આજે ગુજરાતીમ તેમ હિંદીમા કરણ અને અપાદાન અર્થો વચ્ચે વિશેષ ભિન્નતા ર

૪૭ સરખાવો : Vendryes, *op cit*, p 111

થી એમ બન્ને માટે એક જ પ્રત્યય- અનુગ 'થી' (હિન્દીમાં સે) ના યોગથી સૂચવાય છે. એ પ્રમાણે સંબંધ, સંપ્રદાન અને કર્મના અર્થો વચ્ચે ખાસ ભેદ રહ્યો નથી. તેથી જ એ અર્થો 'નો', 'ને', જેવા સમરૂપ પરસર્ગો (suffix) થી વ્યક્ત થાય છે. એ એમ સૂચવે છે કે વિભક્ત્યર્થોનો સંસ્કૃતભાષાભાષીઓના મનમાં જેટલો સૂક્ષ્મ ખ્યાલ હતો તેટલો વર્તમાન ભારતીય ભાષાઓ બોલનારના મનમાં નથી.

કારક – વિભક્તિઓના ક્રિયાની સાથેના સંબંધને સંસ્કૃત વ્યાકરણોમાં કારક કહે છે. ઉદાહરણ તરીકે પ્રથમા વિભક્તિ ક્રિયાના કર્તાનો અર્થ દર્શાવે છે, દ્વિતીયા ક્રિયાનું કર્મ (ક્રિયાફલ) વ્યક્ત કરે છે, તૃતીયા ક્રિયાનું કરણ (સાધન) દર્શાવે છે, તો ચતુર્થી સંપ્રદાન (ક્રિયાફલ ગ્રહણ કરનાર વ્યક્તિ) નો ઉલ્લેખ કરે છે. પંચમી અપાદાન (= છૂટા પડવા) ના સ્થળ માટે અને સપ્તમી અધિકરણ (= ક્રિયાનું સ્થાન, અધિષ્ઠાન) માટે પ્રયોજાય છે. ષષ્ઠી વિભક્તિનો ક્રિયા સાથે કોઈ સંબંધ નથી: એ કોઈ નામ કે સર્વનામના અન્ય નામ કે સર્વનામ સાથેના ભિન્ન ભિન્ન પ્રકારના સંબંધો વ્યક્ત કરે છે. એથી એને કારક ન કહેતાં વિશેષણ વિભક્તિ કહે છે.

**પદરૂપોની તાર્કિક ભૂમિકા** – સૂક્ષ્મતાથી પદવિશ્લેષણનો વિચાર કરતાં એમ અવશ્ય લાગે છે કે આ સર્વ વ્યાકરણકોટિઓ (grammatical categories) સ્વાભાવિક પણ નથી, તેમ તેમના વિકાસ પાછળ કોઈ તાર્કિક ભૂમિકા (logical system) રહેલી નથી. ઉદાહરણ તરીકે કેટલીયે આર્યકુલની ભાષાઓમાં નિર્જીવ પદાર્થોમાં નરજાતિ કે નારીજાતિનું આરોપણ કરેલું મળે છે, જે અસ્વાભાવિક અને અનાવશ્યક છે. પ્રાચીન ઇન્ડોયુરોપિયનમાં ક્રિયારૂપોમાં કાળ કરતાં ક્રિયાસ્વરૂપની અભિવ્યક્તિ ઉપર સવિશેષ ભાર રહેતો; મલય (Malay) ભાષાનાં પ્રેરક અર્થ વ્યક્ત કરવાને વિશિષ્ટ ક્રિયારૂપો

નથી. ફિલિપ્પાઇન ટાપુની તગલૅાગ (Tagalog) ભાષામાં ઉદ્દેશ્ય (subject) અને વિધેય (predicate) માટેનાં રૂપો સમાન છે—એ બંને કોટિઓ પદક્રમ ઉપરથી અને પૂર્વે લગાડવામાં આવતા, બંને માટે જુદાજુદા પુરઃસર્ગ (particle) ઉપરથી નિર્ણીત થાય છે, ang પુરઃસર્ગ કર્તા કે ઉદ્દેશ્યને લાગે છે અને ક્રિયા કે વિધેયને ny લગાડવામાં આવે છે.[૪૮] આવી ઊણપો દૂર કરવાને જૂની કોટિઓનો લોપ કરીને ભાષા નવીનવી કોટિઓ સરજાવે છે. આમ ક્રમે ક્રમે વિકાસ કરતાં વર્તમાન ઇન્ડો-યુરોપિયન ભાષાઓમાંથી પુરાતન દ્વિવચન, વાચ્ય કે પ્રયોગના ભેદ લુપ્ત થયા છે, અને ક્રિયાસાતત્ય (aspects) દર્શક કોટિઓનો લોપ થઈને તેને સ્થાને કાળ (tenses) ની સુરેખ અભિવ્યક્તિ આવી છે. એ જ રીતે સામાન્ય રીતે જગતની ભાષાઓના વિકાસક્રમનું સૂક્ષ્મ નિરીક્ષણ કરીને ભાષાવૈજ્ઞાનિકોએ એવો મત બાંધ્યો છે કે માનવમન ક્રમશઃ સ્થૂલ વિચારધારામાંથી સૂક્ષ્મ તરફ પ્રગતિ કરતું રહ્યું છે.[૪૯] આવો વિકાસ સ્વાભાવિક પણ છે. પદાર્થવિશેષ કે વ્યક્તિવિશેષને જોઈને માનસ-મનમાં તે તે પદાર્થનું કે વ્યક્તિનું સામાન્ય રૂપ (general concept) બંધાય છે. ભિન્ન ભિન્ન ગુણધર્મવાળા પદાર્થો કે વ્યક્તિઓનું અવલોકન કરીને તે તે ગુણધર્મનું અમૂર્ત સ્વરૂપ માનવમન ગ્રહણ કરે છે. આ વિકાસનું પ્રતિબિંબ ભાષાની વ્યાકરણ-કોટિઓની ઉત્ક્રાન્તિમાં પણ પડ્યું હોય છે. ઉ ત. પ્રાચીન ઇન્ડો-યુરોપિયનમાં 'હું કરું છું,' 'હું બોલું છું,' એ પ્રકારનાં રૂપો હતાં, પણ સામાન્ય ક્રિયાવાચક નામ (Infinitive) – 'કરવું' (to do), 'બોલવું' (to speak) ઇ૦ અમૂર્ત વ્યાકરણકો[ટિ]

૪૮ જુઓ : Sturtevant, *An Introduction to Linguisti[c] Science*, p. 60

૪૯ જુઓ : Vendryes, *op. cit.*, p. 108.

નહોતી. ધીમે ધીમે પ્રત્યેક ઇન્ડોયુરોપિયન ભાષામાં એ વિકસી. આ મૂર્તમાંથી અમૂર્તની અભિવ્યક્તિ તરફ એક મહત્ત્વનું પુરસ્કમ (step forward) હતું.

સામાન્ય રીતે માનવમનની વિચારધારાના વિકાસની ભૂમિકામાં એક વ્યવસ્થિત તાર્કિકતા રહેલી છે. એમાંથી ભાષાની ભિન્ન ભિન્ન વ્યાકરણકોટિઓનો વિકાસ થયો છે. પરંતુ, ઘણીવાર તાર્કિક વિચારધારા (logical category) અને વ્યાકરણધારા સમાન્તરપણે વિકસી નથી હોતી. ભાષાભાષાએ બન્ને વચ્ચે જે વિસંવાદ કોઈ કોઈ વાર નજરે પડે છે તેનું કારણ આ છે. વ્યાકરણકોટિઓનું પ્રભવસ્થાન સામાજિક જીવન છે. એમાં પરિવર્તન થતાં ભાષાની કોટિઓમાં પણ સહજ રીતે જ પરિવર્તન થાય છે.

## પદવર્ગીકરણ

પદોનું વ્યવસ્થિત રીતે વર્ગીકરણ કરવું અતિ મુશ્કેલ છે. ગ્રીક વૈયાકરણોએ દસ વિભાગમાં પદોનું વર્ગીકરણ કરેલું. એ એટલું બધું અપૂર્ણ છે કે પ્રાચીન ગ્રીક ભાષા પણ એ વ્યવસ્થામાં યથાસ્થિત ગોઠવાઈ શકતી નથી. એ કરતાં સંસ્કૃત વૈયાકરણોએ કરેલું પદવર્ગીકરણ વધારે સમુચિત છે.

તદનુસાર પદોના બે મુખ્ય વર્ગ પડે—અવ્યયો અને તે સિવાયનાં અન્ય, વ્યયી (=વાક્યમાં પ્રયોજાતાં જેનાં રૂપોમાં વિકાર થાય છે તેવાં) પદો (અર્થાત્ નામ, સર્વનામ, વિશેષણ, ક્રિયાપદ ઇ૦).

અવ્યયના પણ કેટલાક પ્રકાર પડે છે: ઉદ્‌ગારવાચક કે વિસ્મયબોધક અવ્યયો (interjections), સંયોજક કે સમુચ્ચયવાચક અવ્યયો (conjunctions), પુરઃસર્ગો (prepositions), પૂર્વગ—ઉપસર્ગો, અનુગો, ઇ૦.

ઉદ્‌ગારવાચક અવ્યયોનો વાક્યનાં અન્ય પદો સાથે કશો સંબંધ હોતો નથી; એ વાક્યથી અળગાં રહીને કેવળ લાગણીના ઉદ્‌ગારો વ્યક્ત કરે છે. કેટલીક વાર તો એમનું ધ્વનિસ્વરૂપ પણ ભાષાની સામાન્ય વર્ણવ્યવસ્થા કરતાં જુદું પડે છે. ઉ. ત. કરુણ દૃશ્ય જોઈને મુખમાંથી સહસા નીકળતા અંતઃસ્ફોટાત્મક ચ્‌ ચ્‌ ચ્‌ ધ્વનિ. આ અવ્યયોને ભાષાના બંધારણ (morphology) સાથે કોઈ પ્રકારનો સંબંધ હોતો નથી.

સંયોજક કે સમુચ્ચયવાચક અવ્યયો ('અને', 'અથવા', 'કિંતુ', 'પણ', 'છતાં', ઈ૰), પુરઃસર્ગો (અંગ્રેજીના to, in, ઈ૰), પૂર્વંગ-ઉપસર્ગો, અને અનુગ-પ્રત્યાદિક વિશેષતઃ તો અર્થતત્ત્વો (semantemes) નો પરસ્પર સંબંધ વ્યક્ત કરે છે સ્વતઃ કોઈ સ્પષ્ટ વિશિષ્ટ અર્થ દર્શાવતાં નથી. પૂર્વંગ-ઉપસર્ગનો એકલાં કોઈ વિશિષ્ટ અર્થ થતો નથી, પરંતુ ધાતુને લાગતાં એ ધાતુના અર્થમાં કેટલુંક પરિવર્તન કરે છે. અંગ્રેજીના આર્ટિકલ a, an, the મૂળ વિશેષણોમાંથી વ્યુત્પન્ન થયા હોવા છતાં આજે કેવળ સંબંધતત્ત્વરૂપ (morphemes) બની ગયા છે, અને નામાદિક પદોનાં વચન તેમ નિશ્ચિત-અનિશ્ચિતતાના નિર્દેશક (classifier) રૂપ છે.

આ પ્રમાણે સર્વનામો (હું, તું, કોઈ, જે, ઈ૰) પણ નામને સ્થાને પ્રયોજાવા છતાં સ્વતંત્ર અર્થવત્‌ પદો કરતાં બહુધા સંબંધ-તત્ત્વરૂપ જ છે.

અવિશષ્ટ રહેલાં પદોમાંથી વિશેષણ અને નામ વચ્ચે નહિવત ભેદ છે. ઈન્ડોયુરોપિયન ભાષાઓમાં બંનેનો વિકાસ એક સાથે થયો છે અને બંનેનાં રૂપો પણ એકસરખાં મળે છે. વૈદિક ભાષામાં સ્વરભેદથી જ કોઈ પદ નામ છે કે વિશેષણ એ નક્કી કરી શકાય છે.[૪૯] અર્વાચીન ભારતીય ભાષાઓમાં ઘણે સ્થળે નામને સ્થાને કેવળ વિશેષણ જ

વપરાય છે. ઉ.ત. 'મોટા એટલા ખોટા,' 'ગરીબને સૌ દબાવે.' 'મીઠી કેરી તું રાખ અને ખાટી મને આપી દે.' ઈ૦. આ રીતે વ્યાકરણદષ્ટિએ નામ અને વિશેષણ વચ્ચે કોઈ સુરેખ ભેદરેખા જણાતી નથી, તેથી બંનેનો એક જ કોટિમાં – નામમાં સમાવેશ કરવો ઘટે છે.

આમ છેવટે બે જ મહત્ત્વનાં પદસ્વરૂપ બાકી રહે છે — નામ અને ક્રિયાપદ, જેમની વચ્ચે પરસ્પર મૌલિક ભેદ રહેલો છે. ઈન્ડો–યુરોપિયન ભાષાઓમાં બંને વચ્ચે તાત્ત્વિક ભેદ નજરે પડે છે.[૫૦] સંસ્કૃતમાં નામને વિભક્તિપ્રત્યયો (सुप्; सु આદિ) અને ક્રિયાપદને આખ્યાતપ્રત્યયો (तिङ्; ति આદિ) લાગે છે. બંનેની રૂપરચના સ્વતંત્ર, પરસ્પરથી ભિન્ન છે.

પરંતુ, સેમિટિક ભાષાઓમાં નામ અને ક્રિયાપદ વચ્ચે આવો સુનિશ્ચિત ભેદ નથી. ઉદાહરણ તરીકે અરબી ભાષામાં નામ અને

---

૪૯અ ઉ.ત. वरः નો અર્થ છે 'ઇચ્છા'; જ્યારે (સ્વરભેદે) वर નો અર્થ થાય 'પસંદ કરનાર'. स्वयंवरः માં પહેલો અર્થ છે; स्वयंवरा (पतिंवरा–स्वयंवरा म्रृतविवाहवेपा – रघुवंश सर्ग ६-१० टीका)માં બીજો અર્થ છે. એ જ પ્રમાણે शोक = 'પ્રકાશ', शोक = 'પ્રકાશમાન'. — જુઓ, ડૉ. ભોળાશંકર વ્યાસ, संस्कृतका भाषाशास्त्रीय अध्ययन, પૃ. ૧૪૨–૧૪૩.

૫૦ સરખાવો: "No language wholly fails to distinguish noun and verb, though in particular cases the nature of the distinction may be an elusive one. It is different with the other parts of speech. Not one of them is imperatively required for the life of language."

—Edward Sapir, *Language*, p 119

ક્રિયાપદનાં સમાન રૂપો મળે છે. ઉ. ત. નરજાતિનાં નામોનાં બહુવચનનો પ્રત્યય ūna (ūna) ક્રિયાપદના નરજાતિના બીજા ને ત્રીજા પુરુષનાં અપૂર્ણકાળ (Imperfect)નાં રૂપો સિદ્ધ કરે છે. ફિનીશ-ઉગ્રિઅન ભાષાઓમાં નામ અને ક્રિયાપદ વચ્ચે એટલી બધી સમાનતા છે કે બંને વચ્ચે ભેદ પાડવો મુશ્કેલ થઈ પડે છે. ઉ ત એ વર્ગની Wogulian ભાષામાં mimi (=તે જાય છે), ali (=તે મારે છે) એ ક્રિયારૂપો puri (=લેવું), uri (=પકડી રાખવું) એ નામરૂપોનાં જેવાં જ છે—બંનેને એક જ પ્રત્યય લાગ્યો છે. [૫૧]

દૂર-પૂર્વની ભાષાઓના બંધારણમાં નામ અને ક્રિયાપદ વચ્ચેની અભિન્નતા એ તરી આવતું લક્ષણ છે. શિષ્ટ ચીની ભાષામાં એક જ શબ્દ નામ કે ક્રિયાપદ બંને માટે પ્રયોજી શકાય છે; ત્યાં એ નામ છે કે ક્રિયાપદ એ પદક્રમથી વ્યક્ત થાય છે. ઉ. ત નીચેનું વાક્ય જુઓ : lao lao yeo yeou, (અર્થાત્, 'વૃદ્ધો સાથે વૃદ્ધોચિત રીતે વર્તો, બાળકોની સાથે બાલોચિત રીતે'). અહીં એક જ શબ્દ lao (=વૃદ્ધ જન) કે yeo (=બાળક) પદક્રમ અનુસાર પ્રથમ નામ તરીકે અને પછી ક્રિયાપદ તરીકે વપરાયો છે.[૫૨] આવાં ઉદાહરણો વિરલ છે. ઘણુંખરું તો ચીનીમાં શબ્દ ક્રિયાપદ તરીકે વપરાય ત્યારે એનો સૂર (tone) બદલાઈ જાય છે, અને તેને કારણે આવશ્યક હોય ત્યાં આદિ વર્ણમાં રૂપાન્તર પણ થાય છે ઉ. ત. hao' (=good), haó (=to love); tsáng (=treasure), ts'ăng (=to hide). ઉપરાંત નામ અને ક્રિયાપદ દર્શાવવાને ભિન્ન ભિન્ન પુરઃસર્ગો (affixes) વપરાય છે—નામ માટે eul કે tseu અને ક્રિયાપદ માટે cho (cho= 'to apply or put'માંથી વ્યુત્પન્ન થયેલું છે). ચીની વૈયાકરણો

૫૧ સરખાવો : Vendryes, *op. cit.*, p. 118

૫૨ જુઓ : Vendryes, *op. cit*, pp. 118-119

'પૂર્ણ' શબ્દોના - બે ભેદ પાડે છે—'જીવંત' (living) અને 'મૃત' (dead). નામ અને વિશેષણો મૃત શબ્દો છે, જ્યારે ક્રિયાપદો, જે ક્રિયા દર્શાવતાં હોય છે તે ક્રિયાશીલ (active) કે જીવંત (living) ગણાય છે. જીવંત પદ સૂરભેદ કરવાથી મૃત પદ બની જાય છે.[૫૩] અંગ્રેજીમાં પણ આને મળતી પરિસ્થિતિ છે. અંગ્રેજીમાં ઘણાં નામ ક્રિયાપદ તરીકે પણ વાપરી શકાય છે, એટલું જ નહીં પણ નામ તરીકે પ્રયોજાતું પદ વિશેષણ તરીકે પણ આવી શકે છે. ઉ. ત. *Fire* is burning (નામ); I *fire* a pistol (ક્રિયાપદ); A *fire*-fly (વિશેષણ). અંગ્રેજીમાં કોઈ શબ્દ નામ છે કે ક્રિયાપદ એનો નિર્ણય બલાઘાત (stress accent)થી થાય છે. ઉ. ત. An ˈin-crease, to inˈcrease.

આમ કેટલીક ભાષાઓમાં નામ અને ક્રિયાપદનાં રૂપોમાં ભિન્નતા નથી હોતી એ ખરું; છતાં ક્રિયાત્મક વાક્ય (the verbal sentence) અને નામાત્મક વાક્ય (the substantive sentence) વચ્ચે તો પ્રત્યેક ભાષામાં ભેદ હોય છે.

ક્રિયાત્મક વાક્ય ક્રિયા દર્શાવે છે. એ ક્રિયા કોઈ સમયે, અમુક અવધિમાં, કોઈ કર્તાએ કરેલી, અને કેટલીક વાર કોઈક કર્મ (object, હેતુ)ની સિદ્ધિને અનુલક્ષતી હોય છે. ઉ. ત. 'આ સંગીત સાંભળો', 'બાળકે જાંબુ ખાધાં', 'હવે ગાડીને એન્જિન લાગશે', આ સર્વ ક્રિયાત્મક વાક્યો છે. એમાં ક્રિયા—સાંભળવું, ખાવું, લાગવું—એ જ પ્રધાન તત્ત્વ છે. ક્રિયારૂપોમાં આજ્ઞાર્થ રૂપો ભાષા-

૫૩ પદક્રમ, સૂરભેદ તેમજ ભિન્ન શબ્દોની સહાયતાથી ચીની વાક્ય કર્તા, ક્રિયાપદ અને કર્મ એ ત્રણ જ કોટિઓ વ્યક્ત કરી શકે છે. નામરૂપ પદાર્થની નિશ્ચિતતા-અનિશ્ચિતતા, વચન, ક્રિયાના કર્તાનો પુરુષ, કાળ ; જાતિ દર્શાવવા એ સમર્થ નથી.

—જુઓ : Edward Sapir, *Language*, p 92

બંધારણની સીમાની લગભગ બહાર જ રહે છે—એમને સ્થાને નામ કે હેત્વર્થ મૂકીને પણ કામ ચલાવી શકાય. એ પછી નિશ્ચયાર્થનાં (વર્તમાન કે ભૂતકાળનાં) રૂપો આવે, જે માત્ર કોઈ બનાવ કે હકીકતનો નિર્દેશ કરે છે. છેલ્લે અન્ય અર્થો (moods)—વિધ્યર્થ, સંકેતાર્થ ઇ૦ આવે.

નામાત્મક વાક્યમાં નામ પ્રધાન તત્ત્વ છે, અને ક્રિયા એની સાથે વિશેષણના રૂપમાં રહે છે. સામાન્ય રીતે એમાં પ્રધાનતત્ત્વરૂપ નામને અનુલક્ષીને કોઈક ગુણનું આરોપણ હોય છે. ઉ. ત. 'આ ઘર સુંદર છે', 'જમવાનું તૈયાર છે', 'દોડતો ઘોડો', 'અશોક મહાન રાજા હતો', ઇ૦.

પ્રાચીન ઇન્ડો–યુરોપિયન ભાષાઓમાં પ્રધાન નામ અને એને વિશિષ્ટ કરનાર તત્ત્વ વચ્ચે પ્રારંભમાં તો સંયોજક ક્રિયા (copula) પણ મળતી નથી. ઉ. ત. વેદમાં अहं राजा वरुणो (='હું રાજા વરુણ છું'); अहमिन्द्रो वरुणः (='હું વરુણ ઇન્દ્ર છું')[૫૪] કે शं नो देवी रभिष्टये । (=દેવી અમને કલ્યાણકારક અને રક્ષણકર્ત્રી[૫૫] [હો]) કે પ્રાચીન ઈરાનમાં manā pitā Vištāspa (=મારા પિતા [છે] વિશ્તાસ્પ).[૫૬] પછીના સમયમાં બંને વચ્ચે સંયોજક ક્રિયા આવે છે; એ જેનો અર્થ ઘસાઈ ગયો છે એવાં ધાતુઓનાં રૂપ હોય છે. ઉ. ત. અંગ્રેજી 'Life *is* short'.

ભારતીય ભાષાઓમાં અને આયર્લૅન્ડની કેલ્ટિક ભાષામાં ક્રિયા–નામાત્મક વાક્ય (verbal – substantive sentence)

---

૫૪ જુઓ : ऋग्वेद–मं. ४–सू. ४२–ऋक् २–३.

૫૫ જુઓ : पतञ्जलिविरचित व्याकरणमहाभाष्य, अध्याय १, पाद १ –संपादित वासुदेवशास्त्री अभ्यंकर, भाग १, पृ. १; અને मं. १०–सू. ९–ऋक् ४.

૫૬ જુઓ : Vendryes, *op. cit.*, p 122

આવે છે. સંસ્કૃતમાં છેક મહાભારતના સમયથી ક્રિયાપદનાં પુરુષવાચક રૂપો (तिङन्त) ને સ્થાને शतृ (अत्-પ્રત્યયાન્ત પરસ્મૈપદી વર્તમાન કૃદંત), शानच् (आन અને अमान પ્રત્યયાન્ત આત્મનેપદી વર્તમાન કૃદંત), क्त (त-પ્રત્યયાન્ત કર્મણિ ભૂતકૃદંત), क्तवतु (तवत् પ્રત્યયાન્ત કર્તરિ ભૂતકૃદંત) આદિ કૃદંત રૂપોનો વપરાશ શરૂ થયેલો જણાય છે. ઉ.ત. क्व भवान् उषितः (= તમે ક્યાં રહ્યા હતા?),[૫૭] क्व त्वमुषिता (= તું ક્યાં રહી હતી?) એ પ્રયોગોમાં ક્રિયાપદના પુરુષવાચક રૂપનું સ્થાન કૃદંતે લીધું છે, જે વિશેષણની માફક કર્તાનાં જાતિવચન ગ્રહણ કરે છે[૫૮]. આવા પ્રયોગો ઉત્તરોત્તર વધતા રહ્યા છે, અને વર્તમાન ભારતીય ભાષાઓમાં તો ક્રિયારૂપો બહુધા સંસ્કૃત शतृ અને क्त પ્રત્યયાંત કૃદંત રૂપોમાંથી અવતીર્ણ થયાં છે. આનો ઉપયોગ કાળે કરીને વધતો ગયો, અને એને પરિણામે કર્તરિને સ્થાને કર્મણિ પ્રયોગનો વપરાશ પણ વધ્યો. ઉ ત. त्वयाऽपराद्धम् (= 'તેં અપરાધ કર્યો છે'), मया वृतः उपाध्यायः ('મેં ગુરુની વરણી કરી છે') એ વાક્યોમાં કર્તરિ વિચાર કર્મણિ રચના દ્વારા વ્યક્ત કર્યો છે. મહાભારતમાં જ આવાં સંખ્યાબંધ ઉદાહરણો મળે છે.

હેત્વર્થ તેમ જ વર્તમાન અને ભૂતકૃદંત અંશતઃ નામ જેવાં અને અંશતઃ ક્રિયાપદ જેવાં છે. એમાં પ્રત્યયાદિક નામની માફક લાગે છે, જ્યારે ભાવ ક્રિયાનો વ્યક્ત થાય છે. ઉ.ત. *'જમવામાં મિતાહારી રહેવું', 'જમતી વખતે મૌન ધારવું', 'જમેલો બ્રાહ્મણ*

---

૫૭ સરખાવો पतञ्जलिविरचित व्याकरणमहाभाष्य, अध्याय ३-पाद २-सूत्र ११०; म. म. वासुदेवशास्त्री अभ्यंकर सपादित, भाग ३, पृ. २४६.

૫૮ વૈદિક ભાષામાં તો तुमन्त પદો (= હેત્વર્થ કૃદંતો) પણ નામની માફક જ વિભક્તિપ્રત્યયો ગ્રહણ કરે છે. ઉ.ત. पातवे (ऋग्वेद, मं. १-सूक्त ११६-ऋक् २२), सर्तवै (ऋग्वेद मं. ३-३२-६), अवितवे (ऋग्वेद मं. ७-३३-१).

પ્રસન્ન હોય છે'—આ વાક્યોમાં 'જમવામાં', 'જમતી', 'જમેલો' પદોમાં પ્રત્યયો નામાદિની માફક જ લાગેલા છે, પણ એ ભાવ વ્યક્ત કરે છે ક્રિયાનો.

**નામની** ઉત્પત્તિની વિચારણા કરતાં એનાં મૂળ ક્રિયારૂપોમાં મળે છે. ભજન, કાર્ય, ગમન, જમણ, રુદન, પૂજન, ઇ૦ ક્રિયાવાચક નામો જ નહીં, પણ ઘણા **પદાર્થોનાં નામો** કે **પ્રાણીઓનાં નામો** પણ પુરાતન **ક્રિયારૂપોમાંથી નીકળેલાં** માલૂમ પડે છે. ઉ. ત. લૅટિન serpens, સંસ્કૃત सर्प, (=સાપ) (=જે પેટ ઘસાઈને, સરીને ચાલે, છે તે); સંસ્કૃત दंत, લૅટિન dens (=દાંત) (=જે ખાય છે તે); સં. रदन (='જે કરડે છે તે'; અર્થાત્, 'દાંત'), સાધન (='જેનાથી કાંઈ સિદ્ધ કરી શકાય છે તે'), ઇ૦

ગુણવાચક નામોની પણ પશ્ચાદ્ભૂમિમાં ક્રિયારૂપો મળશે. ઉ. ત. 'ઉજ્જ્વળાપણું' એ 'ઊજળું' વિશેષણ ઉપરથી નામ બન્યું છે, જે उज्ज्वल् ક્રિયારૂપ ઉપરથી નીકળેલું છે. એ પ્રમાણે रंग શબ્દ रञ्ज् ધાતુ ઉપરથી બન્યો છે. સંસ્કૃત વૈયાકરણોએ તો આ પ્રમાણે તમામ સંસ્કૃત શબ્દ ધાતુઓ ઉપરથી નિષ્પન્ન કર્યા છે. આવું વ્યાપક વિધાન કરવું વર્તમાન ભાષાવિજ્ઞાન માટે શક્ય નથી; તોપણ એટલું સામાન્ય રૂપે કહી શકાય કે આપણી ભારતીય ભાષાઓમાં મોટા ભાગના શબ્દોનાં મૂળમાં કોઈ ને કોઈ ધાતુઓ રહેલા છે, તેમાંથી આપણા શબ્દો (અર્થતત્ત્વો) ઘડાયા છે.

ભાવવાચક નામ (abstract noun) ની ઉત્પત્તિ સામાન્ય રીતે નામાત્મક વાક્યમાંથી થયેલી છે. ઉ.ત. 'ઈશ્વર દયાળુ છે'. એ નામાત્મક વાક્યમાંથી સહજપણે 'દયા' નો ભાવ નિષ્પન્ન થાય છે. ભાવવાચક નામમાંથી અમૂર્ત ભાવને સ્થાને એનું મૂર્ત અધિષ્ઠાન મૂકતાં સામાન્ય નામ બને છે. કોઈક વાર એક સમગ્ર વાક્ય નામ રૂપે પ્રયોજાય છે ઉ. ત. अहंपूर्वः (=હું પહેલો) એ ऋग्वेद (૧-૧૮૧-૧) માં



'રેથ'નું નામ છે (=જે શરતમાં પહેલો આવવા મથે છે).[૫૯] સં. अहमहिका (=હું, હું જ [સર્વ છું]) (=ગર્વ કે અહંકાર), स्वस्ति (सु=મંગલ+अस्ति થાય) (=કલ્યાણ); પ્રા. અપ. सुहच्छडी (सुह < सुख + अच्छ < आस् ઉપરથી) (=કુશળવાર્તા; કલ્યાણ)—આ પ્રકારના વાક્યરૂપ શબ્દો છે.

ઉપરના વિવેચન ઉપરથી જણાશે કે ઇન્ડો-યુરોપિયન વર્ગની ભાષાઓમાં પણ નામ અને ક્રિયાપદ વચ્ચે દેખાય છે એટલો સ્પષ્ટ ભેદ નથી. ક્રિયા નામ સાથે સંબદ્ધ છે, તેમ નામમાં વિશેષણ અંતર્ગત છે.[૬૦] અર્થતત્ત્વો સંબંધતત્ત્વ (morphemes) કરતાં વિશેષ ધ્યાન ખેંચે છે; નામોનું ક્રિયાપદો કરતાં વિશેષ મહત્ત્વ રહે છે; અને એમાં પણ પદાર્થાદિકનાં સામાન્ય (concrete) નામોનું અમૂર્ત (abstract) નામો કરતાં સવિશેષ મહત્ત્વ છે. વ્યક્તિઓનાં અને સ્થળોનાં નામો આપણું સૌથી વધારે ધ્યાન ખેંચે છે. તો, એથી

---

૫૯ वृष्णः स्थातारा मनसो जवीयानहंपूर्वो यजतो धिष्ण्या यः ।

—ऋग्वेदसंहिता (वैदिकसंशोधनमण्डलप्रकाशिता), मं. १-१८१-२, (पृ. १०७२).

૬૦ સરખાવો: "Our conventional classification of words into parts of speech is only a vague, wavering approximation to a consistently worked out inventory of experience. ....We say 'it is red' and define 'red' as a quality word or adjective. ....Yet we say 'it reddens'. No one denies that 'reddens' is as good a verb as 'sleeps'. ........ Various parts of speech not merely grade into eachother but are to an astonishing degree actually convertible into eachother."

—Edward Sapir, *Language*, pp. 117-118

ઊલટું, વિશેષ નામો ભુલાઈ પણ સૌથી પહેલાં જાય છે. અમૂર્ત (abstract) નામો અને વિશેષણો કરતાં મૂર્ત (concrete) નામો સત્વર ભુલાઈ જાય છે. ક્રિયારૂપોમાં નિશ્ચયાર્થ (indicative) કરતાં નામરૂપ કૃદંત (तुमन्त–infinitive) ની છાપ વધારે દૃઢ રહે છે. વ્યાકરણાત્મક કોટિઓ મનમાં સૌથી વધારે ટકી રહે છે.

ટૂંકામાં ભાષાનાં મૂર્ત કરતાં અમૂર્ત તત્ત્વો મનમાં સવિશેષપણે અંકિત થઈ રહે છે, કારણ કે એનું ગ્રહણ મનમાં બૌદ્ધિક આયાસ પછી થયેલું હોય છે.

## પદવિકાસનાં કારણો

દરેક ભાષામાં નવાં પદરૂપો નિર્માણ થતાં જ રહે છે, જોકે એની સાથે અપવાદ રૂપે ઓછાવત્તા પ્રમાણમાં જૂનાં રૂપો પણ ચાલુ રહેતાં હોય છે. આની પાછળ બે વૃત્તિઓ કામ કરતી હોય છે—એક તો પદોમાં એકરૂપતા (uniformity) લાવવાની વૃત્તિ, જે નિરર્થક બનેલાં સંબંધતત્ત્વોનો લોપ કરે છે; અને બીજી સવિશેષ અભિવ્યક્તિની વૃત્તિ, જે નવીન સંબંધતત્ત્વોના નિર્માણમાં કારણભૂત બને છે. આમ એક તરફ પદોમાં **એકરૂપતા** આવે છે, તો બીજી તરફ, આ પ્રવૃત્તિને કારણે સમરૂપ બનેલાં પણ ભિન્નાર્થ પદો વચ્ચે સંભ્રાન્તિ ટાળવાને **વિભિન્નતા** આણવાને નવીન રૂપો સરજાય છે. દરેક ભાષામાં સામાન્ય પદરૂપોની સાથે જ એના અપવાદો પણ મળે છે, જે ઉપરની બંને પ્રવૃત્તિઓ ભાષામાં એકસાથે પ્રવર્તે છે એમ દર્શાવે છે.

**પદરૂપોની એકતા** સાધવામાં મહત્ત્વનું કારણભૂત તત્ત્વ **શ્રમલાઘવ** છે. શ્રમલાઘવની વૃત્તિ માનવમનમાં અતિ સહજ છે. એથી, જ્યાં ઘણાં રૂપો એક પ્રકારનાં હોય અને થોડાંક જ ભિન્ન પ્રકારનાં હોય ત્યાં એ થોડાંક રૂપોને ખાતર સ્મૃતિ ઉપર ઘણો બોજો પડે છે. એથી

સ્મૃતિ એ અલ્પપ્રચારવાળાં થોડાંક રૂપો ખંખેરી નાંખે છે, અને એને સ્થાને અધિકાંશ પદોનાં સમરૂપ રૂપો સરજાવે છે. ઉ. ત. સંસ્કૃતમાં અકારાંત નામોની સંખ્યા ઘણી વિપુલ છે; તેથી બોલનારની સ્મૃતિમાં અકારાંત નામોની છાપ ઘણી દૃઢ હોય છે. इ કારાંત, उ કારાંત કે વ્યંજનાંત નામોનું પ્રાચુર્ય ને પ્રાબલ્ય પ્રમાણમાં ઓછું છે. તેથી પ્રાકૃતોમાં બધાં જ નામોનાં રૂપો अ કારાંત પ્રમાણે થાય છે. ઉ.ત. नरस्स ( < नरस्य ), सव्वस्स ( < सर्वस्य ) તેમ अग्गिस्स ( = સં. अग्नेः ), भगवंतस्स ( = સં. भगवतः ).

સંસ્કૃતમાં ધાતુઓના દસ ગણ છે, જેના વિકરણાદિક ભિન્ન ભિન્ન છે. પ્રાકૃતોમાં એ સર્વ ધાતુઓનાં રૂપો પ્રથમ ગણ ( अ વિકરણ )ના भू આદિ ધાતુઓનાં રૂપો પ્રમાણે થાય છે. ઉ. ત. गृह्णाति (૯મો ગણ), करोति ( ૮મો ગણ )ને સ્થાને गहेइ કે करइ ઇ૰. અંગ્રેજીમાં વર્ત૰ work ના ભૂત૰નાં રૂપ wrought ( જે ક્વચિત્ પ્રયોજાય છે )ની સાથેસાથે worked[૬૧] રૂપ વિપુલ પ્રચારમાં આવ્યું છે,[૬૨] એ આ એકરૂપતાની પ્રવૃત્તિનું ઉદાહરણ છે.

પદોની એકરૂપતા સાદૃશ્યવ્યાપારથી સધાય છે. સંસ્કૃતનાં નામોનાં લિંગોમાં પ્રાકૃત – અપભ્રંશમાં આ કારણે જ પુષ્કળ રૂપાંતર થયું છે. ઉ. ત. પ્રાકૃતમાં अच्छी ( <સં. अक्षि નપું ) ( પ્રા. लच्छी < સં.

---

૬૧ અંગ્રેજી ભાષાની ઉત્ક્રાન્તિના પ્રારંભકાળે drove કે sank જેવાં સ્વરક્રમથી સિદ્ધ થતાં ક્રિયાપદરૂપો worked કે killed જેવાં પ્રત્યયસાધિત રૂપો કરતાં અર્થમાં સહેજ જુદાં—ભલે અત્યંત સૂક્ષ્મ રીતે અલ્પસ્પાંશે પણ જુદાં—પડતાં હશે એમ ભાષાવૈજ્ઞાનિકો માને છે.
—જુઓ : Edward Sapir, *Language*, p. 98

૬૨ અંગ્રેજી નવલકથાઓમાં તો પાત્રોની બોલચાલની ભાષામાં આવાં, સાદૃશ્યવ્યાપારથી અન્ય પદરૂપો સાથે સમરૂપ બનેલાં અનેક પદરૂપો મળે છે. ઉ. ત. 'Pickwick Papers'માં knowed ( knewને બદલે ) અને seed ( sawને બદલે ) રૂપો વપરાયેલાં મળે છે.

लक्ष्मीના સાદૃશ્યે), जम्मो (<સં. जन्म નપું) (પ્રા. धम्मो <સં. धर्मः ના સાદૃશ્યે), जसो (< સં. यशस् નપું) (પ્રા. वंसो < સં. वंशः, પ્રા. सेसो <સ. शेषः ના સાદૃશ્ય); તેમ અપભ્રંશમાં अम्मा (પું.) (સં. अभ्राणि) (પ્રા. અપ. दम्मा <સં. दर्मा. ના સાદૃશ્યે), सिरु (પું.) (સં. शिरस् નપું.) (અપ. नरु, < સં. नरः ના સાદૃશ્યે).[૬૩] ગુજરાતીમાં 'मित्र', 'पत्र'ની નરજાતિ સમાનાર્થ 'ભાઈબંધ' 'કાગળ' ઈ૦ ની નરજાતિને કારણે છે, અને 'વનસ્પતિ'ની નારીજાતિ ઇકારાંત નારીજાતિના નામોનાં સાદૃશ્યને કારણે છે.

સાદૃશ્યવ્યાપાર ભાષામાં પણ લગભગ ગણિતની માફક પ્રવર્તે છે. ઉ. ત

| ૨ જી વિભક્તિનું રૂપ | ૩ જી વિભક્તિનું રૂપ |
|---|---|
| मित्तं | मित्तेण |
| पत्तं | पत्तेण |
| कंतं | कंतेण, તેજ પ્રમાણે |
| पवसंतं | पवसंतेण |
| भगवंतं | भगवंतेण |

સમાન રૂપોના સાદૃશ્યને કારણે અહીં प्रवसता ને સ્થાને पवसंतेण અને भगवता ને સ્થાને भगवंतेण રૂપો સિદ્ધ થયાં છે. પણ આ રીતે સર્વત્ર ભાષામાં એકરૂપતા સધાતી નથી. એકરૂપતા સિદ્ધ કરતાં કરતાં વિભિન્નાર્થ પદો સમરૂપ ન બની જાય એ તરફ પણ ભાષાની દૃષ્ટિ રહે છે.

સાદૃશ્ય દ્વારા એકરૂપતાનાં ઘણાં ઉદાહરણો બાળકોની ભાષામાં મળશે. ઉ.ત. 'કરી શકાતું નથી', 'ખાઈ શકાતું નથી', ઈ૦ પ્રમાણે 'શકી શકાતું નથી' પણ બાળક બોલી નાંખશે. આવા ઘણા પ્રયોગો પછી એ વડીલો કે શિક્ષકની સૂચનાથી સુધારી લે છે, તોપણ

૬૩ સરખાવો: लिङ्गमतन्त्रम् । — सिद्धहेमचन्द्र ८–४–४४५

કેટલાક પ્રયોગો — જે ભાષાની પરંપરામાં અત્યંત સુઘટિત હોય છે તે—યથાવત્ રહી જાય છે અને છેવટે ભાષામાં સ્થાન પામે છે. આવી રીતે 'શાળાના સમારંભમાં ઘણા વાલીઓ અને બાળકો હતા' જેવાં નિરનુસ્વાર રૂપો કે 'બેસવું', 'ચાલવું', ના સાદૃશ્યથી (સૌરાષ્ટ્રની ભાષામાં) 'ઊભવું', બાલભાષામાંથી શિષ્ટ ભાષા-પ્રયોગમાં સ્થિર થયેલાં રૂપો છે. ક્વચિત્ કોઈક કાળે સર્વ માણસો સમાન રીતે કોઈક ખોટો પ્રયોગ અપનાવી લે તો તે પણ પછીના સમયમાં શિષ્ટ ભાષામાં સ્વીકારાઈ જાય છે. જેમકે, એક સમયે સરકારી વાચનમાળાની લેખનપદ્ધતિની અસરથી 'નાનુ', 'મોટું', કે 'બહેન', 'કહેવું', જેવાં રૂપો સૌ ભણેલા માણસો વાપરતા. એ રૂપો ગુજરાતી ભાષાની પરંપરાને અનુરૂપ નહીં હોવા છતાં શિષ્ટ ભાષામાં પ્રચલિત થઈ ગયાં. ઘણા લેખકો ચાલુ ક્રિયા દર્શાવવાને 'કરે જવું', 'કર્યા કરે છે', 'બોલે ગયા', 'બોલ્યા કરે છે', ઈ. પ્રયોગો શુદ્ધ 'કર્યે જવું', 'કર્યાં કરે છે' 'બોલ્યે ગયા', 'બોલ્યાં કરે છે' ઈ૦ ને સ્થાને કરે છે, એ ભાષામાં બહુજનસંમત ક્ષતિના સ્વીકારનું ઉદાહરણ છે.[૬૪]

જે રૂપો આ પ્રમાણે સાદૃશ્ય-વ્યાપારની અસર નીચે આવતાં નથી તે અનિયમિત (irregular) કે સબળ (strong) રૂપો કહેવાય છે, અને જે સાદૃશ્ય-વ્યાપાર દ્વારા પરિવર્તન પામીને અન્ય રૂપો સાથે સમરૂપ બને છે તે નિર્બળ (weak) રૂપો કહેવાય છે. ભાષામાં વારંવાર પ્રયોજાતાં રૂપો સબળ રૂપો છે—સ્મૃતિ ઉપર એમની પ્રબળ છાપ હોય છે તેથી એ સચવાઈ રહ્યાં હોય છે.

૬૪. આ જ રીતે અંગ્રેજીમાં બોલચાલની ભાષામાં It's *me*; *me*, I like coffee, જેવા પ્રયોગો (વ્યાકરણશુદ્ધ I ને સ્થાને) ખૂબ જ પ્રચલિત છે, જેમને હઠાવવા દુષ્કરવત્ છે. સરખાવો :– E H Sturtevant, *An Introduction to Linguistic Science*, p. 54.

ઇન્ડો-યુરોપિયન ભાષાઓમાં સાહાય્યકારક ક્રિયાપદનાં રૂપ — ગુ૦ 'છે', મરાઠી आसणे, હિંદી है નેપાલી छु, કાશ્મીરી छुह्, આસામી-બંગાળી आछि, ઓરિયા अछइ (સં. आक्षेति, પાલિ अच्छति, પ્રા. अच्छइ માંથી અવતીર્ણ થયેલાં)[૬૫] તેમ અંગ્રેજી is, ફ્રેન્ચ est જેવાં રૂપો અન્ય ક્રિયારૂપોથી અતિ વિભિન્ન સ્વરૂપનાં હોવા (ઉ. ત. ગુજ૦ 'છે', ભૂત૦ 'હતું'; હિંદી વર્ત૦ 'है', ભૂત૦ 'था') છતાં નિરંતર પ્રયોગને કારણે યથાવત્ સચવાઈ રહ્યાં છે. એકંદરે વર્તમાન ભારતીય ભાષાઓમાં કે અંગ્રેજી ફ્રેન્ચ જેવી યુરોપીય આર્યભાષાઓમાં સબળ ક્રિયારૂપો વિરલ, અપવાદરૂપ હોય છે.

ભાષાના ધ્વનિવિકાસમાં કેટલાંક **અર્થતત્ત્વો** (morphemes) એટલાં બધાં ઘસાઈ જાય છે કે એનો વિશેષ ઉપયોગ કરવો દુષ્કર બને છે. તેથી એમને કાં તો મૂળ સ્વરૂપે ફરી સ્થાપવાં પડે છે (restore), અથવા એમને સ્થાને બીજાં **નવાં અર્થતત્ત્વો** યોજવાં પડે છે. સંસ્કૃત કે લૅટિન જેવી પ્રત્યયાત્મિકા ભાષાઓમાં જ્યારે આ પ્રકારના ઘસારાથી છેલ્લા ધ્વનિઓ લોપાય છે ત્યારે સમસ્ત પ્રત્યયવ્યવસ્થા બદલાવવી પડે છે. ઉ.ત. સંસ્કૃતમાં અકારાંત નામોનાં પ્રથમા અને દ્વિતીયાનાં બહુવચનનાં રૂપો पुत्राः અને पुत्रान् પ્રાકૃતોમાં અંત્યવ્યંજનલોપને કારણે સમરૂપ (પ્ર૦ पुत्ता, દ્વિ૦* पुत्ता) બન્યાં હશે, જે દૂર કરવાને પ્રાકૃતોમાં દ્વિતીયાનું નવું રૂપ पुत्ते निर्माण થયું. મધ્યકાલીન ગુજરાતીમાં करि એ રૂપ ૩જો પુ. એક., આજ્ઞાર્થ ૨જો પુ. એક., તેમજ સંબંધક ભૂતકૃદંત ત્રણે સંબંધોમાં એકસરખું

[૬૫] જુઓ: R. L. Turner, *Dictionary of the Nepali Language*, London, 1931, p. 191.
નરસિંહરાવ સં. अस्ति માંથી 'છે' વ્યુત્પન્ન કરે છે (સં. अस्ति > * असइ > अच्छइ > अछइ > छइ > 'છે' એ ક્રમે).
—જુઓ: *Gujarati Language & Literature*, Vol. I, 263

અર્વાચીન ગુજરાતીમાં વર્તમાનકાળના રૂપમાં સાહાય્યકારક
ઉમેરવામાં આવ્યું ('કરે છે'), આજ્ઞાર્થનું રૂપ ધ્વનિવિકાસ દ્વારા
બન્યું, અને સંબંધક ભૂતકૃદંતમાં સંયોજક ને જોડીને એનો
કાલીન અર્થ દર્શાવવામાં આવ્યો. શિષ્ટ ગુજરાતીમાં નરજાતિ ને
ીજાતિ બનેનાં પ્રથમા બહુવચનનો પ્રત્યય એક જ ઓ છે:
ષ-પુરુષો, સ્ત્રી-સ્ત્રીઓ, ગાય-ગાયો, ઇ૦. સૌરાષ્ટ્રી બોલીમાં
બંને વચ્ચેનો લિંગભેદ સુસ્પષ્ટપણે વ્યક્ત કરવાને એને બદલે
પ્રત્યય મૂકવામાં આવે છે: ઉ. ત. 'બાયડીઉં', 'ગાયું', 'દીકરીયું'.

આ પ્રમાણે સાદૃશ્યાદિને કારણે રૂપોમાં એકરૂપતા આવતી
વવાને નવાં રૂપો ઘડાય છે એમાં સંબંધતત્ત્વદર્શક અનુગો કે
સર્ગો (suffixes) વિશિષ્ટ ઉલ્લેખનીય છે. ગુજ૦ 'થી'-'થકી',
ી', 'નો', 'કને', 'પાસે', કે હિંદી 'मैं', 'का', અંગ્રેજી
an, -ly (<like), એ પૂર્વે તો સ્વતંત્ર શબ્દો હતા, જે
શઃ ઘસાઈને પોતાનો વિશિષ્ટાર્થ ખોઈ બેઠા અને કેવળ વ્યાકરણ-
િ બની ગયાં. ગુજ૦ 'શું' ('ભાર લાગે શું?') મૂળ વિશેષણમાંથી
ળ પ્રશ્નાર્થસૂચક સંબંધતત્ત્વ, 'છે ને...', 'છે તે...' જેવાં કેવળ
કયપ્રારંભક તત્ત્વો, 'મા'જી' એ મૂળ સર્વનામમાંથી હવે વિસ્મય-
ધક તત્ત્વ, ઇ૦ પણ આ પ્રકારનાં ઉદાહરણો છે. સાહાય્યકારક
ાપદો આવા રિક્તાર્થ શબ્દો જ છે, જે હવે માત્ર વ્યાકરણસંબંધદર્શક
વરૂપ બની ગયાં છે ઉ. ત. Do you see? I don't see—માં
નો, અને I will go, I shall see માં will અને
ને shall નો સ્વકીય અર્થ લુપ્ત છે, અને એ કેવળ વ્યાકરણનાં

સંબંધતત્ત્વો બની ગયાં છે. અંગ્રેજીમાં concerning, past (half past three) કે જર્મનમાં trotz (=despite) પૂર્ણ શબ્દ કરતાં સંબંધતત્ત્વરૂપ – પુરઃસર્ગ (preposition) રૂપ ગણવાં ઘટે છે. ફ્રેન્ચમાં વિશેષણને –ment પરસર્ગ લગાડીને ક્રિયાવિશેષણો બનાવવામાં આવે છે એનો લેટિન mente (mens= 'મન', એનું પંચમ્યન્ત—ablative—રૂપ) માંથી ઉદ્ગમ છે. આ પ્રમાણે શબ્દમાંથી પરસર્ગ બની જતાં પહેલાં શબ્દ ધીમે ધીમે અને અજ્ઞાતપણે પોતાનો સ્વકીય અર્થ ગુમાવતો જાય છે.[૬૬] ઉ. ત. જર્મન Bergmann (=miner), Kaufmann (=merchant), કે સં. बन्धुजनः, सखीजनः, ગુજ. 'અબળાજન' (=સ્ત્રીઓ) ઇ૦માં mann ને जन પોતાનો સ્વકીય અર્થ છોડીને વ્યાકરણના સંબંધતત્ત્વ બનવાને પંથે છે. પોતાના અર્થનો લોપ થવા દઈને અનુગ કે પરસર્ગરૂપ બનેલા શબ્દો અમૂર્ત ભાવકોટિ વ્યક્ત કરવાને માટે સવિશેષ યોગ્ય હોય છે. એમાંના કેટલાક ગુણ કે સ્થિતિ દર્શાવતા હોય છે; તો અન્ય ક્રિયાત્મક (active) કર્તાર્થ (agental) નામોને લાગતા હોય છે. રિક્ત શબ્દનું લાક્ષણિક તત્ત્વ એની અમૂર્તતામાં રહેલું છે. એથી જ કેટલાક શબ્દો કેવળ બીજગણિતની સંજ્ઞા (algebraic symbols) સમ બની રહે છે. ઉ.ત. સં. इति, કે ફ્રેંચ પ્રશ્નાર્થક—ti. ઇન્ડો-યુરોપિયન અને સેમિટિક ભાષાઓના પ્રત્યયો મૂળ આ પ્રકારના સ્વતંત્ર શબ્દગો કે તત્ત્વો (elements) હતા કે જે મૂળ અંગ કે પ્રાતિપદિક (stem) ની

---

૬૬ ઉ. ત. ચીની અને કંબોડિઅન (Cambodgian) ભાષામાં 'give' ક્રિયાપદ અમૂર્ત અર્થમાં વપરાય ત્યારે લગભગ સંપ્રદાનનો ('for' જેવો) અર્થ દર્શાવે છે. અંગ્રેજીમાં full પ્રથમ 'પૂર્ણતા'નો અર્થ દર્શાવતું (ઉ. ત. tea-spoonful); એ ક્રમે ક્રમે કેવળ સંબંધતત્ત્વ—અનુસર્ગ (suffix) રૂપ બની ગયું (ઉ. ત dutiful).

—જુઓ: Edward Sapir, *Language*, pp. 102–103

સાથે પ્રથમ શિથિલ બંધથી જોડાયેલા (agglutinated) હતા, તે કાળક્રમે એની સાથે સંપૂર્ણપણે ભળી ગયા.[૬૭] જેમ જેમ એમનું ધીમે ધીમે સ્વતંત્ર અસ્તિત્વ ઘટતું ગયું તેમ તેમ એ કેવળ વ્યાકરણાત્મક કોટિ સમાં બનતાં ગયાં. ઇન્ડો-યુરોપિયન ભાષાના પ્રત્યયોનો ઇતિહાસ મહદ્ અંશે આ પ્રકારનો જ સંભવે છે.

૬૭ દા. ત. ફ્રેન્ચ ભવિષ્યકાલીન રૂપો—*irai* = 'I shall go' જેવાં—મૂળ સ્વતન્ત્ર શબ્દો સંપૂર્ણપણે એકરૂપ થઈ જવાથી બન્યાં છે: *ir a'i* = 'to-go I have.' —Edward Sapir, *Language*, p. 112.

# પ્રકરણ આઠમું

## અર્થવિચાર

" अथ गोरित्यत्र कः शब्दः। किं यत्तत्सास्नालाङ्गूलककुदखुरविषाण्यर्थरूपं स शब्दः। नेत्याह। द्रव्यं नाम तत् ॥ यत्तर्हि तदिङ्गितं चेष्टितं निमिषितं स शब्दः। नेत्याह। क्रिया नाम सा ॥ यत्तर्हि तच्छुक्लो नीलः कृष्णः कपिलः कपोत इति स शब्दः। नेत्याह। गुणो नाम सः ॥ यत्तर्हि तद्भिन्नेष्वभिन्नं छिन्नेष्वच्छिन्नं सामान्यभूतं स शब्दः। नेत्याह। आकृति नाम सा ॥ कस्तर्हि शब्दः। येनोच्चारितेन सास्नालाङ्गूलककुदखुरविषाणिनां संप्रत्ययो भवति स शब्दः ॥ अथवा प्रतीतपदार्थको लोके ध्वनिः शब्दः इत्युच्यते ॥

—पातञ्जल व्याकरणमहाभाष्य १-१-१

" Substantives are signs attached to things: they contain exactly that amount of truth which can be contained by a name, an amount which is of necessity small in proportion to the reality of the object. That which is most adequate to its obj ct is the abstract noun, since it represents a simple operation of the mind. But if I take a real entity, an obj ct existing in nature, it will be impossible for language to introduce into the word all the ideas which this entity or object awakens in the mind Language is therefore compelled to choose. Out of all the ideas it can choose one only; it thus creates a name which is not long in becoming a mere sign.

For this name to be accepted it must, no doubt, originally possess some true and striking characteristic; it must satisfy the minds of those to whom it is first submitted. But this condition is imperative only at the

outset. Once accepted, it rids itself rapidly of its etymological signification."

—M. Bréal, *Semantics*

## શબ્દાર્થનું સ્વરૂપ

પદઘટના અને શબ્દના સ્વરૂપ વચ્ચે સામંજસ્ય હોવું અનિવાર્ય નથી. ઘણી વાર એક કુલની ભાષાનું પદસ્વરૂપ પરંપરાનુગત હોય પણ તેનો શબ્દકોશ સંપૂર્ણપણે કે અધિકાંશે અન્ય પ્રકારનો હોય. ઉ. ત. સાહિત્યની ઉર્દૂ ભાષાનું પદઘટન ભારતીય સ્વરૂપનું છે, પણ શબ્દકોશ અધિકાંશે ફારસી છે. તો વળી ફારસીમાં ત્રીજા ભાગના શબ્દો અરબીમાંથી લીધેલા છે. તેલુગુમાં અર્ધ ઉપરાતના શબ્દો સંસ્કૃતના તત્સમ અને તદ્‌ભવ શબ્દો છે એમાની જિપ્સી ભાષાની સ્વરૂપઘટના, જિપ્સી લોકો મૂળ ભારતના હોવાથી, ભારતીય આર્ય સ્વરૂપની છે, તો શબ્દકોશ ઘણી સદીઓ સુધી વિદેશમાં વસવાટ કર્યાથી વિદેશી છે.

**શબ્દોની અર્થવત્તા સ્થિર હોતી નથી; એમાં નિરંતર ફેરફાર** થતા રહે છે. બાલ્યાવસ્થામાં બાળક શબ્દના જે અર્થો સમજતું થાય છે તેમાં પણ વિશેષ અનુભવે સુધારાવધારા, પરિવર્તન થાય છે. એ જ પ્રમાણે એક જ સમાજમાં કાળક્રમે શબ્દના અર્થો પલટાતા રહે છે. કેટલીક વખત એ પરિવર્તન આંશિક હોય છે, તો કોઈ વખત એ આમૂલ હોય છે. આથી શબ્દોનો અર્થ સ્થિર કે શાશ્વત નહીં પણ શબ્દ પ્રયોજાય તે દેશકાળમાં જે અર્થ પ્રચલિત હોય તે જ સમજવાનો છે. ઉ. ત. સંસ્કૃતમાં વિહાર શબ્દનો અર્થ 'વિચરણ કરવું' થતો; પાલિમાં એનો અર્થ 'સાધુઓનું નિવાસસ્થાન' એવો થઈ રહ્યો; અને એમાંથી બૌદ્ધવિહારો વિશેષ હોવાને કારણે ભારતના એ પ્રદેશનું નામ 'બિહાર' પડ્યું. સંસ્કૃતમાં गिरिनगर એ પર્વત પાસે વસેલા નગરનું નામ હતું; વર્તમાન ગુજરાતીનાં 'ગિરનાર' પર્વતનું જ નામ થઈ રહ્યું. સંસ્કૃતમાં યાત્રાનો વ્યાપક અર્થ હતો 'પ્રવાસ'; વર્ત-

માન ભારતીય ભાષાઓમાં ('યાત્રા', 'જાત્રા') એ શબ્દ 'તીર્થયાત્રા'ના અર્થમાં બદ્ધ થઈ ગયો. સંસ્કૃતમા દેવનો જે અર્થ (= દેવતા) છે, એથી બરાબર ઊલટો અર્થ ઈરાનિયન ભાષામાં દઇવનો મળે છે[1] અસુરનો ઋગ્વેદના પ્રાચીનતર ભાગોમા તેમ પ્રાચીન ઈરાનિયન ભાષામાં (અહુર) દેવતા-વાચક અર્થ છે, તે પછીના સમયમાં પલટાઈને 'રાક્ષસ' કે 'દૈત્ય' એવો થયો છે.[2] આફ્રિકાની 'કાફિર' નામની જાતિ ઉપરથી મુસલમાનો હિંદુ આદિ વિધર્મી લોકોને અવહેલનામાં 'કાફિર' કહેતા. મુસ્લિમ વિજેતાઓમાંથી કેટલાક તુર્ક હતા. એમાંના કેટલાક ઝનૂની ને તકરારી જણાયા હશે; એથી ગુજરાતી જેવી વર્તમાન ભારતીય ભાષાઓમા અત્યત તકરારી કે મિજાજી માણસને અવહેલનામાં 'તરકડો' કહે છે

---

૧ અથર્વવેદમા કવચિત્ 'અનિષ્ટ સત્ત્વો' કે 'રાક્ષસો' માટે દેવ શબ્દનો પ્રયોગ થયેલો મળે છે.

સરખાવો : . अग्ने सातघ्नो देवान् हविषा नि षेध।

—अथर्ववेद ३-१५-५,

જુઓ : अथर्ववेदसहिता, सपा० श्री दा सातवळेकर, १९४३, पृ ४१

Trans: "O Agni, put down (निषेध) with the oblation the gainslaying gods" – *Atharva Veda*, Whitney's Translation & Notes, Harvard Oriental Series, Vol. 7 p. 112.

Notes: "The sense 'devas who shut off again' has an Avestan rather than a Vedic ring." — *Atharva Veda*, Maurice Bloomfield, SBE Vol. XLII, Oxford, 1897, p. 354

૨ असुरના આદિ अને નિષેધાત્મક સમજતા એમાથી પછીના કાળનો सुर શબ્દ બન્યો

કેટલીક વાર આવાં અર્થપરિવર્તનોની પશ્ચાદ્‌ભૂમિમાં ઐતિહાસિક કારણો રહેલાં હોય છે. ઉ. ત. ફ્રેન્ચ 'plume' (=feather; pen)નો વર્તમાન અર્થ છે 'કલમ' કે 'લેખિની'.[3] મૂળ પક્ષીનાં પીછાંમાંથી કલમો બનાવાતી એ સમયથી કલમના અર્થમાં આ શબ્દ પ્રયોજાતો થયો છે. પ્રથમ એ 'પીંછાં'ના અર્થમાં, પછી વચ્ચેની અવાન્તર સ્થિતિમાં 'પીંછા (માંથી બનેલી) કલમ' એમ રૂપક રૂપે, અને વર્તમાનમાં કેવળ 'કલમ,' એ પ્રમાણે આ અર્થસંક્રમણ થયું હશે એમ માની શકાય. આવાં ઉદાહરણોમાં ભાષાવૈજ્ઞાનિકો 'plume' (=feather) અને 'plume' (=pen) એ બેને ભિન્ન ભિન્ન શબ્દો ગણવાનું વધારે સમુચિત ગણે છે,[4] કારણ કે ભાષાપ્રયોગમાં એક શબ્દનો એક સમયે એક જ અર્થ હોઈ શકે. આ રીતે ગુજરાતીમાં 'ગ્લાસ' શબ્દ હવે કેવળ 'કાચ'નો દ્યોતક નથી રહ્યો, ધાતુના 'પ્યાલા' માટે પણ એ વપરાય છે.

ઘણી વાર જનસમુદાયમાં ભિન્ન ભિન્ન વ્યવસાયના મનુષ્યો એક જ શબ્દનો પ્રયોગ પોતપોતાના જીવનવ્યવહાર અનુસાર વિભિન્ન અર્થમાં કરતા હોય એમ બને છે. શિકારીની 'કમાન' (=ધનુષ્ય) પિંજારાની 'કમાન' (પીંજવાનું ધનુષ્ય જેવું સાધન), માળીનાં ફૂલ અને ભરતકામનાં ફૂલ, વકીલનો 'કેસ' અને ડાકટરનો 'કેસ', ટપાલની 'ટિકીટ' અને રેલ્વેની 'ટિકીટ', શાળાના 'માસ્તર' અને સ્ટેશન 'માસ્તર' પરસ્પરથી કેટલે બધે અંશે વિભિન્ન છે!

એક જ શબ્દના જ્યાં ભિન્ન ભિન્ન અર્થ થતા હોય ત્યાં વાક્યસંદર્ભ (context) તત્ક્ષણે ઉદ્દિષ્ટ અર્થ નિશ્ચિત કરી આપે છે. ઉ. ત. सैन्धवं आनय એ આજ્ઞા રસોઈઘરમાંથી થઈ હોય તો सैन्धवं નો અર્થ 'મીઠું' થાય, અને બહાર જતા કે પ્રવાસે નીકળતા

---

૩ સરખાવો : અંગ્રેજી 'quill'='feather,' 'pen,' etc.

૪ સરખાવો : Vendryes, *op. cit.*, p. 177.

અધિકારીની એ આજ્ઞા હોય તો એ જ શબ્દનો અર્થ (સિંધુ પ્રદેશનો ઉત્તમ જાતિનો) 'ઘોડો' થાય દરેક શબ્દને એના તત્કાલ પ્રયોગ અનુસાર તાત્કાલિક અર્થ (present value) હોય છે, જે સંદર્ભ નિશ્ચિત કરે છે પણ આવા ભિન્ન ભિન્ન સંદર્ભોમાં થતા ભિન્ન ભિન્ન અર્થોમાથી અર્થનુ કોઈ મધ્યવર્તી તત્ત્વ (mean), પુદ્ગલ કાઢી શકાતુ નથી — ભિન્ન ભિન્ન અર્થોની છટાઓ પરસ્પરથી એટલી બધી વિભિન્ન હોય છે![5] કોઈપણ શબ્દની મનમાં એકાકી અવસ્થિતિ હોતી નથી; પરસ્પર સંબદ્ધ શબ્દવર્ગો મનમાં એક વ્યવસ્થિત સુસંકલિત જૂથ (linguistic family) રૂપે ગોઠવાઈ રહે છે. ઉ.ત. આકાર–આકૃતિ કે વિકાર–વિકૃતિ–વિકરણનુ શબ્દજૂથ મનમાં ગોઠવાઈ રહે છે. શબ્દોનું ધ્વન્યાત્મક સાદૃશ્ય લૌકિક વ્યુત્પત્તિનું એક મહત્ત્વનું કારણ છે.[6]

પ્રત્યેક શબ્દની આસપાસ એને સર્વતઃ સ્પર્શતુ, આવરી લેતું એક સૂક્ષ્મ, ભાવાત્મક વાતાવરણ હોય છે, જે એના પ્રત્યેક અર્થને વિશિષ્ટ છાયા અર્પતુ હોય છે. સામાન્ય માણસને પણ શબ્દના અમૂર્ત, સાધારણીકૃત (general) અર્થની સાથે એની વિશેષાભિવ્યક્તિની નિરનિરાળી છટાઓનુ ભાન થયા વિના રહેતુ નથી, એટલી એ ઉત્કટ હોય છે. ઉ. ત. કાન્તનાં કાવ્યોમાં 'કુસુદવનનો માતરિશ્વા'માં એ પવનની લોકોત્તરતાનું, કે 'વિચરતી હતી દેવતાઓ' માં વનદેવી કે જલદેવી સમાં સત્ત્વોની સુકુમારતાનું ભાન થયાં વિના રહેતું નથી.[7]

આવી વિશેષાભિવ્યક્તિની પાછળ ઘણી વાર શબ્દનો અર્થ અને શબ્દના ધ્વનિઓ વચ્ચે કોઈ વિલક્ષણ સામંજસ્ય રહેલું હોય છે: શબ્દના ધ્વનિઓનું સ્વરૂપ એવું હોય છે કે એમના ઉચ્ચારમાત્રથી સહજપણે, સહસૈવ શબ્દનો અર્થ જાગૃત થાય છે. ઉ. ત. 'સરવું', 'સરરર', 'સ્રોત' ઇ૦ ત્વરિત અભિસરણનો; 'ગંભીર' ગહનતાનો, કે 'ઘોર' ભયાનકતાનો ભાવ સહજપણે જ જાગૃત કરે છે. પ્રત્યેક સંગીતકારને ધ્વનિઓની આ ભાવોત્તેજક શક્તિનો ખ્યાલ હોય છે. અમુક પ્રકારના સૂરોથી કરુણનું, તો અન્યથી વીરનું, તો અમુકથી મંગલતાનું વાતાવરણ એ સરજી શકે છે૮—જોકે સમર્થ સર્જક આ ઉપકરણો વિના પણ અભીષ્ટ કાર્યસિદ્ધિ કરી શકવા સમર્થ હોય છે. પણ સામાન્ય રીતે શબ્દોમાં અર્થથી અતિરિક્તપણે, કેવળ એમના ધ્વનિ વડે જ, પ્રસન્ન કે ઘેરી, મનોહર કે ભીષણ, લઘુતાની કે વિશાળતાની છાયા ઉત્પન્ન કરવાની શક્તિ રહેલી છે એ સ્વીકારવું પડશે. ઉદાહરણ તરીકે અર્થથી સ્વતંત્રપણે 'પ્રસન્ન' શબ્દ પ્રસન્નતાની, 'કઠોર' કઠોરતાની, 'ઘોર' કે 'ભીષણ' ભયાનકતાની, 'વિશાળ' વિશાળતાની, 'દૂર', દૂરતાની, કે 'ધીમે' મંદતાની છાયા સહજભાવે વ્યક્ત કરે છે૯.

'' શબ્દોની આ શક્તિને કારણે જ પુરાતન કાળમાં નામોને

૭ જુઓ: 'પૂર્વાલાપ'ના 'દેવયાની' અને 'ચક્રવાકમિથુન' એ કાવ્યો.

૮ ઉ.ત. કાવ્યોમાં 'વૈતાલીય' કે 'વિયોગિની', 'હરિણી', ને 'લલિત' કરુણ માટે, 'મનહર' કે 'કવિત' વીર માટે, અને શાર્દૂલવિક્રીડિત મંગલવચન કે આશીર્વાદ માટે વિશિષ્ટપણે પ્રયોજાય છે.

૯ સરખાવો: 'वज्रादपि कठोराणि', 'अयि कठोर यशः किल ते प्रियम्' (भवभूति); 'દૂર, દૂર, સુદૂર એ' (નરસિંહરાવ, 'નૂપુર-ઝંકાર'); 'ધીમે ધીમે છટાથી' (કાન્ત, 'વસંતવિજય'); 'मन्दं मन्दं नुदति पवनः' (कालिदास, मेघदूत, पूर्वमेघ १०).

શબ્દોનાં અવિભાજ્ય અંગ ગણવામાં આવતાં, અને ધ્વનિરૂપ શબ્દોમાં અભિહિત પદાર્થોના ગુણોનું અસ્તિત્વ કલ્પવામાં આવતું હતું. શબ્દમાં મહાન આંતરિક શક્તિ રહેલી છે એમ મનાતું.[૧૦] મંત્રતંત્ર પ્રક્રિયાઓ અને જપયોગની ઉત્પત્તિ આમાંથી છે. શબ્દના જ્ઞાનથી એ વડે અભિહિત પદાર્થ ઉપર પ્રભુત્વ છે એમ મનાતું.[૧૧] આજે પણ ડૉક્ટર દરદીના રોગનું નિદાન કરે છે ત્યારે માત્ર દરદનું નામ જાણીને પણ દરદીના મનમાં હિંમત આવી જાય છે કે હવે રોગ પરખાયો એટલે તરત સાજા થવાશે.

આ રીતે આપણી ચેતનામાં સ્ફુરતા શબ્દો એકાકી અવસ્થિતિમાં હોતા નથી. એમની સાથે એમના ધ્વનિ દ્વારા ઉત્પન્ન થતી વિવિધ અર્થછટાઓ અને ભાવચ્છાયાઓ, એમની સાથે પરિસંકલિત સંબદ્ધ શબ્દરૂપો અને એમનો અર્થવિસ્તાર ઇ૦ પણ સહજ જ સ્ફુરી રહે છે, અને આવશ્યક હોય ત્યાં એ અર્થની અભિવ્યક્તિને વિશિષ્ટ રૂપે સહાયક બને છે.

---

૧૦ સરખાવો : 'एक शब्दः सम्यग्ज्ञातः शास्त्रान्वितः सुप्रयुक्तः स्वर्गे लोके कामधुग्भवति'। — पतञ्जलिविरचित व्याकरणमहाभाष्य ६–१–८४; મ. મ. વાસુદેવશાસ્ત્રી અભ્યંકર સંપાદિત, (૧૯૫૩), ભાગ ૫ મો, પૃ. ૧૧૯.

૧૧ સરખાવો : 'हूडु नामासि हरितस्य देव स नः संविद्वान् परि वृङ्ग्धि तक्मन्।' अथर्ववेद, १–२५–२. अथर्ववेदसंहिता, संपा० श्री. दा. सातवळेकर, १९४३, पृ. १०.

Trans : "Hrūdu by name art Thou, O god of the yellow : do thou feel for us, and spare us, O takman!" — *Hymns of the Atharva Veda*, M. Bloomfield, SBE XLII, p. 3.

## શબ્દકોશ

ભિન્ન ભિન્ન સ્તરના વક્તાઓનો શબ્દકોશ (vocabulary) કેટલો હોય એનો અડસટ્ટો કાઢવાનો ભાષાવૈજ્ઞાનિકોએ પ્રયત્ન કર્યો છે. મૅક્સમૂલરે ગામડાના કોઈ પાદરીએ આપેલી માહિતી ઉપરથી ઇંગ્લાંડનો સામાન્ય અશિક્ષિત ખેડૂત જીવનવ્યવહારમાં આશરે ૩૦૦ જેટલા શબ્દો વાપરે છે એવો અડસટ્ટો કાઢ્યો હતો. શેકસ્પિયરની સર્વ રચનાઓમાં બધું મળીને ૧૫૦૦૦—કે અન્ય ભાષાવિદોને મતે ૨૪૦૦૦—શબ્દોનો પ્રયોગ કર્યો છે. મિલ્ટને સાતથી આઠ હજાર શબ્દો વાપર્યા છે. હોમરનાં કાવ્યોમાં આશરે નવ હજાર શબ્દો છે, અને બાઈબલના જૂના કરારમાં ૫૬૪૨ શબ્દો અને નવા કરારમાં ૪૮૦૦ શબ્દો છે.[૧૨] સંસ્કૃત મહાકવિઓની કૃતિઓ કે વર્તમાન ભારતીય ભાષાઓના સમર્થ કવિઓની કૃતિઓ લઈને આવી કોઈ શબ્દગણતરી કરવામાં આવી નથી. તોપણ વ્યાસ કે વાલ્મીકિનો શબ્દભંડાર અખૂટ હશે, તેમ બાણ અને માઘની શબ્દસમૃદ્ધિ અતિ વિશાળ હશે એ નિ:શંક છે.[૧૩] (પુરાની) અવધીમાં તુલસી કે જાયસીની, વ્રજભાષામાં સુરદાસની, અને પુરાની હિંદીમાં કબીરની, કે મધ્યકાલીન ગુજરાતીમાં પ્રેમાનંદની શબ્દસમૃદ્ધિ અસાધારણ હતી. પ્રેમાનંદની 'મામેરું' જેવી એક નાનીસરખી રચના પણ એની વિપુલ શબ્દસમૃદ્ધિથી આપણને છક કરી દે છે.

તોપણ એકંદરે ભાષાવૈજ્ઞાનિકોની દૃષ્ટિએ આ ગણતરીઓનો બહુ અર્થ નથી. ઘણા શિષ્ટ લેખકો પોતાને જ્ઞાત શબ્દભંડોળમાંથી અમુક અંશ માત્ર જ પોતાની સાહિત્યરચનાઓમાં વાપરે છે. પોતે

---

૧૨ સરખાવો : Vendryes, *op. cit.*, p. 186; Bloomfield, *op. cit.*, p. 277; Sturtevant, *op. cit.*, p. 123.

૧૩ સરખાવો પ્રસિદ્ધ ઉક્તિઓ : 'बाणोच्छिष्टं जगत् सर्वम्', 'नवसर्गगते माघे नवशब्दो न विद्यते.'

શબ્દસ્વામી હોઈ અહોનિશ નવીન, નવીનતર પ્રયોગોની શોધમાં એ રહે છે. એથી એના સ્વાભાવિક દૈનંદિન શબ્દભંડોળમાં જાતજાતના શબ્દસમૂહો—પુરાતન શબ્દો, શાસ્ત્રીય શબ્દો, સામાન્ય બોલચાલની વિશિષ્ટ ભંગિઓ, ઇ૦ નો ઉમેરો થતો રહે છે. એના પોતાના દૈનંદિન ઉપયોગના શબ્દકોશનો વિસ્તાર કેટલો છે તેનો આંક કાઢી શકાતો નથી. દૈનંદિન વ્યવહારના અનેક શબ્દો લેખકને જ્ઞાત હોવા છતાં એની કૃતિઓમાં એ કદીએ વપરાતા ન હોય એમ બને. વળી, આવી ગણતરીઓમાંથી સંબંધતત્ત્વો (morphemes)ને બકાત રાખવાં પડે. ઉપરાંત, જ્યાં એક શબ્દના વિવિધ પ્રકારના, અનેક, અર્થ થતા હોય ત્યાં એટલા વિવિધ શબ્દોનું અસ્તિત્વ ગણવું પડે. વળી, સંજ્ઞાવાચક નામો, તેમ જેમને વિષે કોઈ પણ વિશિષ્ટ આકૃતિ કે કલ્પના (concept) મનમાં બંધાઈ નથી એવાં અનેક સામાન્ય નામો (ઉ. ત. 'ચાતક', 'હુમા', જેવાં પંખીઓનાં નામો, કે અપરિચિત વનસ્પતિઓનાં નામો) પણ વસ્તુતઃ તો વક્તાના શબ્દકોશનો અંશ ન ગણાય. આવા ઘણા શબ્દો સુશિક્ષિત મનુષ્યોના ચિત્તતંત્રમાં નિરર્થક ભારરૂપ હોય છે. તેમ, વિવિધ ભાષાઓ જાણનાર માણસ (polyglot) એક જ પદાર્થનાં અનેક નામો—વિવિધ ભાષાઓમાં એ પદાર્થ માટેનાં વિવિધ નામો—જાણતો હોય તેથી જ એનો શબ્દકોશ વિપુલ કહી શકાય ખરો ? આમ, અનેક રીતે, વ્યક્તિઓના શબ્દકોશનું આકલન કરવું વિકટ કામ છે.

જો અશિક્ષિત માનવી જીવનભરના વ્યવહારમાં કેવળ ત્રણસો શબ્દ જ વાપરતો હોય[૧૪] તો શિક્ષિત માનવી એથી બહુ વધારે

---

૧૪ કેટલાક ભાષાવૈજ્ઞાનિકો અનુસાર સામાન્ય વક્તાનું શબ્દભંડોળ ઘણું વિશાળ હોય છે. સરખાવો : "The myths about peasants, working men, or savages who use only a few hundred words have no foundation in fact; every adult speaker uses at least somewhere round 20,000 to 30,000 words;

વાપરતો હોતો નથી—માત્ર એના શબ્દકોશનું સ્વરૂપ સામાન્ય પૃથગ્જન કરતાં નિરાળું હોય છે. ભદ્ર જનની ભાષામાં સામાન્ય દૈનંદિની ભાષા ઉપરાંત એના વ્યવસાયની, એના સમકક્ષ શિષ્ટ સમાજની, તેમજ સાહિત્યની ભાષાનો પુટ લાગેલો હોય છે.

**ભારતીય ભાષાઓના શબ્દકોશ** પાંચ પ્રકારના શબ્દોથી બંધાયેલો છે. સંસ્કૃતના જેવા જ, સંસ્કૃતમાંથી તે જ સ્વરૂપે યથાવત્ ઊતરી આવેલા, તત્સમ શબ્દો (ઉ. ત. કર્મ, કાર્ય, કૃષ્ણ, કર્ણ, યમુના, ગૃહ, ઇ૦); સંસ્કૃતમાંથી પ્રાકૃતઅપભ્રંશ દ્વારા આવેલા, ધ્વનિવિકાસ દ્વારા ઉદ્‌ભવેલા તદ્‌ભવ શબ્દો (ઉ. ત. કરમ, કાજ; કહાન, કાન, જમના, ઘર, ઇ૦); આ દેશના અતિ પ્રાચીન વતનીઓની ભાષામાંથી આવેલા દેશ્ય શબ્દો (ઉ. ત ડુંગરો, વૉંકળો, ઢેકું, ઝાડ, હેલી, ઇ૦); આ દેશની ભગિનીભાષાઓમાંથી ઉછીના લેવાયેલા **શબ્દો** (ઉ. ત. હિંદીમાંથી આવેલા चीज, वाल, कहानी, मिलाप આદિ, મરાઠીમાંથી આવેલા परियट, टकाउ, कादंबरी, चळवळ, हलकट, આદિ શબ્દો); અને વિદેશી શબ્દો (ઉ. ત અક્કલ, અકસીર, અનામત, અરજ, આદિ અરબી શબ્દો; અવાજ, આસમાન, અંદર, અંદાજ વગેરે ફારસી શબ્દો; કલગી, જાજમ, તોપ, બેગમ, મુગલ આદિ તુર્કી શબ્દો; આફૂસ, અનનાસ, ઇજનેર, કાજુ, કપ્તાન, તમાકુ, બટાટા આદિ પોર્ટુગીઝ શબ્દો; અને ઑફીસ, માસ્તર, રસીદ, સ્ટેશન, ટિકિટ, ડાકટર, બૅન્ક, કોરટ, હોટેલ આદિ અંગ્રેજી શબ્દો).

આમાંથી પ્રથમ ત્રણ પ્રકારના શબ્દોનું—તત્સમ, તદ્‌ભવ અને દેશ્યનું—અર્વાચીન ભારતીય ભાષાઓમાં પ્રાધાન્ય છે, પછીના બે

---

if he is educated — that is, if he knows technical and learned words — he uses much more. Everyone, moreover, understands more words than he uses."

— Bloomfield, *op. cit.*, p. 277.

પ્રકારના શબ્દોની સંખ્યા પરિમિત છે. સંસ્કૃતમાં પણ વિદેશી શબ્દો મળે છે[૧૫] પણ તેમની સંખ્યા અતિ મર્યાદિત છે. અર્વાચીન ભારતીય ભાષાઓમા વિદેશી શબ્દોની સંખ્યા એથી ઘણી વધારે છે. ગુજરાતીમાં ફારસી–અરબી શબ્દો ઠીક ઠીક પ્રમાણમા વપરાય છે, પણ પંજાબી, સિંધીમા એમનો પ્રચુરપણે ઉપયોગ થાય છે, અને ઉર્દૂમાં તો એની સીમા જ રહી નથી

આવા વિદેશી શબ્દો ભારતીય ભાષાઓમાં અવતરણ પામતી વખતે ભારતીય ધ્વનિસ્વરૂપ ધારણ કરી લે છે. ઉ. ત. मज़्दूर, ख़बर, फ़िक्र, ज़ुल्म, गरीब ઇ૦ શબ્દો ગુજરાતીમાં ગુજરાતી ભાષાને અનુરૂપ ધ્વનિવિકાસ પામીને મજૂર, ખબર, ફિકર, જુલમ, ગરીબ ઇ૦ રૂપે પ્રચલિત થયા છે. તે જ રીતે પોર્ટુગીઝ मेस्त्रे, टवाको, इस्क्रिटोरिओ, તેમ અંગ્રેજી ટિકેટ, માસ્ટર, સિગ્નલ, મેઇલ ઇ૦ શબ્દો મિસ્ત્રી, તમાકૂ, ઇસ્કોતરો, ટિકીટ, માસ્તર, સિગલ, મેલ ઇ૦ રૂપે અવતીર્ણ થયા છે, અને એ જ સમુચિત સ્થિતિ છે. મૂળના ધ્વનિઓ યથાવત્ રાખતાં ભાષામાં વ્યર્થ આડંબર અને અપરિચિતતા લાગે છે. જરૂર પડે ત્યારે અન્ય ભાષાઓમાથી—વિશેષતઃ તો પ્રાચીન શિષ્ટ ભાષાઓમાંથી—શબ્દો લેવાનું વલણ ઘણું સામાન્ય છે. અંગ્રેજી, ફ્રેન્ચ, જર્મન આદિ ભાષાઓ લેટિન અને ગ્રીકમાંથી અને હિંદી, ગુજરાતી, બગાળી આદિ વર્તમાન ભારતીય ભાષાઓ સંસ્કૃતમાંથી નૂતન શબ્દો ગ્રહણ

---

૧૫ ઉ. ત. कीचक, गङ्गा ચીનીમાંથી; अम्ब, कदम्ब, निम्ब, उदुम्बर, जम्बु, नारिकेल, जङ्घा, ઇ૦ મુંડા ભાષાઓમાથી, उलूखल, कज्जल, कुद्दाल, कुवलय, घूक, चन्दन, पण्डित, हेरम्ब આદિ દ્રાવિડી ભાષાઓમાથી; गो અને लोह સુમેરિયન (gu) અને (urudu)માથી; द्रम्म ગ્રીક drakhmē માથી આવ્યા છે. —સરખાવો : ડૉ. ભોળાશંકર વ્યાસ, संस्कृतका भाषाशास्त्रीय अध्ययन, पृ. २७२–२७५; Suniti Kumar Chatterjee, *Indo-Aryan and Hindi*, p. 24.

કરે છે, પણ તેમને અપનાવતાં આવશ્યક હોય ત્યાં એમાં પોતાના ધ્વનિતંત્રને અનુરૂપ રૂપાન્તર કરી લે છે. આ પ્રમાણે નવી વિદ્યાકળા, શોધખોળ, ફેશન ઇ૦ ના શબ્દો (ઉ. ત. રેડિયો, હોકી, ક્રિકેટ, ટેલિફોન, સિનેમા, ઇ૦) ઇતર ભાષાઓમાંથી સ્વભાષામાં, આવશ્યક હોય ત્યાં એના ધ્વનિતંત્રમાં સ્વલ્પ ફેરફાર સાથે, લેવામાં આવે છે.

અંગ્રેજીએ આ પ્રમાણે જરૂર પડયે ભિન્ન ભિન્ન ભાષાઓમાંથી શબ્દો ગ્રહણ કર્યા છે. ઉ. ત. અંગ્રેજીએ જર્મનમાંથી frankfurter (=a preparation of beef and pork sausage), hamburger (=a kind of beef-steak) ઇ૦ ખાદ્યપદાર્થોનાં નામ, અને wanderlust (=unconquerable longing for wandering), umlaut (=vowel mutation) ઇ૦ દાર્શનિક કે શાસ્ત્રીય પરિભાષાના શબ્દો; ફ્રેન્ચમાંથી chauffeur (=driver of a motor-car), garage, chef (=head-*cook*), beef, champagne (=a kind of wine), ઇ૦ અનેક શબ્દો; ઇટાલિયન ભાષામાંથી piano, sonata (=an instrumental composition), virtuoso (=a person with special knowledge of art) જેવા સંગીત કે કલાના શાસ્ત્રીય શબ્દો; ભારતીય ભાષાઓમાંથી sugar (મૂળ સં. શર્કરાનાં પ્રાચીન રૂપાન્તરો દ્વારા), pundit, curry, calico, bungalow ઇ૦ શબ્દો; અમેરિકન-ઇન્ડિયન ભાષાઓમાંથી tomahawk (=war-axe), wampum (=a decoration of shells), moccasin (=foot-wear of deer-skin) ઇ૦; અરબીમાંથી algebra, alcohol, alchemy, આદિ; ચીની ભાષામાંથી typhoon અને tea આદિ લીધા છે, અને એમના ધ્વનિતંત્રમાં આવસ્યકતા અનુસાર રૂપાન્તર કર્યું છે.[૧૬]

૧૬ સરખાવો: Bloomfield, *Language*, p. 458.

## અર્થપરિવર્તન

ભાષાનું ધ્વનિતંત્ર તો માણસને પોતાના શૈશવકાળ દરમિયાન જ સિદ્ધ થઈ જાય છે, તેમ એનું પદભંડોળ પણ એને બાલ્યાવસ્થામાં જ અવગત થઈ જાય છે પરંતુ એનો શબ્દકોશ કદીએ સ્થિર થઈ શકતો નથી; એમાં નિરંતર સુધારાવધારા, ઉમેરા, ઇ૦ થયાં કરે છે. અનેક નવા શબ્દો એ ગ્રહણ કરે છે, તો ઘણા જૂના શબ્દોનો એ ત્યાગ કરે છે. પણ શબ્દોની ભરતી થવાને કારણે જ જૂનાનો ત્યાગ થાય એમ હંમેશાં બનતું નથી—ઘણીવાર બંને પ્રકારના શબ્દો એકબીજાના પર્યાયવાચક (synonyms) બનીને કે પરસ્પર પૂરક (doublets) બનીને રહે છે. ઉ. ત. ફ્રેન્ચ chaire (=pulpit, desk) અને chaise (=chair, seat);[17] ગુજ૦ 'ગોર' અને 'ગુરુ'. પરિવર્તન પામતી સામાજિક પરિસ્થિતિ, નૂતન વ્યવસાયો, કે વિવિધ ટેક્નિકલ સાધનસામગ્રી (technical equipment)— એ સર્વ આ પ્રકારે જૂના શબ્દોના પરિત્યાગમાં કે એમના અર્થપરિવર્તનમાં અને નૂતન શબ્દોના નિર્માણમાં કારણભૂત બને છે.

મનુષ્યોની માફક શબ્દોની આયુષ્યમર્યાદા હોય છે, શબ્દો જન્મે છે ને નાશ પામે છે, એમ ઘણી વાર કહેવામાં આવે છે. આવું વિધાન ભ્રામક હોય છે. શબ્દો નથી જન્મતા, નથી નાશ પામતા. એવું બને કે કોઈક વખત કોઈ શબ્દનો પ્રચાર અમુક કાળે બંધ થઈ જાય, ને પાછો અન્ય સમયે તે જ રૂપે કે પરિવર્તિત રૂપે ફરી શરૂ થઈ જાય. ઉ. ત. મૂળ fleurette (=floweret) અને bogète (=a little bag) એ ફ્રેન્ચ શબ્દો અંગ્રેજીમાં flirt અને budget એમ રૂપાન્તર પામ્યા, અને અંગ્રેજીમાંથી પાછાં આ નૂતન રૂપાન્તરો ફ્રેન્ચમાં એ નૂતન અર્થોમાં ઉછીનાં લેવાયાં. સરખાવો : સં. મૃગ > ફા. મુર્ગ (= મરઘો) > ગુજ૦ આદિ નૂતન ભારતીય

[17] જુઓ : Vendryes, *op cit.*, p. 192.

ભાષાઓમાં 'મરધો'. શબ્દોનાં આ પ્રકારના આગમનનિર્ગમનનું અને વિકાસનું અધ્યયન વ્યુત્પત્તિશાસ્ત્ર (science of etymology) કરે છે.

શબ્દો મનમાં અલગ એકમો (isolated entities) તરીકે રહેતા નથી પણ એક સુસંકલિત સમૂહ રૂપે — જેમાં કાં તો શબ્દમૂળ (radical element) સમાન હોય, અથવા તો પરસર્ગ–પ્રત્યયાદિક (suffixes) સમાન હોય — ચિત્તમાં અવસ્થિત હોય છે. કેટલીક વાર પરસર્ગાદિકની શબ્દ ઉપર એટલી બધી પ્રબળ અસર પડે છે કે શબ્દ એવા જ પરસર્ગાદિકયુક્ત પણ અન્ય અર્થવાળા શબ્દોની અર્થચ્છાયા ગ્રહણ કરી લે છે. ઉ. ત. meurtrir (= to bruize) માંથી બનેલું નામ virtre–vitrier જેવા અન્ય શબ્દોની અસરને કારણે પોતાનો અર્થ છોડી દઈ ને નવો અર્થ (= murderer) ધારણ કરે છે — virtre (=[window]–pane) : vitrier (=glazier) : : meurtre (= murder) : meurtrier (= murderer). [૧૮] ગુજરાતી ઉદાહરણ— ઉત્તમ : અનુત્તમ (= અત્યુત્તમ), શુદ્ધ : અનશુદ્ધ (અત્યંત શુદ્ધ), ∴ ઘોર (= ભયંકર) : અઘોર (= 'અતિ ભયંકર,') (સંસ્કૃતમાં મૂળ અર્થ 'ભયંકર નથી તેવું'). એ જ પ્રમાણે, તાગ : અતાગ (રૂપાન્તર 'અથાગ') (= 'જેનો તાગ ન લઈ શકાય તેવું'); ('થાક' : 'અથાક' ના સાદૃશ્યે) 'અથાગ' = 'અવિરત', 'થાક્યા વિના', 'અત્યંત'.

શબ્દોની અનેકાર્થતા અર્થપરિવર્તનમાં નિમિત્તરૂપ બને છે. ઘણી વાર એક શબ્દ સદૈવ એક જ સંદર્ભમાં વપરાયાં કરતો હોય તો ભિન્ન ભિન્ન સંદર્ભમાં વપરાતાં શબ્દોના અર્થની જે સુરેખ છાપ મનમાં ઊપસે તે ઊપસી શકતી નથી ને મનમાં ભ્રાન્તિ ઉત્પન્ન થાય છે, અને તેથી કાળે કરીને અર્થમાં પરિવર્તન થાય છે. એથી ઊલટું

૧૮ જુઓ : Vendryes, op. cit., p. 196.

કોઈ શબ્દ વારંવાર ભિન્ન ભિન્ન સંદર્ભોમાં પ્રયોજાતો હોય તો તેથી એની અર્થવત્તા ઘસાઈ જાય છે, અને તેને કારણે અર્થપરિવર્તનનો થવાનો સંભવ રહે છે. ઉ. ત. અંગ્રેજી emeritus professor (ફ્રેન્ચ professeur émérite) નો મૂળ અર્થ છે 'retired professor'. વારંવાર એક જ સંદર્ભમાં વપરાતાં એમાં emeritus (=retired) ની merit સાથે ભ્રાન્તિ થતાં એનો અર્થ બદલાઈને 'a distinguished professor' એવો થઈ રહ્યો. આ અર્થપરિવર્તન (inversion of meaning) નું ઉદાહરણ છે.

આથી ઊલટું એક જ શબ્દ ભિન્ન ભિન્ન સંદર્ભોમાં વપરાતો હોય તો એને કારણે એના અર્થમાં પરિવર્તન થાય છે. એને અનેકાર્થતા (polysemeia) કહે છે. એમાં જુદા જુદા સંદર્ભમાં શબ્દના જુદા જુદા અર્થ થતા હોય છે અને એ સર્વનો યથાપ્રસંગ ભાષામાં પ્રયોગ થતો હોય છે.

અનેકાર્થતાનું સરસ ઉદાહરણ ફ્રેન્ચ શબ્દ bureau છે. ફ્રેન્ચ bureau નો અર્થ પ્રથમ 'ટેબલ-ક્લોથ' (drugget), પછી 'ટેબલ-ક્લોથ નાંખેલું હોય એવું ફર્નિચર', પછી ક્રમશઃ, લખવાનું ટેબલ, એવા ટેબલવાળો ઓરડો, એમાં થતા વ્યવસાય, એ વ્યવસાયમાં રોકાયેલા મનુષ્યો, અને છેલ્લે, કોઈ સંસ્થા કે સમાજના સંચાલકો—એમ ભિન્ન ભિન્ન અર્થો થાય છે. આવી જ ક્રમિક અર્થસંક્રાન્તિ અંગ્રેજી dress (ફ્રેન્ચ dresser) માં નજરે પડે છે. એનો મૂળ અર્થ હતો 'to make straight' (ઉ. ત. dress timber). એમાં વધારાની સામગ્રી કાપી નાંખવાનો ભાવ હતો, એટલે એમાંથી બીજે ક્રમે dress hides, dress poultry જેવા પ્રયોગો નીકળ્યા. નં પ્રયોગોમાં 'બનાવવું', 'તૈયાર કરવું' એવો અર્થ ધ્વનિત હતો, એમાંથી dress a salad, dress a wound, dress the hair ઈ૦ પ્રયોગો નીકળ્યા. છેલ્લાં પ્રયોગમાં 'સુશોભિત કરવું' એવો

ભાવ સૂચિત રહે છે. એમાંથી, છેલ્લે, 'પોષાક'નો અર્થ નીકળ્યો. (ઉ.ત. he dresses well).[19] આ જ પ્રમાણે અંગ્રેજી શબ્દ game નો મૂળ અર્થ 'રમત', પછી 'મૃગયા (ની રમત)' 'જેનો શિકાર થાય છે એવું કોઈપણ પ્રાણી', અને છેલ્લે, 'જંગલી પશુપંખી', એમ મૂળ એક અર્થમાંથી વિકાસ પામીને વિવિધ અર્થો થયા છે. સંસ્કૃતમાં मृग ના કોઈપણ 'જંગલી પ્રાણી', 'હરણ', 'આકાશનું મૃગ નક્ષત્ર' ઇ૦; जन ના 'જન્મેલું', 'કોઈપણ જીવન્ત વ્યક્તિ' (living being), 'માણસ', 'લોકો', 'પ્રજા'; अन्न ના 'ખાધેલું', 'ભોજન', 'ભાત', 'અનાજ'; અને शिक्षा ના 'જ્ઞાન', 'શિક્ષણ', 'પાઠ', 'ઉચ્ચારશાસ્ત્ર', 'સજા', એમ વિવિધ અર્થો થાય છે. આ ઉદાહરણોમા એક પ્રચલિત અર્થમાંથી બીજો નવીન અર્થ નીકળ્યો છે, અને ભાષામાં એ સર્વ એકસાથે પ્રચારમાં છે. ભાષાવિજ્ઞાન અનુસાર જ્યાં જ્યા એક શબ્દના તદ્દન નિરનિરાળા, પરસ્પરથી સ્વતંત્ર ઘણા અર્થો થતા હોય ત્યાં એટલા સ્વતંત્ર (સમધ્વનિ પણ ભિન્નાર્થ) શબ્દો અસ્તિત્વમાં છે એમ ગણવું જોઈએ. કોઈક વાર શબ્દના જૂના અર્થને હઠાવીને નવીન અર્થ જ પ્રચલિત થઈ જાય એમ પણ બને છે, ત્યાં શબ્દનું અર્થપરિવર્તન થયેલું ગણવાનું છે. શબ્દોના અર્થ પણ સબળ નિર્બળ હોય છે. શબ્દનો સબળ અર્થ મન ઉપર સુદૃઢપણે અંકિત હોય છે, અને સવિશેષપણે પ્રચરિત થતો રહે છે; નિર્બળ અર્થો વિરલપ્રયુક્ત હોઈ મનની પશ્ચાદ્ભૂમિમાં રહે છે, અને ઘણી વાર એમનો પ્રયોગ કરતાં અન્ય શબ્દોના ટેકાની એમને આવશ્યક્તા રહે છે. ઉ. ત. 'લિંગ' (=જાતિ, ચિહ્ન), 'બાણ' (=તીર), 'રીત' (=રીતિ, પ્રકાર), 'રંગ', 'તાર', 'બોલ્યુ' (=બોલેલું, વચન), 'ધર્મ', ઇ૦ શબ્દોના દર્શાવેલા અર્થો સબળ અર્થો છે; એ તરત જ, શબ્દના ઉચ્ચારની સાથોસાથ, મનમાં

૧૯ જુઓ : *Sturtevant, op. cit., p 134*

સ્ફુરી રહે છે. એ શબ્દોના વિરલપ્રયુક્ત અર્થો સમુચિત અભિવ્યક્તિ માટે અન્ય ટેકારૂપ શબ્દોનો આશ્રય લે છે : જેમકે 'શિવલિંગ' કે 'શિવનું બાણ', 'રીતભાત' (=વર્તણૂક, સભ્યતા), 'રંગરોગાન' ('મકાનનાં), 'રંગરાગ' (=આનંદપ્રમોદ, વિલાસ), 'તારકસબ', 'બોલ્યુંચાલ્યું' (=અપ્રિય વાણી, વર્તન), 'ધર્મધ્યાન' (=ધાર્મિક ક્રિયાઓ).

બ્રેઆલે અર્થપરિવર્તનના ત્રણ પ્રકાર દર્શાવ્યા છે : અર્થસંકોચ (restriction), અર્થવિસ્તાર (extension), અને અર્થાદેશ (displacement).

અર્થસંકોચમાં શબ્દના સંકેત (connotation) નું ક્ષેત્ર સીમિત થઈ જાય છે; જે નામ પ્રથમ સામાન્ય રૂપે જાતિ (species) દર્શાવતું તે પછી એમાંથી કોઈ એક વર્ગ (particular group) નું નિર્દેશક બની રહે છે. ભાષાના ચાલુ વપરાશમાં તો ઘણુંખરું સામાન્ય રૂપના શબ્દો (general terms) સામાન્ય અર્થ (general significance) માં ભાગ્યે જ વપરાતા હોય છે; એ પ્રત્યેક જુદા જુદા વિશિષ્ટ (particular) અર્થમાં જ પ્રયોજાતા હોય છે. ઉ.ત. operation એ સામાન્ય રૂપના શબ્દનો વૈદકીય સંદર્ભમાં એક અર્થ (= વાઢકાપ), લશ્કરી પ્રવૃત્તિ માટે બીજો અર્થ (= લશ્કરી હિલચાલ), અને ગણિતની પરિભાષામાં વળી ત્રીજો અર્થ (=કોઈ પ્રમેય બેસાડવો) થાય છે. એ પ્રમાણે season માળી માટે એક પ્રકારની, દરજી માટે બીજા પ્રકારની, હવા ખાવાનાં સ્થળોમાં ત્રીજા પ્રકારની કાલ-અવધિ સૂચવે છે—જોકે એ સર્વમાં 'કામના ખૂબ ભરાવાનો સમય' એવો અર્થ કેન્દ્રવર્તી છે.

અર્થસંકોચનાં ઉદાહરણો પ્રત્યેક ભાષામાંથી મળશે. અંગ્રેજીમાં, Old Eng. mete (=food) > meat (=ખાદ્ય માંસ); O. E. dēor (=beast) > deer (હરણ); O. E. hund (=dog) >

hound (=શિકારી કૂતરો) આ પ્રકારનાં ઉદાહરણો છે. સંસ્કૃતમાં નેત્ર કે નયન નો મૂળ અર્થ છે 'નેતા', 'માર્ગદર્શક'; એ સંકોચ પામીને પછી 'આંખ'ના અર્થમાં મર્યાદિત થઈ ગયો. એ પ્રમાણે સર્પ નો અર્થ પ્રથમ 'સરકનાર પ્રાણી' ને પછીથી 'સાપ'; 'ઘૃત'નો અર્થ પ્રથમ 'છાંટેલું' (sprinkled) અને પછીથી 'ઘી'; 'ભક્ત'નો અર્થ પહેલાં 'ભાગ પાડેલો' અને પછી 'ભોજન' અને 'ભાત'; અન્ન નો અર્થ પ્રથમ 'ખાધેલું' અને પછીથી 'ભોજનનો પદાર્થ', અર્થાત્ 'ભાત' કે 'અનાજ'—આમ અનેક શબ્દોના અર્થમાં કાળક્રમે સંકોચન થયું છે. ગુજ૦માં સં. ગન્ધ, ફા. બૂ (=કોઈ પણ પ્રકારની ગંધ) માંથી હવે 'દુર્ગંધ', જ્ઞાતિ (='સુપરિચિત જન', 'સંબંધી') માંથી 'ન્યાત', કે મહત્તર માંથી 'મહેતર' (='ભંગી') ઇ૦, કે મરાઠીમાં વડીલ (=વૃદ્ધ, મોટા) માંથી 'પિતા', ઇ૦ આવાં અર્થસંકોચનાં ઉદાહરણો છે.

**અર્થવિસ્તાર** – ઉપરનાથી બરાબર ઊલટી પ્રક્રિયા છે. એમાં વિશિષ્ટ અર્થ દર્શાવતા શબ્દો વધારે વ્યાપક બનીને સામાન્ય (general) અર્થ પ્રદર્શિત કરે છે. અર્થાત્, કોઈ એક વર્ગ (species) માટેનો શબ્દ સમસ્ત જાતિ (genus) માટે વપરાતો થાય છે. ઉ. ત. Middle English 'bridde' (=young birdling) > bird; M. E. 'dogge' (= dog of a particular breed) > dog.

દક્ષિણ સ્લાવોનિક ભાષાઓમાં ગુલાબને માટેનો શબ્દ સમાન રૂપે 'ફૂલ'ને માટે વપરાય છે. ઉ. ત. Slovenian 'roža' Crotian 'rožica.' એ બંને મૂળ 'ગુલાબ'ના અર્થના શબ્દો હવે માત્ર 'ફૂલ'ના અર્થમાં પ્રયોજાય છે.[20] સંસ્કૃતમાં તૈલ નો મૂળ

૨૦ સરખાવો : Bloomfield, *op. cit.*, p. 426; Vendryes, *op. cit.*, p. 202.

અર્થ હતો 'તલનું સત્ત્વ'; એ પછી કોઈ પણ પ્રકારના તેલ માટે વપરાતો થઈ ગયો. (ઉ. ત. 'મગફળીનું તેલ', 'સુખડનું તેલ'). સં. कुशल અને प्रवीण ના મૂળ યૌગિક અર્થો (derivational meanings) હતા 'કુશ તોડવામાં નિષ્ણાત', અને 'વીણા વગાડવામાં હોશિયાર'. એ મૌલિક અર્થો વધારે વ્યાપક બનીને પછી 'નિષ્ણાત' કે 'ચતુર' એ અર્થમાં વપરાવા શરૂ થયા. गोष्ठ નો વ્યુત્પત્ત્યર્થ હતો 'ગાયની કોઢ' (cow-pen, ગૌશાળા); એમાંથી પછી વિકાસ પામીને 'પશુઓનો વાડો' એવો અર્થ પ્રચલિત થયો. એ જ પ્રમાણે अभ्यास નો પ્રારંભમાં અર્થ હતો 'શર આદિ વારંવાર ફેંકવાં (अभि + अस्)', અને द्रव्य નો અર્થ થતો 'द्रु (વૃક્ષ)માંથી બનેલી વસ્તુ'. એ બને અર્થો વિસ્તરીને अभ्यास = 'કોઈ ક્રિયાનું ફરી ફરીને આવર્તન' અને द्रव्य = કોઈ પણ 'પદાર્થ કે વસ્તુ' એવા અર્થો રૂઢ થઈ ગયા. મહાભારતમાં कल्य = 'આવતી કાલ', અને परश्वः = 'આવતી કાલ પછીનો દિવસ'– એવો અર્થ થાય છે. વર્તમાન ભારતીય ભાષાઓમાં એનો વિસ્તાર થઈને 'ગઈ કાલ' અને 'ગઈ કાલનો આગળનો દિવસ' એ અર્થમાં પણ ક્રમશઃ પ્રયોજાય છે (ઉ. ત. 'કાલે હુ અમદાવાદ ગયો હતો'; 'परसों मैं आपके घर आया था'). સંસ્કૃતના गङ्गा શબ્દનો ભારતીય ભાષાઓમાં સામાન્ય 'નદી'વાચક અર્થ પણ મળે છે — ઉ ત. 'દમણગંગા', 'બાણગંગા', ઈ૦.

અર્થાદેશમાં બને અર્થો વ્યાપકતાની દૃષ્ટિએ સ્વતંત્ર હોય છે—એમને પરસ્પર સંબંધ હોતો નથી. ઉ.ત. સંસ્કૃત दुहितृ નો યૌગિક અર્થ છે 'દોહનારી'; આવું અલ્પશ્રમી કામ સામાન્ય રીતે પુત્રીને સોંપવામાં આવતું તેથી એનો અર્થ સંપૂર્ણપણે, પરિવર્તિત થઈને 'પુત્રી' એવો થયો. असुर નો પુરાતન અર્થ હતો 'દેવ'; એનો અર્થાદેશ થઈને ઉત્તરકાળમાં એનો અર્થ થયો 'દાનવ' કે 'રાક્ષસ'.

અર્થાદેશનાં ઉદાહરણો વનસ્પતિનાં નામોમાં, શરીરનાં અંગોનાં નામોમાં, રોગનાં નામોમાં, અને રંગનાં નામોમાં ઘણાં મળશે. રૂપક આદિ અલંકારો પણ અર્થાદેશના જ પ્રકાર છે. ઉ. ત. એકજ મૂળ શબ્દમાંથી નીકળેલા લૅટિન quercus (=oak) અને જર્મન forha (=pine) ના અર્થો ભિન્ન ભિન્ન છે. એ પ્રમાણે Old Eng. 'ceace' (=jaw) માંથી અંગ્રેજી શબ્દ cheek, અને Old French 'joue' (=cheek) માંથી અંગ્રેજી શબ્દ jaw આવ્યા છે. સં. तिक्त ('< √तिज्' = 'to sharpen') ના 'કડવું' (bitter) તેમજ 'તીખું' (pungent) એવા બંને અર્થો મળે છે, અને कटु નો અર્થ 'તીખું' 'તીવ્ર' ('pungent', 'sharp') એવો છે. અહીં ભાષામાં અર્થનિશ્ચિતિ નથી. વર્તમાન ભારતીય ભાષાઓમાં એ અર્થો પરિવર્તન પામીને નિશ્ચિત થયા છે: तिक्त (कम्) > 'તીખું' (pungent), कटु (कम्) > 'કડવું' (bitter).

શરીરનાં અંગોનાં નામોમાં અર્થવ્યત્યય (transference of meaning) થયાનાં સંખ્યાબંધ ઉદાહરણો મળે છે. ઉ. ત. લૅટિન coxa (=hip), આઇરિશ coss (=foot); લૅટિન bucca (=cheek), ફ્રેન્ચ bouche (=mouth). આમાંનાં કેટલાંક પરિવર્તનો સભાનપણે શરીરના ગોપ્ય અંગોનો ઉલ્લેખ કરવાની અનિચ્છાની નાગરિક મનોવૃત્તિને કારણે ઉદ્ભવેલાં હોય છે. जघन (મૂળ અર્થ 'નિતંબ') અને उपस्थ (પ્રાચીન અર્થ 'સુરક્ષિત જગા') ગોપ્ય અંગો માટે, અને 'પૂંઠ' (< पृष्ठ = 'બરડો', 'પૃષ્ઠ-ભાગ') 'નિતંબ'ના અર્થમાં પ્રયોજાવા શરૂ થયા હશે. અનુલ્લેખ્ય શબ્દો (taboo words) વિષે આગળ ચર્ચા કરીશું.

ભાષામાં અલંકારોનો ઉપયોગ વિચારને વધારે સુસ્પષ્ટપણે વ્યક્ત કરવાને તેમજ કોઈ વિશેષાર્થ વ્યંજિત કરવાને પ્રચુરપણે થાય છે. એથી જ કોઈએ ભાષાને વસાઈ ગયેલા રૂપકોના ભંડારની

ઉપમા આપી છે.[૨૧] ઉ. ત. 'clear' (thought), 'iris' (of the eye), daisy (=a small garden flower; < Old English 'dæges eage' = 'day's eye') હવે એનાં પ્રાથમિક અર્થો 'clear' (water), 'rainbow', કે 'day's eye'નો નિર્દેશ કરતા નથી. તેમ right (originally = straight), hard, simple (originally = without fold) ઇ૦ એના યૌગિક અર્થો દર્શાવતા બંધ થયા છે, અને હવે લાક્ષણિક અર્થમાં જ એ પ્રયોજાય છે. સં. मधुर કે ગુજ૦ હિંદી૦ मीठी (વાણી), સં. ऋजु કે ગુજ૦ 'સીધો' (માણસ) મૂળ તો રૂપકો જ છે; પણ આજે હવે એમાં કોઈ પ્રકારનું અલંકારત્વ અવશિષ્ટ રહ્યું નથી.

લક્ષ્યોક્તિ (Metonymy)માં શબ્દને બદલે એની સાથે સંકલિત અન્ય શબ્દ પ્રયોજાય છે. ઉ. ત. board (=meals) (ઉ. ત. boarding), bar (=lawyers) (ઉ. ત. the bar-council), chair (=professorship) (ઉ. ત. university chair in philosophy), (count one's) beads (મૂળ અર્થ = prayers; પછી 'પ્રાર્થનાની સંખ્યા ગણવા માટેની માળાના મણકા'), ગુજ૦ 'કંઠ' (=સૂર),' દૃષ્ટિ' (=સમજણ), ઇ૦.

વ્યાપ્તિ (Synecdoche)માં કોઈ પદાર્થના એકદેશ કે ગુણ દ્વારા એ પદાર્થનું અભિધાન કરવામાં આવે છે. ઉ. ત. labour (unrest) (=of the labourers), the youth (of the country) (=young men and women); Justice (= ન્યાયમૂર્તિ); Primitive Germanic *'tu : naz'(=fence) > town,[૨૨] સં. प्राण (= 'શ્વાસોચ્છ્વાસ') > 'પ્રાણી' ઇ૦.

---

૨૧ cf. "Language is a book of faded metaphors."
—Bloomfield, *op. cit.*, p. 443

૨૨ સરખાવો: Bloomfield, *op. cit.*, p. 427.

અત્યુક્તિ (Hyperbole)માં પ્રબળ અર્થવાળો શબ્દ નિર્બળ અર્થ વ્યક્ત કરતો થઈ જાય છે. ઉ. ત. pre–French 'ex-tonāre' (=to strike with thunder) > French 'étonner' ('to astonish); સં. नष्टः (='નાશ પામેલો') > ગુજ. 'નાઠો', સં. भग्नः (='ભાંગેલો', 'તૂટી પડેલો')> ગુજ. 'ભાગ્યો', ઈ૦.

વ્યંગ્યોક્તિ (Litote)માં નબળો અર્થ દર્શાવતો શબ્દ પ્રબલાર્થ બને છે. ઉ ત. pre–English 'kwalljan' (='to torment') > O. E. 'cwellan' ('to kill'); પ્રા. ગુજ. कारिम (=કૃત્રિમ) > વર્ત. ગુજ. 'કારમુ' (=ભયંકર); પ્રા. ગુજ. कामा सारइ, મૂળ અર્થ 'કામ પતાવે છે' > 'આત્મબલિદાન આપે છે'.[૨૩]

અપકર્ષ (Degeneration)માં શબ્દનો મૂળ સારો અર્થ કાળક્રમે હીન અર્થ દર્શાવતો થઈ જાય છે. ઉ. ત. O. E. 'cnafa' (='boy', 'servant') > knave (=લુચ્ચો, હરામી); સં. स्याल કે शकार ('રાજાનો સાળો')> ('મૂર્ખ', 'અધમ', 'ક્રૂર') (રાજસંબંધી) (સંસ્કૃત નાટ્યસાહિત્યમાં); સં. आर्या (=સંમાન્ય સન્નારી)> अज्जुआ, अज्जुका ('કુટ્ટણી').[૨૪]

ઉત્કર્ષ (Elevation)માં મૂળ સામાન્ય અર્થવાળો શબ્દ ઉત્તમ અર્થ દર્શાવતો થાય છે. ઉ. ત. O. E. cniht (='boy', 'servant') > knight; સં. गणिका > મધ્ય ગુજ. 'ગુણીજન';[૨૫] સં. द्विज ('બે વાર જન્મેલ') > દ્વિજ (=બ્રાહ્મણ); नागरिक ('નગરનું' > 'સંસ્કારી'), ઈ૦.

---

૨૩ જુઓ: कान्हडदे प्रबन्ध ૪–૨૩૪; સંપા૦ કાન્તિલાલ બ. વ્યાસ.

૨૪ જુઓ: भगवदज्जुकीयम् એ પ્રહસન.

૨૫ સરખાવો: 'ગુણીજન ગાયે ગીત રસાળ.'
—પ્રેમાનંદકૃત 'સુદામાચરિત્ર', કડવું ૬

આ અર્થપરિવર્તનોના અભ્યાસમાંથી કેટલીક રસપ્રદ વીગતો જાણવાની મળે છે. દેશવાચક અને કાલવાચક શબ્દો બહુધા એકજ હોય છે એ નોંધપાત્ર છે. ઉ ત. સં. अध्वन् શબ્દ 'પ્રવાસ' તેમજ 'સમય' બંનેનો નિર્દેશ કરે છે. સં. 'वार' નો અર્થ પણ 'દેશકાળમાં નિબદ્ધ પદાર્થ' ('anything enclosed in space and time') એવો છે. ગુજ૰ 'વાર' તેમજ 'વખત' જેમ સમય બતાવે છે તેમ 'વારો' 'turn', કે 'ખેપ' (journey) પણ દર્શાવે છે. (ઉ. ત. આ મહિનામાં તમે કેટલી વાર મંદિરે ગયા છો?'; 'કાલે કેટલી વખત તમે મારે ત્યાં આવ્યા હતા?')

અન્યને સંતાપવા, પીડવા એ શક્તિ અને સામર્થ્યનું ઘોતક મનાયું છે. ઉ. ત. प्रतप् (='તાપથી સંતાપવું', 'પીડવું') ઉપરથી 'પ્રતાપી' (= તેજસ્વી, ગૌરવવંત). તો, સ્વભાવની ઋજુતા, ભલાપણું કે સીધાપણું મૂર્ખતાની સાથે સંકલિત થયું છે. ઉ.ત. અંગ્રેજી તેમજ ફ્રેન્ચ simple (= મૂર્ખ), 'ભલોભોળો' (< भद्र), સં. ऋजुक (= સીધોસાદો). અંગ્રેજી શબ્દ 'silly' નો પ્રથમ અર્થ હતો 'happy'; પછી 'innocent', 'helpless', 'insignificant'; એમાંથી હવે સત્તરમા સૈકા પછી 'foolish,' એવો અર્થ છેલ્લે રૂઢ થયો છે.[૨૬] ફ્રેન્ચ શબ્દ innocent (=harmless, guileless) નું પણ આવું જ અર્થપરિવર્તન થયું છે.[૨૭]

દયાના ભાવમાંથી સ્નેહભાવનો ઉદ્દગમ સહજ છે. શબ્દોનાં અર્થરૂપાન્તરોમાં એનું પ્રતિફલન થયું છે. ઉ. ત. 'kind' (='દયાળુ') માંથી 'kind' ('સ્નેહપૂર્ણ'), કે સં. दया માંથી दयित ('પ્રિયતમ') રૂપાન્તર સહજ છે.

---

૨૬ સરખાવો : Sturtevant, *op. cit.*, p. 128.

૨૭ સરખાવો : Vendryes, *op. cit.*, pp. 207-208.

આવાં ઘણાં અર્થપરિવર્તનોની ભૂમિકામાં માનસશાસ્ત્રીય અનુભવ રહેલો છે. ઉ.ત. brigand (=લૂટારો) કે assassin (=ઘાતક) જેવા શબ્દો મૂળ કેટલીક સશસ્ત્ર ટોળીઓનાં નામ ઉપરથી આવ્યા હોઈ એવા લોકોની ઘાતકતા ને લૂટફાટવૃત્તિ દર્શાવે છે.

કેટલીક વાર અત્યંત ક્રોધ અને ધિક્કાર સૂચવતા શબ્દો પણ મૃદુ સંદર્ભમાં વપરાય છે. ઉ.ત. મા પોતાના બાળકને વ્હાલમાં 'લુચ્ચો' કે 'બદમાશ' કહેશે કે પત્ની પોતાના પ્રિયતમને 'ધૂર્ત' કે 'જૂઠા' કહેશે.[૨૮] અંગ્રેજી આદિ ભાષાઓમાં પણ આવા પ્રયોગો થાય છે. ઉ.ત. (માતાનું બાળકને સંબોધન) 'you little rogue'! આવા પ્રયોગો બહુધા રૂઢિનું પરિણામ હોય છે.

શબ્દનાં અર્થપરિવર્તનો લોકમાનસનું તેમ સામાજિક પરિસ્થિતિનું સૂચન કરે છે. ઉ.ત. જર્મનમાં Onkel (=uncle) કોઈ પણ 'વૃદ્ધ અને માયાળુ સજ્જન' માટે વપરાય છે, ત્યારે die Tante (=aunt) 'ઝઘડાખોર અને છિદ્રો શોધનારી સ્ત્રી' ને માટે વપરાય છે. એ લોકમાનસની નર્મવૃત્તિ સૂચવે છે. ફ્રેન્ચ અને અંગ્રેજીમાં madame નો અર્થ સારો છે, ત્યારે જર્મનમાં એ ઉછીનો શબ્દ હોઈ એનો અર્થ હલકો છે. એ જ પ્રમાણે મરાઠી पंतोजी નો અર્થ (=બ્રાહ્મણ વિદ્યાગુરુ) સારો છે; જ્યારે એના ઉપરથી ગુજરાતીમાં ઉછીનો લીધેલો શબ્દ 'પંતુજી' હીન અર્થમાં

૨૮ સરખાવો :

दृष्टः स्वप्ने कितव रमयन्कामपि त्वं मयेति। —मेघदूत, उत्तरमेघ ५२

'સ્વપ્ને દીઠા ખીજ્યું રમતાં, લવ જૂઠા વખોને'

—ઝીણાભાઈ કૃત અનુવાદ.

"કેં'દીઠા સ્વપ્નમાં ધૂર્ત! વનને ઓઠ
પ્રેમમાં સંગ મેં રંગ રમતા'"

—વિદ્વાન ગૌરીશંકર વ્યાસ કૃત અનુવાદ

(=વેદિયો) પ્રયોજાય છે. સંસ્કૃતમાં ભ્રાતૃવ્ય (=પીતરાઈ ભાઈ)નો એક અર્થ 'પ્રતિસ્પર્ધી, શત્રુ' એવો છે.[૨૯] પશુપાલક પ્રજાઓમાં પોતાની પાસેનાં પશુઓની સંખ્યા ઉપરથી માણસની સમૃદ્ધિ મપાતી. એથી ઇન્ડો–યુરોપિયન પ્રજાઓમાં પૈસાના નિર્દેશક શબ્દોનો મૂળ અર્થ 'પશુ' એવો છે : ઉ. ત. લૅટિન pecunia, અંગ્રેજી pecuniary લૅટિન pecu (સરખાવો : સં. पशुः) ઉપરથી આવ્યા છે. જર્મન શબ્દ 'vieh' આજે માત્ર 'પશુ'નો નિર્દેશક છે, પણ એનો સમાન્તર અંગ્રેજી શબ્દ fee (<O. E. feoh = cattle) 'વેતન'નો અર્થ દર્શાવે છે. સ્લાવોનિકમાં skotu શબ્દ 'ઢોરઢાંખર' તેમજ 'સમૃદ્ધિ' બંને દર્શાવે છે. જર્મન શબ્દ feder અને ફ્રેન્ચ plume એ યુગમાંથી ઊતરી આવ્યા છે, જ્યારે પક્ષીઓનાં પીંછાંની કલમ ઘડાતી. ગુજ૦ 'ગ્લાસ' (=પ્યાલો) શબ્દ સૂચવે છે કે આવાં પાત્ર મૂળ કાચનાં બનેલાં હતાં અને યુરોપમાંથી આયાત થતાં. આવાં સંખ્યાબંધ ઉદાહરણો ઉદ્ધૃત કરી શકાય તેમ છે. વસ્તુતઃ તો પ્રાગૈતિક આર્યોની જીવનચર્યાની આછીપાતળી રૂપરેખા ઇન્ડોયુરોપિયન ભાષાના તુલનાત્મક અભ્યાસથી જ પ્રાપ્ત થાય છે.

## શબ્દપ્રયોગલોપ અને નૂતનશબ્દનિર્માણ

શબ્દોના અર્થપરિવર્તનથી બરાબર વિરુદ્ધ પ્રકારની પ્રક્રિયા શબ્દપ્રયોગો લુપ્ત થવાની અને એમને સ્થાને નૂતન શબ્દો નિર્માણ થવાની છે.

શબ્દોનો ઇતિહાસ તપાસતાં જણાય છે કે ભાષામાં કેટલાક શબ્દો એ જ અર્થમાં નિરંતર વપરાયાં કરે છે, જ્યારે અન્ય કેટલીક વસ્તુઓ કે ક્રિયાઓનાં નામ ફરીફરીને કાળે કાળે બદલાયાં કરે છે. આ પ્રકારના શબ્દપરિવર્તનનાં બે પ્રકારનાં કારણો હોય છે : માનસ-

૨૯ સરખાવો : કહેવત—'સો મણ રાઈ અને એક પિતરાઈ.'

શાસ્ત્રીય, (બોલનાર વ્યક્તિના મનને — એની વિચારપ્રક્રિયાને — સ્પર્શતાં); અને સામાજિક, (એ ભાષા બોલનારા સમાજની રીત-રસમો—customs—સાથે સંબદ્ધ).

આમાંથી આપણે પ્રથમ **માનસશાસ્ત્રીય કારણો** લઈએ. નિરંતર વપરાશને કારણે કેટલાક શબ્દોને એટલો બધો ઘસારો, એમના ધ્વનિતંત્રમાં કે અર્થનિર્દેશમાં, લાગે છે કે ભાષામાંથી એ શબ્દો સહજ જ લુપ્ત થઈ જાય છે. ધ્વનિવિકાસને કારણે અતિ ટૂંકાં થઈ ગયેલાં શબ્દરૂપો અર્થાભિવ્યક્તિ માટે નિર્બળ બનતાં લુપ્ત થઈ જાય છે. ઉ. ત લેટિન os (= mouth) માંથી ઉદ્ભવેલું કોઈ શબ્દરૂપ લેટિનમાંથી આવેલી ફ્રેન્ચ આદિ રોમાન્સ (Romance) ભાષાઓમાં સચવાયું નથી.[30] લેટિન 'apis' (= 'bee') ફ્રેન્ચમાંથી ચાલ્યું ગયું, કારણ કે ફ્રેન્ચમાં એનું અવતરણ થતાં કેવળ એક જ ધ્વનિ [e] બાકી રહેતો હતો.[31] આ પ્રમાણે કેટલાંક પુરાતન ઈન્ડોયુરોપિયન ક્રિયારૂપો અતિ હ્રસ્વતાને કારણે પ્રચારમાંથી ટળતાં રહ્યાં. ક્વચિત્ ભાષા અતિ ટૂંકા શબ્દોને અન્ય શબ્દોનો ટેકો આપીને સાચવી લે છે. આ રીતે ફ્રેન્ચમાં sain (=sound) અને sauf (= safe) શબ્દો ભાગ્યે જ એકલા આવે છે; સામાન્ય રીતે તે બંને જોડાઈ જઈને sain et sauf એમ સંયુક્ત રૂપે વપરાય છે.[32] (સરખાવો ગુજ૦ 'હેમખેમ'.) અતિ ટૂંકાં સ્થળનામોને પણ આવી રીતે સંદર્ભમાં અનુરૂપ સામાન્ય નામનો ટેકો આપવામાં આવે છે. ઉ. ત. 'સેર' કે 'સેરિયા'ને બદલે 'મુનિની સેર', કે 'ખેડ' [બ્રહ્મા]ને બદલે 'બ્રહ્માની ખેડ', Eu કે Batz ને બદલે Ia

30 સરખાવો: Vendryes, *op. cit.*, p. 213.

31 સરખાવો: Bloomfield, *op. cit.*, p. 395.

32 સરખાવો: Vendryes, *op. cit.*, p. 214.

ville d' Eu (Eu [નામ]નું ગામ), le Bourg de Batz (Batz [નામ]નું નગર).

ધ્વનિવિકાસને કારણે સમધ્વનિ શબ્દો (homonyms)માંથી કેટલીક વાર એકનો પરિત્યાગ કરીને એને સ્થાને નવો શબ્દ પ્રચલિત થાય છે. ઘણીવાર સમધ્વનિ શબ્દોનો વાક્યમાં ભિન્ન ભિન્ન રીતે પ્રયોગ થતો હોઈ એમની વચ્ચે ગોટાળો થવાનો સામાન્ય રીતે સંભવ રહેતો નથી. ઉ.ત. bear (='રીંછ' નામ), bear (='સહન કરવું'; ક્રિયાપદ); bare (='ઉઘાડું'; વિશેષણ). તોપણ, સામાન્ય રીતે સમધ્વનિ શબ્દોનો લોપ કરવાનું ભાષામાં વલણ હોય છે, કારણ કે, એથી અર્થની અભિવ્યક્તિમાં વિશેષ સ્પષ્ટતા આવે છે. ઉ.ત. O. E. lettan (= to hinder) અને O. E. lɛ:tan (= to permit) બંને ક્રિયાપદોનું અર્વાચીન અંગ્રેજીમાં એક જ રૂપ let થતાં પહેલું ક્રિયાપદ સામાન્ય પ્રચારમાંથી લુપ્ત થઈ ગયું, ને આજે માત્ર 'without let or hindrance' જેવા વિરલ પ્રયોગમાં અવશિષ્ટ રહ્યું. આ જ રીતે સંસ્કૃત प्रकार, प्रचार, प्रतार એ સર્વનો પ્રાકૃતોમાં ધ્વનિવિકાસ થઈને એક જ રૂપ 'पयार' અવશિષ્ટ રહ્યું. એથી ઉત્તરકાલીન ગુજરાતી ભાષામાં प्रकार > પ્રા. पयार > પ્રા. ગુજ. पइर > વર્ત. ગુજ. पेर એ જ માત્ર એક શબ્દરૂપ સચવાયું અને બાકીનાં સૌ લુપ્ત થયાં.

ધ્વનિવિકાસને પરિણામે શબ્દો પોતાના સમૂહમાંથી અલગ પડી જાય અને એમના અર્થનો વિપર્યાસ થઈ જાય એમ બને છે. ઉ.ત. અંગ્રેજી ready ride થી, holiday holy થી, sorry sore થી, whole heal થી, disease ease થી અળગા પડી ગયા છે, જો કે એમનું મૂળ એક જ છે.

આવા અળગા થયેલા શબ્દોના અર્થને એકાકી અર્થો (marginal meanings) કહે છે. O.E. wɛd (=garment),

O.E. weod (= weeds) થી ભિન્ન શબ્દ છે. એ આજે એક પ્રયોગ (widow's weeds) સિવાય લુપ્તવત્ છે. ગુજરાતીમાં પણ ધણ (< અપ. ધણ < સં. ધન્યા = 'નાયિકા', 'સુંદરી'), ધણ (= પશુઓનું ટોળું) થી વિભિન્ન શબ્દ છે, અને વર્તમાનમાં એ માત્ર સીમંતપ્રસંગ સિવાય વપરાતો નથી. ઉ. ત. 'ધણ (= સીમન્તિની સ્ત્રી) ચણગારી.' આવા એકાકી અર્થોનાં અન્ય ઉદાહરણોમાં '*please* do this' (= if it pleases you), "*proof* of pudding lies in eating' (= test) ગણાવી શકાય. એના મૂળ અર્થ 'to give pleasure' અને 'to give conclusive evidence' એવા છે.[33]

અત્યંત વપરાશને કારણે અર્થનાં ઘસારાનાં પણ અનેક ઉદાહરણો મળે છે. ઉ. ત. માનવ લાગણીઓ વ્યક્ત કરતા શબ્દો અત્યધિક વપરાશને કારણે ધીમે ધીમે પોતાની અર્થાભિવ્યક્તિ ગુમાવી દે છે. ઉ. ત. 'વહાલા' (= પ્રિયતમ)[34] શબ્દ પોતાની વિશિષ્ટ અભિવ્યક્તિ ગુમાવીને માત્ર 'પસંદ'નો અર્થ વ્યક્ત કરતો થઈ ગયો છે. ક્વચિત્ તો એ કેવળ અર્થવિહીન (રિક્તાર્થ) થઈ રહ્યો છે. (ઉ. ત. 'એમને મગ વહાલા છે, માટે આજે મગ રાધો'; 'મારો વા'લો! આપણને છેતરી ગયો!')

આવી જ સ્થિતિ ઘનતા (quantity) બતાવનાર શબ્દોની પણ થઈ ગઈ છે. અધિક (> મધ્ય ગુજ૦ 'અદકું'), 'અતિ' ઇ૦ જૂનાં શબ્દરૂપોને સ્થાને વર્ત૦ ગુજ૦માં બહુધા 'ઘણું' 'વધારે' ઇ૦ નવા શબ્દો પ્રચલિત થયા છે. જ્યાં ક્રિયાવિશેષણ મૂકીને સર્વાધિકતા (superlative) દર્શાવવામાં આવતી હતી ત્યાં ધીમે ધીમે

---

૩૩ સરખાવો : Bloomfield, *op. cit.*, pp. 434, 436, 438.

૩૪ જુઓ : 'સરસ્વતીચન્દ્ર'માં ગુણસુંદરી અને સૌભાગ્યદેવીએ પોતાના પતિને કરેલાં સંબોધનો.

એનો અધિકતાદર્શક અર્થ ઘસાતો ગયો અને એને જ સ્થાને નવાં, એથી વધારે પ્રબળ ક્રિયાવિશેષણો મુકાવાં લાગ્યાં. ઉ. ત. અંગ્રેજી very (good), much (loss) ને બદલે exceedingly કે perfectly (good), કે great (loss) વિશેષ આવે છે. એ પ્રમાણે ફ્રેન્ચમાં આજે très (= very) ને બદલે અધિકતા દર્શાવવાને parfaitement (= perfectly) કે complètement (= completely) વિશેષ વપરાય છે. આ પ્રમાણે વધારે ને વધારે સબળ અધિકતાદર્શક ક્રિયાવિશેષણો જોડવાને કારણે એમનો અર્થ ક્રમશઃ નબળો પડતો જાય છે. ઉ. ત. 'આજે વરસાદનું ઘણું તોફાન છે' એમ કહેવાને બદલે, પ્રબળ અધિકતાર્થ દર્શાવવો હોય તો 'આજે વરસાદનું ભયંકર તોફાન છે' એમ કહેવું પડે છે. (સરખાવો સમાન અંગ્રેજી પ્રયોગો terribly sweet, awfully nice, ઈ૦). આવાં અધિકતાદર્શક તત્ત્વો પાછાં વપરાશથી ઘસાઈ જાય અને એમને સ્થાને પાછા નવા શબ્દો પ્રચલિત થાય એવું પણ બને છે. અધિકતાદર્શક પ્રત્યયો કે પુરઃસર્ગો પણ આવી રીતે ઘસાઈ ગયાનાં અને રિક્તાર્થ બન્યાંનાં ઉદાહરણો મળે છે. જેમકે, 'આ ભોજનમાં સૌથી સ્વાદિષ્ટ વાની બાસૂદી છે', 'આ પુસ્તક સૌથી શ્રેષ્ઠ છે', કે 'સંપૂર્ણ' કે 'પરિપૂર્ણ' સુખ જેવા પ્રયોગોમાં સર્વાધિકતાદર્શક પ્રત્યય इष्ठ કે અધિકતાર્થ ઉપસર્ગો (परि કે सम्) ના અર્થ લગભગ સંપૂર્ણપણે ઘસાઈ ગયા છે. અંગ્રેજી 'very best' જેવા બોલચાલના પ્રયોગોમાં પણ વિશેષણનો અધિકતાર્થ ઘસાઈ ગયો છે.

સવિશેષ ઉપયોગથી શબ્દ ઘસાઈ જવાનાં અને એને સ્થાને અન્ય શબ્દો પ્રચલિત થયાનાં ઉદાહરણો ઘણી ભાષાઓમાં મળે છે. ઉ. ત. 'પગ'ને માટેના શબ્દ ઘણી ભાષાઓમાં પુરાતન સમયથી એના એજ સચવાઈ રહ્યા છે, જ્યારે 'હાથ'ને માટેના શબ્દો ફરી ફરીને બદલાયાં કર્યાં છે. (ઉ. ત. कर, पाणि, हस्त, હાથ, ઈ૦). એ

પ્રમાણે 'બોલવું' ક્રિયા માટેના શબ્દો ઘસાઈ જવાથી ભાષાએ ભાષાએ બદલાયા છે. લૅટિન loqui ક્રિયાપદ લુપ્ત થયું, અને એને સ્થાને અંગ્રેજી to speak, જર્મન sprechen, વેલ્શ siarad, લિથુએનિયન tarti અને kalbeti અને સ્લાવોનિક glagolati પ્રચારમાં આવ્યાં.

કેટલીક વાર આ રીતનો શબ્દવિવર્ત બે સાથે રહેતાં તત્ત્વો (objects) વચ્ચેની વિભિન્નતા સુસ્ફુટ કરવાને કારણે ઉત્પન્ન થાય છે. બે જુદી જુદી જાતિઓ માટેના જુદા જુદા શબ્દો ઘણી ભાષાઓમાં પ્રયોજાયેલા મળે છે તેનું કારણ આ છે. ઉદા. father, mother; brother, sister; husband, wife; માતા પિતા ભાઈ બહેન; વર વહૂ. ભાષાના વિકાસની કોઈ પુરાતન કક્ષાએ આમાંથી કોઈ કોઈ જોડકાં સમાન હશે એમ ધારી શકાય. ઉ. ત. ફ્રેન્ચ dame (f.) કે જર્મન Frau (f.) નાં કે સં. कन्या નાં નરજાતિનાં રૂપો (ઉ. ત. જર્મન frô, કે સં. *कन्यः ૩૫ ઇ૦) ભાષાના કોઈક કાળે અવશ્ય હતાં.

પ્રાણીઓનાં નામોમાં જાતિભેદે સંજ્ઞાભેદ ઘણી ભાષાઓમાં મળે છે — bull, cow; horse, mare; મોર, ઢેલ, ઇ૦. ત્યાં પણ આ રીતે જાતિભેદ સસ્ફુટ રીતે વ્યક્ત કરવાની વૃત્તિ રહી છે.

હવે શબ્દપરિવર્તનનાં સામાજિક કારણો જોઈએ.

**નિષિદ્ધ શબ્દો** (*taboo words*)— કેટલાક શબ્દોનું ભાષામાં અસ્તિત્વ હોવા છતાં એક કે બીજે કારણે એનો ઉપયોગ કરવો નિષિદ્ધ ગણાય છે. એને નિષિદ્ધ કે વર્જ્ય શબ્દો (taboo words) કહે છે. જે દૈહિક ક્રિયાઓ અતિ સ્થૂલ કે ગોપ્ય હોય છે

---

૩૫ ઉ. ત. [गौतमीपुत्र] शातकर्णी કે शातकर्णि (પ્રા. सातकण्णी)માં ઉત્તરપદ *कन्यः હશે (*शातकन्यः, = શાત નો પુત્ર) એવો તર્ક થઈ શકે છે.

તેને અંગેના શબ્દો સભ્ય સમાજમાં વર્જ્ય ગણાય છે. જગતભરની ભિન્ન ભિન્ન પ્રજાઓની ભાષામાં આવા નિષિદ્ધ કે વર્જ્ય શબ્દો મળે છે. જાતીય સંબંધ ( sex ), દૈનિક ઉત્સર્ગ ક્રિયા ( excretion ) ના સંબંધના શબ્દો સર્વત્ર, અને ધાર્મિક ક્રિયાઓ, ભોજન, પોષાક, સામાજિક દરજ્જો આદિને લગતા શબ્દો ભિન્ન ભિન્ન પ્રજાઓમાં અનુલ્લેખનીય ગણાય છે. આવા પરંપરાપ્રાપ્ત શબ્દોને સ્થાને અન્ય, વધારે સભ્ય, પરોક્ષ રૂપના શબ્દો પ્રયોજાય છે. ઉ. ત. અંગ્રેજીમાં દૈનિક કે જાતીય ક્રિયાવિશેષોને લગતા ચતુરક્ષરી શબ્દો ( four-letter words ), કે ગુજરાતી જેવી ભારતીય ભાષાઓના આવા જ દ્વ્યક્ષરી શબ્દો નિષિદ્ધ ગણાય છે, અને એમને સ્થાને વધારે સભ્ય દેખાતા શબ્દો પ્રયોજાય છે. ઉ. ત. દૈનિક પ્રાતઃક્રિયા માટે અંગ્રેજીમાં પ્રથમ privy (= ખાનગી, ગોપ્ય) શબ્દ વપરાતો; પછી એ પણ સભ્ય સમાજમાં વર્જ્ય ગણાયો અને એને સ્થાને આજે toilet, bathroom, cloak-room, ઇ૦ પર્યાયો વપરાય છે. મૂળ લૅટિન પરંપરાગત શબ્દનો એ જ પ્રમાણે ફ્રેન્ચમાં લોપ થઈને પ્રથમ pisser, અને પછી એને સ્થાને uriner (= to urinate) શબ્દ પ્રચારમાં આવ્યો. ગુજરાતી હિંદી જેવી ભારતીય ભાષાઓમાં ઉત્સર્ગ-ક્રિયા માટે સ્થૂળ શબ્દો છોડીને 'દિશા', 'જંગલ', 'સંડાસ', 'ટટ્ટી', આદિ શબ્દો વપરાય છે.

જાતીય અંગોના પ્રાથમિક શબ્દો એટલે બધે અંશે નિષિદ્ધ ગણાય છે કે એનો ઉપયોગ સભ્ય સમાજમાં કદી નથી થતો એટલું જ નહીં પણ એની સાથે ધ્વનિસામ્યવાળા અન્ય સીધાસાદા શબ્દો પણ વર્જ્ય ગણાયા છે. ઉ. ત. અમેરિકન અંગ્રેજીમાં ass શબ્દ ઉચ્ચાર (आस्)માં arse (= buttocks) જેવો લાગવાથી અસભ્ય ગણાય છે અને એને સ્થાને donkey શબ્દ વપરાય છે. જૂની ફ્રેન્ચનો connil, connin અને અંગ્રેજીનો coney (= સસલું). શબ્દ

અસભ્ય શબ્દોની સાથેના ધ્વનિસામ્યને કારણે લુપ્ત થયો. એ જ કારણે અમેરિકન અંગ્રેજીમાં cock શબ્દને બદલે બહુધા rooster શબ્દ વપરાય છે.[૩૬]

બ્રિટિશ અંગ્રેજીમાં bloody શબ્દ અને અમેરિકન અંગ્રેજીમાં leg શબ્દ ઘણા વખત સુધી વર્જ્ય ગણાતો રહ્યો હતો. આજે એ નિષેધ થોડો હળવો થયો છે. એ જ પ્રમાણે અમેરિકન સભ્ય સમાજમાં bitch, whore, bastard, belly, guts, harlot જેવા શબ્દોનો ઉપયોગ ક્વચિત જ, ખૂબ સંકોચ સાથે, થતો; અને vomit (જેને બદલે throw up હવે વિશેષ વપરાય છે), breast (જેને બદલે bosom કે chest નો ઉપયોગ વિશેષ સમુચિત ગણાય છે), pants, sweat જેવા શબ્દો પણ ઓછા વપરાતા.[૩૭] અમેરિકન અંગ્રેજીમાં 'knocked up' શબ્દ વર્જ્ય ગણાય છે, કારણ કે એનો અર્થ 'સગર્ભા થયેલી' એવો થાય છે.[૩૮] ભારતીય ભાષાઓમાં પણ 'સગર્ભા' સ્ત્રીને માટે 'બેજીવસોતી છે', 'બેજીવવાળી છે', કે 'એને દિવસ જાય છે' ઇ૦ પ્રયોગો કરવામાં આવે છે.

આવા નિષિદ્ધ શબ્દોને સ્થાને અન્ય શબ્દો યોજવામાંથી અને ચાલુ વપરાશના શબ્દોને સ્થાને વધારે ચટાકેદાર (racy, spicy) શબ્દો વાપરીને વિશેષ અભિવ્યક્તિ સાધવામાંથી slang ની ઉત્પત્તિ થઈ છે. સમાજના નર્મમર્મવિદ્ લોકો (wits of the community) આવા પ્રયોગો સરજાવે છે, જે અમુક સમય પર્યંત અતિ પ્રચલિત રહી પાછા વિલય પામે છે અને એમને સ્થાને નવા શબ્દો નિર્માણ થાય છે. ઉ. ત અંગ્રેજીમાં બે ત્રણ પેઢી પહેલાં 'you

૩૬ જુઓ: Bloomfield, *op. cit.*, p. 396; તેમજ, Sturtevant, *op. cit.*, p. 125.

૩૭ સરખાવો: Sturtevant, *op. cit.*, p. 126.

૩૮ જુઓ: Bloomfield, *op. cit.*, p. 396.

are off the base', 'I have done my bit' જેવા પ્રયોગો નવીનતા કે વિશેષાભિવ્યક્તિ માટે થતા. આજે એ પ્રયોગો વાસી થઈ ગયા છે. ગુજરાતીમાં 'એનું **ચસકી** ગયું છે', ૩૯ 'એનો **ટાંટિયો** ભાંગી નાંખીશ', 'ભાઈસાહેબ **ચારસોવીસ** છે', ૪૦ 'ચૌદકેરેટિયો' ૪૧ ઈ૦ જેવા પ્રયોગો સ્લેન્ગની સરજત છે.

અશુભ કે અમંગલ વસ્તુઓ અન્ય હળવા શબ્દો દ્વારા ગોળ-ગોળ રીતે કહેવામાં આવે છે. 'એ માંદા છે' એમ કહેવાને બદલે 'એમને અસુખ છે', કે 'એમની માંદગી આજે અતિ ગંભીર છે' એમ કહેવાને બદલે 'એમને આજે વધારો છે' એમ શિષ્ટ સમાજમાં સામાન્ય રીતે કહેવાય છે. એ પ્રમાણે, 'મરણ પામ્યા' કહેવાને બદલે (ગૃહસ્થ વિષે કહેતાં) એમનો 'સ્વર્ગવાસ' – 'વૈકુંઠવાસ' – 'કૈલાસવાસ' થયો, કે સંતપુરુષના અવસાન માટે કહેતાં એ 'કાળ-ધર્મ પામ્યા–દેવ થયા' ઈ૦ કહેવાય છે. સામાન્ય અભણ અલ્પ-શિક્ષિત લોકો 'પાછા થયા', 'ગામતરું કર્યું' એવા પ્રયોગો કરે છે. અંગ્રેજીમાં dead ને બદલે 'the departed', 'the deceased', અને died ને બદલે 'passed away' કહેવાય છે.

અમંગલ ક્રિયાઓને પણ એવી રીતે ગોળગોળ શબ્દોમાં કહેવામાં આવે છે. ઉ. ત. 'બહેન વિધવા થઈ' એમ કહેવાને બદલે, 'બહેન

---

૩૯ સરખાવો : 'વાવડી ચસકી' એ પ્રયોગ અને એની ઉત્પત્તિ વિષેની હાસ્યકથા.

૪૦ 'શ્રીમાન ૪૨૦' શીર્ષક ચલચિત્ર ઉપરથી — જેમાં નાયક જબરો ઠગ-ધુતારો છે — આ પ્રયોગ નીકળેલો સંભવે છે. ઠગાઈ માટે પિનલકોડની કલમ ૪૨૦ લગાડવામાં આવે છે, એનો સંદર્ભ અહીં છે. સરખાવો અમેરિકન અંગ્રેજી પ્રયોગ 'twenty-three' (='get out'!) (જુઓ : Bloomfield, *ibid*, p. 402)

૪૧ 'ગુજરાત સમાચાર'ના તાજેતરના એક વ્યંગચિત્રમાં આ નવી-સ્લેન્ગનો ઉપયોગ કરવામાં આવ્યો છે.

દુખાણી—દુખાઈ' એમ કહેવામાં આવે છે. એ જ પ્રમાણે અંત્યેષ્ટિ ક્રિયાઓ માટે 'સ્નાન', 'મુંડન' એ વિશિષ્ટ પ્રયોગો કરવામાં આવે છે, જ્યારે સામાન્ય વ્યવહારમાં એ ક્રિયાઓ માટે 'નહાવું' અને 'હજામત કરાવવી' એ ચાલુ શબ્દપ્રયોગો વપરાય છે. આ જ રીતે આઘાતજનક શબ્દો પણ બનતાં સુધી ટાળવામાં આવે છે. ઉ.ત. ફ્રાન્સના તેમ કેટલીક વાર ઇંગ્લાંડના સર્જનો operation શબ્દને બદલે 'surgical intervention' શબ્દ વાપરવો વધુ પસંદ કરે છે તૂટેલું હાડકું બેસાડવાને (to set the bone) ને બદલે manipulate શબ્દ સર્જનોમાં વિશેષ પ્રચલિત છે.

કેટલીક વાર અમુક શબ્દોથી નિર્દિષ્ટ પદાર્થો ગહન (magic, mystic) તત્ત્વના અધિષ્ઠાનરૂપ મનાય છે. એથી એમનો સીધો નામોલ્લેખ કરવામાં આવતો નથી, પણ નામાન્તરોથી એમનો નિર્દેશ કરવામાં આવે છે.[૪૨] આવા જ કોઈ કારણસર ઘણીખરી ઇન્ડોયુરોપિયન ભાષાઓમાં 'જમણા' અંગને માટે એકજ શબ્દ છે, જ્યારે 'ડાબા' અંગને માટે ભિન્ન ભિન્ન શબ્દો પ્રયોજાય છે. આયરિશ ભાષામાં 'રીંછ' ને માટે અને 'સામન' (salmon) માછલી માટે ડઝનેક શબ્દો છે, જે એ શિકારનાં પ્રાણીઓ હોઈ અનુલ્લેખ્ય (taboo) હતાં એમ દર્શાવે છે. રીંછ માટેનો આદિમ ઇન્ડોયુરોપિયન શબ્દ સંસ્કૃતમાં ऋक्षः, ગ્રીકમાં arktos, લૅટિનમાં ursus, એ રૂપે સચવાઈ રહેલો, તે જર્મેનિક અને બાલ્ટો-સ્લાવિક સમૂહની ભાષાઓમાંથી લુપ્ત થઈ ગયો. રશિયન ભાષાનો રીંછ માટેનો શબ્દ medvet સમાસ છે, જેનો અર્થ 'મધ-ખાનાર' છે. Menominiમાં રીંછને માટે જે શબ્દ પ્રયોજાય છે તેનો અર્થ 'little what-you-may-

૪૨ સરખાવો : 'नामान्तरैर्निरूप्यैषा, नाम्ना नान्येन केनचित् ।'
—मार्कण्डेय पुराण, सप्तशती

call-him' એવો થાય છે.[૪૩] સંસ્કૃતમાં વાનર, શાખામૃગ આદિ શબ્દો આવી રીતે ઉત્પન્ન થયા હશે એમ તર્ક કરી શકાય. ગુજરાતીમાં સાપને માટે લોકભાષામાં વિવિધ શબ્દો વપરાય છે—'જનજનાવર', 'જીવજંત', 'મોટા જીવ' 'એરુઝાંઝરુ' ઇ૦–તેનું કારણ પણ કાંઈક આવું જ હશે.

કોઈક વાર પ્રચલિત શબ્દોમાં કાપકૂપ કરીને સંક્ષેપ કરવામાં આવે તે પણ એક પ્રકારનું શબ્દનિષેધ (verbal taboo)નું સ્વરૂપ છે. ખ્રિસ્તી ધર્મમાં સોગંદ ખાવાનો નિષેધ છે તેથી અંગ્રેજીમાં 'By Mary' કે 'By Our Lady' જેવા સોગંદશબ્દો (oaths)નું 'Marry' ને 'bloody' ઇ૦ રૂપાન્તર થઈ ગયું છે.

કેટલીક વાર શિષ્ટાચારને કારણે કેટલાક શબ્દો વર્જ્ય ગણાય છે અને તેમને સ્થાને બીજા શબ્દો મુકાય છે. ઉ. ત. શરીરનાં અંગોની ખોડના શબ્દોનો ઉલ્લેખ અસભ્ય ગણાય છે. તેથી અંધ માણસને 'આંધળો' નહીં કહેતાં 'પ્રજ્ઞાચક્ષુ' કે 'સુરદાસ' કહેવામાં આવે છે. ભંગીને 'મહેતર' કહેવામાં કે ડોશીને 'માજી' કહેવામાં આ પ્રકારનો શિષ્ટાચાર રહેલો છે.

શિષ્ટાચારને નિમિત્તે જ માનાર્થ પ્રયોગોનું અસ્તિત્વ છે. ઉ. ત ઇટાલિયનમાં પોતાની સ્ત્રી માટે mia moglie (= my wife), પણ અન્યની પત્ની માટે la sua signora (= your lady) વપરાય છે. એ જ પ્રમાણે જર્મનમાં meine Frau (= my wife), પણ Ihre Frau Gemahlin (= your Mrs. Consort) એવો પ્રયોગ થાય છે. Algonquian ભાષાઓમાં 'my wife' અને 'thy wife' એ પ્રયોગો થતા નથી; એને બદલે 'the old woman' અથવા તો 'the one I live with' એમ કહેવાય છે.[૪૪] ગુજરાતીમાં સામાન્ય વર્ગમાં પત્નીને 'કીકીની બા'

૪૩ સરખાવો : Bloomfield, *op. cit.*, p. 400.

'ઘરમાંથી' એમ મોઘમ કહેવું એમાં શિષ્ટાચારની મર્યાદા ગણાય છે.

જ્યાં ભાષામાં તત્સમ અને તેમાંથી ઉદ્ભવેલા તદ્ભવ બંને પ્રકારના શબ્દો પ્રચારમાં હોય ત્યાં તત્સમ શબ્દ ઉચ્ચતર કક્ષાનો અર્થ દર્શાવે અને તદ્ભવ શબ્દ નિમ્ન કક્ષાનો અર્થ બતાવે એમ બને છે. ઉ.ત. સગર્ભા (સ્ત્રી), ગાભણી (ગાય આદિ); સ્તન (સ્ત્રીનાં), થાન (ગાય આદિના); લક્ષણ (=સારાં લક્ષણો; ઉ.ત. 'સુલક્ષણી', 'બત્રીસલક્ષણો'), લખ્ખણ (='ખરાબ લક્ષણ'); ક્ષેત્ર (ઉ.ત. 'અભ્યાસનું ક્ષેત્ર'), ખેતર; પુત્ર, પૂત (ઉ.ત. કપૂત); ભાર્યા (સ્ત્રી), ભારજા ('કભારજા') ઇ૦.

સામાજિક જીવનવ્યવહારમા જે ફેરફારો થાય તેનું ભાષામાં પ્રતિબિંબ પડે છે. ઉ ત. વર્તમાન યુરોપિયન સમાજમાંથી હાથે કાંતવાવણવાનું લુપ્તપ્રાય થઈ ગયું, જમીનદારશાહી અદશ્ય થઈ ગઈ, ઘોડાગાડીનું સ્થાન ટ્રામ, મોટરકાર, રેલ્વે, એરોપ્લેન વગેરેએ લીધું, એની સાથે જ distaff કે flail જેવા કાંતવાવણવાની ક્રિયાઓના શબ્દો, fief ઇ૦ જમીનદારશાહીને લગતા શબ્દો, અને ઘોડા, ઘોડાગાડી, જીન વગેરે ઘોડાગાડીના સામાનના શબ્દોનો પ્રચાર ચાલ્યો ગયો અને એમને સ્થાને locomotive, automobile, aeroplane, jetplane, radio, telegraph ઇ૦ અર્વાચીન શબ્દો પ્રચલિત બન્યા.

આ પ્રક્રિયા ઘણા જૂના વખતથી ચાલતી આવી હશે એમ લાગે છે. માનવ ઉદ્યોગોમાં નવાં સાધનો ને નવી પદ્ધતિઓ શોધાતાં નવા શબ્દો અસ્તિત્વમાં આવ્યા છે. ઉ. ત. જર્મેનિક ભાષાઓમાં 'રોટી' માટે ગૉથિક hlaifs (=loaf) માંથી નીકળેલા શબ્દો પ્રચારમાં હતા, જે પછી લિથુએનિઅન અને સ્લાવિક

૪૪ સરખાવો : Bloomfield, *op. cit.*, p 402.

ભાષાઓએ પણ ઉછીના લીધા હતા. ઉ.ત. O. Eng. 'hlāfweard'= loaf-ward (Mod. Eng. 'lord') અને 'hlaefdige'= loaf-server (= Mod. Eng. 'lady'). ગૉથિક hlaifs (= loaf) નો અર્થ 'ખમીર નાખ્યા વિના તૈયાર કરેલી રોટી' (unleavened bread) થતો હતો. કણેકમાં ખમીર નાંખવાનું શોધાયું ત્યારે રોટી માટે નવો શબ્દ "brôt" Old High German માંથી લેવામાં આવ્યો, જેમાંથી જર્મન "brôt" અને અંગ્રેજી "bread" નીકળ્યા.[૪૫]

આથી ઊલટું પણ કેટલીક વાર બને છે. ઉ. ત. આજે ગુજરાતી કે હિન્દી જેવી ભારતીય ભાષાઓમાં પત્ર શબ્દ 'કાગળ' (letter) તેમજ 'પુસ્તકનાં પાનાં' (pages)નો નિર્દેશ કરે છે; એ એવા યુગનો અવશેષ છે જેમાં તાડપત્ર અને ભૂર્જપત્ર ઉપર કાગળો તથા પુસ્તકો લખાતાં હતાં.

આવા જ કારણસર ઘણીખરી ઇન્ડોયુરોપિયન ભાષાઓમાં 'ઘોડા' માટેના શબ્દો બદલાયાં કર્યા છે, જ્યારે 'બળદ' અને 'ગાય' માટેના શબ્દો યથાવત્ રહ્યા છે. સંસ્કૃતમાં અશ્વઃ, ગ્રીકમાં eppos, લૅટિનમાં equus પ્રચલિત હતા, એ તે તે ભાષામાંથી ઉદ્ભવેલી ઉત્તરકાલીન ભાષાઓમાંથી લુપ્ત થઈ ગયા, અને એને સ્થાને સંસ્કૃતમાં હયઃ તથા ઘોટકઃ, અંગ્રેજીમાં horse, ફ્રેન્ચમાં cheval, જર્મનમાં Pferd ઇ૦ શબ્દો પ્રચારમાં આવ્યા. આવા સાર્વત્રિક શબ્દપરિવર્તનનું કારણ ઘોડા ઉછેરનારી પ્રજાઓએ ઘોડાની ભિન્ન ભિન્ન જાતિઓ માટે વિશિષ્ટ નામો યોજવાં આવશ્યક ગણ્યાં હશે એ હોઈ શકે.

ફ્રેન્ચમાં અને કેટલેક અંશે અંગ્રેજીમાં (વેતન, પગાર ઇ૦ના) પૈસા માટે અનેક શબ્દો મળે છે. એની ભૂમિકામાં પણ સામાજિક

૪૫ સરખાવો: Vendryes, *op. cit.*, p. 222.

કારણો રહેલાં છે. ઉ. ત. નોકરનું વેતન wages (= રોજી), અમલદાર કે સૈનિકના વેતન માટે pay (= પગાર), ધંધાકીય સંસ્થાના નોકર (business employee) નો salary (= પગાર), વકીલ કે ડૉક્ટરની fees (= ફી), જાહેર અમલદાર (public official) નાં emoluments (= વેતન), શેરહોલ્ડરનું વ્યાજ કે dividend, ધંધા કે કારીગરીનું કામ શીખનાર (apprentice) નું stipend કહેવાય છે.

લિથુએનિયન ભાષામાં ભૂખરા રંગ (grey colour) માટે પાંચ શબ્દો પ્રચારમાં છે, અને એમની અર્થવ્યાપ્તિ નિરનિરાળી છે. (સરખાવો : ગુજ૦ કાબરો, ભૂખરો, રાખોડી ઈ૦). ગુજરાતીમાં કાળા રંગના પદાર્થ માટે 'કાળો' શબ્દ વપરાય છે, પણ માણસના વર્ણ વિષે કહેવું હોય તો વધારે પડતા કાળા વર્ણ માટે 'શ્યામ વર્ણ', અને થોડા કાળા વર્ણ માટે 'ભીને વાન' કહેવાય છે.

પૈસાની લેવડદેવડ કરનાર, અર્થાત્ શ્રીમંત માણસો માટે શ્રેષ્ઠી (> ગુજ૦ શેઠ) અને साधु (> ગુજ૦ શાહ) (= 'શ્રેષ્ઠ પુરુષો', અને 'સજ્જન માણસો') શબ્દોનો પ્રયોગ સમાજસ્થિતિ અને સામાજિક માનસનો ઘોતક છે. કઠિન કે જુગુપ્સાજનક કામ કરનાર માણસો માટે સરસ ગૌરવવાળા શબ્દો યોજાય છે, (ઉ. ત. महाराज = રસોઈયો; महेतर = ભંગી) એ લોકમાનસનું સ્વયંસ્ફૂર્ત શાણપણ સૂચવે છે. મૂળ આવા શબ્દો સમાજના ઉચ્ચ સ્તરના કોઈ શાણા માણસે યોજ્યા હશે, જે કાળક્રમે પ્રચલિત થઈ ગયા.

House ને માટે વર્તમાનપત્રોની જાહેરખબરોમાં વારંવાર વપરાતો home શબ્દ, કે કેટલાક દેશોમાં લોકલ ગાડીનો express train તરીકે ઉલ્લેખ પણ વ્યવહારુ શાણપણનો સૂચક છે.

આ રીતે જ કેટલીક વાર સરસ શબ્દોનો વ્યંગમાં ઉપયોગ કરવામાં આવે છે. ઉ. ત. 'તમે તો ઘણા ડાહ્યા નીકળ્યા!' ''

તમારી હોશિયારી!' આ રીતે અપ્રિય અને ક્લેશકર શબ્દો સ્ફુટપણે વાપર્યા વિના વક્તા પોતાનો વિરુદ્ધ અભિપ્રાય વ્યક્ત કરી શકે છે.

સમાજમાં સંવનનની ભાષા પણ કાળે કાળે કેવી બદલાતી રહી છે એનો આપણે शाकुन्तल કે विक्रमोर्वशीय જેવી પુરાતન શિષ્ટ રચનાઓ, પ્રેમાનંદનાં આખ્યાનો આદિ મધ્યકાલીન ગુજરાતી કૃતિઓ, અર્વાચીન ગુજરાતી સાહિત્યના પ્રારંભકાળની 'सरस्वतीचन्द्र' જેવી પ્રશિષ્ટ કૃતિઓ અને મુનશી કે રમણલાલ દેસાઈની અદ્યતન રચનાઓની પરસ્પર તુલના કરીએ ત્યારે ખ્યાલ આવે છે.

શબ્દોનાં અર્થપરિવર્તન કેવી રીતે થાય એ આપણે અત્યાર સુધી જોયું. કેટલીક વાર કેવળ અર્થપરિવર્તનથી જ કામ સરતુ નથી. સમાજની સંસ્કૃતિમાં જ્યારે નવીન તત્ત્વોનો પ્રવેશ થાય છે, નવી શોધખોળો થાય છે, નવીન સમાજરચના કે રાજ્યવ્યવસ્થા અસ્તિત્વમાં આવે છે ત્યારે એને માટે નવીન શબ્દ ઘડવા આવશ્યક થઈ પડે છે. આવા **નૂતન શબ્દો** કેવી રીતે **નિર્માણ** થાય છે તેનો વિચાર કરીએ.

કેટલીક વાર આવાં નૂતન સામાજિક તત્ત્વો માટે એક સમગ્ર શબ્દસમૂહ (phrase) યોજવામાં આવે છે. ઉ. ત. મોટરકારના માટે horseless carriage, railway, moving picture, wireless telegraph, ઇ.[૪૬] એ પછી કાળક્રમે એક શબ્દરૂપ બની જાય છે, અથવા તો એ લુપ્ત થઈને નવીનતર શબ્દ એનું સ્થાન લે છે. ઉ. ત. 'railway, movies, wireless, કે પછીથી નવીનતર નિર્માણ થયેલા motorcar, automobile, aeroplane આદિ શબ્દો.

---

૪૬ કેટલીક વાર આ રીતના શબ્દસમૂહ ટૂંકાઇને નવીન શબ્દ નિર્માણ થાય છે. ઉ. ત. મોટર હાંકનારાઓની ભાષામાં green light > green, red light > red; તેવી રીતે લૅટિન momentum temporis (=movement of time) > અર્વા૰ અંગ્રેજી "moment" ઇ૰ સંક્ષેપશબ્દો બન્યા છે.

અન્ય પ્રસંગોએ એક પ્રધાન શબ્દને અન્ય શબ્દ જોડીને એક સમસ્ત પદ બનાવવામાં આવે છે. ઉ. ત. Old Eng. frēond–lic (કે līce) (= friend–form) > Mod. Eng. friendly; O. E. cild–hād (= child–rank) > Mod. Eng. childhood; O. E. cyni(n)g–dōm (= king–jurisdiction) > Mod. Eng. kingdom. ફ્રેન્ચ botte (= high boot) > bottine (= half boot); અરબી मौज > ગુજ. મોજડી; ફા. गुल > ગુજ. ગુલાબ. ઘણાં ઇન્ડોયુરોપિયન પ્રત્યયાન્તરૂપો (inflectional endings) અને પ્રાતિપાદિક અનુસર્ગો (stem–forming suffixes)ની ઉત્પત્તિ આ રીતે થઈ હશે એમ કલ્પી શકાય છે.[૪૭]

શબ્દોમાં ઉપજનતત્ત્વ (pleonasm) કેટલીક વાર શબ્દોની અભિવ્યક્તિને નિર્બળ કરે છે. ઉ. ત. fight with માં 'with' કે લૅટિનમાં is respondit (= he replied)માં 'is'; કે 'સૌથી સ્વાદિષ્ટ'માં 'સૌથી' આ પ્રકારનું ઉપજનતત્ત્વ છે.

ઘણી વાર નવીન પદાર્થોનું અભિધાન એના શોધકો, વિક્રેતાઓ કે એની સાથે અંતરંગ સબંધવાળી વ્યક્તિઓનાં નામ ઉપરથી કરવામાં આવે છે. ઘણી મોટરગાડીઓનાં નામ એમના પ્રયોજકોના નામ ઉપરથી પડ્યાં છે. ઉ. ત. ફૉર્ડ, ઑસ્ટિન, મૉરિસ, ઇ૦ રેમિંગ્ટન (ટાઇપરાઇટર), ચેસ્ટરફીલ્ડ (સોફા) ઇ૦ નામો આ પ્રકારનાં છે. 'લૅન્ડો,' 'ફ્રાઇટન' (ઘોડાગાડીઓનાં નામો) એ જ્યાં બનતી હતી એ સ્થળોનાં નામ ઉપરથી આવ્યાં છે. (સર૦ ગુજ૦ મોરવી, દરિયાઈ ઇ૦ સાડીઓનાં નામો).

અન્ય ક્ષેત્રોમાં વ્યક્તિઓનાં વિશેષ નામ ઉપરથી નામાદિક પદો બન્યાંનાં ઉદાહરણો મળે છે, જે ભાષાની એક વિશેષ સ્વરૂપની પ્રક્રિયા

---

૪૭ સરખાવો : Sturtevan., *op. cit.*, pp. 130–131.

સમજવી ઘટે છે. ઉ. ત. પહેલા વિશ્વયુદ્ધ પૂર્વેના જર્મન અને રશિયન સમ્રાટોનાં નામ Kaiser (कायसर) અને Tsar (झार) બને રોમન વિજેતા Julius Caesar ના નામ ઉપરથી નીકળેલાં છે. હાલ અપ્રયુક્ત ક્રિયાપદ 'to burke' (= to suppress) Burke નામના એક હત્યારાના નામ ઉપરથી, to pander (= હલકી વાસનાઓમાં સહાયભૂત થવું) Pandarus ઉપરથી, Tawdry (= ભડક દેખાવનું, પણ મામુલી કિંમતનું) St. Audrey ઉપરથી, dollar જર્મન Taler ઉપરથી નીકળ્યાં છે.[૪૮]

પડોશની કે સંસર્ગમાં આવેલી પ્રજાઓ પાસેથી પણ ભાષામાં સંખ્યાબંધ શબ્દો ઉછીના લેવામાં આવે છે. સામાન્ય રીતે એ પ્રજાઓ પાસેથી જે નવીન સાંસ્કૃતિક તત્ત્વો લેવામાં આવ્યાં હોય તેનાં નામ આ રીતે અપનાવવામાં આવે છે. ઉ.ત. સસ્કૃતમાં ચીની (Ki-cŏk)માંથી कीचक (= વાંસ), અતિ પુરાતન ઑસ્ટ્રિક (Austric)માંથી સં. गङ्गा — તેમ ઈન્ડો–ચાઈનીઝ ભાષાનો Khong, અને ચીની ભાષાનો Kiang (ઉ.ત. यांग–त्से क्यांग) આદિ નીકળ્યા છે—સુમેરિયનમાંથી गो, लोह આદિ, ફારસીમાંથી पातशाह, सुरत्राण, शाहानुशाहि, तरवारि આદિ, દ્રાવિડી ભાષાઓમાંથી अनल, उद्गल, कज्जल, कुंतल, पण्डित, हेरम्ब આદિ, મુંડા ભાષાઓમાંથી कदम्ब, निम्ब, रम्भा[૪૯] આદિ અનેક શબ્દો ઉછીના લેવામાં આવ્યા છે.

ગુજરાતી હિંદી જેવી વર્તમાન ભારતીય ભાષાઓએ ફારસી–અરબીમાંથી અનેકાનેક સાંસ્કૃતિક શબ્દો લીધા છે. ઉ. ત. गुलाब, अत्तर, तोप, गालीचो, निरंज, वसन, कचेरी, इन्साफ, टंकशाल ; પોર્ટુ-

---

૪૮ સરખાવો : Bloomfield, *op. cit.*, p. 429.

૪૯ સરખાવો : ડૉ. ભોળાશંકર વ્યાસ, संस्कृतका भाषाशास्त्रीय अध्ययन, पृ. २७२, २७४–२७५; અને Suniti Kumar Chatterjee, *Indo-Aryan and Hindi*, 1942, pp. 35, 36, 73.

ગ્રીકમાંથી નવીન શબ્દો લીધા છે — ઉ. ત. ਬਾਂਕ, ਤਮਾਕੂ, ਇੰਜਨੇਰ, ਇਸਕੋਤਰੋ ઈ૦ ; તેમ ભગિનીભાષાઓમાંથી શબ્દો અપનાવ્યા છે.

સામાન્ય રીતે અર્વાચીન ભાષાઓ એમની પુરોગામી શિષ્ટ ભાષાઓમાંથી અવારનવાર શબ્દોની ભરતી કરે છે. ભારતીય આર્ય-ભાષાઓ સંસ્કૃતમાંથી, ફ્રેન્ચ આદિ પશ્ચિમ યુરોપની ભાષાઓ અને અંગ્રેજી ભાષા લૅટિનમાંથી, રશિયન ભાષા ગ્રીકમાંથી, નવીન શબ્દોની ભરતી અવારનવાર આવશ્યકતા અનુસાર કરે છે. સ્ટાન્ડર્ડ જર્મન ભાષા જરૂર પડતાં એની પ્રાદેશિક બોલીઓમાંથી શબ્દો લે છે.

કેવળ નવીન શબ્દોનું સર્જન અતિ વિરલ ઘટના ગણાય. ઘણી વાર નવીન લાગતો શબ્દ અન્ય શબ્દસ્વરૂપમાં કાપકૂપ થઈને નિર્માણ થએલો હોય છે. ઉ ત. jingo (= શેખીખોર, ઝઘડાખોર) by jingo એ સોગંદમાંથી ટૂંકાઈને આવ્યો છે. આ રીતે મધ્યકાલીન ગુજરાતીમાં ઘોડાને માટે તેજી શબ્દ ફારસી ताज़ीय (= અરબી ઘોડો) માંથી રૂપાન્તરિત થઈને બન્યો છે, છતાં એમાં વિલક્ષણ સ્વયંભૂતા અને સાર્થક્ય છે. કાન્તે સરજેલો 'હાવાં' શબ્દ ('હવે તો'—'by now' એ અર્થમા) આ પ્રકારનો સહજ રીતે નિર્માણ થએલો અતિ મર્મગામી શબ્દ છે. કૅમેરા માટે સ્વયંભૂ ઉદ્દભવેલો 'kodak', શબ્દ કૅમેરાની ચાંપનો ખટકારો (click) મૂર્ત કરતો હોઈ અદ્દભુત અર્થવત્તાવાળો છે. છતાં એકંદરે શબ્દોનું આવું નવનિર્માણ અતીવ વિરલ છે. સામાન્ય રીતે તો ભાષા પોતાને પ્રાપ્ય શબ્દભંડોળમાંથી નવીનતર જોઈતા શબ્દો ઘડી લે છે.

---

# પ્રકરણ નવમું

## વાક્યવિચાર

'वाक्यं त्वाकाङ्क्षायोग्यतासंनिधिमतां पदानां समूहः ।'

'आकाङ्क्षा प्रतिपत्तुर्जिज्ञासा । योग्यता पदानां परस्परसम्बन्धे बाधाभावः । पदानामविलम्बेनोच्चारणं संनिधिः ।'

—केशवमिश्रप्रणीता तर्कभाषा; काव्यप्रकाश – बालबोधिनी टीका

वाक्यभावमवाप्तस्य सार्थकस्यावबोधतः ।
संपद्यते शाब्दबोधो न तन्मात्रस्य बोधतः ॥

— जगदीशतर्कालङ्कारविनिर्मिता शब्दशक्तिप्रकाशिका

"Sentences have two other properties. The first of these is that they are composed of words, and have a meaning derivative from that of the words that they contain; the second is that they have a certain kind of unity, in virtue of which they are capable of properties not possessed by their constituent words."

—Bertrand Russel, *An Inquiry into Meaning and Truth*

**વાક્યનું તાત્ત્વિક સ્વરૂપ**— ભાષા જેમ વાક્યસમૂહની બનેલી છે તેમ પદસમૂહથી વાક્ય બને છે. વૈયાકરણો પદોને ભિન્ન ભિન્ન પ્રકારોમાં વિભક્ત કરે છે, પણ વક્તાના મનમાં તો એ પદો પરસ્પર સુગ્રથિત, સુસંકલિત સ્વરૂપે—એક વિચારના પ્રતીક રૂપે—અવસ્થિત હોય છે.

પરસ્પર વાતચીત કરતી વખતે મનુષ્યના વિચારની અભિવ્યક્તિનો ન્હાનામાં ન્હાનો પણ સ્વયંપૂર્ણ ખંડ તે વાક્ય. વાતચીતમાં એવાં એક કે અનેક વાક્યો આવે. કોઈ વાર્તા કહેવાતી હોય, કોઈ પ્રસંગનું વર્ણન થતું હોય, કે ભાષણ થતું હોય, ત્યારે એમાં અનેક વાક્યો હોય છે, જેમની વચ્ચે પરસ્પર કથાનો, પ્રસંગનો કે વક્તવ્યનો સૂક્ષ્મ અનુબંધ હોય છે. એ સર્વ — કથા, વર્ણન કે ભાષણ વક્તાનાં પૂર્વકથન સાથે સંબદ્ધ હોય છે — અર્થાત્, વક્તાની વિચારધારાનો એ એક અંશ છે. મનુષ્યની વિચારપ્રક્રિયા ઉપર પાછી સમાજની વિચારધારાની અસર પડે છે. આ રીતે, તાત્ત્વિક દૃષ્ટિએ, કોઈ પણ સંદર્ભમાં બોલાયેલું વાક્ય સમષ્ટિની વિચારધારાનું એક બિંદુ છે.

વાક્યનો સમુચ્ચય તે ભાષા એ આપણે આગળ જોઈ ગયા. વાક્યઘટનાભેદે ભાષાનું સ્વરૂપ પણ ફરી જાય છે. જેમ માનસશાસ્ત્રીઓ માનવમનમાં ત્રણ તત્ત્વો — બુદ્ધિ, ઇચ્છા અને લાગણી — ની અવસ્થિતિ માને છે, તે પ્રમાણે ભાષાવૈજ્ઞાનિકો ભાષાનાં પણ તર્કબદ્ધ (logical), ક્રિયાશીલ (active), અને ઊર્મિશીલ (affective) એવાં ત્રણ સ્વરૂપો દર્શાવે છે. ભાષાનું વ્યાકરણનિબદ્ધ સ્વરૂપ તે તર્કબદ્ધ ભાષા (logical language); માનવભાષાના ઉદ્‌ગમ કાળે પરસ્પર જીવનવ્યવહારના અનુષંગમાં પ્રગટેલી સાહજિક વાણી[1] તે ક્રિયાશીલ ભાષા (active language) — જે વર્તમાન ભાષાઓમાં આજ્ઞાર્થક ક્રિયારૂપોમાં અને નામનાં સંબોધનરૂપોમાં અવશિષ્ટ છે; અને વિચારને માનવભાવો અને લાગણીઓનો પુટ આપતી ભાષા તે ઊર્મિશીલ ભાષા (affective language).

---

1 Active language નો નૈસર્ગિક વાક્પ્રવાહ એકજ વિચારભાવને ભિન્ન ભિન્ન વ્યાકરણકોટિઓ વડે દર્શાવે એમ બને છે. ઉ.ત. 'Be quiet' (ક્રિયા૦), 'Silence!' (નામ), 'Ssh!' (ઉદ્‌ગારવાચક અવ્યય), કે 'શાન્ત થાવ', 'શાન્તિ', 'ચૂપ', એકજ વિચાર વ્યક્ત કરે છે.

ભાષામાં તાર્કિક તત્ત્વ અને ઊર્મિતત્ત્વ બન્ને અનેક પ્રસંગે ઓતપ્રોત હોય છે. પ્રત્યેક વિચારની સાથે કંઈક ઊર્મિતત્ત્વ હમેશાં સંમીલિત હોય છે જ. માત્ર ઐતિહાસિક વર્ણનો આમાં અપવાદરૂપ છે—પુરાતન ભૂતકાળ સાથે એ સંબદ્ધ હોઈ વક્તાની ઊર્મિથી એ અલિપ્ત હોય છે.

વક્તા બોલતો હોય ત્યારે આ ઊર્મિતત્ત્વ વિવિધ પ્રકારે—એના સ્વરમાં, એના વાક્પ્રવાહના વેગમાં, ભિન્ન ભિન્ન શબ્દો ઉપર સહજ આવી જતા ભાર (stress) માં, અને કવચિત્ બોલતાં બોલતાં થતા એના અંગવિન્યાસ (gestures) માં—પ્રગટ થાય છે. કોઈ કુશળ અભિનેતાની વાક્છટામાં આ તત્ત્વોનો આપણને ઉત્કટ રીતે અનુભવ થાય છે,

આ રીતે વાક્યનું સંપૂર્ણ કથયિતવ્ય કેવળ એના ઘટક શબ્દોના અર્થમાં સીમિત થઈ જતું નથી—એ સર્વથી અતિરિક્ત એવો ઊર્મિવત્ વિશેષાર્થ પણ એમાં અંતર્નિહિત હોય છે.[૨]

ભાષામાં અંતર્હિત રહેલું ઊર્મિતત્ત્વ કેટલીક વાર ભાષાના રૂપબંધ ઉપર અસર કરે છે. આ અસર બે રીતે વ્યક્ત થાય છેઃ એક એના શબ્દકોશ (vocabulary)માં, અને બીજું એના પદક્રમ (syntax)માં. શબ્દોનાં અર્થપરિવર્તનમાં ઊર્મિતત્ત્વ કેટલો મહત્ત્વનો

---

૨ જુઓ : 'आकाङ्क्षायोग्यतासंनिधिवशाद्वक्ष्यमाणस्वरूपाणां पदार्थानां समन्वये तात्पर्यार्थो विशेषवपुरपदार्थोऽपि वाक्यार्थः समुल्लसतीत्यभिहितान्वयवादिनां मतम्।'

—मम्मटकृत काव्यप्रकाश, उल्लास २, सू० ७ वृत्ति

સરખાવો : "The complete content of a sentence, therefore, is not exhausted when the words composing it are known and its grammatical elements analysed. It still has an affective value which must be taken into account."

— Vendryes, *op. cit.*, p. 139.

ભાગ ભજવે છે એ આપણે પૂર્વ પ્રકરણમાં જોઈ ગયા. ઊર્મિતત્ત્વનો પ્રભાવ કેટલીક વાર શબ્દના અનુસર્ગ–પ્રત્યયાદિકમાં પણ નિહિત હોય છે. ઉદાહરણ તરીકે, લઘુતાવાચક પ્રત્યયોથી બનેલાં રૂપો કેવળ લઘુતા જ દર્શાવતાં નથી હોતાં; અર્થ સાથે સુંદરતા, સુકુમારતા, અનુકંપા ઈ૦ ભાવો પણ એ ધ્વનિત કરતાં હોય છે. જેમકે, ફ્રેન્ચ maison (=house, home); maisonette (=bungalow); jardin (=garden), jardinet (=small garden) માં લઘુતાર્થ રૂપો કેવળ લઘુતા ઉપરાંત સુકુમારતા, સુંદરતા આદિ ભાવો પણ વ્યંજિત કરે છે.[3] અંગ્રેજી dear (< O. E. déore =beloved), darling (< O. E. déorling, =best loved); સં पुत्र, पुत्रक (=प्रिय पुत्र); नगर, नगरी; वधू, वधूटी ('ગિયારી, સુકુમાર, વધૂ')[4] ગુજ૦ 'મા', 'માડી'; 'ભાઈ', 'ભાઈલો'; 'બેન', 'બેનડી'; 'આંખ', 'આંખડલી'; 'રાત', 'રાતલડી'; 'મોર', 'મોરલો'; 'ઢેલ', 'ઢેલડ'; 'પોપટ', 'પોપટજી'[5] ઈ.

---

૩ સરખાવો: Vendryes, *op. cit.*, p 141.

૪ સરખાવો: 'रथं वधूटीमारोप्य पापः क्वाप्येष गच्छति ।'

— भवभूतिकृत महावीरचरित, अङ्क ५, श्लो० १७

'अपि नाम न स्पृष्टा मम वधूटिका निशाचरेण ।'

— जयदेवकृत प्रसन्नराघव, अङ्क ५

૫ સરખાવો: 'બાંધવડે વિસારી એની બ્હેનડી' (બોટાદકર, 'રાસતરંગિણી')
'બાપુને અંતરથી છૂટી બેટડી' (બોટાદકર, 'રાસતરંગિણી')
'આંખડલીનાં આંસુ ખૂટ્યાં' (કાન્ત, 'પૂર્વાલાપ')
'રૂપલા રાતલડીમાં ઊઘડે ફરના બારણાં હો બ્હેન'
(ન્હાનાલાલ, 'ન્હાના ન્હાના રાસ'–૧)
'મનનો માનેલ મળ્યો મોરલો રૂપાળી રાત' (બોટાદકર, 'રાસતરંગિણી')
'ઢેલડ ટહૂકો કરે' (ન્હાનાલાલ, 'જયા-જયન્ત')
'આવ્યા ત્યાં કોક વનેથી ઊડતા પોપટજી રઢિયાળા'
(શેષનાં કાવ્યો, 'કારમી કહાણી')

## વાક્યમાં પદક્રમ

વાક્યના પદક્રમનું વ્યાકરણમાં અત્યંત મહત્ત્વ છે. સામાન્ય રીતે કેટલીક ભાષાઓમાં પદક્રમ મુક્ત (free) હોય છે, તો અન્યમાં એ બદ્ધ કે સુનિશ્ચિત (fixed) હોય છે. ઉ ત. સંસ્કૃતમાં કે ગ્રીક-લૅટિનમાં પદક્રમ મુક્ત છે; તો ચીનીમાં, અંગ્રેજી, ફ્રેન્ચ કે જર્મન જેવી યુરોપીય ભાષાઓમાં, કે ગુજરાતી – હિંદી જેવી વર્તમાન ભારતીય ભાષાઓમાં પદક્રમ સુનિશ્ચિત હોય છે. એમ છતાં સુનિશ્ચિત પદક્રમવાળી ભાષાઓમાં પણ અમુક અંશે મુક્તતા શક્ય છે—પદક્રમમાં ફેરફાર થતાં એ એકદમ દુર્ગ્રાહ્ય બની જતી નથી. (ઉ ત. અંગ્રેજી Here he comes!; ગુજ૦ 'આવી રહો તમે જલદી'). એથી ઊલટું, મુક્ત પદક્રમવાળી ભાષાઓમાં પદક્રમમાં સ્વૈર ફેરફાર ભાષાની પ્રકૃતિ કે પરિપાટી (genius) ને અનુકૂળ થતો નથી; એમાં પણ પદક્રમમાં ફેરફાર થતાં અર્થચ્છાયામાં કેટલેક અંશે પરિવર્તન થઈ જાય છે. ઉ.ત. લૅટિનમાં homo auarus est (= man avaricious is) એ પદક્રમવાળા વાક્યમાં homo (= man) ઉપર અર્થભાર (emphasis) છે; તો પદક્રમ ઉલટાવીએ તો auarus est homo એમાં auarus (= avaricious) ઉપર ભાર આવે છે. ब्रह्मदत्तो नाम राजा માં ब्रह्मदत्त ઉપર ધ્યાન કેન્દ્રિત થાય છે; राजा ब्रह्मदत्तो नाम માં राजा ઉપર ધ્યાન સવિશેષ કેન્દ્રિત થાય છે. આ પ્રકારનાં નામાત્મક વાક્યો (substantive sentences) માં ઉદ્દેશ્ય (subject) પ્રથમ આવ્યું હોય તો ઉદ્દેશ્ય ઉપર, અને વિધેય (predicate) પ્રથમ આવ્યું હોય તો વિધેય ઉપર અર્થભાર આવે છે.

ક્રિયાત્મક વાક્યો (verbal sentences) માં પણ સંસ્કૃત કે ગ્રીક લૅટિન જેવી ભાષાઓમાં પદક્રમ કેવળ મુક્ત નથી—એમાં પણ ઉદ્દિષ્ટ અર્થ પ્રમાણે કેટલેક અંશે સુનિશ્ચિત વ્યવસ્થા નજરે પડે છે.

ઉ. ત. સામાન્ય વ્યવહારમાં સંસ્કૃતમાં કર્તા, કર્મ, ક્રિયાપદ એ વ્યવસ્થા બહુધા નજરે પડે છે—જોકે એમાં વક્તા ઇચ્છાનુસાર પરિવર્તન કરી શકે. તોપણ, यवनः साकेतम् अरुणत् એ સામાન્ય પદક્રમવાળું વાક્ય, અને अरुणद् यवनः साकेतम् [6] એ પરિવર્તિત પદ-ક્રમવાળું વાક્ય બંનેમાં અર્થ–ભાવ–છાયા કેવળ સમાન નથી; પ્રથમ વાક્યમાં એક હકીકતનું વિધાનમાત્ર છે, જેમાં હુમલો કરનાર યવન હતા એવો નિર્દેશ છે, તો બીજામાં આશ્ચર્ય–આઘાતનો ભાવ પણ છે (કે 'સાકેત જેવી નગરી ઉપર હલ્લો કરવાની યવનોની હિંમત ચાલી–શી વાત!')

કેલ્ટિક ભાષામાં અતિ પુરાતન આઇરિશ રચનાઓના સમયથી પદક્રમ સુનિશ્ચિત થયો છે—પ્રથમ ક્રિયાપુરઃસર્ગો (verbal prefixes), પછી ક્રિયાપદ, એ પછી કર્તા અને છેલ્લે કર્મ. ક્રિયાપુર.સર્ગ અને ક્રિયાપદની વચ્ચે કેવળ નિર્દેશાત્મક, રિક્તવત્ બનેલાં (enclitic) સર્વનામો મુકાય છે. આ પદક્રમની વ્યવહારમાં કેટલીક મર્યાદાઓ તી; તેથી કાળક્રમે એનું અનુવર્તન શિથિલ થતું ગયું.[7]

જર્મેનિક ભાષાઓમાં પદક્રમની સ્થિતિ આથી જુદા પ્રકારની છે. જર્મનમાં બે પ્રકારના સુનિશ્ચિત પદક્રમ—વાક્યના સ્વરૂપ અનુસાર—મળે છે: પ્રધાન વાક્યખંડ (principal clause) માં ક્રિયાપદનું સ્થાન બીજું હોય છે; કર્તા કે કર્મ (કે વિધેયાદિક) ક્રિયાપદની પૂર્વે કે પછી, વક્તાની ઇચ્છાનુસાર આવી શકે છે. ઉ. ત. 'der König ist blind' = the king is blind; અથવા 'blind ist der König.' પરંતુ, ગૌણ વાક્યખંડમાં ક્રિયાપદ

[6] पतञ्जलिविरचित व्याकरणमहाभाष्य ३–२–१११;
संपा० म. म. वासुदेवशास्त्री अभ्यंकर, भाग ३, पृ. २४६–२४७.

[7] જુઓ: Vendryes, *op. cit.*, p. 144.

હમેશાં છેલ્લે—કર્તા અને કર્મ આદિની પછી આવે છે. ઉ.ત. [man weiss das] "der König blind ist," = [(the) man points out that] "the king blind is."[૮]

અંગ્રેજીમાં અને ફ્રેન્ચમાં પદક્રમ સુનિશ્ચિત હોય છે: કર્તા, ક્રિયાપદ, અને કર્મ (કે વિધેય). ઉ.ત. ફ્રેન્ચ 'Pierre frappe Paul,' (= Pierre hits Paul); અંગ્રેજી 'Peter strikes Paul.' આ પદક્રમમાં ફેરફાર કરીએ (ઉ.ત. ફ્રેન્ચ 'Paul frappe Pierre,' અંગ્રેજી 'Paul strikes Peter), તો વાક્યાર્થ તદ્દન ફરી જશે. ગુજરાતી હિંદી જેવી વર્તમાન ભારતીય આર્ય ભાષાઓમાં કર્તા. કર્મ (કે વિધેયાદિક પદો) અને છેલ્લે ક્રિયાપદ એવો પદક્રમ સામાન્ય છે.

## વાક્યપ્રકાર (sentence-types)

એક જ ભાષામાં અર્થચ્છાયાના ભેદ અનુસાર વાક્યના પ્રભેદો સંભવે છે. અંગ્રેજીમાં સરળેદે ત્રણ વાક્યપ્રકાર (sentence-types) બને છે, જે ભિન્ન ભિન્ન અર્થચ્છાયા પ્રગટ કરે છે. ઉ.ત. છેલ્લે અવરોહાત્મક સૂરે (falling pitch) ઉચ્ચારાયેલું—John ran away [.]— એ વાક્ય નિશ્ચયાત્મક વિધાન દર્શાવે છે; છેલ્લે આરોહાત્મક સૂરે (rising pitch) ઉચ્ચારાયેલું એ જ વાક્ય—John ran away [!]— આશ્ચર્ય વ્યક્ત કરે છે; અને પ્રારંભે આરોહાત્મક વાક્ય—Who ran away [?]—પ્રશ્નાર્થ કે પૃચ્છા દર્શાવે છે.[૯]

બધી ભાષાઓમાં વાક્યના બે મહત્ત્વના પ્રભેદ મળે છે: એક પૂર્ણ વાક્ય (full sentence), અને બીજું ગૌણ વાક્ય કે લઘુ

૮ જુઓ: Vendryes, *ibid.*, p. 144

૯ સરખાવો: Bloomfield, *Language*, pp. 170–171.

વાક્ય (minor sentence) કેટલાક વાક્યસ્વરૂપો ભાષાને અભિમત (favourite) હોય છે એનાથી પૂર્ણ વાક્ય બને છે, અન્ય વાક્યસ્વરૂપો ગૌણ હોય છે ઉ ત અંગ્રેજી ભાષામા બે પ્રકારના વાક્યસ્વરૂપો સવિશેષ અભિમત છે એક કર્તા–કાર્ય (actor–action) રૂપના વાક્યખડ (ઉ. ત પૂર્વોક્ત 'John ran away Who ran away ? આદિ), બીજુ, કર્તાના નિર્દેશરહિત સામાન્ય રૂપના ક્રિયાપદો (infinitive verbs) થી બનેલા આજ્ઞારૂપનાં વાક્યો (ઉ ત Come ! Do this !) અંગ્રેજીની માફક કદનીયે વર્તમાન ઇન્ડો–યુરોપિયન ભાષાઓમાં 'કર્તા–કાર્ય' રૂપનુ વાક્યસ્વરૂપ અભિમત વાક્યરૂપ (favourite sentence) હોય છે અંગ્રેજીમા આના પણ પેટાભેદ મળે છે ઉ ત સુવ્યક્ત કાર્ય (explicit action) દર્શાવતુ વાક્ય (ઉ ત I did hear him, નકારાર્થ રૂપ I didn't hear him ) નકારાર્થ રૂપના આવા વાક્યરૂપો ફિનીશ, રશિયન, ચીની, તગલોગ આદિ ભાષાઓમા પણ મળે છે[१०]

અભિમત સ્વરૂપ સિવાયના ઇતર વાક્યરૂપને ગૌણ કે લઘુવાક્ય (minor sentence) કહે છે એ કોઈ વાર કેવળ ઉદ્‌ગારવાચક અવ્યયો (interjections) ના બને છે (ઉ ત Oh, hello, sir, yes, સ युज्यते, अथ किम् ગુજ૦ ઠીક, સારુ, હાશ્તો, ઇ૦), તો કોઈ વાર એ ઉદ્‌ગારવાચક વાક્યખડ (phrases) રૂપના બને છે (ઉ ત 'dear me !' 'goodness gracious', 'thank you', good–bye', સં को दोष कल्याणमस्तु शत जीव, ગુજ૦ 'બહુ સારુ', 'આવ ભાવ', 'હોય નહીં' ઇ૦)

સામાન્ય રીતે ગૌણ વાક્યો પૂરકાર્થ (completive) કે ઉદ્‌ગારાર્થ (exclamatory) હોય છે પૂરકાર્થ વાક્ય આગળના

१० સરખાવો Bloomfield *op cit* pp 172–176

સંદર્ભમાં આવે છે ને પૂર્વકથનમાં અનુપૂર્તિ કરે છે. ઉ.ત. This one. To-morrow morning. Certainly. When ? ; ગુજ૦ - હાસ્તો, ના ના, બહુ સારું, કાલે, ઈ૦.

ઉદ્‌ગારવાચક લઘુવાક્યો અચાનક, કોઈ પ્રસંગના આવેશમાં, બોલાઈ જાય છે. ઉ.ત. અંગ્રેજી damn it ! This way please ! ; સં. हा धिक् ; इतो इतो भवती ગુજ૦ 'હાય હાય', 'આમ આમ (આવો)' 'પછી' ? ઈ૦

ગૌણ કે લઘુવાક્યો ક્યારેક સૂત્રાત્મક રૂપનાં હોય છે; ત્યારે એ લગભગ પૂર્ણ વાક્યની ગરજ સારે છે. ઉ.ત. અંગ્રેજી 'First come, first served' ; 'The more, the merrier' ; ગુજ૦ 'વહેલો તે પહેલો' ; 'નામ મોટાં, પણ દર્શન ખોટાં' ઈ૦[११]

## કથ્યભાષાની વાક્યઘટના

પ્રત્યેક ખેડાયેલી ભાષામાં કથ્યભાષા, અર્થાત્ નિત્યવ્યવહારની, બોલચાલની ભાષા (spoken language) અને લિખિત ભાષા (written language) વચ્ચે ઘણું અંતર હોય છે. બોલચાલની ભાષાનો શબ્દકોશ, અને વિશેષતઃ તો એનો પદક્રમ લિખિત ભાષા કરતાં જુદો પડે છે, તેમ એનાં વાક્યો પણ ન્હાનાં ન્હાનાં હોય છે. ઉ. ત. લિખિત ભાષાનો વાક્યસમુચ્ચય (period)—એનાં અનેક પેટાવાક્યો, એમને સાંકળી લેતાં સંયોજકો ને સાપેક્ષ સર્વનામો ઈ૦ નો પથરાટ—કથ્ય ભાષામાં સંભવતો નથી. ઉ.ત. નીચેનાં જેવું સંકુલ વાક્ય કથ્ય ભાષામાં ક્યાંયે મળશે નહીં.

"When we have traversed the wood and reached the keeper's house of which you know with its ivy-hung walls, we shall turn to th

૧૧ સરખાવો : Bloomfield, *op. cit.*, pp. 176–177.

left till we find a suitable spot in which to have our open-air lunch."

એને બદલે બોલચાલની ભાષામાં એ ઘણુંખરું આવી રીતે બોલાશે:

"We go through the wood, and then on to the house, you know the one—the keeper's with ivy on the wall—and then off to the left, where we ought to find a nice place to picnic."[૧૨]

જે વિચારખંડો લિખિત ભાષામાં એક એકમરૂપે બરાબર સુસંકલિત ગોઠવાયેલા હતા, તે બોલચાલની ભાષામાં છૂટા પડી ગયા છે, ને તેમનો ક્રમ પણ જુદો છે. એમાં વક્તાની દૃષ્ટિમાં વિચારોનું જે મહત્ત્વ છે તદનુસારનું સંયોજન છે. કથ્ય ભાષા વ્યાકરણશુદ્ધ સંકલનાનો સમાદર કરતી નથી; એની ઘટનામાં તરલતા અને વેગ હોય છે. જુદા જુદા વાક્યખંડો વચ્ચેનું સંકલન (bond) એ અતિ સહજ રીતે, ઋજુતાથી અને સંક્ષેપમાં જ કરી લે છે.

ઇન્ડો-યુરોપિયન ભાષાઓના વિકાસક્રમમાં આરંભકાળે સૂર એક મહત્ત્વનું વાક્યસંકલનનું સાધન હશે એમ ધારી શકાય છે. પછી કેટલાંક અવ્યયોનું વાક્યે વાક્યે પુનરાવર્તન કરીને વાક્યસંકલનનો નિર્દેશ કરવામાં આવ્યો હશે એમ લાગે છે. મનમાંથી ઉત્કટ લાગણીને બળે વિચારોનો જે સ્વયંભૂ ધોધ વહી રહે તે સાહજિક વાક્પ્રવાહ એ જ કથ્યભાષા એમાં વક્તાની ચેતનામાં જે શબ્દોનું મહત્ત્વ હોય છે તે પ્રધાન સ્થાને આવે છે; એમને ભાષાની પરંપરાનુગત તાર્કિક વ્યવસ્થામાં યથાસ્થિત અધિત કરવાને વક્તા પાસે અવકાશ હોતો નથી. એમાં કથ્ય ભાષા બાલભાષાને ખૂબ મળતી આવે છે.

૧૨ જુઓ: *Vendryes, op. cit*, pp. 145–146.

કથ્યભાષાનું સાહજિક સ્વરૂપ આપણને પુરાતન લોકસાહિત્યમાં અને વિશેષતઃ કથાસાહિત્યમા મળે છે નીચેનાં ઉદાહરણો જુઓ :

"मगधदेसि राजगृहनगारे, श्रेणिक राजा। तेहनउ बेटउ अनइ मंत्रीश्वर अभयकुमार। ते चतुर बुद्धिनिधान। बापनउं राज्य वृद्धिवतउं करइ। इसिइ श्रेणिकराजा कहइ–वत्स, तउ राज्य लइ। अभयकुमार पापभए बीहतउ राज्य न वाछइ॥"

— सोमसुन्दरसूरिकृत 'योगशास्त्रकथा'[13]

આ પ્રાચીન ગુજરાતી ગદ્યકથાનું (વિક્રમ સંવત ૧૫મા શતકનું) ઉદાહરણ છે.

બીજું, આ જ પ્રકારનું, રાજસ્થાની કથાનું ઉદાહરણ જુઓ :

"एक गावमें रास मंडवा लागो। जाजम बिछाई। झालर बजाई। तर मरदंग्याने तस लगी। तर गावका छोरा न पूछे। अरे डावड़ा पाणी री जुगत बताओ। तब छोरा कीयो। क कूड़ो आधा रूख हेरे छै। तर मरदंग्यो कूड़े गीयो। आगे देखे तो एक अस्त्री पाणी के किनारे रुठी बैठी छै। तब मरदंगे कैही— हे बाई तू कूणे छै। तर कन्या कही— हूँ महाजनका बेटाकी बहु छूं। तर मरदगे कही— तू अठे कृ आई है॥"

—फतहरामकृत 'पंचाख्यान'[14]

હવે અવધી ભાષાની કથાશૈલીનું એક ઉદાહરણ જોઈએ.

"एक राजा रहइँ अउ महतारी रहइ। अउ दुलहिन रहइ महतारी रोजु छप्पन परगाल के भोजन बनावइ अउ अपना खाइ अ

૧૩ જુઓ : 'प्राचीन गुजराती गद्यसदर्भ', सपा० मुनिश्री जिनविजयजी पृ. ११०–१११.

૧૪ આ ૧૯ મા શતકના રાજસ્થાની કથાસાહિત્યની પ્રસિદ્ધ રચના છે. જુઓ : धर्मचन्द सन्त, 'हिन्दी गद्यका आविर्भाव और विकास' पृ. ११.

अपने लरिकन क खवावइ। दुलहिन खातिर एक बेझरि कि रोटी सेंकइ। आधी रोटी अउ नोनु सबेरे देइ अउ आधी सतरू॥"

— गुलगुलवाली कथा[15]

છેલ્લે વ્રજભાષાના કથાસાહિત્યમાંથી (૧૭મી શતાબ્દિનુ) એક ઉદાહરણ લઈએ

"सो वह व्रजवासी आन्योर में रहतो। सो एक समें वह अपने बेटाको विवाह कै अपने घर बहू ले कै आयो। सो यह बहू बड़ी हुती। सो वाके सास-ससुरने वाको श्री गुसाइंजीसों नाम दिवायो। तब यह श्री गुसाइंजीकी सेवकिनी भई। ता दिन तें वह बहू नित्य श्री गोवर्धननाथजीके दरसन को जाइ। सो वाकों श्री गोवर्धननाथजीमें आसक्ति भई। सो श्री गोवर्धननाथजीके दरसन किये बिनु अन्नजल न ले। एसी याकी टेक। सो वह बहू बड़ी भगवदीय भई॥"

—गो श्री हरिरायजी प्रणीत, 'दोसौ बावन वैष्णवनकी वार्ता'[16]

આ ઉદાહરણોમાં બોલચાલની ભાષાનુ સ્વરૂપ છતુ થાય છે લાંબા વાક્યસમુચ્ચયને સ્થાને ન્હાનાં ન્હાનાં સાદા વાક્યો—બહુધા કર્તા અને ક્રિયાપદના બનેલા—સંયોજકને બદલે तब, सो, अरु જેવા અવ્યયોથી એક વાક્યનુ બીજા વાક્ય સાથે સંકલન, કેટલીક વાર પૂર્વ વાક્યનો કોઈ અંશ ઉત્તર વાક્યમાં બેવડાવવો ઇ૰ વિશિષ્ટતાઓ ભિન્ન ભિન્ન ભારતીય આર્ય ભાષાઓનાં ઉદ્ધૃત કરેલાં આ ઉદાહરણોમાં નજરે પડે છે

કથન ભાષાની આવી વિશેષતાઓનુ સાહિત્યકારોએ યથાપ્રસંગ અનુકરણ કરીને પોતાની રચનાઓમાં નવીનતાનુ, આસ્વાદનુ

---

૧૫ જુઓ બાબુરામ સક્સેના, सामान्य भाषाविज्ञान, पृ १६५

૧૬ જુઓ 'दोसौ बावन वैष्णवनकी वार्ता', द्वितीय खण्ड, संपा० गो. श्रीव्रजभूषण शर्मा, द्वारकादास परीख, प्रका० शुद्धाद्वैत एकेडेमी, कांकरोली, सं २००९, पृ २

વાતાવરણ ઉત્પન્ન કરે છે. ક્વચિત્ એમાં કોઈ શબ્દ કે વાક્યખંડને યથાસ્થાન કરતાં આગળ ખેંચ્યો હોય છે, તો કોઈક વાર પાછળ ધકેલ્યો હોય છે, તો ક્વચિત્ વાક્યને અર્ધેથી અટકાવીને એવી વિલક્ષણ સ્વરૂપનું અન્ય વાક્ય એની પછી શરૂ કર્યું હોય છે. એવી ભાષાશૈલીમાં નાવીન્યને કારણે સચોટતા, તરલતા, વેગ આવે છે. નીચેનાં ઉદાહરણો જુઓ :

"ચંદરભાઈ, તમને લૂટવા નથી; હું તમને ઓળખું છું. મારે તમારું કામ છે આમની સાથે જાવ –

* * * *

જા! જાય છે કે નહીં? ચંદન, ખેંચી જા આ જુવાનને! સખત જાપતો રાખજે! એકદમ ચલાવ હથિયાર, ન માને તો. સાળી બ્રાહ્મણની જાત! — માર વગર માને જ નહીં ને!"૧૭

અહીં આગળનાં વાક્યોનો વ્યવસ્થિત ક્રમ ધીમેથી સમજાવટ દર્શાવે છે. એનો અનાદર થતાં, પછી ન્હાનાં ન્હાનાં વાક્યો, એમાં આજ્ઞાર્થ ક્રિયાપદોનું બાહુલ્ય, પદક્રમનો વ્યત્યય, ઇ૦ ત્વરા, ધમકી, કઠોર આજ્ઞા, ઇ૦ સૂચવે છે.

બીજું ઉદાહરણ જુઓ :

"મોઈ રાંડ, કોણ જાણે કયાંયે હશે ને શરીર પર દાગીના છે!" "મનહરપુરી પાસે છે એટલે હરકત નથી." "બાયડીની જાત — કાયા ને માયા બેનો જો." "રાંડ, આજ ઠીક પાંશરી થશે." "ક્યાં આ બહારવટીઆમાં રોતી રખડતી હશે?" "બધાને પૂરી પડે એવી છે." "કાચી માયા છે?" "મોઈ રાંડ." "એનું શું થશે? હેં — મને એના જેવી બીજી નહીં મળે?" "છો રાંડ અથડાતી — ગાંઠ કરીને બેઠી છે તે."૧૮

---

૧૭ 'સરસ્વતીચન્દ્ર', ભાગ-૨, પૃ. ૧૧.
૧૮ 'સરસ્વતીચન્દ્ર', ભાગ-૨, પૃ. ૨૦.

એમા અતિ ટૂકા વાક્યો, નિશ્ચયાર્થ અને પ્રશ્નાર્થનુ પરસ્પરાનુવર્તન (alternation) વિતર્ક — પ્રથમ ચિંતા અને પછી એનુ સમાધાન — સૂચવે છે

### વાક્યની ઊર્મિવત્ વ્યાકરણકોટિઓ

વાક્યઘટનાની વિલક્ષણતા કેવી રીતે ભાવ કે ઊર્મિતત્ત્વ પ્રગટ કરે છે તેની આપણે ચર્ચા કરી પણ કેટલીક સામાન્ય વ્યાકરણકોટિઓનો ઉદ્ગમ જ ઊર્મિવત્ ભાષામાંથી થાય છે ઉ ત ક્રિયાપદોના કાળમા ભવિષ્યકાળમા સવિશેષ ઊર્મિતત્ત્વ નજરે પડે છે ભૂતકાળ તો એક સિદ્ધ થયેલો, અપરિવર્ત્ય, પરોક્ષ સ્વરૂપનો કાળ છે — એ કદીયે પાછો આવતો નથી, તેમ આપણો એના ઉપર કશો અધિકાર ચાલતો નથી ભવિષ્યકાળમા અનેક સભાવનાઓની શક્યતા છે. તેથી એમા અપેક્ષા કે આતુરતા, ઈચ્છા, આશા, ભય ઇ૦ લાગણીઓને અવકાશ રહે છે ઉ ત 'એ કામ હુ કાલે કરીશ' (કે, 'કરનાર છુ', 'કરવાનો છુ') — એ વાક્યમાં આવતી કાલ વડે નિર્દિષ્ટ સમયાવધિમા એ કામ કરવાની 'મારી ઇચ્છા છે', 'મારી ધારણા છે', 'મારી સમ્મતિ છે' એવો અર્થ પ્રગટ થાય છે. એથી ભવિષ્યકાળના રૂપો સામાન્ય રીતે ઇચ્છા કે ખુશી પ્રદર્શિત કરે છે. ઉ. ત. અંગ્રેજીમા 'I *will* go to-morrow', 'I *shall* do that' એ રીતે; ચીનીમા (ક્રિયાપદને 'yao'=to will લગાડીને) 'wo yao lai' (=I will come), બલ્ગેરિયનમા chotĕti (=to will) એ સાહાય્યકારક ક્રિયાપદ વડે[१९] — આમ ભિન્ન ભિન્ન ભાષાઓમાં ભવિષ્યકાળના રૂપોમા ઇચ્છાદર્શક તત્ત્વ સંમીલિત છે.

શબ્દ કે શબ્દાંગનું પુનરાવર્તન – અભ્યાસ (duplication)નો ઉદ્ગમ પણ ભાષાના ઊર્મિતત્ત્વમાંથી છે ઘણી ભાષાઓમાં

१९ જુઓ. Vendryes, *op cit*, p 152

સર્વાધિકતા (superlative) વિશેષણ બેવડાવીને દર્શાવાય છે. ઉ. ત. અંગ્રેજી 'It is very very good', ફ્રેન્ચ 'c'est beau, beau' (='that is exceedingly good'–lit. 'good, good'); સં. मन्दं मन्दं (नुदति पवनः): ગુજ૦ 'એ તો ખુશ ખુશ થઈ ગયો,' ઈ૦

ઇન્ડો–યુરોપિયન ને સેમિટિક ભાષાઓમાં ક્રિયારૂપોમાં ધ્વનિનું પુનરાવર્તન ઊર્મિતત્ત્વ દર્શાવે છે. ઉ. ત. ઇન્ડો–યુરોપિયન ભાષાઓમાં ધાતુના આદિ ધ્વનિનો અભ્યાસ (duplication) પૂર્ણ થયેલી ક્રિયા દર્શાવે છે. પ્રાચીન ગ્રીક કે સંસ્કૃતમાં પરોક્ષ ભૂતકાળ આ રીતે બન્યો છે. સેમિટિક ભાષાઓમાં ક્રિયાપદનો વ્યંજન (બહુધા મધ્ય વ્યંજન) બેવડાવવાથી તીવ્રતાવાચક અર્થ નિષ્પન્ન થાય છે. ઉ. ત. અરબી chábat (=he struck), chábbat (=he struck hard); kásar (=he broke), kassar (=he broke into pieces),[૨૦] ઈ૦.

**તર્કબદ્ધ ભાષા ઘસાઈને ઊર્મિઉદ્‌ગારમાં રૂપાન્તર**—આ ઉદાહરણોમાં ઊર્મિતત્ત્વ ભાષાના બંધારણમાં સ્થાન પામ્યું છે. આથી ઊલટી પરિસ્થિતિ પણ ભાષામાં કેટલીક વાર નજરે પડે છે. ઉ. ત. એવા કેટલાયે ન્હાના ન્હાના શબ્દો આજે ભાષામાં વપરાતા હોય છે, જે મૂળ તર્કબદ્ધ ભાષાના અંગરૂપ હતા, પણ પછી ઘસાઈ ઘસાઈને કેવળ ઊર્મિઉદ્‌ગાર સમ બની ગયા એમાં અતિ પ્રયોગને કારણે મૂળ અર્થ કેવળ ઘસાઈ ગયો હોય છે. આવા શબ્દોમાંથી ઊર્મિતત્ત્વ પણ ધીમે ધીમે ક્ષીણ થઈ જાય છે અને એ કેવળ રિક્તાર્થ, વાક્યરેકણ સમાં (punctuation) બની ગયાં છે. ઉ. ત. અંગ્રેજી 'You see', 'I mean'; ફ્રેન્ચ 'allez-y' કે

૨૦ જુઓ : Vendryes, *op. cit.*, p. 153.

'penses-tu' (= you know), સં. तावत्, तु, हि, किल; ગુજ. 'જાવ જાવ', 'મે કહ્યું' (સુરતી બોલીમા 'મકુ') 'છે તે', 'બબ્બુ', 'બા' (સ્ત્રીઓની ભાષામા); 'जो' (રાજસ્થાનીમા); हिंदी तव, फ़्रि, ઇo

## દાર્શનિકો અનુસાર શબ્દ અને વાક્યનું સ્વરૂપ

પ્રાચીન ભારતીય દાર્શનિકોએ શબ્દોના ચાર વિભાગ પાડ્યા હતા — જાતિ, ગુણ, ક્રિયા અને દ્રવ્ય વૈયાકરણોએ શબ્દોના નામ, સર્વનામ, કૃદંત (ક્રિયાદર્શક પદો), તદ્ધિત અને અવ્યય એવા પ્રકારો પાડ્યા છે એરિસ્ટોટલે વાક્યના પદોના ચાર વિભાગ પાડયા હતા—નામ, વિશેષણ, ક્રિયાપદ અને અવ્યય—જેમાથી આગળ જતા પેટાપ્રભેદો પડતા દસ વિભાગ થયા આમ વાક્યના શબ્દોનુ ભાષાભાષાએ ભિન્ન ભિન્ન પ્રકારે વિશ્લેષણ થયું છે, પણ એમાથી કોઈ પ્રકાર સર્વમાન્ય થઈ શકે તેવો નથી વાક્યના પદોનો યોગ્ય અન્વય (concordance) થવો જોઈએ અન્વય એટલે પદોની સગતિ. પ્રત્યયાત્મક ભાષાઓમા પદોનો પરસ્પર અન્વય અત્યાવશ્યક છે ઉ ત સંસ્કૃતમા વિશેષણ વિશેષ્યના જાતિવચનવિભક્તિ સાથે અન્વિત હોવુ જોઈએ (निविडात् वनात्, रूपवतीं कन्यकाम्), તેમ કર્તરિ પ્રયોગમા ક્રિયાપદનો કર્તા સાથે, કર્મણિ પ્રયોગમા કર્મ સાથે અન્વય થયો આવશ્યક છે

વાક્યના પદોમાં પરસ્પર આકાંક્ષા, યોગ્યતા અને સનિધિ એ ત્રણ ગુણો આવશ્યક છે આકાંક્ષા શ્રોતાની જિજ્ઞાસાને પૂર્ણ કરે છે. ઉ ત 'ઘોડો' એ એક જ પદ વપરાયું હોય તો તેથી સાભળનારની જિજ્ઞાસા પૂરી થતી નથી. 'ઘોડો દોડે છે', 'દોડતો ઘોડો', કે 'ઘોળો ઘોડો' ઇo એમ અન્ય પદો આવે ત્યારે જ શ્રોતાની જિજ્ઞાસા પૂર્ણ થાય છે, અને સમુચિત અર્થગ્રહણ

થઈ શકે છે. અર્થદૃષ્ટિએ પદોની પરસ્પર સંગતિ કે ઔચિત્યને યોગ્યતા કહે છે. ઉ. ત. वह्निना सिंचति એમ કહેવામાં કશી સંગતિ નથી – એથી સમુચિત અર્થપ્રતીતિ થતી નથી; એને બદલે पयसा सिञ्चति એમ કહીએ તો યોગ્ય અર્થપ્રતીતિ થાય છે. વાક્યનાં અંગભૂત પદોનું વચ્ચે અકારણ વિલંબ વિના ઉચ્ચારણ કરવું એને સંનિધિ (='પદોનું પરસ્પર સામીપ્ય') કહે છે. ઉ. ત. गाम् એમ એક શબ્દ કહ્યા પછી કેટલોક સમય જવા દઈને आनय કહેવાથી શ્રોતાના મનમાં અર્થગ્રહણ થતું નથી.[૨૧] વાક્યનાં અંગભૂત પદો સાથેજ—અણુઘટતા વિલંબ વિના—ઉચ્ચારાય ત્યારે એમાંથી એ બધાં પદોના અર્થસમુચ્ચય ઉપરાંત, એનાથી અતિરિક્ત કોઈ વિશેષાર્થ પણ પ્રતીત થાય છે એમ મીમાંસકો માને છે. કાવ્યની વ્યંજના વાક્યની આવી વિશેષાભિવ્યક્તિ ઉપર પૂર્ણપણે નિર્ભર છે.

---

૨૧ સરખાવો: विश्वनाथकृत साहित्यदर्पण, ed. P. V. Kane, 1923, Notes, pp. 34-35

# પ્રકરણ દસમું

## ભાષાનું ઘડતર

"Language moves down time in a current of its own making. It has a drift. If there were no breaking up of a language into dialects, if each language continued as a firm, self-contained unity, it would still be constantly moving away from any assignable norm developing new features unceasingly and gradually transforming itself into a language so different from its starting point as to be in effect a new language"

— Edward Sapir, *Language*

"The greatest and most important phenomenon of the evolution of language in historic times has been the springing up of the great national common-languages— the 'standard languages' which have driven out, or are on the way to drive out, the local dialects purely conditioned by geographical factors. The tendencies to 'splitting' having been counteracted, linguistic forms are created so far independent of place, that the person using them does not betray by his speech where he comes from."

— Otto Jespersen, *Mankind, Nation and Individual*

**ભાષામાં વિભિન્નતામાં એકતા**—ભાષા સમસ્ત પ્રજાની દૃષ્ટિએ તાત્ત્વિક રીતે એક જ છે, તો બોલનાર બોલનારે એમા વિભિન્નતા પણ નજરે પડે છે. બે વ્યક્તિઓ કદી પણ કેવળ એકસરખી રીતે બોલતી હોતી નથી; દરેક વક્તામા કેટલીક પોતાની આગવી વિશિષ્ટતા રહે જ છે. એક કુટુંબની ભાષા અન્ય પડોશી કુટુંબો કરતાં કેટલેક અંશે જુદી પડતી જ હોય છે ઉચ્ચ સ્તરના કુટુંબની

ભાષા નિમ્ન સ્તરે રહેતા વેપારીઓની ભાષા મજૂરો કરતા, સંસ્કૃતજ્ઞ બ્રાહ્મણની ભાષા કે વિશ્વવિદ્યાલયમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીની ભાષા અશિક્ષિત ગ્રામજન કરતાં અલગ જુદી પડતી હોય છે એ જ પ્રમાણે એક ગામની બોલી બીજા ગામની બોલી કરતાં કઈંક અંશે જુદી પડતી હોય છે તોપણ એકંદર રીતે જોતાં એમ કહી શકાય કે સમગ્ર ગામની બોલી એકજ છે પાસે પાસે વસેલાં, પરસ્પર રોજબરોજ ઘનિષ્ઠ સંપર્કમાં રહેનાં ગામોની બોલી એક જ પ્રકારની હોય છે ભાષાવૈજ્ઞાનિકો એને બોલી' (dialect) ની સંજ્ઞા આપે છે

તાત્ત્વિક રીતે એમ કહી શકાય કે સમસ્ત વિશ્વની ભાષાઓનું સ્વરૂપ વણે અંશે સમાન છે જગતનો સમગ્ર ભાષાસમુદાય એ તત્ત્વતઃ એક જ માનવભાષા છે—એનું ઉપાદાન સરખું છે, એનું ધ્વનિતંત્ર સમાન સામાન્ય નિયમોને અનુસરતું હોય છે, એની રૂપઘટના નિયુચાર વ્યવસ્થિત પ્રતિરૂપો (patterns) માં ગોઠવાઈ રહે છે, જે પાછાં એમાંથી બીજા સ્વરૂપમાં સહજ રીતે સંક્રાન્ત થતાં રહે છે, અને એના વિશિષ્ટ ધ્વનિગ્રામસમૂહો અમુક નિશ્ચિત વિચાર દ્યોતિત કરતા હોય છે. મનુષ્યની વિશિષ્ટ શારીરિક શક્તિઓ અને મનોવ્યાપારમાંથી ભાષાનો ઉદ્ગમ છે

## ભાષા અને જાતિ વચ્ચે સંબંધ?

કેટલાક વિદ્વાનોએ ભિન્ન ભિન્ન ભાષાઓ તે ભાષાઓ બોલનાર માનવ જાતિઓ (races) ની પોતાની જાતિગત, નૃવંશીય (ethnographic) વિશિષ્ટતાઓ સાથે સાંકળવાનો પ્રયાસ કર્યો છે ભાષાના સ્વરૂપાન્તર સાથે જાતિની વિભિન્નતાને કેટલેક અંશે સંબંધ હશે એ નક્કી કરવું મુશ્કેલ છે ભાષા, ધર્મ, કે સંસ્કૃતિ જેવી માનવસંસ્થાઓ (institutions) ને આનુવંશિક જાતિગુણ સાથે સંબંધ નથી, આ સાંસ્કૃતિક તત્ત્વોનું પ્રજા પ્રજા વચ્ચે છૂટથી

આદાનપ્રદાન થતું રહ્યું છે. ઉ. ત. ભારતવર્ષમાં ઈસવી સનને પ્રારંભે ઊતરી આવેલા શકોએ પ્રાકૃતભાષા પરિપૂર્ણપણે અપનાવી લીધી, અને શૈવધર્મનો સ્વીકાર કરીને તેઓ એના આધારસ્થંભરૂપ બની રહ્યા.

પ્રત્યેક ભાષામાં એ પ્રજાની વિશિષ્ટ મનોવૃત્તિ પ્રતિફલિત થાય છે એમ કેટલાક વિદ્વાનો માને છે. ઉ. ત. જર્મન ભાષામાં જર્મન પ્રજાની, ફ્રેન્ચ ભાષામાં ફ્રેન્ચ પ્રજાની, અંગ્રેજી ભાષામાં અંગ્રેજોની વિશિષ્ટ મનોવૃત્તિ પ્રગટ થાય છે એમ તેઓ પ્રતિપાદિત કરે છે. ભાષામાં મનોવૃત્તિની અભિવ્યક્તિ થાય છે એ સ્વીકારીએ તોપણ કેવળ આનુવંશિક જાતિવિભિન્નતાને કારણે વિચારવિભિન્નતા ઉદ્ભવે છે એમ કોઈ રીતે માન્ય થઈ શકે તેમ નથી. અંગ્રેજો અને જર્મનો વચ્ચે, કે જર્મનો અને ફ્રેન્ચો વચ્ચે એવો કયો જાતિભેદ રહેલો છે? પ્રજા પ્રજા વચ્ચે વિચારસરણીમાં, પ્રકૃતિમાં, રુચિઓમાં અવશ્ય ભેદ હોય છે; પણ તેનું મૂળ તે તે પ્રજાઓના સંસ્કૃતિભેદમાં છે. માનવપ્રકૃતિમાંથી ભાષાનું સ્વરૂપઘડતર, કે ભાષામાંથી માનવ-પ્રકૃતિની ઉત્ક્રાન્તિ કલ્પવાને કશો આધાર નથી.

વસ્તુતઃ તો ઘણી વાર અનેક જાતિઓનું ઐતિહાસિક પરિબળોને કારણે એક જ પ્રદેશમાં સંમીલન થયું હોય છે, જ્યાં એમની ભાષા એક જ સ્વરૂપે સમુત્ક્રાન્ત થઈ છે. ભાષાઓ પોતાની મૂળ ભૂમિમાંથી વિસ્તરીને અન્ય જાતિઓ અને સંસ્કૃતિઓના પ્રદેશમાં જઈને સ્થિર થયાનાં ઉદાહરણો મળે છે. ઉ. ત. આજે અંગ્રેજી ભાષા લાખો હબસીઓની માતૃભાષા બની ગઈ છે; તેમ, અમેરિકામાં જઈને વસેલી અનેક યુરોપીય પ્રજાઓએ પણ એતદ્દેશીય અંગ્રેજીને સ્વભાષા-રૂપે અપનાવી લીધી છે. વળી, એક અંગ્રેજ પ્રજામાં જ ઉત્તરીય જર્મન, નૉર્મન ફ્રેન્ચ, સ્કેન્ડિનેવિયન, કેલ્ટિક, ઈ૦ કેટકેટલી જાતિઓનું મિશ્રણ થયેલું છે! આમ, ભાષા સમાન હોય અને જાતિ વિભિન્ન હોય એવાં અનેક ઉદાહરણો મળે છે. ઉ. ત. ઉત્તર ભારતમાં ગોંડ

ભાષા મુસ્લિમ મૌલાના જેટલી સ્વાભાવિકતાથી પ્રયોજે છે તેટલી જ સહજતાથી ને પ્રભુત્વથી બ્રાહ્મણ વિદ્વાન પણ વાપરે છે.

ભાષા જેમ જાતિ સાથે અવશ્યપણે સંકળાયેલી નથી હોતી, તેમ સંસ્કૃતિ સાથે પણ એનો સમવાયસંબંધ મળતો નથી. સંસ્કૃતિ એ સમાજની કૃતિ (action) અને વિચાર (thought)નું પ્રતિબિંબ છે; ભાષા એ વિચારની અભિવ્યક્તિનું વિશિષ્ટ સ્વરૂપ છે. સમાજની અનુભૂતિ (=સંસ્કૃતિ) અને એની અભિવ્યક્તિરીતિ (=ભાષા) વચ્ચે કાર્યકારણ સંબંધ કલ્પી શકાતો નથી. ભાષાને પોતાનું એક આગવું વિશિષ્ટ સ્વરૂપ એના ધ્વનિતંત્ર અને રૂપતંત્ર દ્વારા પ્રાપ્ત થયું છે, જે વક્તાનાં માનસિક વલણોથી સ્વતંત્ર છે. બે ભાષાઓ વચ્ચેનો ભેદ એના અંતર્ગત ભાષાકીય તત્ત્વોને કારણે હોય છે, એ બોલનારી પ્રજાઓની મનઃસ્થિતિ (mentality) ની ભિન્નતાને કારણે નહીં. ઉ. ત. જર્મન, આઈરિશ, કે અર્વાચીન આર્મેનિયન ભાષાઓમાં વિભિન્ન પદક્રમ — જે ભાષાનું અતિ મહત્ત્વનું અંગ છે — તે તે ભાષાઓનાં સ્વરૂપબંધારણના વિશિષ્ટ વિકાસનું પરિણામ છે; તે તે પ્રજાઓનાં મનોવલણ સાથે એને સંબંધ નથી. ઉ. ત. લૅટિન liber Petri (=the book of Peter) એ વિભક્ત્યન્ત પદ દ્વારા વ્યક્ત થતું સંબંધતત્ત્વ ફ્રેન્ચ le livre de Pierre (=the book of Pierre) એ પુરઃસર્ગ વડે વ્યક્ત થતા સંબંધતત્ત્વથી કોઈ રીતે નિરાળું નથી.[1] તેમ સં. जिगमिषति કે गमिष्यति ની અર્થાભિવ્યક્તિ ગુજ૦ 'તે જવાને ઇચ્છે છે', અને 'તે જશે' કરતાં તાત્ત્વિક રીતે જુદી પડતી નથી.

શબ્દકોશની ભિન્નતા પણ અમુક અંશે જ પ્રજાનાં મનોવલણોની ભિન્નતા સૂચવી શકે. ઉ. ત જર્મન lehnen જેવો શબ્દ બે વિભિન્ન અર્થો 'ઉછીનું આપવું' ('to lend') અને 'ઉછીનું લેવું

---

૧ સરખાવો: Vendryes, *op. cit.*, p. 238

('to borrow') દર્શાવે છે, એટલા ઉપરથી જ જર્મન પ્રજામાં અન્ય પ્રજાઓના કરતાં ઉછીનું આપવા-લેવાનો વિચાર-ભાવ (idea) નિરાળા પ્રકારનો છે એવું અનુમાન કરી શકાય નહીં. માનવની મનોભૂમિકામા જે અસંખ્ય વિચારભાવો સ્ફુરી રહે છે, એ સર્વને નિરનિરાળી રીતે વ્યક્ત કરાય એટલો પરિસમૃદ્ધ શબ્દકોપ કોઈ ભાષાનો હોતો નથી. તેથી જ મર્યાદિત શબ્દો વડે ભાષા સંદર્ભનો ટેકો લઈને કામ ચલાવી લે છે. આ રીતે જ સં. વધૂનો અર્થ તત્સ્થાને 'પત્ની' કે 'પુત્રવધૂ' છે, કે મૃગનો અર્થ 'હરણ' કે 'પ્રાણી' છે એ સંદર્ભ નક્કી કરી આપે છે.

બેશક, ભિન્ન ભિન્ન ભાષાની વિશિષ્ટ ઉક્તિભંગિઓ વક્તાની–પ્રકૃતિની વિશિષ્ટતા સૂચવે છે એમ કહી શકાય ઉ. ત. જ્યાં કોઈ ફ્રેન્ચ 'charmant' (=charming, delightful) કે 'ravissante' (=ravishing) કહેશે ત્યાં અંગ્રેજ 'not bad' કે 'rather good' કહેશે; અને જ્યાં જર્મન 'kolossal' (=colossal, huge) કે 'fabelhaft' (=amazing, marvellous) કહેશે ત્યાં અંગ્રેજ માત્ર 'great' કે 'big' કહેશે. એ અંગ્રેજ પ્રજાની લાગણી વ્યક્ત કરવામાં સંકોચશીલતા, સંયમ દર્શાવે છે.[૨]

એ જ પ્રમાણે જ્યાં ગુજરાતી 'પધારો' કે 'આવો' કહે ત્યાં ઉત્તર ભારતીય (હિંદી) તશરીફ લાઇયે ('આપનું ગૌરવ લાવશો'; અર્થાત્ 'પધારો') કહેશે, એ ગુજરાતીઓની વ્યવહારુતા અને ઉત્તર ભારતીયોની રાજદરબારી વાક્પટુતા કે વિવેકનું સૂચક છે.

આ ભાષાની ભિન્ન ભિન્ન ઉક્તિભંગિની વાત થઈ. બોલનાર પ્રજાની રહેણીકરણીનું એમાં અવશ્ય પ્રતિબિંબ પડે. વિલાસી પ્રજાની

૨ જુઓ: Otto Jespersen, *Growth and Structure of the English Language*, 1945, p. 8.

ભાવની અભિવ્યક્તિમાં ઊર્મિતત્ત્વની કમી ન હોય, જ્યારે વ્યવહારુ પ્રજાની ઉક્તિ પ્રમાણમાં વધારે વાસ્તવદર્શી હોય, એ સ્વાભાવિક છે. પરંતુ, એથી પ્રજાની મનોદશા અને ભાષાના તાત્ત્વિક બંધારણ વચ્ચે સંબંધ સ્થાપિત થઈ શકતો નથી એથી ઊલટું, ભાષાના સ્વરૂપ-બંધારણની અસર પ્રજાની વિચારશૈલી ઉપર અવશ્ય પડે છે. હળવા વ્યાકરણબંધવાળી ભાષામાં જે રીતે મુક્તપણે વિચારની અભિવ્યક્તિ થાય તે ભારે વ્યાકરણબંધમાં જકડાયેલી ભાષામાં સંભવતી નથી. એ રીતે વર્તમાન ભારતીય આર્યભાષાઓ પ્રાચીન ભારતીય (સંસ્કૃતાદિ) અને મધ્યભારતીય (પ્રાકૃત, અપભ્રંશ આદિ) આર્ય ભાષાઓ કરતાં વિશેષ મુક્ત અને તરલ છે. છતાં, એકંદરે તો, સમર્થ વક્તાને માટે કોઈ પણ ભાષા પોતાના વિચારોની પરિપૂર્ણ અભિવ્યક્તિ માટે પર્યાપ્ત વાહન બની રહે છે, એમાં શંકા નથી.

ભાષા એ સમાજને સુગ્રથિત, સુસંકલિત કરનાર એક મહત્ત્વનું તત્ત્વ છે. સમાજના સહજીવનનું, એની વિશિષ્ટતાનું ભાષા એક પ્રતીક છે. સમાન ભાષા સહજ રીતે જ બોલનારાઓના મનમાં ભ્રાતૃભાવની લાગણી જન્માવે છે એથી ઊલટું, ભિન્ન ભાષાભાષી પ્રત્યે શંકા, સ્પર્ધા, ક્વચિત્ વૈમનસ્યની વૃત્તિ સહજ રીતે થાય એવું બને છે.

સર્વ બોલનારાઓ ભાષાના અંતર્ગત નિયમોનું અનુવર્તન કરીને ભાષાનો વ્યવહાર કરતા હોય છે. એ નિયમો રૂઢિ કે પરંપરાએ સ્થાપેલા હોય છે. એમાં સ્વૈરતા હોતી નથી; પણ પરસ્પર વિચારવિનિમયમાં કેમ સુગમતા રહે એ જ દૃષ્ટિ એમાં પ્રધાન હોય છે. કોઈ ભાષારૂઢિનું પાલન ન કરતાં નવનર સ્વૈર પ્રયોગ કરે તો સમાજની અન્ય વ્યક્તિઓ એની હાંસી ઉડાવે છે. સમાજનું આટલું શાસન પૂરતું થઈ પડે છે. એનાથી ભાષારૂઢિની પરંપરા જળવાઈ રહે છે. ભાષારૂઢિનું આ પ્રાબલ્ય ગ્રામ્ય બોલીઓમાં પણ આટલું જ સબળ હોય છે. વસ્તુતઃ તો ભાષાના પ્રયોગોમાં શંકા પડે ત્યારે

લોકબોલી ઉપરથી જ એની સત્યાસત્યતાનો નિર્ણય થઈ શકે છે કોઈ પણ એક વક્તાની ભાષા — એ પોતે ગમે તેવો મહાન હોય છતા — 'આદર્શ ભાષા' ગણાતી નથી એમા ક્વચિત્ ક્યાક ક્યાક સ્ખલનો કે અપૂર્ણતાઓ હોવાની જ. 'આદર્શ ભાષા' એ કેવળ એક કલ્પના કે આદર્શ માત્ર છે — એ સમાજના સર્વ બોલનારાઓની ભાષાનો એ નિષ્કર્ષ છે કોઈ પણ પ્રજામા લિખિત ભાષા (written language), કથ્ય બોલીઓ (dialects), અને તેની પેટાબોલીઓ (sub-dialects), સમાજના ભિન્ન ભિન્ન વર્ગોની (ઉ ત સૈનિકોની, વેપારીઓની, કોર્ટકચેરીની ઈ૦) વિશિષ્ટ ભાષાઓ, ઈ૦ ભાષાસ્વરૂપો હોય છે, જેનો એકબીજા ઉપર પ્રભાવ પડતો હોય છે આમ ભાષામા વિભિન્નતા (differentiation) તેમ સામાજિક સપર્કને કારણે એકીકરણ (unification) બન્ને પરિબળો એક સાથે કામ કરતા હોય છે આ રીતે એક તરફ ભિન્ન ભિન્ન કથ્ય બોલીઓ અને વિશિષ્ટ ભાષાઓ ઘડાય છે, તો બીજી તરફ એક પ્રમુખ સાર્વત્રિક શિષ્ટમાન્ય ભાષા (standard language) ઉદય પામે છે આ ભાષાસ્વરૂપોની હવે ક્રમશ ચર્ચા કરીશુ

## બોલીઓ (Dialects)

આપણે આગળ જોઈ ગયા કે પાસેપાસે વસેલા અને એક બીજાના નિત્ય સપર્કમા રહેતા ગામોની બોલી સામાન્યતયા એક પ્રકારની હોય છે એને બોલી (dialect) કહે છે

ક્વચિત્, કોઈ મહત્ત્વના ભૌગોલિક કે ઐતિહાસિક કારણોને લીધે પાસેપાસેના ગામોની બોલીમા વિભિન્નતા આવી જાય છે જેમકે, અતિ વિશાળ નદીને સામસામે કિનારે વસેલા બે ગામો વચ્ચે પુરાતન સમયમાં સપર્ક ઓછો રહેતો, તેથી એમની બોલીમા નોંધપાત્ર ગણાય તેવો ભેદ નજરે પડે છે[૩] એ જ પ્રમાણે બે સ્થળો વચ્ચે

ગાઢ જંગલો કે દુર્ગમ પર્વતો આવ્યા હોય તો તેમની વચ્ચે સંપર્ક રહેતો નહીં અને તેથી બોલીભેદ ઉત્પન્ન થતો બોલીભેદમાં એનું બ મહત્ત્વનું બીજું કારણ માનવ ભૂગોળ (human geography)[3] વિશિષ્ટ ઐતિહાસિક પરિસ્થિતિ હોય છે ઉ ત. સ્વિટ્ઝર્લૅન્ડમાં સમા- ભોગોલિક પરિસ્થિતિવાળા એકબીજાની તદ્દન પાસે આવેલાં બે ગામે La Fernère અને Les Bois ની બોલી તદ્દન નિરનિરાળી છે. એકની Franco–Provencal (દક્ષિણ ફ્રાન્સની બોલી)ને મળતી અને બીજાની North French ને મળતી બોલી છે. આ વિલક્ષણ પરિસ્થિતિ માટે સામાજિક પરિસ્થિતિની વિભિન્નતા કારણભૂત છે. એક ગામના લોકો પ્રોટેસ્ટંટ છે ને હુન્નરઉદ્યોગોથી જીવનનિર્વાહ કરે છે; બીજાની વસતિ રોમન કૅથૉલિક છે અને પશુપાલનથી જીવન ગુજારે છે. બંને વચ્ચે લગ્નસબંધો થતા નથી. એક ગામ, Le Bois ૧૪મા સૈકામાં ફ્રાન્સના એક પ્રદેશમાંથી આવેલા લોકોએ વસાવ્યું હતું; બીજું ગામ બે સૈકા પછી અન્ય સ્થળેથી આવેલા લોકોએ જંગલો સાફ કરીને વસાવ્યું હતુ. આથી બન્ને વચ્ચે એટલો બધો ભાષાભેદ પડી ગયો હતો કે એકની બોલી બીજાથી સમજી શકાતી નહોતી[૪].

આપણે આગળ જોઈ ગયા કે એક ગામની બોલી કરતાં પાસેના બીજા ગામની બોલી મહત્ત્વના અંશોમા સમાન હોવા છતાં કંઈક કંઈક અંશોમાં જુદી પડતી હોય છે ત્રીજા ગામની બોલી વળી બીજા કરતા કોઈક કોઈક અંશના જુદી પડતી હોય છે, તો

---

૩ સરખાવો : " ... a broad river like the Garonne did in old days separate the people on its two banks and led to marked differences of language "

— Otto Jespersen, *Mankind, Nation and Individual*, p. 45

૪ સર૦ : *Encyclopaedia Britannica*, 1946, Vol. 13, ('Language'), p 698

અન્ય કોઈ અશીમા વળી એ પડેલા ગામને મળતી હો ભાષાલક્ષણોવાળા પ્રદેશવિસ્તારને isogloss (સમભાષી પ્રદેશવિસ્તાર) કહેવામા આવે છે. પ્રત્યેક ભાષાલક્ષણની વિસ્તારસીમા (isogloss) નિરનિરાળી હોય છે.[5] ભિન્ન ભિન્ન ભાષાલક્ષણોના સમૂહની એક-સરખી જ વિસ્તારસીમા હોય એવુ સામાન્ય રીતે બનતુ નથી [6]

ઉ. ત ભારતના પ્રાચીનતમ ઉત્કીર્ણલેખોમા અશોકના શિલા-લેખોમા પશ્ચિમ ભારતના ગિરનાર, અને ઉત્તરીય ભારતના શાહબાઝ-ગઢી અને મન્સેરામા એકજ – પશ્ચિમી બોલી (western dialect) — અંકિત થઈ છે; જ્યારે પૂર્વ ભારતના કાલ્સી, ધૌલી અને જૌગડાની ભાષા એનાથી વિભિન્ન—પૂર્વીય બોલી (eastern dialect)—છે સામાન્ય રીતે પશ્ચિમી બોલી સંયુક્ત વર્ણોમનિો र સાચવે છે, જ્યારે પૂર્વીય બોલીમા એનો લોપ થાય છે. ઉ ત भ्राता (ગિરનાર શિલાલેખ–૯), भ्रातुना (શાહબાઝગઢી શિલાલેખ–૧૦); પણ भातिना કા૦ ધૌ૦ ब्राह्मण (ગિર૦ શિ લે ૪), ब्रमण (શાહ૦), પણ बाम्हण (કા૦), बाभन ધૌ૦ છતા प्रियदर्शि શાહ૦, પણ (प्रियदसि ઉપરાત) पियदसि ગિર૦ અને पियदसी ધૌ૦. તે જ પ્રમાણે (સં. वर्धित) वधिते શાહ૦, वढयति (ગિર૦ શિ લે ૧૨), वढयिसति (ધૌ૦ શિ લે. ૬)

આ જ પ્રમાણે શિષ્ટ ગુજરાતી 'नहीं' સુરતીમા नी (ઉ ત नी मळे), સૌરાષ્ટ્રી (અર્થાત્, કાઠિયાવાડી)મા नॅा (ઉ ત नॅा मळे),

---

૫ સરખાવો: Vendryes, *op cit*, p 245.

૬ સરખાવો: "As a rule we find that the frontiers for one phenomenon do not exactly coincide with the frontiers for another, so that the isoglosses sometimes agree, sometimes run somewhat parallel with one-another, but fairly often cross one-another in the most distracting manner". —Otto Jespersen, *Mankind, Nation and Individual*, p. 41.



—ગુજરાતની કેટલીક વિશિષ્ટ પ્રાદેશિક બોલીઓ—

સમાન્તર શિષ્ટ રૂપો—નહીં, નાખ, ન્હાનું, ઘેર, [કરશે], કરે છે, ગયા, [લાવીશ]. ત્યાં, ત્યારે, છોકરો, આપો, તેઓ ॥

બનાવ્યું | ચાલ્યું, પણ | ખવાયું, પેલું | કર્યું, પ્હોંચ્યું, જઇએ |

પટ્ટણી (કે ઉત્તર ગુજરાતીમા) તેમજ ચરોતરી (કે મધ્ય ગુજરાતીમા) नैं (ઉ ત नैं મળ) એમ બોલાય છે છતા સૂરતી चावूलु કે चाइलु (=શિષ્ટ ગુજ 'ચાવ્યું') અને ઉત્તર સૌરાષ્ટ્રી कइरु (=શિ ગુજ 'કર્યું') મા સમાનતા છે તો સૂરતી लाख (શિ ગુ नाख), કે नाल्लु (શિ ગુ न्हाखु) સૌરાષ્ટ્રી नाख, મધ્ય ને ઉત્તર ગુજ नोख કરતા ભિન્ન છે

આ જ રીતે પદરચનામા તેમ શબ્દના વપરાશમા પણ બોલી-બોલીએ ઘણી વાર ભિન્નતા નજરે પડે છે ઉ ત ઉ ગુજ काल लायो (=હુ મને લાવીશ) અને સૂરતી काल लाया વિભિન્ન સ્વરૂપના પ્રયોગો છે એ જ પ્રમાણે સૌરાષ્ટ્રી (तु) न्या शु करो छा? (=શિ ગુ 'તુ ત્યા શુ કરે છે'?) અને મધ્ય ગુજરાતી (ચરોતરી) (तु) ता शु करु छु? શિષ્ટ ગુજ तु त्या शु कर छ? કરતા ભિન્નરૂપના પ્રયોગો છે

સમાનાર્થ શબ્દોમાથી એક પ્રદેશ એક શબ્દનો વ્યાપકપણે ઉપયોગ કરે અને બીજો બીજા શબ્દનો પ્રચુરપણે ઉપયોગ કરે એમ બને છે ઉ ત શિ ગુ छोकरी, ઉત્તર અને વિશેષપણે ઉત્તરપૂર્વ (=ઈશાન) ગુજરાતમા (બાળકી રાજસ્થાની અસરને કારણે) છોરી, સૌરાષ્ટ્રીમા દીકરી (ઉ ત ओस्थी निशाळ्यमा जणस दीकरीयु भण सें), અને સૂરતીમા (લોકભાષામા) પોરી વ્યાપકપણે બોલાય છે સબધતત્ત્વરૂપ શબ્દોમા પણ પ્રદેશે પ્રદેશે વિભિન્નતા નજરે પડે છે ઉ ત શિ ગુ त्यारे, ઉત્તર ને મધ્ય ગુજ ताणे, સૌરા तारे, સૂરતી तियारे, तीवारे, ઇ૦ આવા અનેક ઉદાહરણો આપી શકાય. પરતુ બોલીના અભ્યાસમા શબ્દોની વિભિન્નતા (lexical differences)નુ મહત્ત્વ ઉચ્ચારભેદ ને પદ-રચનાની ભિન્નતા કરતા ઘણુ ઓછુ છે તો એથી ઊલટુ પુરાતન રૂપો (relic forms) બોલીઓનો સ્થળવિસ્તાર (dialect geography) નક્કી કરવામા અતીવ ઉપયોગી છે પુરાતન રૂપો ખૂણે

પડી ગયેલા (remote) પ્રદેશમાં વિશેષ જળવાઈ રહે છે. ઉ. ત. ડુંગરપુર બાજુ (ઈશાન ગુજરાત)ની બોલીમાં જળવાઈ રહેલો સ્વર-મધ્યવર્તી (medial) ण (ઉ ત वणाव्यु, = શિ ગુજ. बनाव्युं), કે ભવિષ્ય૦ ૧ લો પુરુ૦ એકવચનના करेग, बोल्सि (= શિ. ગુજ. 'કરીશ', 'બોલીશ') મારવાડી રાજસ્થાની સાથેની એની નિકટતા સૂચવે છે. ઉત્તર ગુજરાતના ભવિષ્ય૦ ૩ જો પુ૦ એકવચનનાં आवशि, करशि (= શિ. ગુજ. 'આવશે', 'કરશે') કે ૭મી એકવચનના घरि (શિ. ગુ. 'ઘેર') જેવા રૂપો સોળમા સત્તરમા સૈકાની જૂની ગુજરાતી ભાષાના અવશેષ છે; તો સોરઠી (= કાઠિયાવાડી)નાં સ્ત્રીલિંગી નામોનાં પ્રથમા દ્વિતીયા બહુવચનના आगळिउं, गायुं, मेस्युं જેવાં રૂપો છેક અપભ્રંશકાલીન ભાષાસ્વરૂપ (સર૦ अगुलिउ जज्जरिआउ नहेण। सिद्धहेम० ८–४–३३३) સાચવી રાખે છે. આમ પુરાતન ભાષારૂપો નિશ્ચિતપણે બોલીનુ પ્રદેશરેખાંકન કરવામા અત્યંત ઉપયોગી થઈ પડે છે.[૭]

બોલીભેદોનુ અસ્તિત્વ ઘણા પ્રાચીન કાળથી છે. કોઈ પણ મોટા પ્રદેશવિસ્તારમાં પથરાયેલી ભાષામા બોલીભેદ ઉત્પન્ન થયા વિના રહેતા નથી, કારણ કે બહુસંખ્ય પ્રજા નાના સ્થાનિક સમૂહો (local groups)માં વિભાજિત થયા વિના રહેતી નથી. પ્રાચીન અને મધ્યકાલીન યુગમાં આવુ વિભાજન અતિ સ્વાભાવિક હતું.[૮] મેયેએ તો છેક ઇન્ડોયુરોપિયન કાળથી બોલીભેદોનું અસ્તિત્વ પ્રતિપાદિત કર્યું છે.[૯] વૈદિક સંહિતાઓમાં તો બે સ્પષ્ટ કથ્યસ્વરૂપો (બોલીઓ) નજરે પડે છે—એક ઉત્તરી પશ્ચિમી, જેમાં આદિ र् યથાવત્ રહેતો

૭ સર૦: "The best data of dialect geography are furnished by *relic forms*, which attest some older feature of speech." —Bloomfield, *Language*, p. 331.

૮ સર૦: Edward Sapir, *Language*, p. 151.

૯ સર૦: M Meillet, *Les dialects indo-européens*, 1908; cited by Vendryes, *Language*, p. 247.

(ઉ૰ ત૰ રોમ, રોમશ ઇ૰), અને બીજી (ગંગાની પૂર્વ બાજુના પ્રદેશની) પૂર્વી, જેમાં બધા ર્ નો લ્ થતો (ઉ૰ ત૰ લોમ, લોમશ), જે એ જ પ્રદેશની ઉત્તરકાલીન માગધી ભાષાનું એક વ્યાવર્તક લક્ષણ છે. અશોકના શિલાલેખોમાં પણ બે મુખ્ય ભાષાભેદો નજરે પડે છે — એક ગિરનાર, શાહબાઝગઢી અને મન્સેરાના શિલાલેખોની પશ્ચિમી ભાષા, અને બીજી, ધૌલી, જૌગડા, કાલ્સી વગેરે પૂર્વ ભારતીય પ્રદેશોની પૂર્વી ભાષા. આ ભાષાભેદો છેક હિંદીના ઉદ્ગમકાળ સુધી ચાલુ રહ્યા છે. વર્તમાન પશ્ચિમી હિંદી, રાજસ્થાની, ગુજરાતી એ પશ્ચિમ ભારતીય જૂથની ભાષા છે, જ્યારે બિહારી, ઉડિયા આદિ પૂર્વી જૂથની ભાષા છે. એ જ પ્રમાણે, વર્તમાન ફ્રાન્સમાં ઐતિહાસિક કારણોને પરિણામે ઉત્તરીય ફ્રાન્સની ફ્રેન્ચ ભાષા—જે પછીથી સ્ટાન્ડર્ડ ફ્રેન્ચ ભાષા બની ગઈ—અને દક્ષિણની પ્રોવેન્શલ (Provençal), બે સ્પષ્ટ બોલીભેદો ઘણા આગળ પડતા છે. જે ઐતિહાસિક પરિબળોથી ગુજરાત છેલ્લાં હજારેક વર્ષમાં ઘડાયું, તેનું પ્રતિબિંબ એની બોલીઓમાં સુરેખપણે ઝિલાયું છે.[૧૦] પ્રાચીન ગુજરાતની સીમાઓ દક્ષિણ રાજસ્થાનથી લગભગ મહી–નર્મદા સુધી વિસ્તરેલી હતી. એમાં બહુધા ગુર્જર જેવી પ્રજાઓ ચોથા સૈકાથી ઉત્તરભારતમાંથી ખસતી ખસતી આવીને વસી હતી. સૌરાષ્ટ્ર છેક સિદ્ધરાજના સમય સુધી ગુજરાતથી રાજકીય રીતે અલગ હતું — એની વસતી — શકઆદિ પ્રજાઓ — બહુધા જળમાર્ગે સિંધ–કચ્છ બાજુથી ઈસવીસનની પણ પૂર્વેથી આવીને વસી હતી. દક્ષિણ ગુજરાતનો સંબંધ કોંકણપટ્ટીના

---

૧૦ સરખાવો A set of isoglosses running close together in much the same direction—a so-called *bundle* of isoglosses—evidences a larger historical process .... ... important lines of dialectal division run close to political lines

— Bloomfield, *Language*, pp 342-343.

અને દક્ષિણના રાષ્ટ્રકૂટો સાથે સવિશેષ હતો. આને પરિણામે ઉત્તર અને મધ્યગુજરાતની લોકબોલી એક પ્રકારની તળ ગુજરાતી સૌરાષ્ટ્રની (ઝાલાવાડનો પ્રદેશ જે પાટણ આદિ ગુજરાતનાં નગરોની સમીપ હોઈ એમની સાથે વિશેષ સંસર્ગમાં હતો, તે સિવાયની) સૌરાષ્ટ્રી કે કાઠિયાવાડી ભાષા, અને નર્મદાની દક્ષિણે સુરત અને તેની આસપાસના પ્રદેશની સુરતી કે દક્ષિણ ગુજરાતી ભાષા—એમ ત્રણ સુસ્પષ્ટ સુરેખ બોલીભેદો નજરે પડે છે. એના પાછા અનેક પેટાભેદો પડે છે, તેમજ ભિન્ન ભિન્ન જાતિઓના (મેમણ, મેર, કાઠી, કોળી આદિની) બોલીભેદો પણ છે. પણ આ સર્વ ભૌગોલિક બોલીભેદો (geographical dialects) માં મુખ્ય સાર્વત્રિક ભાષા માળાના મણકામાં સૂત્રની માફક રહેલી હોય છે જ. એક બોલીભેદ અન્યમાં એવો તો સાહજિક રીતે સંક્રાન્ત થઈ જાય છે કે આપણને એ પરિવર્તન લક્ષમાં આવતું નથી.

આવી બોલીઓમાંથી કોઈક વિશિષ્ટ સામર્થ્યવાળી બોલીનાં તત્ત્વોનો વિનિયોગ કરીને સાહિત્યની ભાષા ઘડાય છે. આ રીતે પ્રાચીન ભારતમાં ગંગા-યમુનાની અંતર્વેદીની ભાષાના પાયા ઉપર સંસ્કૃતની ઇમારત રચાઈ; Picardy ની બોલીનો ફ્રેન્ચ સાહિત્યમાં વિનિયોગ થયો; પ્રાચીન ગ્રીક મહાકાવ્યોનો ભાષાભેદ (epic dialect) અને પ્રાચીન ગ્રીક નાટકોનાં ગીતોનો ભાષાપ્રભેદ (lyric dialect) અલગ અલગ હતા, જેની પશ્ચાદ્ભૂમિમાં કોઈ પ્રાદેશિક બોલી અવશ્ય હતી. આવી જ વ્યવસ્થા સંસ્કૃત નાટકોના કાળમાં સરકારી સ્ત્રીપાત્રોની બોલચાલની શૌરસેની ભાષામાં અને એમના ભાવોદ્રેકપૂર્ણ ગીતોની મહારાષ્ટ્રી ભાષામાં નજરે પડે છે. મધ્યકાલીન ગુજરાતી કવિતામાં—વિશેષે તો પ્રેમાનંદનાં આખ્યાનોની ભાષામાં, તેમ ગો. મા. ત્રિ. આદિ પંડિતયુગના પ્રારંભકાળના સાહિત્યકારોની ભાષામાં મધ્ય ગુજરાતની—ચરોતરની—બોલી ભૂમિકારૂપે હતી એમ

નિઃસંકોચ કહી શકાય. બેશક, તે તે વિદ્વાનોના અન્ય પ્રદેશોના લોકો સાથેના સંપર્કને કારણે સાર્વત્રિક તત્ત્વો પુષ્કળ આવ્યાં હશે એમાં પણ શંકા નથી.

## વિશિષ્ટ ભાષાઓ (Special Languages)

વિશિષ્ટ પ્રકારનાં કામકાજ કે ધંધામાં રોકાયેલા માણસો 'વિશિષ્ટ ભાષા' (special language) વાપરતા હોય છે. ઉ. ત. કાયદાની ભાષા, પુરોહિતોની ભાષા, જ્યોતિષીઓની ભાષા, વેપારીઓની ભાષા, ઇ૰ 'વિશિષ્ટ ભાષા'માં સ્લેન્ગ ('slang' = 'વિકૃત બોલી') નો પણ સમાવેશ થાય છે. એક જ ધંધાના માણસો પરસ્પરના કામકાજમાં વિશિષ્ટ ભાષાનો ઉપયોગ કરે તેથી ઘણી સુગમતા રહે છે. આ પ્રકારની પ્રત્યેક વિશિષ્ટ ભાષાનો પાયો (base) તો કોઈ ને કોઈ કથ્યભાષાનો જ હોય છે, માત્ર એનું શબ્દભંડોળ વિશિષ્ટ પ્રકારનું, સામાન્ય ભાષા કરતાં કેટલેક અંશે નિરાળા પ્રકારનું હોય છે. ઉ. ત. ગુજરાતીમાં તાલુકા કે જિલ્લા કોરટોમાં — જ્યાં ગુજરાતીમાં કામકાજ થતું હોય ત્યાં — વકીલો દાવાઅરજી આદિમાં તેમજ એમની દલીલોમાં દાવો, વકીલ, મુકદ્દમો, પુરસીસ (exhibit), મુદત, અદાલત, દિવાની, ફોજદારી, નાજર, આદિ ફારસી-અરબી શબ્દો; કોરટ, અપીલ, સેશન, પિનલ કોડ, બેલીફ આદિ અંગ્રેજી શબ્દો; અને સુનવણી, બજવણી ઇ૰ તળપદા, પણ વિશિષ્ટ અધ્યાસવાળા ગુજરાતી શબ્દો વાપરતા હોય છે.[૧૧]

૧૧ ગુજરાતમાં છેક સલ્તનતના સમયથી અદાલતના કામકાજના અનેક ફારસી-અરબી વિશિષ્ટ શબ્દો પ્રચલિત થયા છે. અખાએ એના 'છપ્પા' આદિ કાવ્યોમાં 'દાવો', 'નિરદાવો' (છપ્પા ૧૯૦), 'કાજી', 'કજા' (છપ્પા ૩૦૭), 'અદલ', 'દાવાગીર' (છપ્પા ૬૪૨) વગેરે શબ્દો વાપર્યાં છે. સર૦ 'અખાના સમકાલીન સમાજનું દિગ્દર્શન', — કાન્તિલાલ બ વ્યાસ, પ્રકા૦ 'Journal of the Gujarat Research Society,' 1940.

ઘડવાનું કાર્ય એ કરે કે કેટલીકવાર પ્રચલિત શબ્દોને એ નવીન સંકેત (connotation) અર્પે છે (ઉ ત 'પદાર્થવિજ્ઞાન'માં 'mass', 'velocity force' આદિ શબ્દોનો વિનિયોગ), તો કોઈકવાર એ તદ્દન નવીન શબ્દો પણ ઘડે છે (ઉ ત tele-communication, radar, sonar, ઇ૦ શબ્દો) આ દૃષ્ટિએ ટેકનિકલ ભાષાઓ સ્લેન્ગ'ની ઘણી સમીપ આવી રહે છે

## 'સ્લેન્ગ' (Slang)

'સ્લેન્ગ' એક પ્રકારની વિશિષ્ટ ભાષા જ છે સમાજમા જેટલા માનવ સમુદાયો (specialized groups) હોય તેટલી 'સ્લેન્ગ' કે 'વિકૃત બોલીઓ' સભવે છે પ્રત્યેક ધધા કે વ્યવસાયને પોતાની વિશિષ્ટ સ્લેન્ગ હોય છે ઉ ત વિદ્યાર્થીઓની સ્લેન્ગ, વેપારીઓની સ્લેન્ગ, સૈનિકોની સ્લેન્ગ' ઇ૦ ચોરાની ને ઠગોની સ્લેન્ગ પણ હોય છે ઓગણીસમા સૈકા સુધી ફ્રાન્સમા એક ગુનેગારોનો સમાજ હતો, અને તેની એક વિશિષ્ટ ગુપ્ત ભાષા હતી, જે પહેલા jargon ના અને પછી argot ના નામથી પ્રસિદ્ધ હતી [14] અગ્રેજીમાં એવી બોલીને cant કે jargon કે lingo કહે છે આ પ્રકારની તસ્કર-બોલીને જર્મનમા Rotwelsch (= thieves' cant) કે Gaunersprache (= swindler's speech), ઇટાલિયનમા, furbesche, સ્પૅનિશમા germania અને પોર્ટુગીઝમા calão કહે છે.[15]

સ્લેન્ગ બોલી સામાન્ય ભાષાનું એક વિશિષ્ટ સ્વરૂપ છે, સામાન્ય ભાષાથી એની ભિન્નતા વિશિષ્ટ શબ્દોના ઉપયોગમા રહેલી છે સ્લેન્ગના (વિશિષ્ટ શબ્દોના) ઉપયોગમાત્રથી બોલનારના સામાજિક

---

૧૪ વર્તમાનમા બ નેનો અર્થ માત્ર slang કે cant છે.

૧૫ જુઓ. Vendryes, *op cit*, p 251

દરજ્જાનો ખ્યાલ આવી શકતો નથી, કારણ કે slang એ ગ્રામ્યબોલી નથી; પરંતુ સ્લૅન્ગના ઉચ્ચારણથી બોલનાર કયા સામાજિક થરનો છે એ પરખાઈ આવે છે.

સ્લૅન્ગના શબ્દભંડોળ(vocabulary)નો અભ્યાસ કરતાં એમ જણાય છે કે સ્લૅન્ગના ઘડતરમાં અર્થવૈશિષ્ટ્ય (semantic specialization, = સામાન્ય શબ્દોનો વિશિષ્ટ અર્થમાં ઉપયોગ) મુખ્ય તત્ત્વ છે. સ્લૅન્ગમાં રૂપકોનો અને લક્ષ્યોક્તિ (Metonymy)નો ઉપયોગ સવિશેષ થાય છે, તેમ સંજ્ઞાવાચક નામો સામાન્ય નામ તરીકે વારંવાર વાપરવામાં આવે છે. ઉ. ત. વિકૃત અંગોવાળો માણસ 'अष्टावक्र', ખુશામદ 'पोल्सन' કે 'पाचसो पंचावन', 'खोखलो पंड्यो' (='દીન, દુર્બળ પુરોહિત') ઇ૦. સ્લેન્ગ ભાષાની એક રમત સમી છે. યુવાનોમાં વિશેષે કરીને એનો સમાદર થાય છે. એમાં કેટલીક વાર વ્યંગ્યાર્થમાં પ્રયોજાતા શબ્દોમાં કલ્પનાનું પ્રાચુર્ય અને અભિનવતાને કારણે રોચકતા હોય છે. એમાં નર્મમર્મ કે ટોળટપ્પાનું તત્ત્વ હંમેશાં હોય છે. ઉ. ત. સંસ્કૃતમાં મૂર્ખને देवानांप्रिय કે કેવળ બ્રાહ્મણનામધારી અશિક્ષિત જનને महाब्राह्मण કે ब्रह्मबंधु કહેલો છે ત્યાં આ હાસ્યવૃત્તિનાં જ દર્શન થાય છે. ગુજરાતીમાં પણ રસોઈઆને महाराज કે સોનીને महाजन, કોઈ પણ સામાન્ય ગરાસિયાને दरबार કે સ્થારીને देसाई કહેવામાં શિષ્ટાચારની સાથે હાસ્યવૃત્તિ પણ રહેલી છે એમાં શંકા નથી. કવચિત્ સભાનપણે, તો કવચિત્ સાહજિક રીતે, કોઈ પ્રત્યુત્પન્ન ચબરાક માણસના કલ્પનાતરંગમાંથી સ્લૅન્ગનો ઉદ્ગમ છે.[૧૬] ઉ. ત 'ખાલી'ના અર્થમાં ठंठगोपाळ કે 'સાવ જર્જરિત ઉપસ્કર કે વાહન' માટે खडखडपंचम કે खटारो કે ઠાઠિયું એક પ્રકારનાં ચમકારિયાં છે, જેની અર્થાભિવ્યક્તિ સામાન્ય

૧૬ સરખાવો : Otto Jespersen, *Mankind, Nation and Individual*, pp. 150-153.

ભાષા કરતા ઘણી ધારદાર છે. આમ ભાષાના આંતર તત્ત્વમાં સ્લૅન્ગ એક સ્વાભાવિક ભાષાસ્વરૂપ હોવા છતાં એમાં 'કૃત્રિમ બોલી' (artificial speech) ના લક્ષણો છે એનો પ્રચાર અત્યંત ઝડપથી થાય છે, તો એને વાસી થતા પણ વાર લાગતી નથી એથી વારવાર એમાં પરિવર્તન થતા રહે છે.

સ્લૅન્ગમા વારવાર નવીન, નવીનતર શબ્દોની ભરતી કરવામાં સામાન્ય લોકભાષા કે ચમરાક લોકોના 'ચમરાકિયા' પૂરતાં થઈ પડતા નથી એ માટે અન્ય તળપદી બોલીઓમાંથી તેમ અન્ય બહારની ભાષાઓમાંથી સ્થાનિક શબ્દો લેવામા આવે છે. ઉ ત જર્મનની તસ્કરબોલી Rotwelsch મા યહુદીઓની યિદ્દીશ (Yiddish) ભાષાના શબ્દો, સ્પૅનિશની germania મા પ્રચુર જિપ્સી તત્ત્વ, અંગ્રેજી સ્લૅન્ગમા આઈરિશ શબ્દો મળે છે. ફ્રેન્ચમા argot બોલીમાં એતદ્દેશીય (indegenous) તત્ત્વ વિશેષ છે

સ્લૅન્ગમા ઘણા પ્રાચીન તત્ત્વો (archaic elements) મળે છે. એક વાર સ્લૅન્ગમા પ્રવેશ પામ્યા પછી શબ્દો લાંબા સમય સુધી ટકી રહે છે, જ્યારે સામાન્ય ભાષાપ્રવાહમાથી એ કાળક્રમે લુપ્ત થતા જાય છે કહેવતોમાના કેટલાયે શબ્દો આ પ્રકારના જૂના ભાષાસ્તરના શબ્દો છે (ઉ ત 'મીયાબીબી રાજી તો ક્યા કરે મીયા કાજી,' 'જર, જમીન ને જોરુ એ ત્રણે કજિયાનાં છોરુ,' 'મીયાં પડ્યા પણ ટંગડી ઊંચી,' ઈ૰)

અપ્રસ્થ ભાષામાથી પણ કેટલીક વાર સ્લેન્ગ શબ્દો ઉપાડે છે. ઉ. ત. આગળ ઉલ્લેખાયેલો શબ્દ દેવાનાંપ્રિય એ અશોકે સ્વીકારેલું એક બિરુદ છે.[૧૭] Quixotic એ 'Don Quixote' ઉપરથી

૧૭ બૌદ્ધધર્મના લોપ પછી બૌદ્ધધર્મના દ્વેષી જનોએ બૌદ્ધધર્મના મહાન આશ્રયદાતા અને પ્રવર્તક પ્રિયદર્શી રાજા અશોકના આ ઉપનામની હાંસી ઉડાવવાને આ શબ્દમા નવીન સંકેત (=‘મૂર્ખ’) નો અભ્યાસ કર્યો.

નિર્માણ થયો કે 'ભદ્રભદ્રીય' (ભાષા) એ સર રમણભાઈની અમર હાસ્યકૃતિ 'ભદ્રંભદ્ર'ના નાયકની વિચિત્ર, અતિ આડંબરી સંસ્કૃતપ્રચુર ભાષાશૈલીને અનુલક્ષે છે

સ્લૅન્ગમાં શબ્દોના રૂપને વિકૃત કરવામાં આવ્યું હોય છે કેટલીક વાર સામાન્ય ભાષાના શબ્દોને સ્લૅન્ગ અનુસર્ગો (કે પદો) લગાડ્યા હોય છે ઉ ત અંગ્રેજી સ્લૅન્ગ ragamuffin (= a ragged, dirty fellow),[18] chatter-box; ફ્રેન્ચ epismar ('épicier' = a grocer ને બદલે), જર્મન Rotwelsch મા Kaufmann (= a grocer)ને બદલે Kofmisch; સં મડમડાયિતા (= ચટ કરી, ચાલી ગઈ)[19], ગુજ સ્લૅન્ગ 'ચોપીચીફાઇંગ', 'મરમાફાઇંગ', 'ફેંકોલોજી' (= ગપ્પાં હાંકવી), 'લેક્ચરબાજી',[20] ઇ૦.

સ્લૅન્ગના એક પ્રકારમા શબ્દરૂપનો સંક્ષેપ કરવામા આવે છે. એમા સામાન્ય રીતે અંત્યવર્ણો ને ક્વચિત્ મધ્યવર્ણોનો ત્યાગ કરીને શબ્દને ટૂંકાવવામા આવ્યો હોય છે પ્રાચીન કરતા હાલની સ્લૅન્ગમા આ તત્ત્વ સવિશેષ નજરે પડે છે[21] વિદ્યાર્થીઓની સ્લૅન્ગમા સંક્ષેપનો સવિશેષ ઉપયોગ થાય છે ઉ ત ડેન્માર્કની એક શાળાના વિદ્યાર્થીઓ tykmælk ને બદલે tælk, અને tykmælkkonen

૧૮ સરખાવો· Mrs. S T Coleridge નુ નીચેનુ લખાણ જેમા ઘણા નવતર સ્લૅન્ગ શબ્દો સરજ્યા છે ' she is red-raggifying, she has called us persecutorums, has told us not to be such a stuposity ' ઇ૦ —જુઓ Jespersen, *Mankind Nation and Individual*, p 154

૧૯ સરખાવો ભવભૂતિપ્રણીત उत्तररामचरित, अङ्क ४ : 'सा वराइआ कल्लाणिआ मडमडाइदा (=सा वराकिका कल्याणिका मडमडायिता).

૨૦ સરખાવો. 'સાલે કુસરે લેક્ચરબાજી કરતે હૈં!' — 'હિમાલયનો પ્રવાસ', કાકા કાલેલકર, ૧૯૫૭, પૃ ૭૮

૨૧ સરખાવો : Jespersen, *ibid*, p 159

ને બદલે tonen બોલતા હતા.[22] અંગ્રેજી વિદ્યાર્થીઓમાં laboratory ને બદલે lab (ફ્રેન્ચમાં labo) gymnasium ને બદલે gym, mathematics ને બદલે maths કહેવાનો રિવાજ પ્રચાર છે. ફ્રેન્ચ વિદ્યાર્થીઓ pneumatique ને બદલે pneu કે vélocipède ને બદલે vélo કહેતા હોય છે.[23] ગુજરાતમાં તેમ અન્યત્ર વિદ્યાર્થીઓમાં examination ને બદલે exam કે preliminary examination ને બદલે prelim ઇ૦ સંક્ષેપો અત્યંત સામાન્ય છે. આવા કેટલાક શબ્દો પછી સામાન્ય ભાષામાં સ્થિર થઈ ગયા છે. ઉ૦ ત૦ kilo (સમગ્ર યુરોપમાં kilogram ને બદલે) piano (pianoforte ને બદલે), auto (ફ્રેન્ચમાં ને જર્મનમાં automobil ને બદલે), cab (અંગ્રેજીમાં cabriolet ને બદલે), bus (ઘણી ભાષાઓમાં omnibus ને બદલે) photo (અંગ્રેજીમાં photograph, ફ્રેન્ચમાં photographie ને બદલે)

શરીરના અંગોનો અગંભીર રીતે ઉલ્લેખ કરવાને માટે અનેક શબ્દો પ્રયોજાય છે. ઉ૦ ત૦ અંગ્રેજી 'nut' (=brain), 'upper storey' (=head), 'beak', 'snout' (=nose) 'pegs', 'trampers' (=legs), ઇ૦ ગુજ૦ 'ભોડું', 'ચીત્તે માળ (ખાલી છે)' (=માથું) 'નળિયું' (=નાક),[24] 'ટાંટિયા' 'ટાંગ' (=પગ), 'ઓઝું' (=પેટ) ઇ૦

૨૨ સરખાવો Jespersen *ibid* p 154

૨૩ કેટલીકવાર વિદ્યાર્થીઓની ભાષામાં લાંબા શબ્દોને બદલે ટૂંકો સરખો પ્રત્યય લગાડીને કામ ચલાવ્યું હોય છે ઉ૦ ત૦ freshman ને બદલે fresher, comfortable ને બદલે cumfy lunatic ને બદલે luny, કે bookmaker ને બદલે bookie બોલતા હોય છે

—સરખાવો Jespersen *op cit* p. 162

૨૪ સરખાવો ફટાણાની પંક્તિ 'બા રે તમારે નાક છે કે નળિયાં'?

કેટલીક વાર સ્લૅન્ગમાં સામાન્ય શબ્દોનો અર્થવિસ્તાર કરવામાં આવ્યો હોય છે. ઉ. ત. 'એનો બાપનું કપાળ ભણે છે,' 'અભ્યાસમાં ભમરડો છે,' 'પપેટી' (મુંબઈના વિદ્યાર્થીઓની ભાષામાં, =બીડું'), 'ગોટલી મારી' (=વગર રજાએ ગેરહાજર રહ્યો') ઇ૦.

સ્લૅન્ગના કેટલાક પ્રકારમાં શબ્દરૂપો જાણીબૂઝીને, મારીમચડીને, અમુક પદ્ધતિએ, આગંતુક વર્ણો શબ્દની વચ્ચે ઘુસાડીને વાપર્યા હોય છે. ફ્રેન્ચ વિદ્યાર્થીઓ શબ્દોમાં કેટલાક વર્ણો (બહુધા av કે va) ઉમેરીને ગુપ્ત ભાષા બોલે છે તેને Javanais (=Javanese) કહે છે. અંગ્રેજ અને જર્મન શાળાઓમાં પણ છોકરા–છોકરીઓમાં આ પ્રકારની ભાષા બોલાતી હોય છે. ગુજરાતના વિદ્યાર્થીઓમાં પણ આ પ્રમારની કેટલીક બોલીઓ પ્રચારમાં છે, ઉ. ત. (શબ્દ વચ્ચે 'સ' અને 'મ' ઉમેરીને) 'ગોસમોટાળો' (= ગોટાળો); (શબ્દના પ્રત્યેક વર્ણને 'ક ડ' લગાડીને) 'કુર્કડૂઅંકડો' (= કૂઆ), ઇ૦.

પાચમા સૈકાના કોઈ Virgilius Maro નામધારી વ્યાકરણકારે એક વિશિષ્ટ ભાષા સરજાવી હતી, જે ઘણા કાળપર્યંત આઇરિશ નિશાળોમાં પ્રચારમા રહી હતી. એમા સામાન્ય શબ્દોના વર્ણો ખેવડાવ્યા હતા, કે એમા કાપકૂપ કરી હતી. એમાથી આઇરિશ berba na filed (= 'the poet's language') ઉત્પન્ન થઈ, જેમાં પુરાતન ગ્રંથોમાથી લાવેલા લૅટિન, ગ્રીક અને હિબ્રૂ શબ્દો, અને ઊંધાચત્તા કરેલા સામાન્ય શબ્દોનો સંમિશ્રણ હતો. પરંપરાએ આ ભાષાના અંશો આજે પણ આઇરિશ શાળાઓમા એક ગુપ્ત ભાષારૂપે સચવાઈ રહ્યા છે—જોકે એના અર્થો બેસાડવા અશક્યવત્ છે.[૨૫]

## ભાષાની રહસ્યાત્મકતા (Mysticism of Language)

આદિમ જાતિઓની ભાષામાં રહસ્યાત્મક તત્ત્વ (mystic

૨૫ સરખાવો : Vendryes, *op. cit.*, p. 255.

element) સહેજે તરી આવે છે, જો કે સભ્ય ગણાતી જાતિઓની ભાષામાં પણ એના અવશેષ તો મળે જ છે ગ્રીન્લેન્ડની આદિમ વસતીમાં નામ એક પ્રકારનું આત્મતત્ત્વ છે—નામની સાથે એને અનુરૂપ શક્તિ, સામર્થ્ય, કૌશલ, ઈ૰ સંકળાયેલાં હોય છે.[૨૬] કેટલીક જાતિઓમાં નવજાત બાળકોને એમનાં ગત દાદા-દાદીનાં નામ આપવામાં આવે છે, જેથી સદ્‌ગતની શક્તિઓનો વારસો તેઓ પામે. ઘણી આદિમ જાતિઓ આગંતુકોને પોતાના નામો જણાવતાં આંચકો ખાય છે. નામ જાણવાથી આગંતુકો એમના વ્યક્તિત્વ ઉપર કદાચ કાબૂ મેળવી લેશે એવી દહેશત એમને લાગે છે. આપણે ત્યાં આગલા જમાનાની સ્ત્રીઓ પતિનું નામ લેતી નહોતી, કે જૂની પરંપરાના શિષ્યો ગુરુનું નામ નહોતા લેતા, તેની પાછળ આવુંજ કંઈક કારણ હશે એમ કલ્પી શકાય છે. કેટલીક ઑસ્ટ્રેલિયન જાતિઓમાં આ કારણથી દરેક વ્યક્તિને બે નામો હોય છે—એક સામાન્ય, સૌને પરિચિત નામ; અને બીજું, ખાસ નામ, જેની માત્ર એમના 'ટોટેમ' (totem) વર્ગને, અર્થાત્ સ્વવર્ગને જ માહિતી હોય.

ગ્રીસ, ઈટાલિ અને આફ્રિકાની કબરોમાં સીસાની તખતીઓ ઉપર લખેલા રહસ્યાત્મક મંત્રો કે આપણા સુભાષિતસંગ્રહાદિકમાં સર્પાદિકના વિષનિવારણના મંત્રોમાં વિદેશીય તત્ત્વ અને સ્થાનિક ભાષાના શબ્દોનાં વિકૃત રૂપોનું બાહુલ્ય હોય છે. આદિમ જાતિઓમાં પણ ભિન્નભિન્ન

---

૨૬ સરખાવો : "........Greenlanders' view of the Name as something self-existent : They divide a person into a soul, a body, and a name.... The name is a soul, with which a certain stock of vital power and dexterity is bound up. A person, who is named after a dead man, inherits his qualities........"
—Otto Jespersen, *Mankind, Nation and Individual*, p. 170.

ધાર્મિક વિધિઓ માટે—જેમાં કેટલેક અંશે જાદુનું તત્ત્વ સંમિશ્રિત હોય છે—વિશિષ્ટ, સામાન્ય જનને દુર્ગ્રાહ્ય ભાષાનો ઉપયોગ કરવામાં આવે છે. આદિમ લોકોમાં શિકાર, માછલાં પકડવાં, પડોશી ટોળાંઓ સાથે યુદ્ધ કરવું ઇ૦ જીવનના અનેક અનેક વ્યવહારો માટે આવી વિધિઓ વિહિત હોય છે.

ઘણી વાર એક જ જાતિના પુરુષો અને સ્ત્રીઓની પોતપોતાની જુદી જુદી વિશિષ્ટ ભાષા હોય એમ બને છે. ઉ. ત. કરીબ (Carib) જાતિના પુરુષો 'કરીબ' ભાષા બોલે છે, ત્યારે તેમની સ્ત્રીઓ 'એરોવક' (Arowak) ભાષા બોલે છે, જે 'કરીબ'થી જુદા પ્રકારની છે. સંસ્કૃત નાટકોમાં ઉચ્ચજાતીય પુરુષો સંસ્કૃત બોલે, અને સ્ત્રીઓ વાતચીતમાં 'શૌરસેની' પણ ગીતોમાં 'મહારાષ્ટ્રી' બોલે, એ પરિપાટી વ્યવહારમાં બંનેની બોલીમાં એ પ્રકારનો વાસ્તવિક ભાષાભેદ રહેતો એમ દર્શાવે છે. કેલિફોર્નિયાની ઉત્તરના પ્રદેશમાં Yana જાતિના ઇન્ડિયનોમાં પુરુષોની અને સ્ત્રીઓની ભાષામાં આવો જ ભેદ નજરે પડે છે.[૨૭] ઉ. ત.

| પુરુષોની ભાષા | સ્ત્રીઓની ભાષા |
|---|---|
| 'auna (अउन, = fire) | 'auh (अउह्) |
| 'aunija (अउनिज, = my fire) | 'au'nich' |
| bana (बन, = deer) | ba' (ब) |
| t'en'na (तेन्न, = grizzly–bear) | t'et' (तेत) |

જાવાના મૂળ વતનીઓમાં ઉચ્ચ વર્ગના લોકો નીચલા વર્ગના લોકો સાથે 'ન્ગોકો' (Ngoko) બોલીમાં વાત કરે છે, પણ નીચ વર્ગના લોકો તેનો "ક્રોમો" (Kromo) બોલીમાં ઉત્તર આપે છે.

૨૭ સરખાવો : Bloomfield, *Language*, p. 45.

પૂર્વ આફ્રિકાના મસાઈ (Masai) લોકોમાં પુરુષોના એમની ઉમ્મર અનુસાર બે વર્ગ પડે છે એ પ્રત્યેક વર્ગને અમુક અમુક ખાદ્ય પદાર્થોનો પ્રતિબંધ હોય છે, અને તેમનાં નામો લેવાનો નિષેધ હોય છે. ઉ. ત. મોટી ઉંમરના માણસો શિકાર કરેલા પ્રાણીના માથાને કે પૂંછડાને સ્પર્શ નહી કરે તેમ તેનું નામ પણ નહીં લે; તો, એથી ઊલટું, યુવાનોને કાળું ખાવાનો સખત નિષેધ હોય છે આની પાછળ ઘણુંખરું ધાર્મિક કારણો રહેલાં હોય છે.

પારસીઓના ધર્મગ્રન્થમાં કેટલાક એવા શબ્દો છે, જેનાં બેવડાં રૂપો છે. ઈશ્વરે (Ormuzd) સરજેલા–શુભ–પદાર્થ કે કાર્ય માટે એક રૂપ, અને શેતાને (Ahirman) ઉત્પન્ન કરેલા–અમંગલ–પદાર્થ કે કાર્ય માટે બીજું રૂપ વપરાય છે.[૨૮] આમાનાં કેટલાક શબ્દો આંખ આદિ શરીરના અંગોના દ્યોતક છે. આ જ પ્રકારે જર્મનીના જે યહુદીઓ યીડીશ (Yiddish) ભાષા બોલે છે, તેમાં પદાર્થનો યહુદી સંબંધે ઉલ્લેખ હોય તો એક શબ્દ, અને ઈતર જનો માટે હોય તો અન્ય શબ્દ વપરાય છે આપણે ત્યાં સામાન્ય વ્યવહારમાં જેને 'ભાત' કે 'ચોખા' કહીએ તેને ધર્મવિધિઓમાં અક્ષત (અખંડિત) કહેવામાં આવે છે, તે આવા પ્રકારનું જ ઉદાહરણ છે બધી ધાર્મિક ભાષાઓમાં આવું રહસ્યાત્મક તત્ત્વ નજરે પડે છે, જે આદિમ જીવનસ્થિતિનું સ્મરણ કરાવે છે.

જર્મનીના યહુદીઓમાં પરસ્પરનું અભિવાદન કરતાં પુરુષો હીબ્રૂ (Hebrew) મા બોલે છે, પણ સ્ત્રીઓ સદાયે જર્મનમાં બોલે છે. સંસ્કૃત નાટકોમાં સંસ્કારી પુરુષો સંસ્કૃતમાં વ્યવહાર કરે ત્યા નીચલા વર્ગના લોકો—દાસ, ચાંડાલ આદિ—સામાન્ય પ્રાકૃત ભાષાઓમાં બોલે છે, એ તત્કાલીન જાતિસ્થિતિનું નિદર્શક છે. આપણે ત્યાં પણ સામાજિક પરિસ્થિતિ અનુસાર ભાષાસ્વરૂપમાં ફરક પડે છે ઉ. ત.

---

૨૮ જુઓ : Vendryes, *op. cit.*, P 257,

આપણાથી ઊંચી પદવીવાળાઓને સંબોધતા 'આપ', સમાનોને સંબોધતા 'તમે', અને નોકર આદિ આપણાથી ઊતરતા માણસોને 'તું' કારથી સામાન્ય રીતે સંબોધવામા આવે છે, એ જ પ્રમાણે સમાન કે ઉચ્ચ સ્તરના અતિથિને 'જમવા ચાલો' કે 'જમવા પધારો' કહીએ, ત્યાં નિમ્ન સ્તરના માણસને 'ખાવા ચાલો' કેટલી સાહજિકતાથી કહી દેવાય છે! પદવી અનુસાર ભાષાભેદના આવા કેટલાયે ઉદાહરણો મળશે.

## સાર્વત્રિક/શિષ્ટમાન્ય ભાષા (Standard Language).

**સાર્વત્રિક શિષ્ટમાન્ય ભાષાનો ઉદ્ગમ**— ભાષામા બે પ્રકારના વ્યાપારો પ્રવર્તતા હોય છે—એક વિઘટન કે વિભાગીકરણ (splitting)નો, અને બીજો એકીકરણ (unification)નો. એમા એકીકરણનો વ્યાપાર બળવત્તર હોય છે એનાથી જ ભાષાને સાર્વત્રિક, શિષ્ટમાન્ય રૂપ પ્રાપ્ત થાય છે

"સાર્વત્રિક ભાષામાં બોલી કરતા કેટલોક સ્વરૂપગત ભેદ હોય છે અમુક નિશ્ચિત પ્રદેશવિસ્તારમાં બોલાતી સમાન લક્ષણોવાળી કથ્ય ભાષાને 'બોલી' કહે છે સાર્વત્રિક શિષ્ટમાન્ય ભાષા તમામ વિસ્તારોમા સમાન રીતે પ્રચલિત હોય છે. એ પોતાના વિસ્તારની જુદી જુદી બોલીઓથી કેટલેક અંશે ભિન્ન, પણ અધિકાંશે સમાન હોય છે સર્વ બોલીઓના સમાન અવયવની એ બનેલી છે

સ્ટાન્ડર્ડ ભાષાના વિકાસમાં ઘણાં તત્ત્વો કારણભૂત હોય છે. ઘણીવાર અમુક સ્થળ કે પ્રદેશના રાજકીય મહત્ત્વને કારણે એની બોલી સ્ટાન્ડર્ડ કે સર્વમાન્ય ભાષા બને છે કેટલીક વાર ઉત્કૃષ્ટ, પ્રભાવશાળી સાહિત્ય રચાયું હોય તેવી બોલી સાર્વત્રિક, શિષ્ટમાન્ય ભાષાનું સ્થાન પામે છે તો વળી ઘણીવાર સમાજના અમુક વર્ગની મહત્તાને કારણે એની ભાષા સર્વમાન્ય ભાષા બની રહે છે. જુદી જુદી

સાર્વત્રિક ભાષાઓનો ઉદ્દગમ નિરનિરાળાં કારણોથી નિરનિરાળી રીતે થયો છે. એની હવે ઉદાહરણો સહિત વિગતે ચર્ચા કરીએ.

**સર્વમાન્ય ભાષાના ઉદ્દગમનાં કારણો—** સાર્વત્રિક ભાષાની ઉત્પત્તિમાં જેમની બોલીમાં કેટલીક ભિન્નતા હોય છે તેવા જુદા જુદા સામાજિક વર્ગોનો દૈનંદિન વ્યવસાયનિમિત્તે પરસ્પર સંપર્ક એ મહત્ત્વનું તત્ત્વ છે. સામાન્ય રીતે ભિન્ન સ્તરના લોકોમાં પોતાના કરતાં ઊંચી કક્ષાના, ઉચ્ચતમ સામાજિક સ્તરના માણસોની ભાષાનું અનુકરણ કરવાની વૃત્તિ સહજ હોય છે. એથી ઉચ્ચ સ્તરની ભાષાનાં કેટલાંક વલણો સર્વસ્વીકૃત બને છે, અને સામાન્ય લોકબોલીનાં વલણોનો ત્યાગ થાય છે.

કોઈક વાર ધાર્મિક કારણો, યાત્રા, વિશિષ્ટ તીર્થસ્થાનોના મેળાઓ ઇ૦ ભાષાના એકીકરણમાં નિમિત્તરૂપ બને છે. તીર્થસ્થાનો કે મેળામાંથી પાછા ફરેલા યાત્રીઓ પોતપોતાના પ્રદેશવિસ્તારમાં નવીન ભાષાવલણો દાખલ કરે છે. વેપારઉદ્યોગનાં મોટાં મથકોની પણ ભાષાના એકીકરણમાં આવી જ અસર થાય છે. મધ્યયુગ પછી જુદા જુદા દેશોની રાજધાનીઓ આ પ્રકારે સમગ્ર દેશનાં સર્વોપરી ભાષાકેન્દ્રો (supreme speech-centres) બન્યાં છે. એમનાં ભાષારૂપે ક્રમે ક્રમે પ્રાદેશિક ભાષારૂપોને (provincial types) આક્રાન્ત કરીને બહુધા પોતાનામાં સમાવી દીધાં છે.

ઉત્કૃષ્ટ સાહિત્યની રચના જેમાં થઈ હોય એવી ભાષા પણ સાર્વત્રિક ભાષાના વિકાસમાં એક મહત્ત્વનું બળ બની રહે છે. ઉ.ત. ઋગ્વેદના દ્રષ્ટા ઋષિઓની ભાષા વેદકાળમાં સર્વમાન્ય, શિષ્ટ ભાષા બની રહી. એ પ્રમાણે સુરદાસ આદિ વૈષ્ણવ કવિઓની ઉત્કૃષ્ટ રચનાઓને કારણે મથુરા–વૃન્દાવનના પ્રદેશની વ્રજભાષા મહત્ત્વ પામી અને મધ્યયુગમાં ઉત્તર ભારતવર્ષની એક પ્રતિષ્ઠિત ભાષા બની રહી.

તેવી રીતે તુલસીદાસ અને જાયસીની રચનાઓને કારણે અવધીને મહત્ત્વ પ્રાપ્ત થયું. પછીની રાજકીય પરિસ્થિતિ અનુકૂળ હોત તો આ ભાષાઓ ઉત્તર ભારતના તે તે પ્રદેશની સ્ટાન્ડર્ડ ભાષાઓ બની રહી હોત. પણ ઉત્તરકાળમાં રાજ્યશાસનનું કેન્દ્ર દિલ્હી બન્યું. એટલે એ પ્રદેશની ભાષા હિંદી ખડી બોલીને રાજ્યશાસનનું પીઠબળ મળ્યું. એથી એણે વ્રજ અને અવધીને પશ્ચાદ્ભૂમિમાં ખસેડીને સર્વમાન્ય (સ્ટાન્ડર્ડ) ભાષાનું સ્થાન મેળવ્યું.

સર્વમાન્ય ભાષાના વિકાસમાં એક વિશિષ્ટ સ્વરૂપની સાહિત્ય-ભાષાની અસર અહીં નોંધવા ઘટે છે. ઇંગ્લાંડની પ્રવાસી નાટ્યમંડળીઓ એ દેશમાં જ નહીં, પણ ઉત્તર અમેરિકા અને ઑસ્ટ્રેલિયા સુધી ઘૂમતી હોય છે. એમનાં પાત્રોની ભાષા પ્રેક્ષકો સમક્ષ એક આદર્શ (model) રજૂ કરે છે, જેનું જાણ્યેઅજાણ્યે પ્રેક્ષકો અનુકરણ કરે છે. આમ પ્રવાસી નાટ્યમંડળીઓ પણ ભાષાનાં એકીકરણમાં કારણરૂપ બને છે. એ જ રીતે ઈ.સ. ૧૮૭૦ પહેલાં જર્મનીમાં ઉચ્ચાર-ભિન્નતા ઘણી હતી. ત્યારે પ્રાદેશિક નાટ્યમંડળીઓની ભાષા—Bühnendeutsch (= Theatre-German)—એ પ્રમાણભૂત સર્વશ્રેષ્ઠ જર્મન ભાષા (the best German) ના નમૂનારૂપ લેખાતી.[૨૯]

સામાન્ય રીતે રાજધાનીના ઉચ્ચ સ્તરના સરકારી લોકોની ભાષા સર્વમાન્ય ભાષા બની રહે છે. ઉચ્ચ સ્તરના લોકો પ્રવાસ વિશેષ ખેડે છે; દેશના જુદા જુદા ભાગના ઉચ્ચ વર્ગના લોકો સાથે તેઓ વારંવાર સંપર્કમાં આવતા હોય છે. એમનાં સંતાનો દેશની સર્વોત્તમ છાત્રાવાસી શાળાઓ (boarding schools)માં ભણતાં હોય છે. કેટલીક વાર એમના સંતાનો એક કરતાં વધારે યુનિવર્સિટી-

૨૯ સરખાવો : Otto Jespersen, *Mankind, Nation and Individual*, pp 55-56.

ઓમાં શિક્ષણ લે છે. આ સર્વ કારણો એક સર્વમાન્ય પ્રમાણિત (standard) ભાષાના વિકાસમાં નિમિત્તરૂપ બને છે

સ્ટાન્ડર્ડ ભાષાના ઉદ્‌ગમના આ કારણોમા સૌની મહત્ત્વનું કારણ વિશાળ રાજ્યધાનીના નગરોની ઉત્પત્તિ એ ગણાય એથેન્સ કે રોમ, લડન કે પારિસ જેવા વિશાળ નગરોની ભાષા કેવી રીતે કાળક્રમે સાર્વત્રિક શિષ્ટમાન્ય ભાષા બની રહી એની ચર્ચા હવે કરીશું, તેમ એથી વિભિન્ન સંયોગોમા ઉદ્‌ભવેલી સર્વમાન્ય ભાષાઓ સંબધે વિચારણા કરીશુ.

**ભિન્ન ભિન્ન દેશોમાં સર્વમાન્ય ભાષાનો વિકાસ** સર્વમાન્ય ભાષા સર્વત્ર એક જ પ્રકારે ઉદ્‌ભવી નથી. કેટલીક વાર અમુક પ્રદેશની ભાષાનો પાસેના પ્રદેશોમાં પ્રસાર થવાથી એ સાર્વત્રિક ભાષા બની છે. પ્રાચીન ગ્રીસની સ્ટાન્ડર્ડ ભાષા 'કોઈને' (Koinē) મૂળમાં એથેન્સની પ્રાદેશિક બોલી હતી. ઈ. સ પૂર્વના ચોથા સૈકા પછી ગ્રીસની રાજધાની બનતાં એથેન્સનુ રાજકીય મહત્ત્વ ઘણુ વધ્યું; એની સાથે જ એ સાહિત્યની, કલાની, તત્ત્વચિંતનની પ્રવૃત્તિઓનું કેન્દ્ર બન્યુ. એના કવિઓ, નાટકકારો, ફિલસૂફો સમગ્ર ગ્રીસમાં નામાંકિત હતા. આ સર્વ કારણોને લીધે ગ્રીસમાં અને એશિયા માઈનરના ઉપનિવેશોમા અગાઉ ઈ સ. પૂર્વે ૫ મા સૈકા સુધીમાં સર્વમાન્ય થઈ ગયેલી આયોનિક (Ionic) ભાષા (= પ્રાચીન ગ્રીકનું એક પ્રાદેશિક રૂપ) ને હઠાવીને એથેન્સની એટિક (Attic) ભાષાએ સ્ટાન્ડર્ડ ગ્રીક ભાષાનું સ્થાન ગ્રહણ કર્યું.

પુરાતન ઈટાલિમાં સર્વમાન્ય ભાષા લેટિન હતી એ સુવિદિત છે. પાછળથી તો તે સમસ્ત પાશ્ચાત્ય જગતની શિષ્ટ, સર્વમાન્ય ભાષા બની રહી. લેટિન ભાષા મૂળ તો રોમ અને એની આસપાસનાં પ્રદેશની ભાષા હતી. રોમનું મહત્ત્વ વધતાં, અને સમસ્ત રોમન

સામ્રાજ્યની રાજધાની બનતા, રોમની લેટિન ભાષા સર્વમાન્ય ભાષા બની

સ્ટાન્ડર્ડ ફ્રેન્ચ ભાષા પણ આ જ પ્રકારે રાજધાનીની ભાષા હતી પારિસનુ રાજકીય મહત્ત્વ સ્થાપિત થતા એ સમસ્ત ફ્રાન્સમાં પ્રસરી ગઈ એટલુ જ નહિ પણ બેલ્જિયમ અને સ્વિટ્ઝર્લૅન્ડના પણ કેટલાક પ્રદેશોની એ સ્વભાષા બની ગઈ મૂળ તો એ પારિસના ઉચ્ચસ્તરના લોકોની ભાષા હતી રાજદરબારમા એનો સ્વીકાર થયો, પછી એ પ્રાન્તોમા પ્રસરી મહાન ફ્રેન્ચ લેખકોએ એ અપનાવી એથી એનુ મહત્ત્વ સંપૂર્ણ રીતે સુસ્થાપિત થયુ

સ્ટાન્ડર્ડ સ્પૅનિશ ભાષાનો ઉદ્‌ગમ ફ્રેન્ચ આદિ ભાષાઓ કરતા ઘણો પ્રાચીન છે ઈ સ ના ૮ મા શતકમા સ્પેનમા ત્રણ પરસ્પરથી અતિ વિભિન્ન બોલીઓ પ્રચલિત હતી—પશ્ચિમમા ગેલિશિઅન (Galician) બોલાતી, પૂર્વમા કેતેલન (Catalan) બોલાતી, અને મધ્ય સ્પેનના વિશાળ પ્રદેશમા એ બનેથી જુદી બોલી પ્રચલિત હતી સ્ટાન્ડર્ડ સ્પૅનિશ ભાષા ઉત્તરીય સ્પેનના બાસ્ક (Basque) પ્રાન્તની પ્રાચીન કેસ્તિલિઅન (Old Castilian) માથી વિકસી છે કેસ્તિલ (Castile) પ્રદેશે તેરમા સૈકામા રાજકીય અને સાસ્કૃતિક મહત્ત્વ પ્રાપ્ત કર્યું, ત્યારે સ્વાભાવિક રીતેજ કેસ્તિલની ભાષા સર્વમાન્ય સ્પૅનિશ ભાષાનુ સ્થાન પામી

પોર્ટુગલમા સોળમા સૈકામા થઈ ગયેલા મહાકવિ કેમોએન્સે (Camoens) દેશના મધ્યપ્રદેશની ભાષામા ઉત્તમ રચના કરીને એનુ મહત્ત્વ વધાર્યું, જેને પરિણામે એ પ્રાદેશિક ભાષા સાર્વત્રિક શિષ્ટ સાહિત્યભાષા બની

૮ સ્ટાન્ડર્ડ અંગ્રેજીનો ઉદ્‌ભવ આથી જુદે પ્રકારે થયો છે ઇંગ્લંડ જુદા જુદા ઘણા પ્રાદેશિક બોલીવિસ્તારને અડીને આવેલુ છે દરેક

પ્રાદેશિક વિસ્તારમાંથી આવેલા લોકોથી લંડન શહેરનો વિકાસ થયો છે. સત્તરમા સૈકા સુધી તો એ સર્વની બોલીની છાંટ લંડનની ભાષામાં નજરે પડતી હતી. લંડનમાંથી અન્ય વિસ્તારોમાં લોકોની આવજા પુષ્કળ રહેતી. આથી ભાષાના એકીકરણને ખૂબ વેગ મળ્યો હતો. ઓગણીસમા શતક સુધીમાં લંડનના શિષ્ટ વર્ગની ભાષા સર્વમાન્ય પ્રમાણિત ભાષા તરીકે સ્થાપિત થઈ ચૂકી હતી. ૩૦

જર્મનીનું રાજકીય એકીકરણ મોડું થયું; એની રાજધાની પ્રમાણમાં ઘણી મોડી નિશ્ચિત થઈ, ત્યાં રાજકીય એકતાથી અતિરિક્ત રીતે સામાન્ય ભાષાનો ઉદ્‌ગમ થયો. સ્ટાન્ડર્ડ જર્મન ભાષા એ મુખ્યત્વે લિખિત ભાષા હતી. તેરમા ચૌદમા સૈકાથી જર્મન નગર-સભાઓની કચેરીમાં, જર્મન ઠકરાતોના દરબારોમાં એક સામાન્ય ભાષા વપરાવી શરૂ થઈ હતી, જે પ્રાદેશિક બોલીઓથી ભિન્ન હતી. જર્મન રાષ્ટ્ર બનતાં એનો સાર્વત્રિક ઉપયોગ થવો શરૂ થયો. ધાર્મિક કારણોથી એનો વિકાસ થયો. લ્યુથરે સોળમા શતકમાં આ ભાષાનો ઉપયોગ કર્યો, એથી દક્ષિણ જર્મનીમાં પણ એનો પ્રચાર થયો. ૩૧

૩૦ સરખાવો: "'The habit of speech among the educated classes in London may be looked upon as a basis of received speech and pronunciation.'....' In the present day we may recognize a received pronunciation all over the country.....may be especially considered as the educated pronunciation of the metropolis, of the court, the pulpit, and the bar.'"
—A. J. Ellis, *'Early English Pronunciation,'* London, 1869; cited by Jespersen, *Mankind, Nation and Individual*, p. 69.

૩૧ સરખાવો : "Modern standard German is not based on any provincial dialect, but seems to have crystalized

મુદ્રણકળાની શોધ થતાં એ સુસ્થિર થઈ, અને સમસ્ત જર્મનીના સંસ્કારી વર્ગની લિખિત ભાષા બની રહી.

રશિયાની લિખિત ભાષા મધ્યયુગમાં દક્ષિણની સ્લાવોનિક (Salvonic) હતી. એમાં બાઈબલનો પ્રથમ અનુવાદ થયો હતો. મહાન પિટરના સમય પછી દાક્ષિણાત્ય અસરમાંથી મુક્ત થઈને મધ્ય રશિયાની અને વિશેષતઃ તો એની રાજધાની મોસ્કોની ભાષા સર્વમાન્ય ભાષા બની.

ઈટાલિયન ભાષાનો વિકાસ આથી તદ્દન ભિન્ન સ્વરૂપનો છે. દાન્તે, પેત્રાર્ક, બોકેશિયો જેવા મહાન સાહિત્યકારોએ જે સાહિત્ય-ભાષામાં પોતાની અમર રચનાઓ કરી એ ભાષા કાળક્રમે સર્વમાન્ય બની. દાન્તેએ ફ્લોરેન્સ નગરની—એના ભદ્ર વર્ગની ભાષામાં પોતાની રચનાઓ કરી છે. ફ્લોરેન્સ ઈટાલિના મહત્ત્વનાં નગરોની વચ્ચે આવેલું છે, અને એની ભાષા મૂળ લેટિનની વધારે સમીપ છે. એથી એની ભાષા સરળતાથી સ્વીકૃત સર્વમાન્ય ભાષા બની શકી.

આમ પ્રત્યેક આધુનિક રાજ્યમાં એક સાર્વત્રિક, પ્રમાણિત ભાષા હોય છે, જેનો ઉપયોગ વહીવટી કામકાજમાં, દેવળોમાં ને શાળાઓમાં અને સર્વ લખાણોમાં થાય છે. કોઈ પણ પ્રજા સ્વાધીનતા માટે પ્રયાસ કરતી હોય, કે સ્વાધીનતા પ્રાપ્ત કરે, કે છેવટે પોતાની સાંસ્કૃતિક વિશેષતા પ્રસ્થાપિત કરે, તો એ પોતાની એક સ્વકીય ભાષાને સર્વમાન્ય પ્રમાણિત (સ્ટાન્ડર્ડ) ભાષા તરીકે સ્થાપવાને માટે અવશ્ય મથશે. આ સંબંધે નોર્વેનું

out of an official and commercial type of speech that developed in the eastern frontier region. It was not created, but only helped toward supremacy, by Luther's use in his Bible-translation."

— Bloomfield, *Language*, p. 483

ઉદાહરણ બહુ રસપ્રદ છે. ઘણા સૈકાઓ સુધી નૉર્વે રાજકીય રીતે ડેન્માર્કના અધિકારમાં હતું, તેથી ડેનિશ ભાષાનો રાષ્ટ્રભાષા તરીકે ઉપયોગ કરતું નૉર્વેજિયન અને ડેનિશ ભાષા વચ્ચે ઘણી સમાનતા હતી તેથી આ ભાષા સુગમતા થઈ હતી. નૉર્વેજિયનોએ સ્ટાન્ડર્ડ ડેનિશનો ઉપયોગ કરતા કરતા એને નોર્વેજિયન ભાષાલક્ષણોનો પાસ આપ્યો. આ, ડેનો-નૉર્વેજિયન 'રિક્સમાલ' (Riksmal = રાષ્ટ્રીય ભાષા) ઉપલા શિક્ષિત વર્ગોની ભાષા બની રહી. ઈ.સ. ૧૮૧૪માં નૉર્વે ડેન્માર્કથી અલગ થયું તે પછી ઈ.સ. ૧૮૪૦માં ઈવાર આસેન (Ivar Aasen) નામના ભાષાવિદે નૉર્વેજિયન બોલી ઉપર આધારિત એક પ્રમાણભૂત રાષ્ટ્રભાષા સર્જી અને ડેનો-નૉર્વેજિયનને બદલે એનો ઉપયોગ કરવાને સૂચવ્યું. આ નવી સ્ટાન્ડર્ડ ભાષા — (Landsmal = native language) — નો ક્રમશઃ સ્વીકાર થયો, અને પરિણામે આજે નૉર્વેમાં બે અધિકૃત સ્ટાન્ડર્ડ ભાષાઓ ચાલે છે.[32]

સ્વાતંત્ર્ય પૂર્વે ઉત્તર ભારતમાં કેટલેક અંશે આને મળતી પરિસ્થિતિ હતી. એક જ ભાષા—ખડી બોલી—ફારસીના રંગે રંગાઈને 'ઉર્દૂ' બની અને સંસ્કૃત આદિ આર્ય ભાષાઓનો પટ પામીને હિંદી બની. મુસ્લિમ જનતાએ ઉર્દૂને સ્વભાષા બનાવી જ્યારે ઇતર હિંદુ વર્ગો હિંદીનો વિશેષતયા ઉપયોગ કરતા હતા. બંને ભાષારૂપોના મૂળમાં એક જ મૂળ ભાષા—ખડી બોલી રહેલી હતી.

(૩) કોઈક વાર એમ પણ બને છે કે એક વાર સર્વમાન્ય થયેલી ભાષા પાછી કાળાન્તરે અન્ય ભાષાની ઉપભાષા કે બોલી (dialect) રૂપ બની જાય છે. અવધી અને વ્રજ એક વખતે સ્વતંત્ર ભાષાઓ હતી, જેમાં ઉત્કૃષ્ટ કોટિનું વિપુલ સાહિત્યસર્જન થયું હતું, આજે એમનું સ્થાન હિંદીની ઉપભાષા કે બોલીનું છે. એ જ પ્રમાણે એક

૩૨. સરખાવો. Bloomfield, *Language*, pp 483–484.

યુગમાં મહારાષ્ટ્રી, માગધી, અર્ધમાગધી, આદિ પ્રાકૃત ભાષાઓ વિશિષ્ટ પ્રદેશોની સર્વમાન્ય ભાષાઓ હતી અને એમાં પુષ્કળ સાહિત્ય રચાયું હતું. પણ એ પછી એમનામાંથી જ ભાષાના સ્વાભાવિક ક્રમે ઉત્ક્રાન્ત થયેલા ભિન્ન ભિન્ન પ્રાદેશિક અપભ્રંશોનું એ પ્રકારનું મહત્ત્વ રહ્યું નહીં, તો વળી એ અપભ્રંશોમાંથી વિકસેલી ગુજરાતી, હિંદી, બંગાળી, આદિ ભાષાઓ પુનઃ મહત્ત્વની સર્વમાન્ય પ્રાદેશિક ભાષાઓનું સ્થાન પામી છે પશ્ચિમ ભારતીય અપભ્રંશમાંથી, તેરમાંથી પંદરમાસોળમા શતક દરમિયાન વિકસેલી ગુજરાતી અને રાજસ્થાની ભગિનીભાષાઓનું મહત્ત્વ પણ એકસરખું નથી એ ભાષાઓના વિકાસમાં ઐતિહાસિક પરિબળો કેટલો મહત્ત્વનો ભાગ ભજવે છે એનું નિદર્શન છે.

**સર્વમાન્ય ભાષા અને બોલીઓ** – સર્વમાન્ય (સ્ટાન્ડર્ડ) ભાષાનો ઉદ્ગમ નિરનિરાળી રીતે ભિન્ન ભિન્ન સંયોગોમાં થાય છે એ આપણે જોઈ ગયા. સર્વમાન્ય ભાષા કેળવી કોઈ પ્રાદેશિક બોલીમાંથી ઉદ્ભવેલી હોય તો એ અન્ય સર્વ બોલીઓને પોતામાં અંતર્ગત કરી લે છે. સાથે સાથે સ્ટાન્ડર્ડ ભાષાના મૂળમા રહેલી એ પ્રધાન બોલીની મહત્ત્વની કેટલીક વિશેષતાઓ ઘસાઈ જાય છે. તો અન્ય સર્વ બોલીઓ સર્વમાન્ય ભાષાના સંપર્કમા આવતાં પોતાની તમામ વિશેષતાઓ ગુમાવી દે છે—એને સ્થાને સર્વમાન્ય ભાષાનાં તે તે લક્ષણો સ્થાપિત થઈ જાય છે સર્વમાન્ય ભાષામા અપાતુ શિક્ષણ, વર્તમાનપત્રો, નાટ્યપ્રયોગો, ભાષણો ઇ૦ સર્વમાં પ્રયોજાતી શિષ્ટમાન્ય ભાષા, ઇ૦ સર્વની સમ્મીલિત અસર વ્યક્તિ ઉપર એવી પ્રબળ થાય છે કે એની પોતાની સ્થાનિક બોલીનો, ક્રમશઃ પણ સચોટ રીતે હ્રાસ થતો જાય છે અને એને સ્થાને સાર્વત્રિક, શિષ્ટ ભાષા પદારૂઢ થતી જાય છે આ રીતે લંડનની આજુબાજુમા વીસ ત્રીસ માઈલ પર્યંત,[૩૩] કે ઉત્તર ફ્રાન્સમાં ક્યાંયે કોઈ બોલી પોતાનું

૩૩ Bloomfield, *Language*, p. 485.

અસ્તિત્વ જાળવી રાખી શકી નથી. એ રીતે ગુજરાતમાં અમદાવાદથી પૂર્વમાં, ઉત્તરમાં કે દક્ષિણમાં ત્રીસ ચાળીસ માઈલ સુધી કોઈ સ્થાનિક બોલી સંભળાતી નથી. પૂનાની આસપાસના વિશાળ પ્રદેશમાં બહુલોકતી ભાષા શુદ્ધ મરાઠી જ છે. તેમ અલાહાબાદ કે કાશી, આગરા કે દિલ્હી જેવાં નગરોની આજુબાજુના વિશાળ પ્રદેશમાં એકસરખી તે તે નગરની શિષ્ટમાન્ય ભાષાજ સંભળાશે; દેહાતી બોલીઓ એની સંનિધિમાંથી લુપ્ત થઈ ગઈ છે.

પ્રાચીન કાળમાં પણ આવું જ બન્યું હશે એમ કલ્પી શકાય છે. પુરાતન ગ્રીસમાં જે 'કોઈને' (Koinē) ભાષા શિષ્ટમાન્ય બની હતી એમાં અન્ય સર્વ બોલીઓ સમાઈ ગઈ હશે એમ લાગે છે; કારણકે આજની સર્વ ગ્રીક બોલીઓની ઉત્પત્તિ Koinē માંથી જ થઈ છે. પ્રાચીન ઈટાલિમાં લૅટિનમાં અનેક તત્કાલીન બોલીઓ વિલીન થઈ ગઈ, જેમાંની કેટલીક રોમની બોલી જેવી જ હતી, તો કેટલીક ભિન્ન હતી.

બોલીઓએ સર્વમાન્ય ભાષાના વિકાસમાં અવશ્ય ફાળો આપ્યો છે. સર્વમાન્ય ભાષાની પીઠમાં રહેલી બોલી પ્રથમ વિલીન થઈ જાય છે. સંસ્કૃતની પૃષ્ઠભૂમિમાં રહેલી, ગંગાયમુનાની અંતર્વેદીના પ્રદેશમાં ઈ. સ. પૂર્વે પાંચમા છઠ્ઠા શતકમાં બોલાતી બ્રહ્મજનોની સંસ્કારી ભાષાનું સ્થાનિક સ્વરૂપ આજે આપણને અવગત નથી. એ જ રીતે રાજપૂતયુગમાં પાટણની ભાષામાં (૧૪ મા ને ૧૫ મા શતકના લિખિત ગ્રંથોમાં) તેમ આજના અમદાવાદની શિષ્ટમાન્ય કથ્ય ભાષામાં સ્થાનિક બોલીનાં તત્ત્વો પકડી શકાતાં નથી—જો કે ગુજરાતની ઉત્તરીય સીમાના પ્રદેશની, મધ્યગુજરાત (ચરોતર)ની, કે વિશેષતઃ દક્ષિણ ગુજરાત અને સૌરાષ્ટ્રની કથ્યભાષામાં પ્રથમ દૃષ્ટિએ જ સ્થાનિક ભાષાતત્ત્વો નજરે પડે છે.

પ્રધાનપણે લિખિત સ્વરૂપની સર્વમાન્ય ભાષાઓમાં પરિસ્થિતિ

આથી જુદી છે. ઉ. ત. જર્મન કે ઇટાલિયન ભાષાઓ પ્રધાનતયા લિખિત સ્વરૂપની ભાષાઓ છે. એમાં બોલી કે કથ્યભાષા અને સર્વમાન્ય ભાષા વચ્ચે કશો વિરોધ નથી, કારણ કે એમાં કોઈ એક બોલી અન્ય બોલીને પદાક્રાન્ત કરતી નથીઃ ત્યાં વસ્તુતઃ બે જુદી જુદી ભાષાઓ છે—એક, કથ્ય ભાષા ઉપર બીજી, લિખિત સર્વમાન્ય ભાષાનો અધ્યારોપ થયેલો છે. કથ્યભાષા ( dialect ) સ્થાનિક ભાષા ( local speech ) અને સર્વમાન્ય ભાષા વચ્ચેનું સ્થાન ગ્રહણ કરી લે છે. ઉ. ત. જર્મનમાં લિખિત સ્વરૂપ સર્વત્ર એકજ છે, પણ એના ઉચ્ચારણનો પ્રકાર સ્થળે સ્થળે નિરનિરાળો છે. વર્તમાન ગુજરાતી ભાષામાં પણ અધિકાંશે આજ સ્થિતિ પ્રવર્તે છે. 'અહીં પાણી લાવને' ( əhĩ pɑɳi lɑʋnɛ ) એ સર્વમાન્ય શિષ્ટ ગુજરાતી વાક્ય ઉત્તર ગુજરાતમાં 'ઑય પૉણી લાયનૅ' ( ɔ̃j pɔ̃ɳi lɑjnɛ ), મધ્ય ગુજરાતમાં 'અઈ પૉણી લાયને' ( ə̃j pɔ̃ɳi lɑjnɛ ), તો દક્ષિણ ગુજરાતમાં 'અઈ પાની લાવની' ( ə̃j pɑni lɑʋni ), ને સૌરાષ્ટ્રમાં 'આંય પાણી લાવ્યને' ( ɑ̃j pɑɳi lɑʋjənɛ ) એમ બોલાશે. આમ ઉચ્ચારણ ઉપરથી બોલનાર વ્યક્તિનું મૂળ વતન ક્યાં હશે એ તરત કહી શકાય છે.

સર્વમાન્ય કે સ્ટાન્ડર્ડ ભાષા એક તરફથી બોલાતી ભાષા કરતાં દૂર જતી જાય છે, તો બીજી તરફ એનો ભાષાના સ્વાભાવિક વિકાસક્રમ સાથે મેળ બેસાડવાનો પ્રયત્ન પણ ચાલુ હોય છે. એ તદ્દન સ્થિર થઈ ગયેલી ભાષા નથી, તેમ એમાં નિયમિત ઉત્ક્રાન્તિ થતી રહે છે એમ પણ નથી. એમાં હંમેશાં સ્થિરતા અને વિકાસ વચ્ચે સંતુલિત સ્થિતિ હોય છે. પ્રદેશ વિશાળ હોય, પ્રજામાં વારંવાર સ્થિત્યંતરો થતાં રહે, અને સમાજના ભિન્ન ભિન્ન સ્તરો વચ્ચે ઘનિષ્ઠ સંપર્ક હોય, તો ભાષામાં પરિવર્તનનો સંભવ વધારે રહે છે, અને ફેરફારોનું પ્રમાણ વધારે રહે તો ભાષા શીર્ણવિશીર્ણ થઈ

ન્યૂ.છે. ભારતમાં ઈ સ.ના ચોથા શતકથી સાતમા આઠમા શતક સુધી ગુર્જરો, હૂણો વગેરે વિદેશી લોકોએ આવીને સ્થિર થઈ તેને પરિણામે પ્રાકૃત ભાષાઓમાં અત્યંત મહત્ત્વનાં પરિવર્તનો થતાં ગયાં અને છેવટે પ્રાકૃતો વિચ્છિન્ન થઈ ગઈ અને એમને સ્થાને ભિન્ન ભિન્ન અપભ્રંશો સ્થાપિત થયા.

**લિખિત ભાષાની સર્વમાન્ય ભાષા ઉપર અસર** – લિખિત ભાષા (written language) નો સર્વમાન્ય (સ્ટાન્ડર્ડ) ભાષા ઉપર કેવો પ્રભાવ પડે છે તેનો વિચાર કરીએ. લિખિત ભાષા પરંપરાને પ્રતિરૂપિત (represent) કરે છે, અને નિશ્ચિત નિયમોનું અનુવર્તન કરે છે. કદાચિત્ ભાષાની સુબદ્ધ પરંપરા લિખિત સ્વરૂપ વિના પણ સચવાય છે. ઉ.ત. પ્રાચીન ભારતમાં વેદકાળના ઋગ્વેદ આદિ સંહિતાઓની પરંપરા લાંબા વખત સુધી લિખિત રૂપ પામ્યા વિના (મૌખિક) કંઠોપકંઠ જળવાઈ રહી હતી, તોપણ એમાં લેશમાત્ર પરિવર્તન થયું નહોતું. છતાં સામાન્ય રીતે તો લિખિત પરંપરા એ જ ભાષાના સ્થિરીકરણમાં મહત્ત્વનું અંગ બની રહે છે, એમાં ભાષાના વિશેષ અધિકૃત રૂપોનો સ્વીકાર થયો હોય છે (૩. ૯૦)

લિખિત ભાષા (written language) એ સાહિત્યભાષા (literary language) થી જુદી છે કેટલીક વાર લિખિત ભાષા તેમજ સાહિત્ય-ભાષા એકજ હોય છે, તો કોઈ કોઈ વાર એ બન્ને તદ્દન નિરાળી પણ હોય છે.[૩૪] લિખિત ભાષા ઘણુંખરું તો સર્વમાન્ય ભાષાનું લિખિત સ્વરૂપ હોય છે, જ્યારે સાહિત્યની ભાષા એનાથી સાવ નિરાળા સ્વરૂપની હોય છે ઘણા દેશોમાં લેખકો, કવિઓ, કથકો (story-tellers) નો એક વિશિષ્ટ સામાજિક

૩૪ દા.ત ઉત્તર ભારતની સર્વમાન્ય ભાષા 'ખડી બોલી', સાહિત્યની ભાષા—હિંદી-ઉર્દૂ—કરતાં ઠીક ઠીક અંશે જુદી પડે છે.

૯ જુઓ. બાબૂરામ સક્સેના, સામાન્ય ભાષાવિજ્ઞાન, પૃ. ૧૩૯

વર્ગ હતો, જેમની પરંપરા, જીવનપ્રણાલી ઈ૦ અન્ય વર્ગોથી જુદી તરેહનાં હતાં. એમની ભાષા વસ્તુતઃ તો એક વિશિષ્ટ ભાષા (special language)ના સ્વરૂપની હતી. કેટલાક દેશોમાં કવિ, ધર્મગુરુ કે દ્રષ્ટા પણ હતો. એથી કેટલીક સાહિત્યભાષાઓ સાથે સાથે ધાર્મિક ભાષાઓના રૂપની પણ હતી. સંસ્કૃત આ પ્રકારે સાહિત્યભાષા સાથે ધર્મભાષા પણ હતી. પ્રાચીન ગ્રીસની લિરિક કવિતાનાં વિશિષ્ટ ભાષાવલણો કોઈ વિશિષ્ટ ધાર્મિક ભાષાભૂમિકાનું સૂચન કરે છે. ગ્રીક મહાકાવ્યોની ભાષા વિશિષ્ટ સાહિત્યભાષાનો એક પ્રકાર છે, જેને કવિઓએ વિકસાવીને સુનિશ્ચિત સ્વરૂપ આપ્યું છે. કોઈ પણ કથ્ય ભાષાસ્વરૂપ સાથે એનો સંબંધ નથી. પ્રાચીન ભારતમાં સાર્વત્રિક શિષ્ટમાન્ય ભાષા (संस्कृत) ઉપરાંત એથી નિરાળા સ્વરૂપની કેટલીક એવી પ્રાદેશિક ભાષાઓ (प्राकृत) હતી કે જેમનો નાટકોમાં અને ગાથાસાહિત્યમાં ઉપયોગ થયો છે. મલય દેશના વતનીઓની ભાષા ઈન્ડો-યુરોપિયન વર્ગની નથી; પરંતુ એમનાં સાહિત્યમાં તેઓ જે 'કવિ' (Kawi) ભાષાનો ઉપયોગ કરે છે એ સંસ્કૃત ભાષાનાં તત્ત્વોથી સભર છે.[૩૫]

જ્યાં સાહિત્યની કોઈ વિશિષ્ટ ભાષા નથી, ત્યાં પણ સાહિત્યની અને સર્વમાન્ય ભાષા વચ્ચે અમુક પ્રકારનો ફરક રહે જ છે. સર્વમાન્ય ભાષા એ વિભિન્ન બોલીઓનાં સામાન્ય લક્ષણોને સમાવી લેતી એક મધ્યવર્તી (mean) ભાષા છે. એનો જેમ જેમ પ્રસાર થાય તેમ તેમ એ લોકોના નિમ્ન સ્તરની વાણીમાંથી વધારે ને વધારે તત્ત્વો ગ્રહણ કરે છે. એથી એ ઝડપથી નિઃસત્ત્વ, નિર્જીવ અને વૈશિષ્ટ્યહીન બની જાય છે. સાહિત્યસ્વામીઓને તો પોતાનું વ્યક્તિત્વ, સંવેદન પૂર્ણપણે વ્યક્ત કરી શકે એવા સબળ માધ્યમની આવશ્યકતા હોય છે. એથી તેઓ સાહિત્યની એક વિશિષ્ટ રૂપ

૩૫ સરખાવો : *Vendryes, op. cit.,* p 273.

સરજે છે, જે સ્ટાન્ડર્ડ ભાષાથી જુદા પ્રકારની હોય છે. એ રીતે એને 'સ્લેન્ગ'ના વર્ગની ગણાય. એની કક્ષા સ્વાભાવિક રીતે જ સર્વમાન્ય ભાષા કરતાં ઊંચી હોય છે. સામાન્ય ભાષા એમાંથી અનેક શબ્દો અને વિચારવલણો ગ્રહણ કરે છે.

જ્યાં સાહિત્યની ભાષા અને લિખિત ભાષા સમાન છે ત્યાં લેખકોનો સામાન્ય ભાષાના ઘડતરમાં ઘણો મોટો ફાળો હોય છે. લેખકો, વૈયાકરણો દ્વારા ભાષા ઘડાય છે, સમૃદ્ધ બને છે, અને અશુદ્ધિઓથી પરિરક્ષાય છે. મહાન લેખકોની ભાષાથી શાળાના વિદ્યાગુરુઓની ભાષા ઘડાય છે, અને એ શિક્ષકોની શિક્ષા, ને સંભાળને કારણે ભાષાનો વ્યાકરણબંધ અને શબ્દોના સાચા અર્થ વિશુદ્ધપણે જળવાઈ રહે છે, અને નવી પેઢીને અવગત થાય છે. રાજાઓ જેમ મુદ્રાઓ (સિક્કા)નું મૂલ્ય નક્કી કરે, તેમ લેખકો શબ્દોના અર્થ સ્થાપે છે. ગોવર્ધનરામ, ન્હાનાલાલ કે ગાંધીજીની અસર ગુજરાતી ભાષાના વિકાસ ઉપર નાનીસૂની નથી.

સામાન્ય ભાષા એ ભાષાના વિકાસનું ચરમ બિન્દુ નથી—ભાષાની ઉત્ક્રાન્તિના સુદીર્ઘ ઇતિહાસમાં એ એક કાલબિંદુ માત્ર છે. લિખિત ભાષા કથ્યભાષા કરતા વિકાસક્રમમાં સદૈવ થોડીક પાછળ હોય છે. ભાષા લિખિત રૂપે સ્થિર થતાં એનાં રૂપોમાંથી જીવનને અનુરૂપ વિકાસશીલતા ચાલી જાય છે અને જડતા પ્રવેશે છે. ભાષાનું લિખિત સ્વરૂપ નિશ્ચલ, અપ્રાગતિક બની જાય છે ત્યારે પણ એના અંતરંગમાં સદૈવ વિકાસશીલ, પ્રગતિશીલ લોકભાષાનો જીવન્ત આંતર પ્રવાહ વહેતો હોય છે ભાષાના આ બંને સ્વરૂપો વચ્ચે પ્રથમ તો બહુ જ થોડું અંતર હોય છે, પણ ધીરે ધીરે, કાળક્રમે એ વધતું જાય છે, અને અંતે તો બંને પ્રવાહો કેવળ વિભિન્ન થઈ જાય છે.

ભાષાની આ પરિવર્તનશીલતાને થીજી ગયેલી નદી સાથે સરખાવી શકાય. એની સપાટી ઉપર બરફ જામી ગયો હોય છે, પણ

અંદર તો પાણીનો પ્રવાહ અસ્ખલિત વહેતો હોય છે. લિખિત ભાષા સપાટી ઉપરના બરફના પડ સમી છે, લોકભાષા એ એના અંતરંગમાં વહેતા જલસ્રોત સમી છે. જેમ ઠંડી પાણીને જમાવી દે છે તેમ વૈયાકરણો અને પંડિતોના પ્રભાવથી ભાષાનું લિખિત સ્વરૂપ સ્થિર થઈ જાય છે. જેમ સૂર્યના તાપથી બરફ ઓગળે છે, તેમ છૂટાં નૈસર્ગિક બળોથી ભાષા પરંપરાની પકડમાંથી મુક્ત થાય છે.[૩૬]

વૈદિક સાહિત્યભાષા જ્યારે ક્રમક્રમે જનતાની લોકભાષાથી અતિ દૂર પડી ગઈ, ત્યારે એ ઉત્તમવર્ગની લોકભાષાનો સાહિત્યભાષા તરીકે સમાદર થયો, અને પાણિનિએ 'संस्कृत'રૂપે એનું વ્યવસ્થિત સંકલન કર્યું. વૈદિકોત્તર સમયમાં લોકભાષાનો તો વિકાસ થતો જ રહ્યો, અને ભગવાન બુદ્ધ અને મહાવીરના સમય સુધીમાં તો વૈદિકોત્તર સાહિત્યભાષા (संस्कृत) અને લોકભાષા વચ્ચે મોટું અંતર પડી ગયું હતું. એથી બૌદ્ધોએ પોતાના ધર્મગ્રંથોમાં પ્રાચીન માગધી (पालि), અને જૈનોએ પોતાના આગમાદિ ગ્રંથોમાં અર્ધમાગધી કે આર્ષ પ્રાકૃતનો ઉપયોગ કર્યો. ઈ. સ. ના દશમા શતક સુધી પ્રાકૃત ભાષાઓ સાહિત્યમાં વ્યવહૃત થતી રહી, પણ ચોથા-પાંચમા શતકથી જ પ્રાકૃતો અને લોકબોલીઓ વચ્ચે અંતર પડતું જતું હતું, અને છઠ્ઠા-સાતમા શતકથી તો આ લોકબોલીઓ (अपभ्रंश) સાહિત્યમાં પણ પ્રયોજાવા લાગી હતી. આ અપભ્રંશ ભાષા આચાર્ય હેમચંદ્રથી માંડીને મલિક અબ્દુર રહેમાન કે વિદ્યાપતિ-ચંડીદાસના સમય સુધી—લગભગ ઈ. સ. ના ૧૪મા સૈકા સુધી—સાહિત્યમાં પ્રયોજાતી હતી, જોકે સમસ્ત ભારતવર્ષમાં ઈ. સ. ના ૧૨મા-૧૩મા સૈકાથી નૂતન ભારતીય આર્ય ભાષાઓ (New Indo-Aryan) ઉદય પામી રહી હતી.[૩૭]

---

૩૬ સરખાવો : Vendryes *op cit*, pp 275 6

૩૭ આ સર્વ ભાષાપરિવર્તન દરમિયાન સંસ્કૃતનો ધર્મભાષા અને પાંડિત્યની ભાષા તરીકે ઉપયોગ ચાલુ જ હતો, અને ભારતની બહાર

આ રીતે લિખિત ભાષા તેમ સાહિત્યભાષા સદાકાળને માટે સમાન રહી શકતી નથી ભાષાના સ્વાભાવિક ક્રમે—ઐતિહાસિક અને સાંસ્કૃતિક પરિબળોને કારણે—નવાં ભાષાસ્વરૂપો વિકસતાં જાય છે અને એ સ્વરૂપો પાછાં લિખિત ભાષાસ્વરૂપ તરીકે સાહિત્યમાં સ્થાન પામતાં રહે છે

અતિ ખેડાયેલી વર્તમાન ભાષાઓમાં લિખિત અને કથ્યરૂપ વચ્ચે ઘણું અંતર પડી જાય છે ઉ ત. વર્તમાન અંગ્રેજીનું લિખિત સ્વરૂપ સામાન્ય બોલાતી અંગ્રેજી કરતાં પદક્રમમાં, વાક્યરચનામાં અને ક્વચિત્ ક્વચિત્ રૂપબંધ (morphology)માં જુદું પડે છે આજે લિખિત અંગ્રેજીનો વિચારોટ, વાક્યરચના ઇ૦ ઓગણીસમા શતકના ઉત્તરાર્ધના અને વીસમા શતકના પ્રારંભકાળના છે, જ્યારે કથ્યભાષા એથી વધુ આગળ વધી ગઈ છે ઉ ત 'o k.', 'go ahead', 'nothing doing', 'we'll see', 'I'll look into it' જેવા દૈનંદિન વ્યવહારના અનેક અનેક પ્રયોગો લિખિત સ્વરૂપમાં ભાગ્યે મળશે [૩૮] એ જ પ્રમાણે અર્વાચીન લિખિત ફ્રેન્ચ ભાષા વસ્તુત સત્તરમા સૈકાના લેખકોની ભાષાનું પ્રતિબિંબ છે; આજે બોલાતી ફ્રેન્ચ ભાષા એનાથી ઘણી જુદી છે પરિણામે એક દિવસ સાહિત્યની ફ્રેન્ચ ભાષા લૅટિનની માફક નિર્જીવ (dead) ભાષા બની જશે અને બોલાતી ફ્રેન્ચ ભાષા વિકાસ પામીને એનાથી ભિન્નરૂપની બની ગઈ હશે [૩૯]

---

સુવર્ણદ્વીપ કે કંબોજ આદિ ઉપનિવેશો સુધી એનો પ્રસાર થયો હતો એ યાદ રાખવું જોઈએ

૩૮ ટૂંકી વાર્તા અને નવલકથા આના અપવાદરૂપ સમજવાની છે એમાં ભાષાના કથ્ય સ્વરૂપનો આવશ્યક હોય ત્યાં યથાસ્થાન ઉપયોગ થાય છે

૩૯ સરખાવો: it can be seen that the fate of the literary French will be that of Latin. It will be

અર્વાચીન હિંદી સાહિત્યભાષા અને વર્તમાન બોલાતી હિંદી વચ્ચે કેટલુ અંતર પડે છે એ તો સમર્થ લેખકો અને શિષ્ટ સામયિકોની ભાષાને સામાન્ય વર્તમાનપત્રોની ને લોકનાટ્યની ભાષા સાથે સરખાવતા તરતજ માલમ પડી આવે છે અર્વાચીન લિખિત ગુજરાતી ભાષા પંડિતયુગના સાહિત્યકારોની ભાષા અને ગાંધીયુગના વિદ્વાનોની ભાષા વડે ઘડાયેલી છે સામાન્ય જનસમાજમા બોલાતી ગુજરાતી ભાષા એના શબ્દભંડોળમા, એના ધ્વનિતંત્રમા, અને ક્વચિત્ એના રૂપતંત્રમા જુદી પડે છે કથ્યભાષાના વાક્યો ટૂંકા હોય છે, પદક્રમ કેટલીક વાર ભિન્ન હોય છે, તેમ શબ્દપ્રયોગોમા પણ ફરક પડે છે ઉદા૦ ત૦ લેખનમા, શિષ્ટ સાહિત્યના, સામાન્યપણે વપરાતા 'પુન', 'આપ', 'મૂર્ખ', 'તરફ' 'ફરીને' ઇ૦ શબ્દોને બદલે કથ્યભાષામા બહુધા 'દીકરો' (કે છોકરો') 'આન' 'મેન', ''પા' કે 'ગમ' (ઉ૦ ત૦ આ 'પા', આણીગમ') 'ફેર', ઇ૦ શબ્દરૂપો વિશેષ બોલાય છે બરાબર વિધિ નરૂપની ભાષા બોલચાલના વાપરનાર માણસ આડ ગરીમા ખપે છે સંકેત દર્શાવતા સંબંધવાચક અવ્યયોમા પૂર્વસ્થાનીય અવ્યય લેખનમાં ઘણુંખરું હમેશા વપરાયેલુ હોય છે, પણ બોલચાલની ભાષામા એ બહુધા અધ્યાહત રહે છે ઉ૦ ત૦ 'જો એણે બરાબર મહેનત કરી હોત તો એ જરૂર સફળ થાત' (લિખિતરૂપ) 'એણે મહેનત બરાબર કરી હોત તો જરૂર સફળ થાત' (કથ્યરૂપ) એ બે સ્વરૂપો વચ્ચે સૂચિત ભેદ આવા બીજા અનેક ઉદાહરણો આપી શકાય

---

preserved as a dead language with its rules and vocabulary fixed once for all The living language will continue to develop independently of it, as the Romance languages have done

—Vendryes, *op cit*, p 278

સમાજના ઉપલા વર્ગો અગાઉ લિખિતરૂપની અસરવાળાં જૂનાં (archaic) ભાષારૂપોનો વ્યવહાર કરતા, જ્યારે નીચલા વર્ગો સ્વાભાવિક ક્રમે વિનાસ પામતી ભાષા બોલતા. આજે હવે ઉપલા વર્ગોમા પણ સ્વાભાવિક વિકાસશીલ લોકભાષાનો ઉપયોગ થાય છે. એનુ કારણ વર્તમાનપત્રોનો પ્રચાર, અને એમા પ્રયોજાતી સામાન્ય લોકભાષાની અસર ઇ૦ ગણાવી શકાય. આ સર્વનો સાર્વત્રિક શિષ્ટમાન્ય ભાષાને લોકભાષા સાથે સાંકળી રાખવામા મહત્ત્વનો ફાળો છે.

## ભાષાઓમાં પરસ્પર આદાનપ્રદાન

**આદાનપ્રદાનમાં કારણભૂત પરિબળો** — ઐતિહાસિક પરિબળોને કારણે ભાષાઓ પરસ્પરના સંપર્કમા આવે જ છે કેટલીક વાર આપણી સાભરણમા ભિન્ન ભિન્ન ભાષાઓ બોલતા લોકોએ એક પ્રદેશમાથી બીજામા સ્થળાન્તર કર્યું છે આમ પાસે પાસે આવેલા પ્રદેશોની ભાષાઓની પરસ્પર ઉપર અસર થાય જ છે. ભાષાના વિકાસમા આ પારસ્પરિક અસર એક મહત્ત્વનું પરિબળ છે. આથી કેટલાક ભાષાશાસ્ત્રીઓ તો એટલે સુધી કહે છે કે દરેક ભાષા કેટલેક અંશે મિશ્ર સ્વરૂપની હોય જ છે.

ઐતિહાસિક કારણોથી પ્રજાઓ, ભાષાઓ તેમ ધર્મોના મેળો રણભૂમિ સરજાય છે એનુ સરસ ઉદાહરણ બાલ્કન દ્વીપકલ્પ છે. વિભિન્ન ભાષાઓ આ રીતે પરસ્પર સંપર્કમાં આવે ત્યારે જે ભાષાપરિવર્તન સરજાય તે હમેશાં એકસરખુ હોતુ નથી; ભાષાના સ્વકીય સામર્થ્ય અને બીજા લક્ષ ઉપર એનો આધાર રહે છે ઉદાહરણ તરીકે સ્વિટ્ઝર્લૅન્ડમા તેમ અન્યત્ર જ્યા જર્મન અને ફ્રેન્ચ જેવી મહાન સમૃદ્ધ ભાષાઓ સ્પર્ધામા ઊતરી છે ત્યા કોઈક વાર ફ્રેન્ચ તો કોઈક વાર જર્મન સર્વોપરી બની છે એમાં તે ગામ કે પ્રદેશનું વિશિષ્ટ અર્થકારણ નિર્ણાયક કારણ હોય છે — એ પ્રજાના અર્થકારણમાં

એમાંથી જે ભાષા સવિશેષ ઉપકારક હોય તે ભાષા રહે છે, અને બીજી ધીમે ધીમે લુપ્ત થઈ જાય છે.

બે ભાષાઓનો સંઘર્ષ કે સ્પર્ધા હોય ત્યારે **રાજકીય પરિસ્થિતિ પણ મહત્ત્વનો ભાગ ભજવે છે.** પ્રજાઓ સ્વદેશપ્રેમને કારણે કે પોતાની વિશિષ્ટતા દર્શાવવાને વિદેશીઓની સુવિકસિત ભાષા છોડી દઈ ને પોતાની અલ્પવિકસિત ભાષાને વધારે મહત્ત્વ આપે અને વિકસાવે એમ બન્યું છે. આ રીતે બેલ્જિયમમાંથી ફ્રેન્ચને હઠાવીને ફ્લેમિશ (Flemish) ભાષા આગળ આવી છે, અને આયર્લૅન્ડમાં પુરાતન આઈરિશ ભાષા પુનરુજ્જીવિત કરવાના પ્રયત્નો થયા છે. આલ્સાસ (Alsace) ૧૮૭૧ પહેલાં ફ્રાન્સમાં અંતર્ગત હતું. ત્યારે એની ભાષા સમીપવર્તી જર્મન પ્રદેશની સ્થાનિક બોલીની સમાન હતી. પછી જ્યારે એ જર્મન સામ્રાજ્યના ભાગરૂપ બન્યું ત્યારે એની ફ્રેન્ચ પ્રજાએ વિરોધ રૂપે ફ્રેન્ચ ભાષા વાપરવી શરૂ કરી. ભારતમાં બ્રિટિશ અમલ હતો ત્યારે બધા સ્વદેશપ્રેમી લોકો હિંદી–હિંદુસ્તાની ભાષા ભાષણો, લખાણો ઈ૦ માં આગ્રહપૂર્વક વાપરતા હતા. દક્ષિણ ભારતના જે નેતાઓ આજે હિંદીનો વિરોધ કરે છે તેઓ સારે હિંદીના જબરા પુરસ્કર્તા હતા.

ભાષાઓના પરસ્પર સંઘર્ષ–સ્પર્ધામાં **ધર્મ પણ એક મહત્ત્વનું પરિબળ** છે. ઉ. ત. આર્મેનિયન ભાષાનો વિકાસ આર્મેનિયન ખ્રિસ્તી સંપ્રદાયને આભારી છે. સત્તરમા સૈકાની આખરમાં દક્ષિણ આફ્રિકાના કેપ કૉલોનીમાં સમગ્ર વસતીના ચોથા ભાગ જેટલા પ્રૉટેસ્ટંટ ફ્રેન્ચો હતા. પણ ત્યાં રાજકીય, ધાર્મિક અને વહીવટી ભાષા તરીકે ડચ સ્થાપિત થતાં એક સૈકામાં ફ્રેન્ચ ભાષા લુપ્ત થઈ ગઈ.

**ભાષાની પ્રતિષ્ઠા અને ગૌરવ** એને કપરા સંજોગોમાં પણ જીવન્ત રાખે છે. પોતાની સ્વકીય પ્રતિષ્ઠાને બળે લૅટિન ભાષાએ એટ્રુસ્કન (Etruscan), ઓસ્કન (Oscan) આદિ ભાષાઓને

પદાક્રાન્ત કરીને પોતાનું વર્ચસ્વ સ્થાપિત કર્યું, અને ગ્રીકે તુર્કી આદિ વિજેતા ભાષાઓને જરાયે મચક ન આપતા સેકાઓ સુધી પોતાનું સત્વ જાળવી રાખ્યું

**ભાષાની પ્રતિષ્ઠા એની આંતરિક ગુણવત્તા કે સત્ત્વશીલતા (intrinsic worth) ઉપર અવલંબે છે.** ગ્રીક ભાષા તુર્કી કરતા અનેકગણી સત્ત્વશાળી હતી તેથી એ વિજેતા તુર્કીના ધસારા સામે ટકી રહી યુરોપમાં રશિયન ભાષા સામે આર્મેનિયન ભાષામા એટલુ સત્ત્વ ન હોવાથી ન ટકી શકી, જ્યારે પશ્ચિમમા પોલિશ ભાષા આંતરિક સત્ત્વશીલતામા રશિયનની સમોવડી હોઈ રશિયન ભાષાના આક્રમણનો પ્રતિકાર કરી શકી. ભાષાના વૈશિષ્ટ્ય (genius)મા એની આંતરિક ગુણવત્તા મહત્ત્વનુ તત્ત્વ છે. જુદી ભાષા બોલનારા પ્રજાની વચ્ચે અકસ્માત્ છૂટાછવાયા રહી ગયેલા અન્યભાષાભાષી સમૂહો ઝડપથી પોતાની ભાષા ગુમાવી દે છે અને આસપાસના વિશાળ સમૂહોની ભાષા ગ્રહણ કરી લે છે. આમ, અમેરિકામા વસેલી ભિન્ન ભિન્ન પ્રજાઓ આસપાસના અંગ્રેજી ભાષાવિસ્તારની વચ્ચે પોતાની મૂળ ભાષા સાચવી રાખી શકી નથી. એ જ પ્રમાણે જર્મનીમા અને નેધરલૅન્ડ્ઝ (હૉલૅન્ડ-બેલ્જિયમ) મા જઈ વસેલા ફ્રેન્ચ લોકોની મૂળ ભાષા થોડા સમયમાં જ તે તે પ્રદેશની ભાષામા લુપ્ત થઈ ગઈ ઉ. ત. ફ્રાન્કફોર્ટની ઉત્તરે આવેલાં કેટલાક ગામોની વસતી ફ્રેન્ચ છે, પણ એમની ભાષા જર્મન છે. ક્વચિત્ એથી ઊલટુ પણ બને છે. ઉ ત Gottschee ખીણમાં સ્લોવેનિઅન (Slovenian) પ્રદેશની બરાબર વચ્ચે વસેલા જર્મનોની ભાષા સ્લોવેનિઅનની અસરથી મુક્ત રહી શકી છે. એમાં આર્થિક પરિસ્થિતિ, તેમ જર્મનોની સ્વદેશભક્તિ ઉપરાંત સ્લોવેનિઅન કરતાં જર્મન ભાષાની સવિશેષ સત્ત્વશીલતા પણ કારણભૂત છે[૪૦]

---

૪૦ સરખાવો. Vendryes, *Language*. pp. 283-284

**સાર્વત્રિક ભાષાની લોકબોલીઓ ઉપર અસર** – હવે સાર્વત્રિક કે શિષ્ટમાન્ય ભાષા—જે એક સમૃદ્ધ, સુવ્યવસ્થિત ભદ્રવર્ગની ભાષા છે તે—લોકબોલીઓ (જે બોલનાર વર્ગ એવો સુસંગઠિત કે વ્યવસ્થિત નથી તેના) ઉપર કેવી અસર ઉપજાવે છે તેનો વિચાર કરીએ. પ્રથમ, ફ્રાન્સના બ્રિટ્ટની (Brittany) પ્રાન્તમાં ભદ્રવર્ગીય સાર્વત્રિક (સ્ટાન્ડર્ડ) ફ્રેન્ચ ભાષા અને ત્યાંની સ્થાનિક બોલી બ્રેટન (Breton) વચ્ચેના પરસ્પર સંબંધનું અવલોકન કરીએ. એમાં પ્રથમ દષ્ટિએ જ બંને ભાષાસ્વરૂપો વચ્ચે સતત આદાનપ્રદાન આપણું ધ્યાન ખેંચે છે. 'બ્રેટન' બોલીમાં સ્ટાન્ડર્ડ ફ્રેન્ચ ભાષામાંથી અનેક નવા શબ્દો—નવીન વસ્તુઓ, વિચારો અને જીવનપ્રણાલિકા સંબંધેના—પ્રવેશ્યા છે. બ્રેટન બોલીનો ઉપયોગ ગ્રામ્યજીવનને લગતા અને અન્ય કેટલાક વિશિષ્ટ પ્રયોગોમાં સીમિત થઈ ગયો છે. સ્ટાન્ડર્ડ ફ્રેન્ચ નગરોના ભદ્રવર્ગની ભાષા હોવાથી એનો ઉપયોગ કરવો એ સંસ્કારિતાની નિશાની ગણાય છે. કામગારો અને નોકરો પોતાના માલિકો સાથે ફ્રેન્ચમાં વાત કરે છે. બ્રેટનનું અસ્તિત્વ—ફ્રેન્ચ તત્ત્વોથી પરિપ્લાવિત સ્વરૂપે પણ—આજે ટક્યું છે, કારણ કે એક વિશિષ્ટ ભાષા (special language) તરીકે એનો આજે ઉપયોગ થાય છે. પણ કાળક્રમે એ લુપ્ત થઈ જશે એમાં શંકા નથી. વસ્તુતઃ તો બ્રિટ્ટનીના કેટલાક ભાગોમાંથી તો એ લુપ્ત થવા લાગી જ છે.[૪૧]

આ રીતે ઇંગ્લાંડમાંથી મધ્યયુગોમાં ડેવનશાયર આદિ ભાગમાં વ્યાપકપણે બોલાતી કોર્નિશ (Cornish) નામની કેલ્ટિક બોલી લુપ્ત થઈ ગઈ છે.

ગુજરાત રાજ્યમાં જામનગર આદિ ઉત્તર સૌરાષ્ટ્રના પ્રદેશમાં ભાટિયા-વગેરે કોમોમાં બોલાતી 'હાલાઈ' (કચ્છી ને મળતી) બોલી હવે લગભગ લુપ્ત થઈ ગઈ છે; આસપાસ વ્યાપકપણે બોલાતી

૪૧ સરખાવો : Vendryes, *op. cit.*, pp. 285-286.

સૌરાષ્ટ્રી (ઉત્તર સૌરાષ્ટ્રી) બોલીના ધસારા સામે એ ટકી શકી નથી તો, શાળાઓ અને કૉલેજોમાં નિશ્ચિત રૂપની સાર્વત્રિક, શિષ્ટમાન્ય ગુજરાતી ત્યાં સુધી શીખવાથી સૌરાષ્ટ્રીની વિશિષ્ટતાઓ પણ નવી પેઢીની ભાષામાંથી ઘસાતી જાતી છે

મુંબઈમાં જ્યાં બજારોમાં પહેલાં કચ્છી પુષ્કળ સંભળાતી, ત્યાં હવે એની વ્યાપકતા ઘણી ઘટી ગઈ છે, જૂની પેઢીના માણસો જેટલી નવી પેઢીના યુવાનોમાં એ હવે સંભળાતી નથી તો મહારાષ્ટ્રમાં કોંકણપટ્ટીની સ્થાનિક બોલીમાં 'કોંકણી' ની સ્થિતિ બરાબર બ્રેટન જેવી થઈ ગઈ છે. ભદ્રવર્ગની શિષ્ટ મરાઠીના આક્રમણ સામે કોંકણી દબાઈ ગઈ છે, માત્ર એક વિશિષ્ટ ભાષા તરીકે એનું અસ્તિત્વ રહ્યું છે કોંકણી, કચ્છી અને હાલાઈ ભાષાઓને ઘણા સમય સુધી નિશ્ચિત રૂપ પ્રાપ્ત નહોતું એથી એનું વિશિષ્ટ વ્યક્તિત્વ, આંતરસત્ત્વ ખીલ્યું નહીં હોય એવું અનુમાન થઈ શકે

ભાષાઓ કે બોલીઓ ક્યારે લુપ્ત થઈ ગણાય એનો અહીં વિચાર કરવો ઘટે છે. ઉ. ત. ઇંગ્લાંડમાં કોર્નવોલની ભાષામાં કોર્નિશ શબ્દો તો આવ્યા હોય જ, પણ એની કેટલીક ભાષાછટામાં પુરાતન કોર્નિશ ભાષાનાં તત્ત્વો નજરે પડે છે. બ્રિટ્ટનીમાં બોલાતી ફ્રેન્ચ ઉપર 'બ્રેટન'ની અને આયર્લૅન્ડમાં બોલાતી અંગ્રેજી ઉપર આઈરિશની અસર વરતાય છે. ઉ. ત. બ્રિટ્ટનીમાં ફ્રેન્ચનું ઉચ્ચારણ (accent) 'બ્રેટન' ભાષાની રીતે થાય છે આયર્લૅન્ડમાં બોલાતા અંગ્રેજીમાં પ્રાચીન આઈરિશ પ્રયોગોની છાયા હોય છે ઉ. ત. શિષ્ટ અંગ્રેજી 'from you' ને બદલે આઈરિશ અંગ્રેજીમાં 'of you', શિષ્ટ અંગ્રેજી 'with' ને બદલે 'against', શિષ્ટ અંગ્રેજી 'how' ને બદલે 'what way', ઇ૦ બોલાય છે આમ, 'બ્રેટન' ઉપર ફ્રેન્ચની અને આઈરિશના ઉપર અંગ્રેજીની ગાઢ છાયા પડેલી હોવા

છતા, ઊલટપક્ષે, એ બને ભાષાઓની આક્રમક ભાષાઓ (ફ્રેન્ચ અને અંગ્રેજી) ઉપર પણ ઠીક ઠીક અસર પડી છે.[૪૨]

આ રીતે જ કચ્છી–હાનાઈની સૌરાષ્ટ્રી ઉપર અસર પડી છે. ઉ ત. સૌરાષ્ટ્રી ભાષામા આજે વ્યાપકપણે વપરાતા 'માથે', 'વયો ગયો' આદિ ઘણા પ્રયોગોમાં મથ્યે, વીઓ આદિ કચ્છી (–સિંધી) પ્રયોગોની અસર સંભવે છે

જ્યા સુધી આક્રમક ભાષામા આવા પ્રયોગો વપરાશમા ચાલુ રહે ત્યા સુધી મૂળ ભાષાનુ અસ્તિત્વ છે એમ ગણાય

મેયે જેવા ભાષાશાસ્ત્રીઓ તો ભાષાઓ પરસ્પર સંપર્કે મિશ્રિત રૂપ ધારણ કરે છે એમ માનતા નથી. એમના મત પ્રમાણે કોઈપણ કાલબિંદુએ એક જ વિશિષ્ટ, સુવ્યક્ત ભાષાસ્વરૂપ બોલાતુ હોય છે. **ભાષાના સ્વરૂપનો વિકાસ થતાં પણ એનો પ્રવાહ અવિચ્છિન્ન** રહે છે આ દૃષ્ટિએ ફ્રેન્ચ એ લૅટિન ભાષાનું અને અંગ્રેજી એ જર્મેનિક ભાષાનુ કાળક્રમે સતત વિકાસ પામીને અર્વાચીન સ્થિતિએ પહોંચેલુ સ્વરૂપ છે એના વિકાસના પ્રત્યેક તબક્કે એના બોલનાર માણસો અવશ્ય હતા એ પ્રમાણે અર્વાચીન ગુજરાતી ભાષા એ મૂળ પુરાતન ઈન્ડો – આર્યન (વૈદિક અને સસ્કૃત ભાષાની સમકાલીન આર્ય કથ્ય ભાષા) માથી પ્રાકૃત – અપભ્રંશ – જૂની ગુજરાતી આદિ સોપાનો દ્વારા વર્તમાન સ્વરૂપમા અવતીર્ણ થઈ છે. એના પ્રત્યેક ક્રમના વક્તાઓ હતા; એની એકે એક વિકાસસ્થિતિના નિદર્શનો મળે છે.[૪૩] એ રીતે એને એકજ નિરાસરીત ભાષાના પ્રવાહ તરીકે ઓળખાવવામા કશું અનુચિત નથી.

---

૪૨ સરખાવો : Vendryes, *op. cit.*, p 288

૪૩ જુઓ : પાછળ પૃ ૧૫.

**આદાનપ્રદાનમાં ભાષાનાં વિવિધ તત્ત્વોનાં મહત્ત્વનું તારતમ્ય**–

ભાષાઓની પરસ્પર અસર વિષે વિચાર કરતા **શબ્દોનાં આદાનપ્રદાનને** લક્ષમા લેવાની આવશ્યકતા નથી.[૪૪] ઉ. ત. ફ્રેન્ચ ભાષામાં રમતગમતોના અંગ્રેજી શબ્દો પુષ્કળ વપરાય છે; છતાં એટલાથીજ અંગ્રેજીની ફ્રેન્ચ ઉપર નોંધપાત્ર અસર પડી છે એમ કહી શકાય નહી. એજ પ્રકારે ગુજરાતીમાં અનેક ફારસી–અરબી શબ્દો ઘર કરી ગયા છે, અને સખ્યાબંધ અંગ્રેજી શબ્દો વ્યાપકપણે પ્રયોજાય છે, છતાં એ બને ભાષાઓની એવી કોઈ તાત્ત્વિક અસર ગુજરાતી ઉપર થઈ નથી.

બીજા પ્રકારનાં આદાનપ્રદાન—ખાસ કરીને એક ભાષાની **વિશિષ્ટ વાક્યરચનાનો** અન્ય ભાષામાં **સ્વીકાર**—ભાષાના આદાન-પ્રદાનમા વધારે મહત્ત્વની વસ્તુ છે. ઉ. ત. કોઈ ન્હાનો અંગ્રેજ વિદ્યાર્થી ઇટાલિઅનમા (શુદ્ધ રચના 'dammi la mia vacca' ને બદલે) 'da mihi mea vacca' કહે ત્યારે એની મનો-ભૂમિકામાં રહેલી અંગ્રેજી વાક્યરચના '*give me my cow*' નું શબ્દશઃ રૂપાન્તર કરતો હોય છે. અનિર્બન્ધ પદક્રમવાળી સ્લાવોનિક (Slavonic) ભાષાની અસરથી કોઈ ઑસ્ટ્રીઅન-જર્મન શિષ્ટ જર્મન રચના 'Ich wünsch Ihnen guten Morgen' ને બદલે 'guten Morgen wünsch' ich Ihnen' (='good morning wish I you') કહે તેમાં સ્લાવોનિક ભાષાની વાક્ય-રચનાનો જર્મન ઉપર અધ્યારોપ થયેલો છે.[૪૫] ગુજરાતીમાં કર્મણિ

૪૪ સરખાવો : "Thus vocabulary borrowings, no matter how extensive they may be, remain in a certain sense outside the language."

—Vendryes, *op. cit.*, p. 289.

૪૫ સરખાવો : Vendryes, *op. cit.*, p. 290.

રચના અને શબ્દાર્થનો પ્રચાર એ અંગ્રેજી વાક્યરચનાની અસર છે ઉ. ત 'એ મારાથી કરાયું છે' (કર્મણિ પ્રયોગ) એ 'It is done by me', એ વાક્યરચનાનું સીધું રૂપાન્તર છે ગુજરાતી ભાષાની પ્રકૃતિ અનુસાર તો 'આ મે કર્યું છે' એ જાતે જ કર્મણિ રચના છે. (સરખાવો 'मइ भणिअ तुहु', 'मइ जाणिउ' ઈ૰ અનેક અપભ્રંશ પ્રયોગો) એ જ પ્રમાણે ગુજરાતી શબ્દાર્થની ઉત્પત્તિ પણ અંગ્રેજી વાક્યરચનાની અસરને કારણે છે 'I cannot say' જેવી રચનાઓમાંથી અર્વાચીન ગુજરાતીમા 'મારાથી કહી શકાતું નથી' જેવી વાક્યરચના ઉત્ક્રાન્ત થઈ લાગે છે, કારણ કે ૧૫મા-૧૬મા શતકની ગુજરાતી ભાષામા તો આને સ્થાને 'मंघी कह्यु नव जाय' જેવા પ્રયોગો મળે છે,[૬૬] અર્વાચીન ગુજરાતીમા કેટલીક વાર વર્તમાનમા ચાલુ ક્રિયા આવી રીતે દર્શાવાય છે 'આશ્રમવાસીઓ ઘણા વર્ષોથી રચનાત્મક કામ **કરી રહ્યા છે.**' આ પ્રયોગ સ્પષ્ટપણે જ હિંદીમાંથી આયાત થયેલો છે (ઉ ત आश्रमवासीया बहुत साला से रचनात्मक कार्य कर रहे है ।), અને ઘણુ કરીને ગાંધીજી દ્વારા એ આવ્યો છે ગુજરાતી ભાષાના સ્વાભાવિક આન્તર સ્વરૂપ (genius) અનુસાર તો એવો પ્રયોગ માત્ર પૂર્ણ ક્રિયા જ (= કામ પૂર્ણ કરી નાખ્યું છે') દર્શાવી શકે

કોઈક વાર કેવળ શબ્દો કે આવી વાક્યરચનાપદ્ધતિ ઉપરાંત **સંબંધતત્ત્વ** પણ અન્ય ભાષામાંથી આયાત થાય છે ઉ ત મેંગેનોરમા બોલાતી પોર્ટુગીઝ ભાષામા અંગ્રેજીમાંથી પ્રથમ 'governor's casa' (= the governor's house) એ પ્રયોગ આયાત થયો, અને પછી તો પોર્ટુગીઝ શબ્દને જ અંગ્રેજી ષ ઠી પ્રત્યય ('s) લગાડીને

૪૬ સરખાવો 'ए घडु रोस न सहिणउ जाइ' (= એ અત્યંત રોષ સહી શકાતો નથી), कान्हडदेप्रबन्ध १–२६ 'पग मेल्हणउ न जाइ' (= પગ મૂકી શકાતો નથી), कान्हडदेप्रबन्ध १–२१५

governador's casa એમ કહેવાનું શરૂ થયું ગુજરાતમાં ગામડાંઓ ને કસ્બાઓમાં મુસલમાનો લગભગ સંપૂર્ણપણે ગુજરાતી શબ્દોને ઉર્દૂ પ્રત્યયો લગાડીને ઉર્દૂ સમી જણાતી, પણ વસ્તુતાએ ગુજરાતી ભાષા વાપરતા હોય છે ઉ ત 'अपणे पाणी पीणेका है' (='આપણે પાણી પીવાનું છે'), 'मेरे चोपडी वाचणी है' (='મારે ચોપડી વાચવાની છે')

કેટલીક વાર સમીપસ્થ પ્રદેશોની ભાષામાં વિશિષ્ટ ધ્વનિઓ સમાન હોય છે ઉ ત છેક ઉત્તર અને ઈશાન ગુજરાતમાં રાજસ્થાની – માળવીની અસરને કારણે શિષ્ટ ગુજરાતી ભાષાના સ્વરમધ્યવર્તી ન ને સ્થાને ण ઓળખાતો સંભળાય છે. ઉ ત बणाव्यु (=શિ૦ ગુ૦ બનાવ્યું), नाणु (શિ૦ ગુ૦ 'ન્હાનું') આ જ રીતે ઉત્તર સૌરાષ્ટ્રની ભાષામાં य – શ્રુતિ પ્લાવિત સ્વરો સંભળાય છે (ઉ ત 'इ वात्यमां स्यो माल छे?'), ત્યાં સિંધીની અસર સ્પષ્ટ છે ભાષામાં આવા ચોડાક જ પ્રયોગો મળતા હોય તો એને શબ્દ-ગ્રહણ (vocabulary-borrowing) માં ખપાવી શકાય, પરંતુ જો આવા પ્રયોગો ભાષામાં વ્યાપકપણે સ્થિર થયા હોય તો એને ભાષાએ પ્રાપ્ત કરેલી નવીન પ્રયોગરચના ગણવી ઘટે

**મિશ્ર ભાષાઓ (Mixed Languages)**– એક ભાષામાંથી બીજી ભાષામાં આવા એટલા બધા પ્રયોગો ઊતરે કે બોલનાર પોતાની (મૂળ) ભાષા બોલે છે, કે (જેમાંથી પ્રયોગો આવ્યા છે તે) બીજી, એનો પણ સંશય પડે એવું બને ત્યારે એ બંનેના સંકરમાંથી મિશ્ર ભાષા ઉદ્ભવે છે આવી કેટલીક ભાષાઓ આજે પણ અસ્તિત્વમાં છે

યુરોપમાં ભટકતા જિપ્સી લોકોની રોમાની (Romany), ભાષા આ પ્રકારની મિશ્ર ભાષા છે આર્મેનિયન જિપ્સીઓ રોમાની શબ્દોને આર્મેનિયન (Armenian) પ્રત્યયો લગાડે છે ઈંગ્લાંડમાં

પૂર્વે જિપ્સીઓ શુદ્ધ રોમાની ભાષા બોલતા ઉ ત 'Komóve te jal adie mi Duvelésko kēri kana mervóa' (=I wish to go to the house of God when I die) પણ પછી, ઉત્તરકાળમા એમણે રોમાની શબ્દોને અંગ્રેજી સંબધતત્ત્વો લગાડવા શરૂ કર્યા ઉ ત ઉપરના જ વાક્યનુ ઉત્તરકાળમા 'I'd kom to jal adie mi Duvel's ker when mandi mer's' એમ રૂપાન્તર થયુ [૪૭] આ પ્રકારની રચના જરા વિચિત્ર લાગે છે એ ઉપરથી એ કેટલાક અરો એક પ્રકારની કૃત્રિમ ભાષા છે એમ કહુ શક પડે કારણ પોતનાગ ગુપ્તતા જાળવવા ઇચ્છતો હોય એવી આર્મેનિયન અને અંગ્રેજી શબ્દોને સ્થાને રોમાની શબ્દો મૂકીને ભાષાને સાંકેતિક બનાવવાનો એનો પ્રયત્ન હોય એમ પણ બને. તો એમા અન્ય ભાષાની અસર નહીં ગણાય અને એ મિશ્ર ભાષાનો નમૂનો ગણી શકાય નહીં

મિશ્ર ભાષાઓ સામાન્ય રીતે **ખૂબ ઘસાઈ ગયેલી ભાષાઓ** હોય છે જે ભાષાઓ પરસ્પર એવા ઘનિષ્ઠ સંપર્કમાં આવે કે એને પરિણામે એ બંનેની લાક્ષણિક વિશિષ્ટતાઓ લુપ્ત થઈ જાય, અને બંનેના કેવળ સામાન્ય પ્રકારના લક્ષણોનો શંભુમેળો થઈ એક ભાષાસ્વરૂપ બની જાય

જે પાસેપાસે વસતી પ્રજાઓને ધધા અર્થે અતિ નિકટ આવવાનુ બને તો આવી રીતે મિશ્ર ભાષા સરજાય છે ઉ. ત. કૉકેસસના પ્રદેશમા વસતી પ્રજામા તાર્તર (Tartar), આર્મેનિઅન, જ્યોર્જિઅન (Georgian) સિરકેશિઅન (Circassian) આદિ ભાષાઓની એટલી બધી પરસ્પર મિશ્ર બોલીઓ બોલાય છે કે ભાષાશાસ્ત્રીઓને પણ તેમના મૂળ શોધવા મુશ્કેલ પડે. આવી **મિશ્રબોલીઓમા** રૂપતંત્ર (morphology) નુ સરલીકરણ (simplifi-

[૪૭] સરખાવો : Vendryes, *op cit*, p 292

cation) ધ્યાનમે ચતુ તત્ત્વ છે પ્રસિદ્ધ ભાષાશાસ્ત્રી ગ્રિમ્મે (Grimm) ઓગણીમા સૈકાને પ્રારભે જ દર્શાવ્યુ હતુ કે ભાષાઓના સંઘર્ષને પરિણામે સૌ પ્રથમ તેમનુ વ્યાકરણ (રૂપરચના) લુપ્ત થઈ જાય છે આવુ બનતુ જ જોઈએ એમ ન કહી શકાય. તોપણ સામાન્ય રીતે એમ બને છે એ નિર્વિવાદ છે એથાચે, જે ભાષાઓનો વિદેશમા પ્રસાર થાય છે તેમની કેટલીક લાક્ષણિક વિશિષ્ટતાઓ તે તે દેશોની અત્યત વિભિન્ન પ્રકારની સ્થાનિક ભાષાઓની અસરને કારણે જલદી લુપ્ત થઈ જાય છે એમ બન્યુ છે આ રીતે પ્રાચીન ગ્રીક ઉપનિવેશોની ભાષામા રાજધાનીની ગ્રીક ભાષા કરતા રૂપરચનામા સાતિશય સરળતા અને ઘણા વિશિષ્ટ ધ્વનિઓનો લોપ થયેલો નજરે પડે છે૪૮ ઉપનિવેશોમા નવીન પ્રજાઓ ગ્રીક બોલતી થઈ એમણે ઘણા નવતર પ્રયોગો પ્રચલિત કર્યા જે ધીરે ધીરે ત્યાની શિષ્ટ ગ્રીક ભાષામા પણ પેસી ગયા

આ જ પ્રકારે સસ્કૃતમાં પણ દ્રાવિડી વગેરે અન્ય પ્રજાઓના સપર્કને કારણે ભૂતકાળ દર્શાવવાને કર્મણિ ભૂતકૃદતનો વ્યાપક પ્રયોગ (ઉ ત स गत), વિસ્તૃત ભૂતકાળ (Periphrastic Perfect) (ઉ ત कारयामास प्रश्नरायाचकार ४०) ૪૦ અનેક રચનાઓ પ્રવેશી છે

કોઈકવાર ઘણી ભાષાઓનુ સમાન પ્રમાણમા સમિશ્રણ થઈને કોઈ ભાષા નિર્માણ થાય છે ઉ ત ભૂમધ્ય મહાસાગરના દેશોમા બોલાતી 'સાબિર' (Sabir) ભાષામા ફ્રેન્ચ, સ્પેનિશ, ગ્રીક, ઈટાલિયન અને અરબીનુ મિશ્રણ છે આમાની પ્રત્યેક ભાષામાથી એમા શબ્દો લેવામાં આવ્યા છે, તો એમની દરેકની વિશિષ્ટ વ્યાકરણરચના (grammatical peculiarities) નો સપૂર્ણ ત્યાગ કરવામાં આવ્યો છે

૪૮ સરખાવો Vendryes, *op cit*, p 294

દૂર પૂર્વનાં બંદરોમાં[49] પિડજિન અંગ્રેજી (Pidgin English) બોલાય છે, અને આફ્રિકાની સિએરા લિઓનિ (Sierra Leone) માં ભાંગ્યુંતૂટ્યું અંગ્રેજી (Broken English) બોલાય છે, તે પણ સાબિરના જેવી મિશ્ર ભાષાઓ છે.

પિડજિન અંગ્રેજીના[50] પાયામાં ચીની ભાષાસ્વરૂપ રહેલું છે. ચીની ભાષામાં ઓછામાં ઓછું વ્યાકરણતત્ત્વ છે; તેમ અંગ્રેજીમાં પણ વ્યાકરણતત્ત્વ અતિ મિત પ્રમાણમાં છે. એથી અંગ્રેજી શબ્દોનો ઉપયોગ કરીને ચીની વાક્યરચના બનાવવી ઘણી સુગમ થઈ પડે છે. પિડજિન અંગ્રેજીમાં સંબંધતત્ત્વોનો અભાવ હોય છે અને પદક્રમ ચીની ભાષા અનુસાર હોય છે. એમાં કેટલાક શબ્દો ચીની જ હોય — ઉ. ત. 'chow chow' (=food, to eat), 'amah', nurse), 'taipan' (=a boss); તેમ અંગ્રેજી શબ્દોનાં મુખિક ચીની ઉચ્ચારણ થાય છે, ઉ. ત. 'plopa' (=proper),

બ્લૂમફિલ્ડે દક્ષિણ મહાસાગરના ટાપુઓમાં બોલાતી અંગ્રેજી (Beach-la-Mar) નું એક ઉદાહરણ આપ્યું છે :

'Kai-kai he finish?' (= Is dinner ready?)
'You not like soup? He plenty good kai-kai.'
(= Don't you like the soup? It's very good).

—Bloomfield, *Language*, p. 472.

સરખાવો : "Pidgin is....the lingua franca of a goodly portion of the Pacific lands, and an estimated 30 to 50 million people speak some of it, either solely or as an adjunct to their native tongues....Known as 'business' language; the closest a Chinese could come to pronouncing 'business' was 'bi-hin' or 'bijin'—eventually 'pidgin'."

—Gary Jennings, "*The 'can-do' Language*," pub. '*Harper's Magazine*', 1963.

'flin' (=friend), 'melican' (=American). ક્રિયાપદને ee પદાંત (endings) લગાડવામાં આવ્યાં હોય છે. ઉ. ત. 'makee' (=to make), 'tinkee' (=to think). નીચેના ઉદાહરણથી ચીની **Pidgin English**ના સ્વરૂપનો વિશેષ ખ્યાલ આવશે :

"Chinaman he makee allotim so-fashee China-side. Supposey one piece fata flog he bull-chilo, supposey that chilo too muchee largo man, all-same olo man — he must catchee floggum, no other ting can do."

(અંગ્રેજી અનુવાદ : "A Chinaman always acts in this way in China. Suppose a father wants to flog his son; if that child is as big as a grown man, the father must catch him to flog him. He can't do anything else." ૫૧

ઉત્તર ઑસ્ટ્રેલિયામાં બોલાતી **Australian Pidgin**નો નીચેનો નમૂનો જુઓ. એ ચીની 'પિડજિન'થી વિભિન્ન સ્વરૂપનો છે.

"Big Name watchem sheepysheep. No more belly cry fella hab. Big Name makum camp alonga grass. Big Boss longa sky makum inside glad."

(અંગ્રેજી અનુવાદ : "The Lord is my shepherd. I shall not want. He maketh me to lie down in green pastures. He restoreth my soul." ૫૨

૫૧ . સરખાવો : Encyclopaedia Britannica, (1946), Vol 17, pp. 914 A.

ગ. 'ક્રેઓલ' (Creole) બોલીઓ પણ મિશ્ર ભાષાઓ જ ગણાય. એમના પાયામાં ફ્રેન્ચ, સ્પૅનિશ કે અંગ્રેજી જેવી કોઈ યુરોપિયન ભાષા હોય છે; પણ એનું વ્યાકરણ લુપ્તવત્ હોય છે અને ભાષાનાં અન્ય અંગો – શબ્દાદિક – જાણે કણ કણ સમાં છૂટાં હોય છે. વિદેશી વેપારીઓ સાથે એમની ભાષામાં વાત કરવી ધંધા માટે અનિવાર્ય હોવાથી દેશીઓ (natives) તદ્દન ભાંગીતૂટી, શીર્ણવિશીર્ણ રૂપની પણ પોતાનું કામ સારે તેવી, વિદેશી ભાષા શીખ્યા, ને કાળક્રમે પોતાની ભાષા વિસારે પડી. આવી 'ક્રેઓલ' બોલી જીવનની મહત્ત્વની જરૂરિયાતો અને સામાન્ય વસ્તુઓ જ દર્શાવી શકતી; મૂળ ભાષાનું આંતર સત્ત્વ એમાં સદંતર લુપ્ત હતું. સમાજના નીચલા થરની એ બોલી હતી, જેને કદીએ વ્યવસ્થિત રીતે મૂળ વિદેશી ભાષા ગ્રહણ કરવાનો અવસર મળ્યો ન હતો. ડચ ગિઆનામાં Suriname માં બોલાતી ભાંગીતૂટી (creolized) અંગ્રેજી — જેને 'Ningre Tongo' કે 'taki–taki' કહે છે તેનું ઉદાહરણ જુઓ :

"ˈKom na ˈini:–sej. mi: sɛ ˈgi: ju wan –sani: fo: ju: de ˈnjam." (= Come inside. I shall give you something to eat.)[૫૩]

આ સર્વ મિશ્ર ભાષાઓ — સાબિર, પિડજિન અંગ્રેજી, તૂટીફૂટી અંગ્રેજી, અને ક્રેઓલ બોલીઓ — ભાષાઓના સંકરનાં ઉદાહરણો છે.

**વિજેતા પ્રજાનું પરાજિત પ્રજાની ભાષામાંથી આદાન–** અહીં સુધી આપણે પરસ્પરના ઘનિષ્ઠ સંપર્કમાં રહેલી ભાષાઓના અરસપરસ આદાનપ્રદાન સંબંધે વિવેચન કર્યું. એક પ્રજા અન્ય

૫૨ સરખાવો : E. Sheppard Sayer, *Pidgin English*; cited by *Encyclopaedia Britannica*, Vol 17, pp. 914 A.

૫૩ સરખાવો : Bloomfield, *Language*, p. 475.

પ્રજા ઉપર વિજય મેળવીને એ પ્રદેશમાં સ્થાયી થાય, કે કોઈક ઐતિહાસિક કે ભૌગોલિક કારણોથી કોઈ પ્રજા પોતાના મુલકમાંથી હિજરત કરીને અન્ય પ્રજાના દેશમાં જઈને વસે ત્યારે ભાષાઓનો આવો ઘનિષ્ઠ સંપર્ક થાય છે. ત્યારે ઘણુંખરું પરાજિત પ્રજાની ભાષા વિજેતાની ભાષામાંથી પુષ્કળ અંશો ગ્રહણ કરતી હોય છે, જે એના સ્વરૂપ ઉપર વ્યાપક અસર કરે છે. વિજેતા પ્રજાની ભાષા જો કાળક્રમે લુપ્ત ન થઈ જાય તો એમાં સંપર્કમાં આવેલી ભાષામાંથી થોડાક સાંસ્કૃતિક અંશો (cultural borrowings) માત્ર પ્રવિષ્ટ થાય છે. ઉ. ત. ઈંગ્લાંડની અંગ્રેજી ભાષામાં બ્રિટનની કેલ્ટિક (Celtic) ભાષામાંથી કેવળ થોડાંક સ્થળનામો પ્રવિષ્ટ થયાં છે. અમેરિકન અંગ્રેજીમાં 'ઇન્ડિયન' ભાષાઓમાંથી કેટલાંક સ્થળનામો આવ્યાં છે. ઉ. ત. Massachusetts, Illinois, Wisconsin, Chicago, ઇ૦. આ રીતે બોહેમિઆ (Bohemia) થી ઈંગ્લાંડ સુધીનાં કેટલાંયે સ્થળનામો કેલ્ટિક છે. (ઉ. ત. Vienna, Paris, London, ઇ૦); જ્યારે પૂર્વ જર્મનીમાં ઘણાં સ્થળનામો સ્લાવિક (Slavic) છે. (ઉ. ત. Berlin, Leipzig, Dresden ઇ૦).[૫૪]

પરાજિતનું વિજેતા ભાષામાંથી આદાન–અંગ્રેજીનું ઉદાહરણ–

આથી ઊલટું, પરાજિત પ્રજાની ભાષા જીવન્ત રહે તો એમાં સંપર્કમાં આવેલી તે તે આક્રમક પ્રજાઓની ભાષામાંથી પુષ્કળ અંશો ઊતર્યા હોય છે. અંગ્રેજી આ પ્રકારના આદાનનું એક જ્વલન્ત ઉદાહરણ છે. એમાં સૌથી પ્રથમ ભાષાના ઊગમકાળે, રોમન સામ્રાજ્યના યુગમાં, લેટિન શબ્દો પ્રવેશ્યા. ઉ. ત. wine (< લૅ. vinum), street (< લૅ. strāta). એ પછી સાતમા શતકમાં પાદરીઓ દ્વારા church (< લૅ. cȳrinca), bishop (< O. E. biscop < લૅ. episcopus) ઇ૦ શબ્દો આવ્યા.

૫૪ સરખાવો : Bloomfield, *op. cit.*, p. 464.

નવમાથી અગિયારમા સૈકા સુધીમાં ડેનિશ આક્રમણો દરમિયાન અનેક સ્કૅન્ડિનેવિઅન (Scandinavian) શબ્દો અંગ્રેજીમાં પ્રવેશ્યા : ઉ. ત. they, them, their, are, call, die, hit, law, wrong; અને skirt, sky, skin જેવા અનેક sk-આરંભી શબ્દો.[૫૫] આ સર્વ પરકીય શબ્દો ભાષાના અંતસ્તલ સુધી પહોંચી ગયા છે એ નોંધવા જેવી બીના ગણાય.

નૉર્મન વિજય બાદ કેટલાંયે સૈકાંઓ સુધી ઈંગ્લાંડમાં ફ્રેન્ચનું વર્ચસ્વ હતું. ચૌદમા શતકમાં તો ઉચ્ચ સ્તરના અંગ્રેજો અંગ્રેજી ને ફ્રેન્ચ બંને ભાષાઓ સમાન રીતે જાણતા, કે છેવટ ફ્રેન્ચ આસાનીથી બોલી શકતા, જ્યારે સામાન્ય પ્રજા માત્ર અંગ્રેજી બોલતી. આ યુગમાં અનેક ફ્રેન્ચ શબ્દો અંગ્રેજીમાં પ્રવેશ્યા. ઉ. ત. state, crown, people, duke, court, judge, crime, prove, plea આદિ કાયદો અને રાજ્યવ્યવસ્થાના શબ્દો; war, battle, soldier, navy, enemy, march આદિ યુદ્ધને લગતા શબ્દો; religion, angel, saint, pray, virtue, grace, pity આદિ ધર્મને લગતા શબ્દો; falcon, scent, track, sport, dice, trump આદિ શિકાર અને રમતગમતના શબ્દો; glory, art, beauty, colour, figure, paint, arch ઇ૰ કલાને લગતા શબ્દો; chair, table, furniture, soup, jelly, boil, fry આદિ ગૃહજીવનને અંગેના શબ્દો; beef, pork, mutton ઇ૰ વિવિધ ખાદ્ય આમિષના શબ્દો (—જો કે એ પ્રાણીઓનાં નામો—ox, swine, sheep ઇ૰-અંગ્રેજી છે); અને, છેલ્લે, John, James, Helen, ઇ૰ અનેક વ્યક્તિનામો (personal names).[૫૬] કોઈ કોઈ વાર સમાન અંગ્રેજી અને ફ્રેન્ચ નામો એક સાથે પ્રચલિત હોય

૫૫ સરખાવો : E. H. Sturtevant, *An Introduction to Linguistic Science*, p. 142.

છે: ઉ. ત. અં. yearly, ફ્રે૦ annual; hearty, cordial; answer, reply; ghost, spirit.

એ યુગમાં ફ્રેન્ચનું રાજકીય અને સાંસ્કૃતિક વર્ચસ્વ હતું. એથી ફ્રેન્ચમાંથી અંગ્રેજીએ આટલા બધા શબ્દો સ્વીકાર્યા. એની સામે, અંગ્રેજીમાંથી ફ્રેન્ચમાં આવેલા શબ્દો બહુ જ થોડા—મુખ્યત્વે રમતગમતોને લગતા—છે.

ઇંગ્લાંડનો દૂર દૂરના દેશો સાથે દરિયાઈ વેપાર જામ્યા પછી અને દૂર દૂરના પ્રદેશોમાં ઉપનિવેશો સ્થપાયા પછી અંગ્રેજીમાં ઘણી ઘણી ભાષાઓમાંથી શબ્દો આયાત થયા છે. ઉ. ત. અમેરિકન ઇન્ડિયન ભાષાઓમાંથી igloo, moccasin, ઇ૦; નૈઋત્ય અમેરિકાની સ્પેનિશ બોલીઓમાંથી corral, ranch, ઇ૦; અમેરિકાનાં શહેરોમાં વસેલા જર્મનોની ભાષામાંથી smearcase, wienerwurst, ઇ૦; ચીની ભાષામાંથી tea, chow, Shanghai ઇ૦; જાપાની ભાષામાંથી kimono, jin-riki-sha; મલયભાષામાંથી bamboo, gong, kampong, orang-utan; દ્રાવિડી ભાષામાંથી betel, calico, ઇ૦; બંગાળીમાંથી bungalow; હિંદીમાંથી jungle, punch, ઇ૦; ફારસીમાંથી shah; અરબીમાંથી harem, sherbet, sultan, ઇ૦; તુર્કીમાંથી bey, kiosk; ઑસ્ટ્રેલિયન ભાષાઓમાંથી kangaroo, boomrang; આફ્રિકન ભાષાઓમાંથી chimpanzee, gorilla, zebra, ઇ૦.[૫૭]

વર્તમાનની સમીપના કાળમાં વિદ્વાનોએ અંગ્રેજી આદિ યુરોપિયન ભાષાઓમાં લખતાં અનેક લૅટિન અને ગ્રીક શાસ્ત્રીય શબ્દો લીધા છે. આ પ્રકારે લૅટિનમાંથી adjective, function જેવા, અને

૫૬ સરખાવો: Bloomfield, *op. cit.*, p. 465.
૫૭ સરખાવો: Sturtevant, *op. cit.*, p. 143; ઉપરાંત, લુઓપ્રાઇબ, પૃ. ૩૨૫.

ગ્રીકમાંથી arterio – sclerosis, thermo–dynamic જેવા શબ્દો લીધા છે. આજે તો આવા શાસ્ત્રીય શબ્દોના પણ સંક્ષેપો અવિશેષ પ્રચલિત બને છે. ઉ. ત. ion, proton, neutron ઇ૰.

. ગ્રીક લૅટિનમાંથી શબ્દો ઉપરાંત પ્રત્યયો, અનુગો પણ લેવામાં આવ્યા છે. ઉ. ત. player, maker ઇ૰ માં કર્તૃવાચક –er પ્રત્યયનો ઉદ્‌ગમ લૅટિન –ārius માંથી છે. ઉ ત. લૅ. carpentārius > અં. carpenter. વિશેષણવાચક –ary પ્રત્યયનો ઉદ્‌ગમ પણ એમાંથી જ છે. ઉ. ત. primary, ordinary, exemplary, ઇ૰.

. કોઈક વાર અંગ્રેજીમાં વિદેશી શબ્દોનો અનુવાદ કરવામાં આવ્યો હોય છે; જેમકે overdriven (< જર્મન übertrieben), air–plane (< aero–plane). પણ, સામાન્ય રીતે, આગળ દર્શાવ્યું તેમ અંગ્રેજી ભાષા પરભાષામાંથી શબ્દો યથાવત્ ગ્રહણ કરે છે.

**પરાજિતોનો વિજેતા ભાષાનો સમગ્રપણે સ્વીકાર—** સામાન્ય રીતે તો ભાષાઓના સંપર્કમાં ઉપર દર્શાવ્યા અનુસાર પરિવર્તન – રૂપાન્તર થાય છે. પણ ક્વચિત્, એથી વિલક્ષણ પ્રકારની પરિસ્થિતિ પણ સરજાય છે. કોઈક વાર પરાજિત પ્રજા વિજેતાની ભાષા અપૂર્ણપણે ગ્રહણ કરે અને પછી, કાળક્રમે, એ ભાષાસ્વરૂપ ઉપલા વર્ગોની વિશુદ્ધ ભાષાને સંપૂર્ણપણે દબાવી દે એમ બને. ઉપનિવેશોની ગ્રીક ભાષાની આવી પરિસ્થિતિ હતી એ આપણે જોઈ ગયા. ચીલીમાં સ્થાનિક પ્રજાએ સ્પૅનિશ ભાષા ગ્રહણ કરતા એમની મૂળ ઇન્ડિયન ભાષાઓ લુપ્ત થઈ ગઈ; તો એ સ્પૅનિશનું ધ્વનિતંત્ર મૂળ ઇન્ડિયન ભાષાઓના ધ્વનિતંત્રથી ઘણું રંગાયેલું હતું. એજ પ્રમાણે ભારતમાં આર્યોએ દ્રાવિડી આદિ આર્યેતર પ્રજાઓ ઉપર વિજય મેળવીને એના ઉપર સંસ્કૃતનું વર્ચસ્વ લાધ્યું. પણ તો સાથે-સાથે એ પ્રજાઓના વિશિષ્ટ મૂર્ધન્ય ધ્વનિઓ ટ, ઙ, ણ તેમ ૨–ક્ષ

ધ્વનિસંકર (રોમન્‌, લોમન્‌ ઈ૦), ઈ૦ ઈન્ડો–આર્યન ભાષામાં દાખલ થઈ ગયા. આ સર્વ પરિવર્તનમાં, તેમ મિશ્ર ભાષાઓની ઉત્પત્તિમાં આદાનનું જે સ્વરૂપ નજરે પડે છે એ અસામાન્ય અને વિલક્ષણ છે.

## પ્રાચીન ઈન્ડો–આર્યનમાંથી ગુજરાતી ભાષાની ઉત્ક્રાન્તિ— એમાં ભિન્નભિન્ન સમયે થયેલાં આદાનો

ગુજરાતી ભાષાની ઉત્ક્રાન્તિનો આ પ્રકારે વિચાર કરવો ઘણો રસપ્રદ થશે. ગુજરાતી એ એક દૃષ્ટિએ તો પ્રાચીન ઈન્ડો–આર્યનમાંથી —અર્થાત્‌, વૈદિક સાહિત્યભાષાના યુગમાં સામાન્ય જનતામાં બોલાતી કથ્યભાષા કે બોલીમાંથી— કાળક્રમે ઉત્ક્રાન્ત થયેલું રૂપ છે. તો પ્રાચીન ઇતિહાસ અને વિશેષતઃ પ્રજાઓનાં આગમન–સ્થળાન્તર ઈ૦ના અનુલક્ષમાં પ્રાચીન ઈન્ડો–આર્યનની આરંભની કક્ષાઓથી એના ઉપર અન્ય ભાષા–સંસ્કૃતિની કેવી કેવી અસરો થતી ગઈ, એના ઉપર કેવા કેવા પટ લાગતા ગયા એની વિચારણા કરવી આવશ્યક છે.

**પ્રાચીન ઈન્ડો–આર્યનમાં**—જેનું શ્રેષ્ઠ સાહિત્યિક રૂપ વૈદિક ભાષા અને પછી સંસ્કૃત છે—કાળક્રમે **ધ્યાનખેંચતા ફેરફારો થતા રહ્યા** છે એ તો સુસ્પષ્ટ છે. મૂર્ધન્ય વર્ણોનો ઉદ્‌ભવ, (સંસ્કૃતોત્તર કાળમાં) કેટલીક વ્યાકરણકોટિઓનો સર્વથા લોપ, ઈ૦ ભાષા- પરિવર્તનો અન્ય ભાષાઓ બોલનારી જાતિઓએ આર્ય ભાષાઓ અપનાવતાં થયાં છે.

ઈન્ડો–યુરોપિયન ભાષામાં નહોતા એવા શબ્દો ઈતર ભાષાઓ- માંથી ઈન્ડો–આર્યનમાં આવ્યા છે એ સુસ્પષ્ટ છે. પ્રારંભમાં આ આદાનનું પ્રમાણ થોડું હતું, પછી ઉત્તરોત્તર વધતું ગયું. ઉછીના લેવાયેલા શબ્દો સંસ્કૃત કરતાં પ્રાકૃતમાં વધારે છે, અને પ્રાકૃત કરતાં વર્તમાન ભાષાઓમાં એથીયે વધારે છે.

કોઈ કોઈ વાર આવા ઉછીના લેવાયેલા શબ્દો પ્રાચીન સંસ્કૃત શબ્દની સાથોસાથ વપરાતા રહ્યા છે. ઉ. ત. (પ્રાચીન) ગ્રન્થ અને

(ઉત્તરકાલીન) घोटक, श्वान અને कुक्कुर, मार्जार અને बिडाल, ऋक्ष અને भल्लुक.[૫૮] આ રીતે પ્રાગાર્ય (pre-Aryan) ભાષાઓમાંથી પ્રાચીન અને મધ્યકાલીન ભારતીય-આર્ય ભાષામાં ઊતરેલા શબ્દોની સંખ્યા ઘણી વિપુલ છે.

**એમાં સૌથી જૂનો સ્તર અત્યંત પુરાતન 'નિગ્રિટો' (negrito) જાતિની ભાષામાંથી લેવાયેલા શબ્દોનો છે.** 'નિગ્રિટો' કે 'કાલેય' જાતિના લોકો ભારતના સૌથી આદિમ નિવાસીઓ હતા. એમની સંસ્કૃતિ કેવળ પાષાણયુગની કક્ષાની હતી. ખેતી કે પશુપાલનનું એમને જ્ઞાન નહોતું. ભારતમાં આજે શુદ્ધ નિગ્રિટો જાતિ અવશિષ્ટ રહી નથી; પણ દક્ષિણ બલુચિસ્તાનમાં તેમજ દક્ષિણની કેટલીક જાતિઓમાં 'નિગ્રિટો' તત્ત્વ છે. નિગ્રિટોની એક જાતિ હિંદની બહાર આંડામાન ટાપુઓ ઉપર વસી હતી; એની સંતતિ આંડામાની (Andamanese) ભાષા બોલે છે. નિગ્રિટો જાતિઓની ભાષામાંથી ઇન્ડો-આર્યનમાં વૃક્ષોનાં અને પ્રાણીઓનાં નામો ગ્રહણ કર્યાં હશે એમ કલ્પના થઈ શકે છે. ડૉ. સુનીતિકુમાર ચેટરજીએ बादुड (=ચામાચીડિયું) જેવા કેટલાક પ્રાચીન શબ્દોનું મૂળ નિગ્રિટો ભાષામાં દર્શાવ્યું છે.[૫૯]

**એ પછી ભારતમાં ઑસ્ટ્રિક જાતિઓ આવીને વસી.** આસામના ખાસી (Khasis) તેમજ સાંતાલી-મુંડારી જેવી કોલ કે મુંડા (Kol or Munda) જાતિઓ ઑસ્ટ્રિક છે. તેઓ ઉત્તર હિન્દમાં પંજાબ સુધી, તેમ મધ્ય હિન્દમાં અને દક્ષિણમાં પ્રસરી હતી. ઇ. સ. પૂર્વે કેટલાંયે હજાર વર્ષ ઉપર એમનું આગમન થયું હશે એમ ધારવામાં આવે છે. એમને પ્રાથમિક સ્વરૂપની ખેતીનું

---

૫૮ સરખાવો: T. Burrow, *The Sanskrit Language*, p. 374.

૫૯ સરખાવો: Suniti Kumar Chatterji, '*Indo-Aryan and Hindi*,' 1942, p. 33.

જ્ઞાન હતું. તેઓ પશુપાલક નહોતા, તોપણ હાથીને કેળવવાનું એમને આવડતું, અને તેઓ મરઘાંબતકાં (fowls) પાળતા. ઑસ્ટ્રિક ભાષા-સ્વરૂપમાં પૂર્વગ (prefix), અનુસર્ગ (suffix) અને અંતઃસર્ગ (infix) ત્રણે છે. એમની સંખ્યાગણનાપદ્ધતિનો એકમ કોડી (=૨૦)નો હતો. એમની પાસેથી પ્રાચીન ઇન્ડો-આર્યનમાં नारिकेल, कदल, ताम्बूल, हरिद्रा (=હળદર), वार्तिगण (=રીંગણું), अलाबू (=કોળું), कर्पास, उन्दुरु (=ઉંદર), लाङ्गल (=હળ), सर्षप (=સરસવ) આદિ શબ્દો આવ્યા છે.[૬૦]

ઑસ્ટ્રિકની પછી, કે કદાચ એમની સાથે જ, ભારતમાં દ્રાવિડી પ્રજાઓનું આગમન થયું હશે. આજે બલુચિસ્તાનમાં કવેટાની આજુબાજુ બોલાતી 'બ્રાહુઈ' (Brahui) ભાષા દ્રાવિડી વર્ગની છે; એટલે પુરાતન સમયમાં એ પ્રદેશમાં દ્રાવિડી પ્રજાઓની વસાહતો હશે એમ કલ્પના થઈ શકે છે. દ્રાવિડી લોકો મૂળ પૂર્વ ભૂમધ્ય પ્રદેશમાંથી (Eastern Mediterranean) લિસિઆ અને ક્રીટ (Crete)માંથી ઊતરી આવ્યા હોય એ સંભવિત છે. કદાચ હેલેનિક ગ્રીકોની પૂર્વે થઈ ગયેલી સુપ્રસિદ્ધ ઈજિઅન પ્રજા જ દ્રાવિડી હોય. 'દ્રાવિડ'નું એક રૂપ દ્રમિળ (Dramiḷa) કે તામિલ (Tamil) છે—જેનું લિસિઅન શિલાલેખોના Trmmili ની સાથે નિકટનું સામ્ય છે.[૬૧]

દ્રાવિડી લોકો વિશાળ નગરો બાંધીને રહેનારી પ્રજા હતી. શાંતિના સમયમા એમની વ્યવસ્થિત સામૂહિક જીવનની પ્રણાલિકા હતી. તેઓ પશુપાલન પણ કરતા. એમની કેટલીયે ધાર્મિક માન્યતાઓ રહસ્યાત્મક (mystic) હતી, જેની વર્તમાન હિન્દુ ધર્મ ઉપર સ્પષ્ટ છાયા પડી છે.

---

૬૦ સરખાવો : Suniti Kumar Chatterji, *op. cit.*, p. 35; T. Burrow, *op cit.*, pp. 378-379.

૬૧ સરખાવો : Suniti Kumar Chatterji, *op. cit.*, p. 39.

એ પછી આર્યોએ ભારતવર્ષમાં પ્રવેશ કર્યો. પ્રથમ તો આર્યોએ દ્રાવિડી લોકોને છેડ્યા નહીં, પણ પૂર્વમાં નબળી ઑસ્ટ્રિક જાતિઓને દબાવતા તેઓ આગળ વધ્યા. અશ્વરથ એ આર્યોની એક મહત્ત્વની સિદ્ધિ હતી. પાળેલાં પશુઓ સાથે ગ્રામ (= wandering clans, ભ્રમણ કરતી ટોળીઓ) રૂપે આર્યો ફરતા, જ્યારે દ્રાવિડી લોકો ખેતીપ્રધાન પ્રજા હોઈ એક સ્થળે સ્થાયી નિવાસ કરતા. આર્ય ધર્મ યજ્ઞયાગાદિક અને હોમપ્રધાન હતો; તો દ્રાવિડી પ્રજાના ધર્મમાં ષોડશોપચાર પૂજા એ પ્રધાન તત્ત્વ હતું. આર્યોની કુટુંબવ્યવસ્થા પિતૃસત્તાત્મક (patriarchal) હતી; તો દ્રાવિડોની કુટુંબવ્યવસ્થા માતૃસત્તાત્મક (matriarchal) હતી.

દ્રાવિડીઓ પાસેથી આર્યોએ અનેક શબ્દો ગ્રહણ કર્યા છે. ઉ. ત. अगुरु, अनल, अलस, उलूखल, कज्जल, कलुष, काक, कानन, कुटि, कुण्ड, कुन्तल, कूप, केतक, घूक, चिक्कण, चतुर, चन्दन, चूडा, ताल, तूल (=રૂ), दण्ड, निबिड, नीर, पिण्ड, पण्डित, पल्ली, पुट, बक, मयूर, महिला, माला, मीन, मुकुल, वलय, वल्ली, शठ, शव, सूर्प ઇ૦. એમાંના उलूखल, कुण्ड, दण्ड, पिंड, मयूर[૬૨] આદિ શબ્દોનું ગ્રહણ તો છેક ऋग्वेदના સમયમાં થયું છે. એ એમ બતાવે છે કે વેદના સમયમાં આર્યોને ઉત્તર ભારતમાં–ગંગાયમુનાની અંતર્વેદીના પ્રદેશમાં–દ્રાવિડો સાથે સંપર્ક થયો હતો.[૬૩] વૈદિકોત્તર સંસ્કૃત કાળમાં દ્રાવિડી ભાષાઓમાંથી વિપુલ પ્રમાણમાં શબ્દો ગ્રહણ કરવામાં આવ્યા. પ્રાકૃત કાળમાં, અને ત્યાર બાદ, આ આદાન ઘણું જ ઘટી ગયું.

એ પછીના ઐતિહાસિક સમયમાં પણ ભારતમાં બહારની અનેક પ્રજાઓ આવી છે, એક સ્થળેથી બીજે સ્થળે વિચરી છે, અને છેવટે ઠરી ઠામ થઈ છે. પ્રજાઓના આ આગમન–

૬૨ સરખાવો : T. Burrow, *op. cit.*, pp. 380–386.
૬૩ સરખાવો : T. Burrow, *op. cit.*, p. 387.

સ્થળાન્તરાદિકની અસર ભારતીય-આર્યભાષા ઉપર પડી છે. એમાંથી જે જે પ્રજાઓ ગુજરાતમાં આવીને વસી તેની અસર અભ્યાસાર્હ છે.। ગુજરાત ઉપર ઈ. સ. પૂર્વે ૩૧૯ થી ૧૯૭ સુધી મૌર્ય આધિપત્ય રહ્યું. એ પછી-ઈ. સ. પૂર્વે ૧૮૦ થી ૧૦૦ સુધી-બૅક્ટ્રિયન ગ્રીકો આવ્યા, જેમાં मिलिन्दपण्हो થી વિખ્યાત થયેલા મિલિન્દ કે મિનેન્ડરનું નામ સુપ્રસિદ્ધ છે. ત્યારપછી શક ક્ષત્રપોનું રાજ્ય ઈ. સ. ૨૯૮ સુધી રહ્યું. એમાં ક્ષત્રપ રુદ્રદામનનું નામ (ઈ. સ. ૧૪૩-૧૫૮) સુવિખ્યાત છે. ઈ. સ. ૪૧૦ થી ૪૭૦ સુધી ગુજરાત સૌરાષ્ટ્ર ઉપર ગુપ્ત લોકોનું વર્ચસ્વ રહ્યું. એનો તોરમાણ અને મિહિરકુલ હૂણે અંત આણ્યો.

ગુપ્તો પછીથી વલભિના મૈત્રકોનું ગુજરાત-સૌરાષ્ટ્ર ઉપર આધિપત્ય થયું. (ઈ. સ. ૫૦૯ થી ૭૬૬). ઈ. સ. ૭૫૦ થી ૭૭૦ દરમિયાન સિંધના આરબોએ વલભિનો નાશ કર્યો. ઈ. સ ૬૬૬ થી ૭૪૦ સુધીમાં દક્ષિણ ગુજરાત ઉપર દક્ષિણના ચૌલુક્યોની સત્તા હતી. એ વખતે ભરુચમાં એક ન્હાનું 'ગુર્જર' રાજ્ય હતું જેના પહેલા રાજા દદ્દનો ઉલ્લેખ મળે છે. એકંદરે ઈ. સ. ૭૪૩ થી ૯૭૪ સુધી દક્ષિણના રાષ્ટ્રકૂટોનું ગુજરાત ઉપર વર્ચસ્વ રહ્યું. આ સમયમાં અણહિલપુર ઉપર ચાવડાઓનું આધિપત્ય હતું. ચાવડાઓ પછી ઉત્તરના ચૌલુક્યોનો ગુજરાત ઉપર અમલ થયો. (ઈ. સ. ૯૬૪-૧૨૪૨) આ સમય એ ગુજરાતના રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસનો સુવર્ણયુગ ગણાય છે. આ જ કાળમાં અંતિમ અપભ્રંશે ગુજરાતીનું સ્વરૂપ ધારણ કર્યું.

ઈ. સ. ૧૨૧૯ થી ૧૩૦૪ સુધી ગુજરાતમાં વાઘેલાઓનું આધિપત્ય હતું. છેલ્લા વાઘેલા રાજા કર્ણદેવને અલાઉદ્દીન ખલજીના સેનાપતિ અલફખાને હરાવ્યો. એ પછી સાડાચારસો વર્ષ ગુજરાત ઉપર મુસ્લિમ આધિપત્ય રહ્યું. ઔરંગઝેબનાં મૃત્યુ પછી મરાઠાઓનું પ્રાબલ્ય વધ્યું. એમણે ગુજરાતમાં પગપેસારો શરૂ કર્યો અઢારમા

સૈકાના ઉત્તરાર્ધમાં ગુજરાત ઉપર પેશ્વા અને ગાયકવાડની સત્તા હતી. ઇ સ ૧૮૦૨ થી ગુજરાતમાં **અંગ્રેજી સત્તાનો પ્રારંભ થયો.**

આ સર્વ પ્રજાઓનાં આગમનો સ્થળાન્તરો અને રાજકીય પરિવર્તોમાં **ઈ. સ.ના પાંચમા સૈકાની આસપાસમાં (ઈ. સ. ૪૦૦–૫૦૦ દરમિયાન) ગુર્જરોનું ભારતમાં આગમન,** એનાં અનેક સ્થળાન્તરો, અને છેવટે **ગુજરાત આદિ પ્રદેશોમાં સ્થાયી નિવાસ** એ ભાષાદૃષ્ટિએ સૌથી વધારે મહત્ત્વનું પરિબળ ગણાય.

પ્રાકૃતોમાં નહોતા એવા **અનેક દેશ્ય શબ્દો પશ્ચિમ કે ગુર્જર અપભ્રંશમાં મળે છે.** તેમાંના ઘણા શબ્દો **ગુર્જર પ્રજાની પોતાની મૂળ બોલીમાં હશે** એમ અવશ્ય માની શકાય. કયા શબ્દો પુરાતન કાળથી વસેલી આદિવાસી પ્રજાઓ પાસેથી આવ્યા, કયા ગુર્જરો પાસેથી મળ્યા, કયા દ્રાવિડી આદિ પ્રજાઓના સંપર્કે આવ્યા એ નિશ્ચિતપણે કહેવું મુશ્કેલ છે. તોપણ, **કેટલાંક ઝાડપાનનાં કે પશુપંખીઓનાં નામો,** તેમ પ્રાથમિક જીવનચર્યાને આવરી લેતા કેટલાયે શબ્દો **આદિવાસી પ્રજાની ભાષામાંથી** ભારતીય-આર્ય ભાષામાં આવ્યા હશે એમ માનવું સયુક્તિક છે.

સંસ્કૃતમાં આદિ झ વર્ણવાળા શબ્દો બહુ જ થોડા—માંડ પચીસેક જેટલા હશે, તેમ આદિ ड વર્ણવાળા શબ્દો પણ કેવળ ગણતર છે; અને આદિ ठ–ढ વાળા શબ્દો ચાર-છથી વધારે નથી અર્વાચીન ગુજરાતીમાં આવા શબ્દોની સંખ્યા વિપુલ છે. તો ગુજરાતી ભાષાએ આ સર્વ શબ્દો ક્યાંથી મેળવ્યા એ વિચારવું પ્રાપ્ત થાય છે.

આમાંથી અર્ધતાલવ્ય ધ્વનિઓવાળા, વિશેષતઃ झ–કારાદિ અને छ–કારાદિ શબ્દો—ઉ. ત ઝાડ (< દેશ્ય झाड), ઝાંખરું (< દેશ્ય झंखरो), ઝડી (દે. झडी, = નિરંતરવૃષ્ટિ), ઝંટિયાં – જટિયાં (દે. झंटी, = નાના ઊભા વાળ), છીંક (દે. छिक्कं), છાણ (દે. छाणं), ઈ૦ —

જેમનું સ્પર્શસંઘર્ષી (affricate) ઉચ્ચારણ સંસ્કૃતથી બહુ જુદું પડી જાય છે તે આદિમ ભાષામાંથી લેવામાં આવ્યા હોય એવું અનુમાન કરી શકાય.

એ ઉપરાંત ઉકરડો (દે. उक्कुरडो), ટેકરો (દે. टेक्करं), કોતર (દે. कोट्टर), વહેળો-વાહોળો (દે. वहोलो), કંદ (દે. कंदी), કુશ્કી (દે. कुक्कुसो), છોલવું (દે. छोल), ખટકે (દે खुडुक्कइ), કોલ્હો (દે. कोल्हुओ, =શિયાળ), ખોલકું (દે. खोल्लो), ગાડર (દે. गड्डरी, =બકરી), બોકડો (દે. बोक्कडो), હોજરી (દે. ओज्झरी), ડોળો (દે. डोलो), ઢૂંઢો (દે. ढुंढो), રાડ (દે. राडी), બોજો (દે. बोज्झओ) જેવા ભાષાના અંતસ્તલ સુધી પહોંચેલા નિમ્નસ્તરી શબ્દો પણ આદિમ ભાષા પાસેથી આવેલા સંભવે છે.

અલી (=સ્ત્રીસંબોધન), અમ્મા (=માતા), ચીકણું, ચિંચા (મરાઠીમાં='આંબલી'), ચણોઠી, સાહેલી, શેઠ, દુંદ આદિ શબ્દોનાં મૂળ દ્રાવિડી ભાષામાં જડ્યાં છે.

અનાડી (દે. अणाडो), હેલી (દે. अयाली), અવડ (દે. अवडो), ઓઢણી (દે. ओड्डणं, =ઉત્તરીય), ગાગર (દે. गग्गरी), ઘાઘરો (દે. घग्घरं), ચૂડો (દે. चूडो), ટીકો (દે. टिक्कं=તિલક), ઠાલો (દે. ठल्लो), તલાર (દે. तलारो, =નગરરક્ષક), પિંઢારો (દે. पेंढारो, =ગોવાળિયો), મામી (દે. मामी), મોગરો (દે. मोग्गरो, =કળી), મરડ (દે. मरट्ट, =ગર્વ), કોડ (દે. कोड्ड, = કૌતુક, હોંશ), ભૂંડો (દે. भण्डय, =નિર્લજ્જ, ભૂંડો), ઢોલો (દે. ढोल्ल, =વિટ, નાયક), વટાળ (દે. विट्टाल, =અસ્પૃશ્યસંસર્ગ) આદિ અનેક દેશ્ય શબ્દો ગુર્જરાદિક પ્રજાઓ પાસેથી લેવામાં આવ્યા હશે એમ કલ્પી શકાય. આઠમા-નવમા સૈકા સુધીની પ્રાકૃતોમાં એ બધાકુલ મળતા નથી, પણ આચાર્ય હેમચન્દ્રના અગિયારમા સૈકાની આસપાસની देशीनाममाला માં અને सिद्धहेमचन्द्र-शब्दानुशासन નાં અપભ્રંશ પદ્યોમાં એ ઉલ્લિખિત છે.[૬૪]

મુસ્લિમ યુગમાં ગુજરાતીમાં કળાકારીગરી, મોજશોખ, ન્યાય વ્યવસ્થા, રાજ્યવહીવટ, યુદ્ધસરંજામ આદિને લગતા **અનેક શબ્દો** **ફારસી-અરબી (ને તુર્કી) માંથી** લેવાયેલા છે. ઉ. ત. ગુલાબ, ગાલીચો, બીરંજ, અત્તર, અંજીર, શરબત, ઇન્સાફ, સૂબો, ફોજદાર તોપ, તરવાર, ઇ૦. એ સાંસ્કૃતિક આદાન (cultural borrowing) માત્ર છે, ભાષાના છેક અંતસ્તલ સુધી એ પ્રવેશ્યા છે એમ ન કહી શકાય.

**મરાઠી શબ્દો** ગુજરાતી ભાષાએ અલ્પ પ્રમાણમાં ગ્રહણ કર્યા છે. ઉ. ત. बाई, दकाउ, माग (=સેંથી), निदान (=ઓછામાં ઓછું), चळवळ, वाटाघाट,[65] ઇ૦.

**પોર્ટુગીઝમાંથી** ગુજરાતી ભાષાએ આફૂસ, પાયરી, અનનાસ, કોફી, કાજૂ, પાદરી, મેજ, બટાટા, તમાકુ, ઇ૦, અને **અંગ્રેજીમાંથી** ટિકિટ, માસ્તર, સ્ટેશન, ઇ૦ શબ્દો લીધા છે.[66] આ સર્વ પણ કેવળ સાંસ્કૃતિક આદાન જ છે. બેશક, અંગ્રેજીની કેટલીક અસર ગુજરાતી વાક્યઘટના ઉપર થઈ છે, જેનો આગળ નિર્દેશ કરેલો છે; પણ એ એટલી વ્યાપક નથી—આમજનતાની બોલીમાં એ વરતાતી નથી.

આ રીતે ઇતિહાસના સુવિશાળ પટમાં ભિન્નભિન્ન કાલબિન્દુએ ગુજરાતી ભાષાને અન્ય ભાષાઓના સંસ્કારો લાગેલા છે.

*

---

૬૪ જુઓ : सिद्धहेमचन्द्रशब्दानुशासन માં 'तस्यादीना छोल्लादयः।' (૮-૪-૩૯૫). અને 'शोभादीनां वहिल्लादयः।' (૮-૪-૪૨૨) એ સૂત્રોમાં ઉલ્લિખિત દેશ્ય શબ્દો

૬૫ જુઓ: K. B. Vyas, '*Intimate Borrowing between Gujarati and Marathi*', pub. '*Journal of the Gujarat Research Society*, October, ૧

૬૬ જુઓ : પાછળ, પૃ. ૩૬૩-૩૬૪.

# પ્રકરણ અગિયારમું

## ભાષાસ્વરૂપોનું વર્ગીકરણ—ભાષા-અધ્યયનની તુલનાત્મક પદ્ધતિ

"When we pass from Latin to Russian, we feel that it is approximately the same horizon that bounds our view, eventhough the near, familiar landmarks have changed. When we come to English, we seem to notice that the hills have dipped down a little, yet we recognize the general lay of the land. And when we have arrived at Chinese, it is an utterly different sky that is looking down upon us."

— Edward Sapir, *Language*

### ભાષા-સ્વરૂપોનું વર્ગીકરણ

**ભાષાવર્ગીકરણની બે દૃષ્ટિ** — ભિન્નભિન્ન ભાષાઓનું કેવી રીતે ઘડતર થાય છે તેનો આપણે વિચાર કર્યો. એમાંની કેટલીક ભાષાઓ એકજ મૂળ ભાષામાંથી ઉદ્‌ભવેલી હોઈ એમના શબ્દોમાં — અર્થતત્ત્વમાં — સમાનતા હોય છે. ઉ. ત. સં. પિતા, અવેસ્તન pita, ગ્રીક patér, લેટિન pāter, ગોથિક fadar. એ બધી એક પરિવારની ભાષાઓ છે—એમની વચ્ચે આનુવંશિક કે પારિવારિક સમાનતા છે.

કેટલીક ભાષાઓ વિભિન્ન કુલની હોવા છતાં તેમનાં સ્વરૂપમાં, બંધારણમાં સમાનતા હોય છે. ઉ. ત. અંગ્રેજીમાં પદક્રમ અનુસાર એકજ શબ્દ પ્રારંભે આવ્યો હોય તો નામ, અને નામની પછી આવ્યો હોય તો ક્રિયાપદ બને છે. (ઉ. ત. Fire is burning; I fire a pistol); તેમ સ્વતંત્રપણે પ્રયોજિત હોય તો નામ તરીકે વપરાતો શબ્દ નામની પૂર્વે આવતાં વિશેષણ બની જાય છે

(ઉ. ત. The good of the people; અને the good people). એ જ પ્રકારે ચીની ભાષામાં પદક્રમ અનુસાર એક શબ્દ વાક્યમાં પ્રારંભે આવ્યો હોય તો નામ (અને ક્રિયાનો કર્તા) હોય છે; પણ વાક્યના ઉત્તર ભાગમા, કર્તાની પછી આવ્યો હોય તો ક્રિયાપદ ગણાય છે. ક્રિયાપદ પછીનું પદ કર્મ હોય છે. પ્રારંભે, નામની પણ પૂર્વે આવેલો શબ્દ વિશેષણ હોય છે. ઉ ત. 'ta kuok' (= त कुओक) = 'મોટું રાજ્ય'; 'kuok ta' = 'રાજ્ય મોટું છે.' 'tsi niu' (=त्साइ निउ) = 'છોકરાઓ (અને) છોકરીઓ'; પણ 'niu tsi' = 'છોકરી (રૂપ) બાળકો'. અર્થાત્ 'છોકરીઓ'. wang (=રાજા) pao (=રક્ષે છે) min (=લોકોને). આમ અંગ્રેજીમાં અને ચીનીમાં પદક્રમ એ અસાધારણ મહત્ત્વનું સંબંધતત્ત્વ બની રહે છે, એટલે અંશે બંને વચ્ચે સ્વરૂપગત કે આકૃતિમૂલક સમાનતા છે.

આ બે દૃષ્ટિએ ભાષાઓનું વર્ગીકરણ થાય છે. પહેલાને ઐતિહાસિક કે પારિવારિક વર્ગીકરણ કહે છે, અને બીજાને આકૃતિમૂલક કે સ્વરૂપમૂલક વર્ગીકરણ કહે છે. ભાષા–અધ્યયનમાં ભાષાની આકૃતિ કે સ્વરૂપનું મહત્ત્વ અત્યંત છે. અહીં આપણે ભાષાઓના આકૃતિમૂલક વર્ગીકરણ સંબંધે વિવેચન કરીશું; એ પછી, બીજા ખંડમાં, ભાષાના ઐતિહાસિક પરિવારોની સમીક્ષા કરીશું.

**ભાષાસ્વરૂપ અનુસાર ચાર મુખ્ય વર્ગો**—ભાષાનું આકૃતિમૂલક વર્ગીકરણ ભાષાશાસ્ત્રીઓએ વિવિધ પદ્ધતિએ કરવાનો પ્રયત્ન કર્યો છે. પણ એમાંની કોઈ પદ્ધતિ સંપૂર્ણપણે સંતોષકારક નથી. ક્યાં દૃષ્ટિબિન્દુથી વર્ગીકરણ કરવુ એ જ ખરેખર મોટો પ્રશ્ન છે. ભાષાનાં એટલાં બધાં વિવિધ પાસાં હોય છે! એમાંથી ક્યાં પાસાંને અનુલક્ષીને વર્ગીકરણ કરવું ઘટે?

કેટલાક ભાષાશાસ્ત્રીઓ ભાષાના બે મુખ્ય વર્ગો પાડે છે—

વિશ્લેષણાત્મક (analytic, ઉ. ત. ચીની ભાષા), અને સંશ્લેષણાત્મક (synthetic, ઉ. ત. લૅટિન ભાષા). આ વર્ગીકરણ સંતોષકારક નથી; ઘણી ભાષાઓ કેટલાક અંશોમાં અન્ય ભાષાઓ કરતાં વધારે વિશ્લેષણાત્મક (analytic) હોય, તો બીજી બાબતોમાં વધારે સંશ્લેષણાત્મક (synthetic) હોય છે.

અન્ય ભાષાશાસ્ત્રીઓ ભાષાના અયોગાત્મક (isolating), યોગાત્મક (agglutinative), શ્લિષ્ટ (inflective), અને પ્રશ્લિષ્ટ (polysynthetic) એવા વર્ગો પાડે છે. એમાં છેલ્લા ત્રણ પ્રકારોનું તત્ત્વતઃ તો એક જ સ્વરૂપ છે—યોગાત્મકમાં પ્રકૃતિપ્રત્યયનો યોગ શિથિલ હોય છે, તે શ્લિષ્ટમાં દૃઢ અને અવિશ્લેષ્ય, અને પ્રશ્લિષ્ટમાં કેવળ એકત્વ પામેલો હોય છે. અયોગાત્મક (isolating) ભાષાના આત્યંતિક સ્વરૂપનું ઉદાહરણ ચીની ભાષા છે; યોગાત્મક (agglutinating) ભાષાનું લાક્ષણિક ઉદાહરણ તુર્કી ભાષા છે; શ્લિષ્ટ (inflective) ભાષાનું સર્વોત્તમ ઉદાહરણ લૅટિન અને સંસ્કૃત ભાષાઓ છે; તો પ્રશ્લિષ્ટ (polysynthetic) ભાષાનું ઉદાહરણ ગ્રીનલૅન્ડની એસ્કિમો ભાષા છે. આ ચતુર્વિધ વર્ગીકરણ પણ સંપૂર્ણ-પણે સંતોષકારક નથી જ—એમાં પણ પ્રધાનપણે એક વર્ગની ભાષામાં અન્ય પ્રકારનાં લક્ષણો મળે છે. પણ એકંદરે ભાષાના સ્વરૂપગત ભેદ સમજવવાને એ અતિ ઉપયોગી હોવાથી એનું સવિશેષ અનુસરણ થાય છે અહીં ક્રમશઃ આ ભાષાવર્ગોનાં લાક્ષણિક તત્ત્વોની સમીક્ષા કરીશું.

અયોગાત્મક ભાષાઓ (isolating languages)—અયોગાત્મક ભાષામાં દરેક શબ્દ સ્વતંત્ર છે; વાક્યમાં પ્રયોજાતાં એ કોઈ પ્રત્યય કે અનુગ લેતો નથી, તેમ અન્ય શબ્દને યોગે તેમાં ફેરફાર થતો નથી. એમાં શબ્દોનો પરસ્પર સંબંધ વાક્યના પદક્રમ (syntax)થી જ જણાઈ જાય છે. અંગ્રેજી, અને હિંદી ગુજરાતી

જેવી વર્તમાન ભારતીય ભાષાઓનું અયોગાત્મક વલણ ધ્યાન ખેંચે છે. ઉ. ત. John hit Bill; Bill hit John; राम लक्ष्मण से पूछता है । लक्ष्मण राम से पूछता है ।; 'ભાઈ બહેનને ખવડાવે છે,' 'બહેન ભાઈને ખવડાવે છે'; ઈ૦. અહીં પદક્રમ અનુસાર પ્રથમ નામ કર્તા બને છે; અને પછીનું નામ કર્મ બને છે. બીજા વાક્યમાં નામોનાં સ્થાન ફેરવી નાંખ્યાં છે, તેથી અર્થવ્યત્યય થયો છે.

અયોગાત્મક ભાષાનું આત્યંતિક ઉદાહરણ ચીની ભાષા છે. એનો પ્રત્યેક શબ્દ એકાક્ષરી હોય છે, એનું સ્વરૂપ હમેશાં સ્થિર હોય છે; એને કદી પ્રત્યય લાગતો નથી, તેમ એના સ્વરૂપમાં કદી ફેરફાર થતો નથી.[1] એથી સંસ્કૃતમાં જેમ कृ ધાતુમાંથી 'કરણ', 'કર્તા', 'કાર્ય', 'કર્તવ્ય', 'પ્રકાર', 'વિકાર' આદિ શબ્દો બને તેમ ચીનીમાં બનતું નથી. ચીનીમાં શબ્દોના નામ, સર્વનામ, વિશેષણ કે ક્રિયાપદ આદિ પ્રકારો પડતા નથી—એક જ પદ વાક્યમાં પદક્રમ અનુસાર નામ (કર્તા), વિશેષણ કે ક્રિયાપદ બને છે. ઉ. ત. ta kuok' = 'મોટું રાજ્ય'; પણ 'kuok ta' = 'રાજ્ય મોટું છે'. પ્રારંભે, નામની પણ પૂર્વે આવેલો ta શબ્દ પદક્રમાનુસાર વિશેષણ છે; તે જ શબ્દ નામની પાછળ આવતાં ક્રિયાપદ બન્યો. છતાં બન્ને સ્થિતિમાં એનું ધ્વન્યાત્મક સ્વરૂપ યથાવત્ રહ્યું છે તેમ સામાન્ય અર્થચ્છાયામાં ખાસ ફરક પડ્યો નથી.

---

[1] નીચેનું ચીની કવિએ ચીની ભાષાસ્વરૂપ અનુસાર રચેલું અંગ્રેજી કાવ્ય ચીની ભાષાની અયોગાત્મક દશા ઉત્તમ રીતે પ્રગટ કરે છે:

" Wu-river stream mouth evening sun sink,
North look Liao-Turg, not see home.
Steam whistle several noise, sky-earth boundless,
Float float one reed out Middle-Kingdom."

(એનું અંગ્રેજીમાં અર્થદર્શન નીચે પ્રમાણે થશે :

= " At the mouth of the Yangtsze[1] (= wu) River,

ચીનીમાં વચનભેદ—નામ એકવચનમાં છે કે બહુવચનમાં તે—સામાન્ય રીતે એના સંદર્ભમાંથી જાણી લેવાય છે. પણ, જ્યાં અસ્પષ્ટતા હોય કે ભારપૂર્વક બહુત્વ દર્શાવવાનું હોય ત્યાં બહુત્વસૂચક શબ્દો જોડવામાં આવે છે. ઉ. ત. ki (=કેટલાક), Su (સંખ્યાબંધ). એ રીતે કેટલાક શિષ્ટાર્થ શબ્દોથી વિભક્તિઓ દર્શાવાય છે. ઉ ત. 'min lik' = 'લોકોની શક્તિ', પણ ષષ્ઠ્યર્થ વધારે સુસ્પષ્ટ રીતે દર્શાવવો હોય તો બે પદો વચ્ચે ci મૂકવામાં આવે છે. ઉ. ત. 'min ci lik'. ci વાક્યના કર્તા પછી મુકાયું હોય તો સમગ્ર વાક્ય પેટાવાક્ય બની જાય છે. ઉ. ત. वांग पाओ मिन (wang pao min) = 'રાજા રક્ષે છે લોકોને'; પણ 'वांग चि पाओ मिन त्वे (સમાન) फु (=પિતા) चि पाओ त्साइ' = 'રાજાનું લોકોને રક્ષવું એ પિતાના પોતાના બાળકને રક્ષવા સરખું છે.' ci ના ઉપયોગથી સમગ્ર વાક્ય પણ ષષ્ઠ્યર્થ બની જાય છે: ઉ. ત. 'वांग पाओ मिन चि ताओ (=રીત) को (ko=શકાય) किअन (kien = દેખાય)' = 'જે રીતે રાજા રક્ષે છે લોકોને તે દેખી શકાય તેવી છે.' चि ના પ્રયોગથી કૃદંત જેવી રચનાઓ પણ સિદ્ધ કરી શકાય છે. ઉ. ત. 'वांग पाओ चि मिन' (='રાજાથી રક્ષાયેલા લોકો'); 'पाओ मिन चि वांग' ('લોકોનું રક્ષણ કરતા રાજા'), ઈ૦

ચીની વાક્યરચનામાં કર્તા ક્રિયાપદની પહેલાં અને કર્મ ક્રિયાપદની પછી આવે છે. ઉ ત. 'wǒ pú pà tā (वो पू पा ता)' = 'હું ડરતો નથી એનાથી'; પણ 'tā pú pà wǒ' = 'એ ડરતો

as the sun is about to sink, I look north toward Liao-Tung but do not see my home. The steam-whistle shrills several times on the boundless expanse, where meet sky and earth. The steamer floating gently like a hollow reed, sails out of the Middle-Kingdom."]

—સરખાવો: Edward Sapir, *Language*, p. 228.

નથી મારાથી.'[2] તેમ ન્ગો ત નિ='હું મારું છું તને'; નિ ત ન્ગો 'તું મારે છે મને'.[3] આ સંબંધે આપણે આગળ ચર્ચા કરી ગયા છીએ.

સામાન્ય રીતે ચીનીમાં એકજ શબ્દ અર્થતત્ત્વ (semanteme) તેમજ સંબંધતત્ત્વ (morpheme) બતાવે છે. ત્યારે કયો શબ્દ કયું તત્ત્વ વ્યક્ત કરે છે તે પદક્રમથી જણાય છે. ઉ. ન. તિ નું અર્થતત્ત્વ 'સ્થાન' છે, પણ સંબધતત્ત્વ છે 'નું'. એમાંથી કયો અર્થ સંદર્ભમાં ઇષ્ટ છે તે પદક્રમ દર્શાવે છે.

ચીની ભાષાની અન્ય એક વિશેષતા ધ્યાન ખેંચે છે. એમાં એકજ શબ્દ સૂરભેદે વિવિધ અર્થો પ્રગટ કરે છે. ઉ. ત. એક રીતે ઉચ્ચારતાં wang નો અર્થ 'રાજા' એવો થાય છે; તો બીજી રીતે ઉચ્ચારતાં એનો અર્થ 'રાજા બનવું' એવો થાય છે. ઉત્તરીય ચીનીમાં ઉચ્ચ, સમ (high level) સ્વરે ઉચ્ચારાયેલા $ma^1$ (म) નો અર્થ થાય 'માતા'; ઉચ્ચ ચઢતા (high rising) સ્વરે ઉચ્ચારાયેલા $ma^2$ નો અર્થ થાય 'શણ'; નીચા, ચઢતા (low rising) સ્વરે ઉચ્ચારાયેલા $ma^3$ નો અર્થ થાય ઘોડો; અને નીચા, પડતા (low falling) સ્વરે ઉચ્ચારાયેલા $ma^4$ નો અર્થ થાય 'ઠપકો આપવો.'[4] તેવીજ રીતે mu (मु) નો સામાન્ય અર્થ છે 'આંખ'; એના સૂરભેદે 'ખ્યાલ કરવો,' 'મુખ્ય', 'આવશ્યક' ઇ૦ વિવિધ અર્થો થાય છે.

ઉપર દર્શાવ્યા પ્રમાણે ઉત્તરીય ચીની કે પેકિંગીઝ (Pekingese) ચીનીમાં ચાર સૂરભેદ છે, કેન્તોનીઝ (Cantonese)માં આઠ સૂરભેદ

૨ સરખાવો : E. H. Sturtevant, *An Introduction to Linguistic Science*, p. 55.

૩ સરખાવો : બાબૂરામ સક્સેના, सामान्य भाषाविज्ञान, पृ. १४८.

૪ સરખાવો : Bloomfield, *Language*, p. 116.

છે. આ સ્વરભેદ એ ધ્વનિની માફક જ શબ્દનું અંતરંગ (integral) તત્ત્વ છે. એથી અર્થ સ્પષ્ટ કરવાને ઘણીવાર બે સમાનાર્થ શબ્દોનો સહપ્રયોગ કરવામાં આવે છે ઉ. ત. tao અને lu એ બંનેના વિવિધ અર્થો થાય છે, જેમાં એક અર્થ 'રસ્તો' એવો છે. બંનેનો સહપ્રયોગ કરવાથી કેવળ 'રસ્તો' એ જ અર્થ સંદર્ભમાં ઇષ્ટ છે એમ નિશ્ચિત થઈ જાય છે. તેમ, સામાન્ય રીતે 'nü' = 'છોકરી' કે 'ko' = 'મોટો ભાઈ' એમ અર્થ થાય છે. પણ રોજિંદા વ્યવહારની ભાષામાં અર્થ સ્પષ્ટ કરવાને 'nü–tzü' (=છોકરી (રૂપ) બાળક) કે 'ta ko' (=મોટો કે વડિલ મોટો ભાઈ) વિશેષ વપરાય છે. ૫

## યોગાત્મક ભાષાઓ (agglutinating languages)

યોગાત્મક ભાષાઓમાં અર્થતત્ત્વ સાથે સંબંધતત્ત્વ જોડવામાં આવે છે. બંનેનો 'યોગ'—જોડાણ—શિથિલ હોય, અર્થાત્, સંયોગમાં પણ પ્રકૃતિ અને અનુગ (કે પ્રત્યય) બંનેનું સ્વતંત્ર અસ્તિત્વ રહેતું હોય તો એને યોગાત્મક, કે સવિશેષ ચોકસાઈથી કહેવું હોય તો અશ્લિષ્ટ યોગાત્મક (agglutinating) સ્વરૂપ કહે છે. એમાં પ્રકૃતિ ને અનુગ (કે પ્રત્યય) એકરૂપ ન બનતાં જાણે ચોંટાડેલાં (agglutinated) હોય એમ લાગે છે. ભારતીય ભાષાઓના તદ્ધિતસાધિત શબ્દોમાંના કેટલાક આ પ્રકારના હોય છે. ઉ. ત. મધુરતા, સત્ત્વ, બુદ્ધિમાન્, હાનિ, વદન, વર્તણૂક, મોટાપણું, સોનારણ ઇ૦.

પણ આ પ્રકારનું સર્વોત્તમ ઉદાહરણ યુરલ–આલ્તાઈ કુળની તુર્કી ભાષા છે. એમાં પ્રકૃતિ (મૂળરૂપ) અને પ્રત્યય કે અનુગ બંને સ્વતંત્ર રહે છે અને સિદ્ધ રૂપમાં એમનું અસ્તિત્વ જુદું થાય છે. પ્રત્યય કે અનુગને યોગે મૂળ શબ્દના સ્વરૂપમાં ભાગ્યે જ ફેરફાર થાય છે. તુર્કીમાંથી કેટલાંક ઉદાહરણો જોઈએ.

---

૫ સરખાવો: Encyclopaedia Britannica, (1946), Vol 5, p. 567.

[તુર્કીમાં sev = 'ચાહવું' એનાં વિવિધ રૂપો આ પ્રકારે બને છે. sev – mek (સેવ – મેક) = ચાહવું; sev – il – mek (સેવ – ઇલ – મેક) = ચહાવાવું; sev – ish – mek (સેવ–ઇશ–મેક) = પરસ્પરને ચાહવું; sev – ish – dir – il – mek (સેવ–ઇશ–દિર–ઇલ–મેક) = પરસ્પરને ચહાવરાવવું.] 'de' ='કહે' નાં આવાં રૂપાખ્યાનો થાય છે : de = કહે (આજ્ઞાર્થ); de-yor = તે કહે છે; de – yor – lar = તેઓ કહે છે; de – yecek = તે કહેશે; de – yecek – ler = તેઓ કહેશે. [૬]

[એજ પ્રમાણે ev ('એવ' = ઘર) એ નામ લઈએ તો એનાં ev (પ્રથમા), ev – i ('એવ–ઈ', દ્વિતીયા), ev – e ('એવ–એ,' ચતુર્થી), ev – den ('એવ – ડેન,', પંચમી), ev – in ('એવ – ઈન', ષષ્ઠી), ev – de ('એવ – ડે', સપ્તમી) ઇ૦ રૂપો થાય છે.] એ રૂપોનાં બહુવચન એ જ અનુગોથી, પણ પહેલાં બહુત્વસૂચક ler લગાડીને, થાય છે : જેમકે ev-ler (=' ઘણા ઘર', પ્રથમા), ev – ler – i (દ્વિતીયા), ઇ૦.

નીચેનાં રૂપાખ્યાનોથી ભાષાનું યોગાત્મક સ્વરૂપ વધારે સ્પષ્ટ થશે. ઉ. ત. ev – im (=મારું ઘર), en – ler – im (=મારાં ઘરો); ev–im–in (= મારા ઘરનું); ev–ler–im–in (=મારા ઘરોનું); ev–in (=તમારું ઘર), ev–in–in (તમારા ઘરનું). el (=હાથ), el–im (=મારો હાથ), el–im–de (= મારા હાથમાં), el–im–de–ki (=મારા હાથમાં હોવું તે), ઇ૦.

[ હંગેરિયન, ફિનિશ, બાસ્ક અને જાપાની ભાષાઓ પણ આ પ્રકારની છે.]

[ તુર્કી ભાષા अन्त्ययोगात्मक છે—અર્થાત્ એમાં પ્રકૃતિ (મૂળરૂપ) ને અંતે પ્રત્યયાદિક જોડવામાં આવે છે. આફ્રિકાની બાંટૂ કુળની ભાષાઓ

---

૬ સરખાવો : Sturtevant, *op. cit.* pp. 55–56.

પ્રધાનપણે पूर्वयोगात्मक છે, અને કેટલેક અંશે अन्त्ययोगात्मक છે: એમાં પ્રત્યય કે પુરઃસર્ગ બહુધા આગળ જોડવામાં આવે છે, અને ધાતુ યથાવત્ રહે છે.| જેમકે કાફિર ભાષામાં ku (कु) પુરઃસર્ગ સંપ્રદાન અર્થ (=ને) બતાવે છે. ઉ. ત. kuti (कुति) = 'અમને', ku-ni (कुनि) = 'તેને'] ઝૂલુ ભાષામાં umu (उमु) પુરઃસર્ગ એકવચન અને aba (अब) બહુવચન દર્શાવે છે. ઉ. ત. उमुन्त (=એક માણસ), अवन्तु (=ઘણા માણસો); न्गवन्तु (=ઘણા માણસોથી), (न्ग = થી). લુગાન્ડા (Luganda) માં senyua = 'ક્ષમા કરવી', ki-senyuo = 'ક્ષમા', mu-senyui = 'ક્ષમા કરનાર'. સ્વાહિલી (Swahili) માં patanisa (='to conciliate'), mpatanaši (='conciliator'), upatanišo (=conciliation).

(બાન્ટૂમાં अन्त्ययोगात्मक ના પણ અંશો છે. ઉ. ત. tanda (='to love'), tandawa (='to be loved'), tandeka (='to be lovable'), tandila (='to love for'), tandisa (='to cause to love').૭|

બાન્ટૂ ભાષાઓમાં વાક્ય આવી રીતે બને છે. ઉ. ત. Hupaમાં te-s-e-ya-te (='I will go'). એમાં ya (='to go') એ શબ્દમૂળ (radical element) જ પ્રધાન અંશ છે; પુરઃસર્ગ te ક્રિયાનું સાતત્ય દર્શાવે છે; s પણ ચાલુ ક્રિયાદર્શક છે; e ક્રિયાનો કર્તા પહેલો પુરુષ છે એ દર્શાવે છે; અનુસર્ગ te ભવિષ્યકાળ સૂચવે છે. ૮

अन्त्ययोग નાં ઉત્તમ ઉદાહરણ તુર્કી અને દ્રાવિડી ભાષાઓ છે. તુર્કી વિષે આગળ વિવેચન કર્યું.|દ્રાવિડી ભાષાઓમાં પણ તુર્કીની માફક જ શબ્દને અંતે પ્રત્યયો લાગે છે. ઉ. ત.

૭ સરખાવો: Encyclopaedia Britannica, (1946), Vol 3, p. 81.
૮ સરખાવો: Edward Sapir, *Language*, pp. 68-69.

| કન્નડ | મલયાલમ | ગુજરાતી સમાન્તર રૂપ |
| --- | --- | --- |
| सेवक-रु | सेवकन्-मार | સેવકો |
| सेवक्-रन्नु | सेवकन्-मारे | સેવકોને |
| सेवक-रिंद | सेवकन्-मराळ | સેવકોએ |
| सेवक-रिगे | सेवकन्-मारकु | સેવકોને |
| | सेवकन्-मारकाइ- | |
| सेवक-र | सेवकन्-मारुटे | સેવકોના |
| सेवक-रलि | सेवकन्-मार-इल् | સેવકોમા |

(કન્નડના આ રૂપોમા र् અનુગ બહુવચન દર્શાવે છે, न् એકવચન દર્શાવે છે, મલયાલમમા મૂળરૂપ सेवकन् છે, એને બહુવચનનો मार् પ્રત્યય લાગે છે પછી વિભક્તિ-પ્રત્યય ए (કર્મ), आल् (કરણ) उ, आइ (સપ્રદાન), टे (સબધ), इल् અધિકરણના પ્રત્યયો છે.] બહુવચનનાં રૂપો ઉપર આપ્યા છે, એકવચનના રૂપો ક્રમશ: सेवकने, सेवकन्नाल, सेवकनु, सेवकनाइ, सेवकन्टे, सेवकनिल् થાય છે.[૯]

(पूर्वान्तयोग તેમજ मध्ययोग ના ઉદાહરણો પૅસિફિક મહાસાગરના દ્વીપોની ભાષાઓમા મળે છે એમા શબ્દ એકાક્ષરી હોય તો એની પહેલા ને પછી પ્રત્યય લાગે છે, અને શબ્દ દ્વચક્ષરી હોય તો વચ્ચે પ્રત્યય લાગે છે ઉ ત. ન્યૂ ગિનીની मफ़ोर ભાષામા ज-म्फ़ (=હુ સાભળુ છુ), व-म्फ़ (=તુ સાભળે છે),] इ-म्फ़ (=તે સાભળે છે), सि-म्फ़ (=તેઓ સાભળે છે), ज-म्-फ़न्-द (હુ તારી વાત સાભળુ છુ) सांताली જેવી મુડા કુળની ભાષાઓમાં मध्ययोग ના ઉદાહરણો મળે છે ઉ ત मझि (=મુખી), मपंझि (=મુખીઓ); दल् (મારવુ), दपल् (=એકબીજાને મારવુ).[૧૦]

૯ સરખાવો : બાબૂરામ સક્સેના, सामान्य भाषाविज्ञान, पृ १४९–१५०.

૧૦ સરખાવો . બાબૂરામ સક્સેના, सामान्य भाषाविज्ञान, पृ १५०.

(slm = નમન કરવું) ઉપરથી सलीमा (selima), सलाम (salam), सुलयमान (suleyman), इस्लाम; अशक् (ashk = ઇચ્છવું) ઉપરથી आशिक (āshik = ઇચ્છનાર, ચાહનાર), मअशुक (ma'shūq = પ્રેયસી); नज़्र (nzr = જોવું) ઉપરથી नाज़िर (nāzir = જોનાર), मन्ज़ुर (manzūr = જોયેલું); कत्ब् (ktb = લખવું) ઉપરથી कतब्ना (katabnā = અમે લખ્યું), नक्तुबु (naktubu = અમે લખીશું); कातिबुन् (kātibun = લખનાર); किताबुन् (kitābun = પુસ્તક), मुक्तिबुन् (muktibun = લેખન-શિક્ષક), तकातबा (takātabā = 'એમણે બેએ એકબીજાને લખ્યું'), अस्तक्तिबु (astaktibu = 'હું તેને લખવાને કહીશ') मुकातबतुन् (makātabatun = લખાણ, પત્રવ્યવહાર) ઇ૦.

સેમિટિક ભાષાઓમાં નામની વિભક્તિઓ ત્રણ જ અને કેટલીક વાર બે જ, કર્તા અને કર્મ; જાતિ બે, નર અને નારી; વચન ત્રણે; નિર્દેશકો (articles) બે, अल् એ નિશ્ચયાર્થ અને अन् उन् એ અનિશ્ચયાર્થ, અને આખ્યાતના કાળ બે જ સંપૂર્ણ ક્રિયાવાચક (Perfect = ભૂતકાળ) અને અપૂર્ણ કે ચાલુ ક્રિયાવાચક (Imperfect = વર્તમાનકાળ).

क़तल् એ ધાતુનાં બને કાળનાં રૂપાખ્યાનો નીચે પ્રમાણે બને છે:

પૂર્ણ ક્રિયાવાચક (Perfect)

| | એકવચન | દ્વિવચન | બહુવચન |
|---|---|---|---|
| ૧ લો પુરુષ પુંલિંગ / ,, સ્રીલિંગ | कतल्तु | — | कतल्ना |
| ૨ જો પુરુષ પુંલિંગ | कतलत | कतलतुमा | कतल्तुम् |
| ,, સ્રીલિંગ | कतलति | कतलतुमा | कतलतुन्ना |
| ૩ જો પુરુષ પુંલિંગ | कतल | कतला | कतलू |
| ,, સ્રીલિંગ | कतलति | कतलता | कतल्ना |

અપૂર્ણ ક્રિયાવાચક (Imperfect)

| | એકવચન | દ્વિવચન | બહુવચન |
|---|---|---|---|
| ૧ લો પુરુષ પુંલિંગ | अक्तुलु | — | नक्तुलु |
| ,, સ્ત્રીલિંગ | ,, | — | ,, |
| ૨ જો પુરુષ પુંલિંગ | तक्तुलु | तक्तुलानि | तक्तुलूना |
| ,, સ્ત્રીલિંગ | तक्तुलीना | ,, | तक्तुलूना |
| ૩ જો પુરુષ પુંલિંગ | यक्तुलु | यक्तुलानि | यक्तुलूना |
| ,, સ્ત્રીલિંગ | तक्तुलु | तक्तुलानि | यक्तुलूना |

અરબીમાં કર્તરિ અને કર્મણિનાં રૂપો જુદાં નથી; ક્રિયાપદના અર્થ (moods) પાંચ છે; ચૌદ ધાતુગણો છે; મધ્યવ્યંજનના દ્વિત્વથી સબળ (intensive) ક્રિયા દર્શાવાય છે ઉ. ત. कसर (kasar = તેણે તોડ્યું), कस्सार (kassar = તેણે વિધ્વંસ કર્યો); फरिह् (fariha = તે ખુશ થયો), फर्रह् (farraha = તે અત્યાનંદિત થયો). પ્રેરક રૂપો પણ સામાન્ય રીતે આ જ પ્રકારે મધ્યવ્યંજનના દ્વિત્વથી સિદ્ધ થાય છે, જેમકે, हमल (= તે લઈ ગયો) हम्माल (= તેણે લેવડાવ્યું); તો કોઈક વાર પ્રથમ વ્યંજનમાં આ લગાડાય છે, ઉ. ત. कतब (= તેણે લખ્યુ), कातब (= તેણે પરસ્પર લખ્યુ), ઈ૦.

## પ્રશ્લિષ્ટ ભાષાઓ (polysynthetic languages)

કેટલીક ભાષાઓમાં અર્થતત્ત્વ સંબંધતત્ત્વ સાથે એટલાં બધાં પ્રગાઢપણે એકરૂપ થઈ જાય છે કે એમને છૂટાં પાડવાં શક્ય નથી. પ્રાચીન આર્યભાષામાં પણ કોઈ કોઈ શબ્દો આ પ્રકારે સિદ્ધ થયેલા હોય છે. ઉ. ત. व्याकरण, न्याय, मधुर, कृष्ण માંથી તદ્ધિત પ્રત્યય अ, इक અને इ લાગીને સિદ્ધ થયેલા वैयाकरण, नैयायिक, माधुर्य, कार्ष्णि ઈ૦માં પ્રકૃતિપ્રત્યયનો આવો પ્રશ્લેષ થયેલો છે. પ્રશ્લિષ્ટ ભાષાઓમાં આ પ્રકારે માત્ર એક અર્થતત્ત્વની સાથે એક કે વધારે સંબંધતત્ત્વોનો જ પ્રશ્લેષ–આત્યંતિક સંશ્લેષ–થયેલો હોય છે, એટલું જ

નહીં પણ એક કરતાં વધારે અર્થતત્ત્વોનો સમાસ થયેલો હોય છે. ક્વચિત્ તો આવી રીતે ભિન્ન ભિન્ન અર્થતત્ત્વોના પ્રક્ષેપથી સમગ્ર વાક્ય જ એક શબ્દરૂપ બન્યું હોય છે.

એસ્કિમો ભાષા પ્રશ્લિષ્ટ સ્વરૂપની છે. એમાં ક્રિયાપદના વિભિન્ન અનુસર્ગો સાડાચારસો જેટલા છે, અને નામના વચન-વિભક્તિ આદિના નિર્દેશક અનુસર્ગો દોઢસો જેટલા છે. એનાં થોડાંક ઉદાહરણો જુઓ : 'igdlo' = hut; igdlu-a (=his hut); igdlu-ga (=my hut); igdlor-rse (=your hut). takuvā (=he saw it); takuva-ra (=I saw it); takuva-rse (=you saw it), takūngilara (='I did not see him'; '-ngila' = does not).[11] manna (=this one), ingna (=that one), anna (=that one in the north); qanna (=that one in the south); panna (=that one in the east); kanna (=that one down there); sanna (=that one down in the sea),[12] ઇ૦.

એસ્કિમો ભાષામાં સમગ્ર વાક્યઘટના આવી રીતે થાય છે : ઉ. ત. ગ્રીનલૅન્ડની એસ્કિમો ભાષામાં अउलिसारिअर्तोरसुअर्पोक् (= એ માછલાં મારવાને જવાની ઉતાવળ કરે છે) એ સમગ્ર વાક્યરૂપ શબ્દ अउलिसर (= માછલાં મારવાં), पेअर्तोर (= કોઈ કામમાં મંડી પડવું), पेन्नुसुअर्पोक् (= એ ઉતાવળ કરે છે) એ ત્રણ શબ્દોના પ્રશ્લેષથી બન્યો છે.[13]

---

[11] સરખાવો : Encyclopaedia Britannica, (1946), vol 8, p. 707.

[12] સરખાવો : Bloomfield, *op. cit.*, p. 259.

[13] સરખાવો : બાબૂરામ સક્સેના, सामान्य भाषाविज्ञान, पृ. १५१.

[અમેરિકાના મૂળ વતનીઓની ભાષા પણ બહુધા આ પ્રકારની છે. ઉ. ત. ઉત્તર અમેરિકાના Algonkin નામના આદિમ વતનીઓની Fox નામની ભાષામાં 'eh-kiwi-n-a-m-oht-ati-wa-ch (i)' (= then they together kept [him] in flight from them) એ વાક્યમાં kiwi એ જ માત્ર પ્રમુખ શબ્દતત્ત્વ (radical element) છે; બાકીનામાંથી એક eh એ પુરઃસર્ગ છે, અને પછીના સાત અનુસર્ગો છે. [૧૪]]

**આ વર્ગીકરણની મર્યાદાઓ** — ભાષાઓના વર્ગીકરણની કોઈપણ પદ્ધતિ સંપૂર્ણપણે અનવદ્ય નથી. ભાષાઓના અયોગાત્મક, અશ્લિષ્ટ યોગાત્મક (agglutinating) અને શ્લિષ્ટ યોગાત્મક (inflective) એ વર્ગો સંપૂર્ણપણે અન્યવ્યાવર્તક (exclusive) નથી. ઘણી ભાષાઓમાં પ્રધાનપણે એક પ્રકારનાં લક્ષણોની સાથે સાથે થોડેક અંશે અન્ય પ્રકારનાં લક્ષણો મળે છે. જેમકે, અશ્લિષ્ટ યોગાત્મક (agglutinating) ભાષાઓમાં શ્લિષ્ટ યોગાત્મક (inflective) ભાષાલક્ષણો મળે છે, અને શ્લિષ્ટ યોગાત્મક ભાષામાં પ્રશ્લિષ્ટ યોગાત્મક (polysynthetic) ભાષાલક્ષણો મળે છે. ઉ. ત. તુર્કી કે કન્નડ ભાષાઓ પ્રધાનપણે અશ્લિષ્ટ યોગાત્મક છે, છતાં તેમાં શ્લિષ્ટનાં લક્ષણો મળે છે. અને પોલિનેશિયન ભાષાઓ પ્રધાનપણે અશ્લિષ્ટ યોગાત્મક છે છતાં તેમાં અયોગાત્મક ભાષાનાં, તે બારકમાં (જે મુખ્યતયા અશ્લિષ્ટ યોગાત્મક છે તેમાં) પ્રશ્લિષ્ટ ભાષાનાં લક્ષણો મળે છે. સંસ્કૃતની ઘટના પ્રધાનપણે શ્લિષ્ટ છે, છતાં તેમાં પ્રશ્લિષ્ટના અંશો છે આથી ભાષાઓનું વર્ગીકરણ કરતાં પ્રધાનપણે એનાં લક્ષણો ક્યા પ્રકારનાં છે તેનો જ વિચાર કરવામાં આવે છે, સંપૂર્ણપણે—વિશિષ્ટપણે—એક જ સ્વરૂપની ભાષા મળવી વિરલ છે.

---

૧૪ સરખાવો : Edward Sapir, *Language*, p. 71.

આ કારણથી એડ્વર્ડ સેપિ (Edward Sapir) અયોગાત્મક (isolating), અશ્લિષ્ટ (agglutinating), શ્લિષ્ટ યોગાત્મક (inflective); કે સ્વરૂપાત્મક (form language) અને સ્વરૂપરહિત ભાષાઓ (formless language); કે અયોગાત્મક, (અરબી જેવી) આન્તરવિકારાત્મક (symbolic), અને પુરઃસર્ગ – અનુસર્ગાત્મક (prefixing – suffixing) આદિ વર્ગીકરણો અમાન્ય કરે છે. આવા વર્ગીકરણમાં એક જ ભાષામાં એક કરતાં વધારે પ્રકારોનાં લક્ષણો નજરે પડે છે, એ ઉપરાંત એમાં તદ્દન વિભિન્ન આંતરતત્ત્વ (spirit) વાળી ભાષાઓને થોડાક સર્વથા બાહ્ય સ્વરૂપપ્રક્રિયાના સામ્યને કારણે એકજ વર્ગમાં એકસૂત્રે ગ્રથિત કરવામાં આવે છે. એથી સેપિ (Sapir) ભાષાઓ સંબંધતત્ત્વોનો કેવી રીતે વિનિયોગ કરે છે—અર્થાત્ એ ભાષાઓ સંબંધતત્ત્વોનો યોગ કરે છે કે નહીં, અને કરતી હોય તો એ ચોંટાડે (agglutinate) છે કે ઓતપ્રોત (fusion) કરે છે, તેમ એમનું સમગ્ર સ્વરૂપ વિશ્લેષાત્મક છે કે શ્લિષ્ટ છે કે પ્રશ્લિષ્ટ છે, એ બંને ધોરણો દૃષ્ટિમાં રાખીને ભાષાઓના શુદ્ધ સંબંધદર્શક ભાષાઓ (Pure – Relational languages) અને મિશ્ર સંબંધ-દર્શક ભાષાઓ (Mixed–Relational languages) એવા બે મુખ્ય પ્રકાર પાડી, એ પ્રત્યેકના સાદી (simple) અને સંકુલ (complex) એવા બે પેટાપ્રકારો પાડે છે. ઉ. ત. ચીની અને તિબેટી એ સાદી શુદ્ધ સંબંધદર્શક ભાષાઓ છે, તુર્કી અને પોલિનેશિયન ભાષાઓ સંકુલ શુદ્ધ સંબંધદર્શક ભાષાઓ છે; ફ્રેન્ચ અને બાંટૂ સાદી મિશ્ર સંબંધદર્શક ભાષાઓ છે, અને સંસ્કૃત, લેટિન, ગ્રીક જેવી પ્રાચીન શિષ્ટ ભાષાઓ, અરબી ભાષા, અને અંગ્રેજી જેવી વર્તમાન યુરોપીય ભાષા સંકુલ મિશ્ર સંબંધદર્શક ભાષાઓ છે. [૧૫]

૧૫ સરખાવો: Edward Sapir, *Language*, pp. 138-143.

ભાષાઓનો વિકાસક્રમ-શ્લિષ્ટ યોગાત્મક (inflectional) ભાષાઓનો કાળક્રમે વિકાસ થતા એના પ્રત્યયો ઘસાઈ જાય છે, તેથી તેને સ્થાને નવા સ્વતંત્ર અનુસર્ગાદિક મૂકવા પડે છે એનો ઉલ્લેખ આપણે આગળ કરી ગયા. આ રીતે જ લૅટિનમાંથી ફ્રેન્ચ, ગૉથિકમાંથી અંગ્રેજી, અને સંસ્કૃતમાંથી ગુજરાતી-હિંદી આદિ ભાષાઓનો વિકાસ થયો છે. ઉ. ત. અંગ્રેજીમાં સંબંધવાચક પુરઃસર્ગ of, હેતુવાચક પુરઃસર્ગ for, સ્થળવાચક પુરઃસર્ગ in આદિ પુરઃસર્ગરૂપ અવ્યયો; more, most જેવાં તુલનાર્થક અને શ્રેષ્ઠતાદર્શક વિશેષણો, અને did love, had loved, will love આદિ ક્રિયાપદરૂપો વિશ્લિષ્ટ (analytical) અને અયોગાત્મક (isolating) સ્વરૂપનું સૂચન કરે છે. આમ પૂર્વે જે ભાષાઓ શ્લિષ્ટ હતી તે કાળાન્તરે અયોગાત્મક બની ગઈ છે. ચીની ભાષાના રિક્ત શબ્દો પ્રાચીન સમયમાં પૂર્ણ શબ્દ, અર્થતત્ત્વરૂપ હતા એવું અનુમાન થાય છે. ગુજરાતી જેવી ભાષાઓના વિભક્તિપ્રત્યયો કે અનુસર્ગો ('માં', 'નો', 'થી' આદિ) મૂળ તો સ્વતંત્ર શબ્દો હતા (मध्य, तन, स्थित આદિ). સંસ્કૃત ક્રિયાપદોના પ્રત્યયો मि, सि, ति પૂર્વકાલીન સર્વનામોમાંથી વ્યુત્પન્ન થયા છે એમ વિદ્વાનો માને છે.

આવાં અનેક ઉદાહરણો ઉપરથી ઑગુસ્ટ શ્લાઇશર (August Schleicher) જેવા ભાષાશાસ્ત્રીઓએ ભાષા કાળક્રમે પ્રશ્લિષ્ટમાંથી શ્લિષ્ટ, શ્લિષ્ટમાંથી અશ્લિષ્ટ યોગાત્મક, અને એમાંથી અયોગાત્મક સ્વરૂપ ધારણ કરતી જાય છે એવું પ્રતિપાદન કર્યું છે.[૧૬] પછી કાળક્રમે પાછી એ અયોગાત્મકમાંથી અશ્લિષ્ટ યોગાત્મક, એમાંથી શ્લિષ્ટ, અને છેલ્લે પ્રશ્લિષ્ટ સ્વરૂપ પામે છે. આમ ઘડિયાળના ચક્રની માફક ભાષા-ઉત્ક્રાન્તિનું ચક્ર ફરતું રહે છે.

૧૬ સરખાવો: Otto Jespersen, *Language*, p. 76.

ડૉ. રામકૃષ્ણ ભાંડારકરે ભારતીય આર્યભાષાઓની ઉત્ક્રાન્તિનો પણ બહુધા આવો જ ક્રમ કલ્પ્યો છે.[૧૭] એ જણાવે છે કે વિશ્લિષ્ટ (analytical) સ્થિતિમાં નામ આખ્યાતાદિકની વિભક્તિઓ મૂળ શબ્દને અન્ય સ્વતંત્ર શબ્દરૂપ અનુસર્ગ જોડીને દર્શાવાય છે વપરાતાં વપરાતાં કાળક્રમે બનેમાં રૂપાંતર થાય છે, અને અનુસર્ગરૂપ શબ્દ ઘસાઈ એનો સ્વતત્ર અર્થ ભુલાઈ જાય છે અને એ પ્રત્યયનું રૂપ ધારણ કરી રહે છે. આ સ્થિતિએ ભાષા વિશ્લિષ્ટ (analytical) મટીને સંશ્લિષ્ટ (synthetic) બને છે. પછી ક્રમશઃ આ (મૂળ સ્વતંત્ર શબ્દ ઘસાઈને થયેલા) પ્રત્યયને પણ ઘસારો લાગે છે, કારણકે અન્ય શબ્દો કરતાં પ્રત્યયોનો ઉપયોગ ભાષામાં ઘણો વધારે થાય છે, અને વપરાશથી શબ્દોનું ધ્વન્યાત્મક સ્વરૂપ ઘસાતું જાય છે. આ કક્ષાએ ભાષામાં નામ-આખ્યાતાદિકની વિભક્તિઓ ગ્રહણ કરવાનું મુશ્કેલ થઈ પડે છે, અને ભાષા પૂર્વની માફક ફરીને પ્રત્યયોને સ્થાને નવા સ્વતંત્ર શબ્દો અનુસર્ગરૂપે પ્રયોજે છે. આ રીતે ભાષા સંશ્લિષ્ટ (synthetic) સ્થિતિમાંથી વિકાસ પામતા વિશ્લિષ્ટ (analytical) સ્થિતિને પામે છે, અને વિશ્લિષ્ટ સ્વરૂપમાથી અનુસર્ગો ઘસાતાં ઘસાતાં પાછી સશ્લિષ્ટ દશાને પામે છે, અને એ રીતે ભાષાનું ચક્ર સદૈવ ફર્યા કરે છે.

યેસ્પર્સન જેવા અર્વાચીન ભાષાવૈજ્ઞાનિકો આ મતનો અસ્વીકાર કરે છે.[૧૮] એમના મત પ્રમાણે આ સિદ્ધાન્ત બહુ પરિમિત ઉપાદાનમાંથી તારવેલો છે, એક જ ભાષાના ભિન્ન ભિન્ન વિકાસક્રમના સર્વાંગી અભ્યાસ ઉપરથી નિષ્પન્ન કરેલો નથી. ભાષાના વિકાસમાં

૧૭ સરખાવો : R. G. Bhandarkar, *Wilson Philological Lectures*, pp. 8, 11.

૧૮ સરખાવો : Jespersen, *Language*, p. 424 f.

જ્યાં એ વિશ્લિષ્ટ (analytical) રૂપો શ્લિષ્ટ (synthetic) બનતાં હોય છે ત્યાં દસ જૂનાં શ્લિષ્ટ રૂપો લુપ્ત થઈને નવાં વિશ્લિષ્ટ રૂપો અસ્તિત્વમાં આવે છે. આમ સંકુલ પ્રત્યયાત્મક સ્થિતિમાંથી ધીમે ધીમે પ્રત્યયરહિત સ્થિતિ તરફ ભાષા ગતિ કરે છે એમ કહી શકાય. પણ વિશ્લિષ્ટ સ્થિતિમાંથી અનુગરૂપ શબ્દો ઘસાતાં પાછી સંશ્લિષ્ટ, પ્રત્યયાત્મક દશામાં એ આવે છે એમ ન કહી શકાય. ઉ. ત. પ્રાચીન અંગ્રેજી શ્લિષ્ટ પ્રત્યયાત્મક (inflective) હતી; એમાંથી ધીમે ધીમે સરળ બનીને આજે અર્વાચીન અંગ્રેજી ઘણે અંશે અશ્લિષ્ટ યોગાત્મક (analytical and agglutinative) અને કેટલેક અંશે અયોગાત્મક (isolating) થઈ છે, અને અલ્પાંશે જ પ્રત્યયાત્મક રહી છે. કાળક્રમે એ પાછી પ્રત્યયાત્મક બનશે એમ એના વિકાસનો ઈતિહાસ જોતા કહી શકાય તેમ નથી. ભાષાનો ઉત્ક્રાન્તિક્રમ જોતાં સામાન્ય રીતે અનિયમિત સંશ્લિષ્ટ રચનાને સ્થાને છૂટથી નિયમિત રીતે પ્રયોજી શકાય તેવાં ટૂંકાં અંગોવાળી વિશ્લિષ્ટ રચના કાળક્રમે અસ્તિત્વમાં આવે છે એમ જણાય છે.[૧૯]

ભારતીય ભાષાઓમાં સર રામકૃષ્ણ ભાંડારકરે દર્શાવ્યું છે તેમ સંસ્કૃતની પ્રત્યયબહુલ સંશ્લિષ્ટ સ્થિતિમાંથી વિકાસ પામતાં પ્રાકૃત–અપભ્રંશની પ્રત્યયવિરલતાની સ્થિતિ આવી રહી; એથી નૂતન ભારતીય ભાષાઓના ઉદ્‌ગમકાળે પ્રત્યયને સ્થાને નવીન સ્વતંત્ર શબ્દરૂપ અનુસર્ગો મુકાવા શરૂ થયા, અને ભાષા સંશ્લિષ્ટ સ્થિતિમાંથી અશ્લિષ્ટ સ્થિતિમાં સંક્રાન્ત થઈ. અર્વાચીન ભારતીય ભાષાઓમાં પાછા એમાંથી ઘણા અનુસર્ગો ઘસાઈને પ્રત્યયરૂપ સંશ્લિષ્ટ સ્થિતિમાં હોય તેમ બની ગયા છે.

૧૯ સરખાવો : Otto Jespersen, *Language*, p. 429.

**ગુજરાતી ભાષા શ્લિષ્ટ કે અશ્લિષ્ટ ?**–અર્વાચીન ગુજરાતી ભાષાને શ્લિષ્ટ (synthetic) ગણવી કે અશ્લિષ્ટ (analytical) એ સંબંધે ઘણા વિદ્વાનોએ વિચાર કર્યો છે. બીમ્સ (Beames) સંશ્લિષ્ટ દશાનાં બે લક્ષણો દર્શાવે છે : શ્લિષ્ટ દશામાં સ્વતંત્ર શબ્દરૂપ અનુસર્ગો ઘસાઈ જઈને પ્રત્યયરૂપ પામ્યા હોય છે, એનો સ્વતંત્ર શબ્દરૂપે કદી પ્રયોગ થઈ શકતો નથી; તેમ, એ પ્રત્યયો લાગતાં શબ્દમાં વિશિષ્ટ સ્વરૂપની વર્ણવિક્રિયા થાય છે. આ દૃષ્ટિએ બીમ્સ માત્ર તૃતીયાના ए પ્રત્યયને જ શ્લિષ્ટ રૂપનો ગણે છે, કારણ કે એને યોગે શબ્દની પ્રકૃતિ (stem) માં ફેરફાર થાય છે.[२०]

સર જ્યોર્જ ગ્રિયર્સન ચતુર્થી અને ષષ્ઠીના 'ને' અને 'નો' એ પ્રત્યયોને જ શ્લિષ્ટ (synthetic) રૂપના ગણે છે, કારણકે મૂળ તણ અનુગમાંથી ઘસાઈને એમનું સ્વતંત્ર અસ્તિત્વ લુપ્ત થઈ ગયું છે; અન્ય પ્રત્યયો ('થી', 'માં' ઇ૦માં) આદિ વ્યંજન કાયમ રહેતો હોવાથી એમને એ શ્લિષ્ટ રૂપના ગણતા નથી.[२१]

ગ્રિયર્સનનું આ મંતવ્ય પણ ચિન્ત્ય છે. બીમ્સનું પ્રથમ લક્ષણ ધ્યાનમાં રાખીએ તો થી, માં, નો–ની–નું, ઇ૦ સર્વ વિભક્તિપ્રત્યયો શ્લિષ્ટ રૂપના ગણાય, કારણકે એમનાં મૂળ રૂપ સ્થિત, મધ્ય, તણ આદિ વિસ્મૃત થયાં છે, અને એ પ્રત્યયો (થી, માં, નો, આદિ)નો આજે સ્વતંત્ર પ્રયોગ થતો નથી.

---

२० સરખાવો : Beames, *Comparative Grammar,* Vol I, p. 50.

२१ સરખાવો : George Grierson, *Linguistic Survey of India,* Vol IX, p. 328.

ગુજરાતી ભાષામાં ક્રિયાપદરૂપોમાં પરિસ્થિતિ આથી જુદી છે એમાં 'કરે', 'કર્યું', 'કરશે' જેવા શ્લિષ્ટ રૂપો કરતાં 'કરે છે', 'કરતો હતો', 'કર્યું હતું', 'કર્યું હોત', 'કર્યું હશે' જેવાં અશ્લિષ્ટ રૂપો વિશેષ પ્રમાણમા વપરાય છે. આથી ક્રિયાપદ પરત્વે ગુજરાતીમાં અશ્લિષ્ટ દશા જ વિશેષ પ્રવર્તે છે, અને શ્લિષ્ટ સ્વરૂપનાં રૂપો પૂર્વ સ્થિતિનાં અવશેષરૂપ છે એમ ગણવું વધારે સમુચિત છે.

આમ ગુજરાતીમા અશ્લિષ્ટ અને શ્લિષ્ટ બને સ્વરૂપોનું એકસાથે દર્શન થાય છે. વિભક્તિપ્રત્યયોમા શ્લિષ્ટ દશા જૂની ગુજરાતીના વિભક્ત્યર્થ અનુગો ઘસાઈ જવાથી આવી છે, તો આખ્યાતરૂપોમાં અશ્લિષ્ટ દશા જૂની ગુજરાતીનો વિકાસ થતાં કાળક્રમે આખ્યાતરૂપોના કાળ–અર્થમાં વિશેષ સ્પષ્ટતા આણવાની જરૂર ઊભી થતાં ઉદ્ભવી છે. ભાષાવૈજ્ઞાનિકોએ દર્શાવ્યું છે તેમ કોઈ પણ ભાષા સર્વાંશે એક જ સ્વરૂપની હોતી નથી; અર્વાચીન અંગ્રેજીમાં પણ વ્યાપક અશ્લિષ્ટ રૂપોની સાથે ક્વચિત્ ક્વચિત્ શ્લિષ્ટ રૂપો પણ મળે છે. ગુજરાતી ભાષા પણ એ પ્રમાણે જ વ્યાપકપણે અશ્લિષ્ટ સ્વરૂપની છે, એમાંનું શ્લિષ્ટ તત્ત્વ અવશેષાત્મક છે. આ રીતનો વિકાસ ભાષાવૈજ્ઞાનિકોએ દર્શાવેલી ભાષાની પ્રત્યયબહુલ સંશ્લિષ્ટતામાંથી પ્રત્યયરહિત અશ્લિષ્ટતા તરફ ઉત્ક્રાન્તિ સાથે સંપૂર્ણપણે સુસંગત છે.

## ભાષા-અધ્યયનની તુલનાત્મક પદ્ધતિ

**ઐતિહાસિક અને તુલનાત્મક પદ્ધતિ** — ભાષા-અધ્યયન બે વિશિષ્ટ પદ્ધતિએ કરી શકાય. એક પદ્ધતિમાં વર્તમાન ભાષાનું મૂળ શોધતાં શોધતાં એનાં પૂર્વરૂપો એક પછી એક તપાસતાં તપાસતાં પાછળ જવાનું હોય છે — જેમ કોઈ નદીના મુખ તરફથી એનું મૂળ શોધતાં શોધતાં પાછા જઈએ તેમ. એને **ઐતિહાસિક અધ્યયન-પદ્ધતિ** કહે છે. ઉ. ત. વર્તમાન અંગ્રેજીનું મૂળ મધ્યકાલીન અંગ્રેજી (Middle English)માં, એનું મૂળ પ્રાચીન અંગ્રેજી (Old English)માં, અને એનો ઉદ્‌ગમ ગૉથિક (Gothic)માં મળે છે. તેવી રીતે વર્તમાન ફ્રેન્ચનું મૂળ ગૉલ (Gaul)ની કથ્ય લૅટિન (Vulgar Latin)માં મળે છે. ગુજરાતીનો ઉદ્‌ગમ પ્રાચીન ગુજરાતીમાંથી (જે પ્રાચીન પશ્ચિમ રાજસ્થાનીથી અભિન્ન છે), એનો પશ્ચિમી અપભ્રંશમાંથી (જેને વિદ્વાનોએ 'નાગર' કે 'ગૌર્જર' અપભ્રંશનું નામ આપ્યું છે), એ અપભ્રંશ એની પુરોગામી પશ્ચિમી પ્રાકૃતમાંથી, અને એ પ્રાકૃત આદિમ પ્રાકૃતમાંથી (જે અશોકના સમયમાં અને એની પૂર્વે સામાન્ય જનતાની કથ્ય બોલી હતી) વ્યુત્પન્ન થઈ છે. આ રીતે આપણે કોઈ પણ ભાષાના પ્રાચીનતમ ઐતિહાસિક સ્વરૂપ સુધી પહોંચી શકીએ છીએ.

પણ ભાષાનો ઉત્ક્રાન્તિક્રમ કેવળ ઐતિહાસિક યુગમાં જ સીમિત થઈ જતો નથી. એથી ઘણા પુરાતન સમય સુધી એનાં મૂળ ગયેલાં હોય છે. ત્યાં સુધી પહોંચવાને **તુલનાત્મક ભાષા-અધ્યયનની પદ્ધતિનો** આશ્રય લેવો પડે છે. જે પદ્ધતિએ આપણે ઐતિહાસિક સમયમાં ભાષાના પ્રાચીનતમ સ્વરૂપ સુધી પહોંચીએ છીએ એ જ પદ્ધતિએ ભિન્ન ભિન્ન સંબદ્ધ ભાષાઓના પ્રાચીનતમ સ્વરૂપોના તુલનાત્મક અભ્યાસ દ્વારા આપણે એથીયે પુરાતન પ્રાગૈતિહાસિક સમય સુધી પહોંચવાનું છે અને એ વિભિન્ન સંબદ્ધ ભાષાઓનાં

મૂળ આદિમ રૂપને ગોધવાનું છે.[૨૨] આ રીતે અંગ્રેજીનું મૂળ શોધતાં શોધતાં આદિમ પશ્ચિમી જર્મૅનિક (Primitive West Germanic) નુ સ્વરૂપ આપણે ઘટાવીએ છીએ. ફ્રેન્ચનું મૂળ શોધતાં શોધતાં કથ્ય લૅટિનની સંભવિત રેખાઓ સ્પષ્ટ થાય છે. બલ્ગેરિયન–રશિયનનાં મૂળ શોધતાં આદિમ સ્લાવિક (Primitive Slavic) ભાષારૂપ બંધાય છે. ગુજરાતી આદિ નૂતન ભારતીય ભાષાઓનું મૂળ શોધતાં શોધતાં વૈદિક ભાષાની પુરોગામી ઇન્ડો–ઇરાનિયન ભાષાસ્વરૂપ સુધી આપણે પહોંચીએ છીએ. આ સર્વ પુરાતન સ્વરૂપોના ઐતિહાસિક ઉલ્લેખ ભાગ્યે જ મળી શકે; છતાં એમાંથી નીકળેલી ભિન્ન ભિન્ન ભાષાઓના પોતપોતાનાં વિશિષ્ટ લક્ષણોની તુલના કરીને એ સર્વના પ્રભવસ્થાનરૂપ આદિમ સ્વરૂપની શાસ્ત્રીય પદ્ધતિએ સંભાવના કરી હોવાથી તાત્ત્વિક રીતે એ અવાસ્તવિક ઠરવા સંભવ નથી કોઈ મૂળ ભાષામાંથી કાળક્રમે ભિન્ન ભિન્ન પ્રાદેશિક ભાષાઓ ઉત્પન્ન થાય—ઉ. ત. લૅટિનમાંથી ઇટાલિયન, ફ્રેન્ચ, સ્પૅનિશ રુમાનિઅન આદિ; કે આદિમ પશ્ચિમી જર્મૅનિકમાંથી અંગ્રેજી, ડચ, જર્મન, ડેનિશ, સ્વીડીશ આદિ—ત્યારે એ દરેક ઉત્તરકાલીન વ્યુત્પન્ન ભાષામાં પોતપોતાની રીતે મૂળ ભાષાના ધ્વનિઓનાં રૂપાન્તરો થાય છે. એ ધ્વનિરૂપાન્તરો ઉપરથી પાછળ (ભૂતકાળ તરફ) ગતિ કરતાં એ સર્વને સમાવિષ્ટ કરી લે એવું એક પૂર્વકાલીન સ્વરૂપ અવશ્ય કલ્પી શકાય, જેમાંથી પોતપોતાની રીતે વ્યુત્પન્ન થતી ભાષાઓ પોતપોતાનાં લાક્ષણિક ધ્વનિરૂપાન્તરો સરજતી હોય છે.

૨૨ સરખાવો : "The comparative method is simply the historical method applied to the past. It consists in extending the reasoning which holds good for historical periods to epochs for which documents are absent." — Vendryes, *op. cit.*, p. 300.

ધ્વનિતંત્ર અનુસાર ઘટતું રૂપાન્તર થયેલું હોવું જોઈએ. આ બંને તત્ત્વો ઉપસ્થિત હોય તો જ બે ભાષાઓ પરસ્પર સંબદ્ધ છે—એક જ મૂળમાંથી નિષ્પન્ન થઈ છે – એમ કલ્પી શકાય.

કેટલીક વાર પરસ્પર સંબદ્ધ ભાષાઓને માતા, પુત્રી આદિ સંજ્ઞાઓ આપવામાં આવે છે, જે સમુચિત નથી. એક મૂળ ભાષા એની અનુગામી ભાષામાં રૂપાન્તરિત થાય છે. (ઉ. ત. પ્રાકૃતમાંથી અપભ્રંશ કે અપભ્રંશમાથી પ્રાચીન ગુજરાતી કે લૅટિનમાંથી ફ્રેન્ચ) ત્યારે પુરોગામી ભાષાનું (કથ્ય સ્વરૂપે) વિલોપન થઈને કેવળ અનુગામી ભાષા જ અસ્તિત્વમાં રહે છે, જ્યારે સંસારમાં માતા અને પુત્રી બંનેનું કેટલાક કાલાવધિમાં એક સાથે અસ્તિત્વ હોય છે. એટલે મૂળ પૂર્વ ભાષા (ઉ. ત પ્રાચીન પશ્ચિમ જર્મેનિક કે લૅટિન) માંથી ઉત્તરભાષા ઉત્ક્રાન્ત થઈ, અર્થાત્ પૂર્વ ભાષાએ કાળક્રમે વિકાસ પામીને ઉત્તર ભાષાનું સ્વરૂપ ધારણ કર્યું એમ કહેવું વધારે સમુચિત ગણાશે.

### આદિમ જર્મેનિક (*Primitive Germanic*)—

અંગ્રેજી, ડચ, જર્મન, ડૅનિશ, અને સ્વીડીશ ભાષાઓમાં પરસ્પર અત્યંત નિકટવર્તી સામ્ય છે. ઉ. ત.

| English | Dutch | German | Danish | Swedish |
|---|---|---|---|---|
| man | man | man | manˀ | man |
| hand | hant | hant | hɔnˀ | hand |
| foot | vu:t | fu:s | fo:ˀð | fo:t |
| finger | ˈviŋər | ˈfiŋər | ˈfeŋˀər | ˈfiŋer |
| winter | ˈwintər | ˈvintər | ˈvenˀdər | ˈvinter |
| bring | ˈbrɛŋə | ˈbriŋən | ˈbreŋə | ˋbriŋa |

આવાં તો અનેક સમાન શબ્દોનાં ઉદાહરણો આપી શકાય. એ શબ્દો ભાષાના અંતસ્તલના છે—ઉછીના લીધેલા નથી. તો એ સર્વ ભાષા-

એનું મૂળ એકજ છે એમ નિ:સંકોચ પ્રતિપાદિત કરી શકાય. ભાષાવિદોએ એને આદિમ જર્મેનિક (Primitive Germanic)ની સંજ્ઞા આપી છે ઉપરની ભાષાઓનાં શક્ય તેટલાં પુરાતન રૂપોના તુલનાત્મક અભ્યાસ ઉપરથી એનું સ્વરૂપ નિર્ણીત કર્યું છે. ઉ. ત. અંગ્રેજી father એ શબ્દ લઈએ તો ઉપરની જર્મેનિક કુળની વિભિન્ન ભાષાઓના પ્રાચીનતમ ઉલ્લેખોમાં એનાં આવાં સ્વરૂપો મળે છે: ગૉથિક (Gothic) (ઈ. સ. ચોથાથી છઠ્ઠા સેકા સુધીમાં) લિખિતરૂપ * fadar, ઉચ્ચારણ [ˈfadar]; પ્રાચીન નોર્સ (Old Norse) (અતિ પુરાતન લેખ, પણ ૧૩મા સૈકામાં લેખબદ્ધ) લિખિતરૂપ faðer, faðir, ઉચ્ચારણ [ˈfaðer]; પ્રાચીન અંગ્રેજી (Old English) (ઈ સ. ના ૯મા સૈકાના લેખોમાં) લિખિતરૂપ fæder, ઉચ્ચારણ [ˈfɛder]; પ્રાચીન ફ્રિઝીઅન (Old Frisian) (ઈ. સ. ના ૧૩મા સૈકાના લેખોમાં) feder, ઉચ્ચારણ [ˈfeder]; પ્રાચીન સેક્સન (Old Saxon, ઉત્તરીય ડચ–જર્મન પ્રદેશની) (ઈ.સ. ના ૯ મા સૈકાના લેખોમા) fater, ઉચ્ચારણ [ˈfater]; પ્રાચીન ઉપરિ જર્મન (Old High German, દક્ષિણ ડચ–જર્મન પ્રદેશની) (૯ મા સૈકાના લેખોમાં) fater, ઉચ્ચારણ [ˈfater]. આ બધાં રૂપોની તુલના કરીને એ પ્રત્યેકનો વિકાસક્રમ લક્ષમાં રાખીને એ સર્વનો અંતર્ગત કરે એવું આદિમ જર્મેનિક સંભાવ્યરૂપ *ˈfader કલ્પવામાં આવ્યું છે.[૨૪] આવી રીતે અંગ્રેજી mother (અને એનાં જર્મન ડચ આદિ જર્મેનિક ભાષાઓમાં મળતાં પ્રતિરૂપો) નું આદિમ જર્મેનિકમાં *ˈmo:der સંભાવ્ય રૂપ કલ્પવામાં આવ્યું છે. એ પ્રમાણે અંગ્રેજી water, day, guest, horn આદિનાં આદિમ જર્મેનિક રૂપો *ˈwater કે *ˈwato:, *ˈdagaz, *ˈgastiz, અને *ˈhornan સંભવે છે. આ કેવળ ભાષા-

૨૪ સરખાવો: Bloomfield, *op. cit.*, p. 303.

વૈજ્ઞાનિકોએ સરજેલાં કલ્પનોત્થ રૂપો નથી, પણ શાસ્ત્રીય રીતે સર્વ સંબદ્ધ ભાષારૂપોના પુરાતન સ્વરૂપના સૂક્ષ્મ અભ્યાસ વડે નિર્ધારિત થયેલાં છે. એના સમર્થક પુરાવાઓ મળી રહે છે. ઉ. ત. ડેન્માર્કમાં ગેલેહુસ (Gallehus) પાસે મળેલા એક સોનાના રણશીંગા ઉપરના ઈ. સ. ૪૦૦ ના રૂનિક ઉત્કીર્ણ લેખ (runic inscription) માં ઉપરનાં સંભાવ્ય રૂપો યથાસ્થિત મળે છે: ek hlewagastiz holtingaz horna tawido [અંગ્રેજી અનુવાદ: I, Fame-Guest, the Holting (man of the family of Holt), made the horn.][૨૫]

ઉપરાંત, વિભિન્ન કુળની ફિનીશ (Finnish) ભાષામાં અતિ પુરાતન કાળમાં – ઈ. સ. ના આરંભના અરસામાં—જર્મેનિક ભાષા-સ્વરૂપમાંથી ઉછીના લેવાયેલા શબ્દો પણ પુરાતનકાળની આદિમ જર્મેનિક ભાષાના સ્વરૂપ ઉપર પ્રકાશ નાખે છે, અને સમર્થિત કરે છે. ઉ. ત. અંગ્રેજી ring કે king (પ્રાચીન અંગ્રેજીમાં hring અને kyning)નાં આદિમ જર્મેનિક રૂપો *hringaz અને *kuningaz ફિન્નીશ ગૃહીત શબ્દો (loan – words) rengaz અને kuningas સાથે અત્યંત મળતા આવે છે.[૨૬]

આદિમ રોમાન્સ (Primitive Romance) કે કથ્ય લેટિન (Vulgar Latin) ભાષાસ્વરૂપ – આ જ પ્રમાણે ઈટાલિયન, લેડિન (Ladin),[૨૭] ફ્રેન્ચ, સ્પેનિશ, રોમાનિયન (Roumanian)

૨૫ જુઓ : Bloomfield, *op. cit.*, p. 305–6.

૨૬ જુઓ : Bloomfield, *op. cit.*, p. 306.

૨૭ [...] the Rhaeto-Romance sub-division of the Ital[...] language family—strictly the name of the c[...] of the sub-division, spoken in Grisons and [...]
—Encyclopaedia Britannica, (1946) [...]

ભાષારૂપોના સામ્ય ઉપરથી એક આદિમ સ્વરૂપ કલ્પી શકાય છે, જે લૅટિનયુગમાં આમ જનતાની કથ્ય ભાષા હશે; અર્થાત્, સાહિત્યકારો જ્યારે સાહિત્યકીય લૅટિનનો વ્યવહાર કરતા હશે ત્યારે સામાન્ય જનતાના પરસ્પર વ્યવહારમાં એ કથ્ય રૂપનો ઉપયોગ થતો હશે. સાહિત્યકીય લૅટિન સાથે એનું નિકટનું સામ્ય હશે, જેમ સંસ્કૃત સાથે પ્રાકૃતોનું સામ્ય છે તેમ. ઉ. ત.

| શબ્દાર્થ | Italian | Ladin | French | Spanish | Roumanian |
|---|---|---|---|---|---|
| nose | ˈnaso | nas | ne | ˈnaso | nas |
| head | ˈkapo | kaf | ʃɛf | ˈkabo | kap |
| flower | ˈfjore | flur | flœ:r | | ˈfloarə |
| gold | ˈɔro | | ɔ:r | ˈoro | aur |
| tail | ˈkoda | ˈkua | kø | ˈkola | ˈkoadə |

આનાં સમાન્તર લૅટિન રૂપો છે nasum, caput, florem, aurum, caudam. અહીં તુલનાત્મક પદ્ધતિએ ઉપરના છેલ્લા શબ્દનું સંભાવ્ય આદિમ રોમાન્સ રૂપ થાય *coda ઉચ્ચાર [*ko:dam]. એ રૂપ કથ્ય લૅટિનમાં પ્રચલિત હશે એમ લાગે છે, કારણકે શિષ્ટ લૅટિનના au ને સ્થાને દૈનંદિન વ્યવહારમાં o ઉચ્ચારણ થયાનાં નિદર્શનો ક્વચિત્ કોઈ કોઈ લેખમાં મળી જાય છે. એ એમ સૂચવે છે કે તુલનાત્મક પદ્ધતિએ જેની સંભાવના કરવામાં આવે છે એ રૂપોનું કથ્ય ભાષામાં અસ્તિત્વ અવશ્ય હતું.૨૮

**આદિમ સ્લાવિક (Primitive Slavic)** — આ જ રીતે બલ્ગેરિઅન, રશિયન આદિ સ્લાવ કુળની ભાષાઓના તુલનાત્મક અભ્યાસ દ્વારા આદિમ સ્લાવિક સંભાવ્ય સ્વરૂપ નિર્ધારિત કરી શકાય છે. ઉ. ત. પ્રાચીન બલ્ગેરિઅન (Old Bulgarian) gostı (= guest) અને રશિયન gost ઉપરથી આદિમ સ્લાવિક-

૨૮ સરખાવો: Bloomfield, *op. cit.*, pp. 300–302.

રૂપ *'gosti કલ્પી શકાય. તે જ પ્રમાણે પ્રાચીન બલ્ગેરિઅન igo (=pair) અને રશિયન 'igo ઉપરથી આદિમ સ્લાવિક *'igo રૂપની સંભાવના કરી શકાય.

**આદિમ કેલ્ટિક (Primitive Celtic)** — કૉર્નિશ (Cornish), વેલ્શ (Welsh), આઈરિશ (Irish) આદિ ભાષાઓની તુલના કરીને એમનાં પુરાતન રૂપો ઉપરથી આદિમ કેલ્ટિક રૂપોની સંભાવના સ્થાપિત કરી શકાય ઉ. ત. કૉર્નિશ iou (=pair), વેલ્શ iau ઉપરથી આદિમ કેલ્ટિક *'jugom આદિમ જર્મેનિક કે લૅટિનના આદિ વ્યંજનધ્વનિ કેલ્ટિકમાં લુપ્ત થઈ જાય છે. ઉ. ત. આદિમ જર્મેનિક *'fader, લૅટિન 'pater, પણ પ્રાચીન આઈરિશ 'aðir; આદિમ જર્મેનિક 'farhaz (= pig), લૅટિન 'porkus, પ્રાચીન આઈરિશ ork ઈ૰.

**પ્રાચીન ઈન્ડો-આર્યન** — નૂતન ભારતીય આર્ય ભાષાઓ – ગુજરાતી, મરાઠી, હિંદી, પંજાબી, બંગાળી આદિ — પ્રાચીન ઈન્ડો-આર્યન (પ્રાચીન વૈદિક અને સંસ્કૃત ભાષાયુગની સામાન્ય જનતાની કથ્ય ભાષા) માંથી મધ્ય ઈન્ડોઆર્યન (Middle Indo-Aryan) પ્રાકૃત-અપભ્રંશ દ્વારા ઉદ્‌ભવી છે એ સુનિદિત છે છતા તુલનાત્મક અધ્યયનની દૃષ્ટિથી ભિન્ન ભિન્ન વર્તમાન આર્યભાષાઓના શબ્દો (લિખિત રૂપો) નીચે આપ્યાં છે તે જુઓ. [૨૯]

૨૯ જુઓ : विश्वनाथ दिनकर नरवणे, संपादित, 'भारतीय व्यवहारकोश,' मुंबई, १९६१; R. L. Turner, *Dictionary of the Nepali Language*, (London), (1931).

| संस्कृत | ગુજરાતી | મરાઠી | હિંદી | પંજાબી | કશ્મીરી | બંગાળી | અસમીયા | ઉડિયા |
|---|---|---|---|---|---|---|---|---|
| दन्त | દાંત | दांत | दाँत | दंद | दँद | दाँत | दाँत | दाँत |
| पाद | પગ/પાય | पाय/पाउल | पाँव/पैर | पैर/पाव | पाव | पा/पाय | भरि | पाहुल |
| हस्त | હાથ | हात | हाथ | हत्थ | अथु | हात | हात | हात |
| भ्राता | ભાઈ | भाऊ | भाई | भाई | बोयी | भाइ | भाइ | भाइ |
| भगिनी | બહેન | बहीण | बहिन | भैण | बेनि | बोन | भनी | भउणी |
| माता | મા | आई | मा | मा | मा | मा, माता | मा, आई | मा |
| द्वि | બે | दोन | दो | दो | दोयी | दुइ | दुइ | दुइ |
| त्रीणि | ત્રણ | तीन | तीन | तिन्न | त्रे | तिन | तिनि | तिनी |
| सप्त | સાત | सात | सात | सत | सत | सात | सात | सात |
| दश | દસ | दहा | दस | दस | दह् | दश | दह | दश |

આ શબ્દરૂપો બધી વર્તમાન ભારતીય આર્યભાષાઓનો ઉદ્દગમ પ્રાચીન ઈન્ડો-આર્યન (Old Indo-Aryan) માંથી — સાહિત્યભાષા સંસ્કૃતને મળતી એ પુરાતન કાળની કથ્યભાષામાંથી—હતો એ નિઃશંકપણે પુરવાર કરે છે. એનો સંસ્કૃત સાથે, લૅટિન અને કથ્ય લૅટિન વચ્ચે હતો તેવો સંબંધ હશે એમ ધારી શકાય છે. એનાં લિખિત ઉદાહરણોને અભાવે એની અતિ સમીપવર્તિની એવી સંસ્કૃત ભાષાનાં શબ્દરૂપોનાં ઉદાહરણો આપવામાં આવે છે.

**સંસ્કૃત અને અવેસ્તન ભાષા**—આર્યો ભારતમાં આવ્યા તે પહેલાં ઈરાનના પ્રદેશમાં વસ્યા હશે એવું ભાષાવિદોનું સપ્રમાણ અનુમાન છે. તેથીજ સંસ્કૃત અને અવેસ્તન (પારસીઓના ધર્મગ્રંથોની પ્રાચીન ભાષા) વચ્ચે અતિ નિકટનું સામ્ય છે. નીચેનાં ઉદાહરણો એની સાક્ષી પૂરશે

| संस्कृत | અવેસ્તા |
|---|---|
| भूमि | बूमि [bumi] |
| धेनु | दएनु [daenu] |
| सप्त | हप्त [hapta] |
| सिन्धु | हिन्दु [hindu] |
| हस्त | जस्त [zasta] |
| भरामि | बरमि [barami] |
| दधामि | ददामि [dadāmi] [30] |

એકાદ બે વર્ણનાં ફેરફાર કરતાં સંસ્કૃતમાંથી અવેસ્તનમાં કેવું સહજપણે સરળતાથી રૂપાન્તર થઈ જાય છે! ડૉ. સુનીતિકુમાર ચેટરજીએ સંસ્કૃતના સુપ્રસિદ્ધ ગાયત્રી મંત્રનું અવેસ્તામા નીચે પ્રમાણે રૂપાન્તર કર્યું છે તે જુઓ : [31]

---

૩૦ જુઓ : ડૉ. ભોળાશંકર વ્યાસ, संस्कृतका भाषाशास्त्रीय अध्ययन, પૃ. ૫૮-૮૦.

સંસ્કૃત : तत्सवितु र्वरेण्यं भर्गो देवस्य धीमहि ।
धियो यो नः प्रचोदयात् ॥

અવેસ્તન રૂપાન્તર * तत्सवितुझ् वरइनिअम् भर्गझ् दइवस्य धीमधि
धियझ् यझ् नस् प्रकौदयात् ॥

[ * tat sawituž waraniam
bhargaz daiwasya dhīmadhi
dhiyaz yaz nas prak'audayāt. ]

સંસ્કૃત અને અવેસ્તન બંને ભાષાઓનો વિકાસ એના પુરોગામી ઈન્ડો-ઈરાનિયન ભાષાસ્વરૂપમાંથી થયો છે એમાં શંકા નથી.

## આદિમઈન્ડો-યુરોપિઅન (Primitive Indo-European)-

અહીં સુધી આપણે (પ્રાચીન ગ્રીક સિવાયની) આર્યભાષાઓનાં આદિમ સ્વરૂપો—ઉલ્લિખિત તેમજ સંભાવ્ય—જોયાં. પ્રાચીન ગ્રીક સહિત એ સર્વરૂપોને મેળવીને, એનો તુલનાત્મક અભ્યાસ કરીને ભાષાવૈજ્ઞાનિકોએ મૂળ પ્રાચીનતમ આર્યભાષા — આદિમ ઈન્ડો યુરોપિઅનની રેખાઓ ઉપસાવી છે. ઈ. સ. પૂર્વે અઢી હજાર વર્ષના અરસામાં એ બોલાતી હશે, અને એમાથી ઉપરિનિર્દિષ્ટ ભિન્ન ભિન્ન ભાષાકુળો કાળાન્તરે ક્રમે ક્રમે છૂટાં પડ્યાં હશે એમ કલ્પના કરવામાં આવી છે.

નીચે કેટલાંક આદિમ ઈન્ડો-યુરોપિયન ભાષાનાં સંભાવ્ય શબ્દરૂપો કલ્પવામાં આવ્યાં છે તે જુઓ : ૩૨

---

૩૧ જુઓ : Dr. SunitiKumar Chatterjee, *Indo-Arya and Hindi*, p. 54.

૩૨ સરખાવો : Bloomfield, *op. cit.*, pp. 307–8.
E. H. Sturtevant, *op. cit.*, p. 157.

| Primitive Germanic | Greek | Latin | Sanskrit | Primitive Indo-European |
|---|---|---|---|---|
| *ˈjokan | zuˈgon | ˈjugum | juˈgam | *juˈgom |
| *ˈfader | paˈte:r | ˈpater | piˈta: | *poˈte:r |
| *ˈbroθer | ˈphra:te:r | ˈfra:ter | ˈbhra:ta: | *ˈbhra:te:r |
| *θri:z | ~trejs | tre:s | ˈtrajah | *ˈtrejes |
| twa (Gothic) | dyō | duo | dvā | *duō, dwō |
| sibun (,,) | hepta | septem | sapta | *septm̥ |
| taihun (,,) | deca | decem | daśa | *dekm̥ |

તુલનાત્મક ભાષા-અધ્યયન પદ્ધતિ આ પ્રમાણે કોઈ પણ પ્રાગૈતિહાસિક ભાષાના પુનર્ઘટન માટેનું આપણું એકમાત્ર સાધન છે—જ્યાં એ ભાષાના કોઈ લિખિત પ્રલેખ (documents) સંભવતા નથી, ત્યાં એમાંથી ઉદ્ભવેલી વિભિન્ન ભાષાઓની તુલના વડે આદિમ ભાષાનું સ્વરૂપ લગભગ યથાવત્ ઘડાવી શકાય છે.

તો આ પદ્ધતિની કેટલીક મર્યાદાઓ પણ સમજી લેવી ઘટે છે. આ પ્રકારના પુનઃસંસ્કરણમાં મૂળ આદિમ ભાષાના કોઈ પ્રાદેશિક રૂપાન્તરો (dialectal differences) હોય તો તુલનાત્મક અધ્યયન દ્વારા નિર્મિત પુનઃસર્જનમાં એની રેખાઓનું સ્પષ્ટ પ્રતિફલન થશે નહીં. ઉપરાંત આદિમ વ્યાકરણકોટિઓ અને શબ્દ-મૂળોનો તુલનાત્મક અધ્યયનથી નિર્ણય કરી શકાય છે. છતાં કોઈ પણ કાળબિંદુએ ઇન્ડો-યુરોપિયન પ્રજા બોલતી હશે તે જ રીતે કોઈ પણ વાક્ય યથાસ્થિત પુનર્નિર્મિત કરવું અશક્ય છે.[33]

33 કોઈપણ પુનર્નિર્માણમાં શબ્દવિકારનું સ્વરૂપ रामः नगरम्मि गयउ ની માફક ભિન્ન ભિન્ન કક્ષાનું બની રહેવા સંભવ છે.

આ આદિમ ભાષાનો કાળનિર્ણય કરી શકાય છે. ઉ ત. વૈદિક ભાષા કે હોમરની ભાષા પૂર્વે હજાર વર્ષે એટલે કે આશરે ઈ. સ. પૂર્વે ૨૨૦૦–૨૫૦૦ના અરસામાં ઇન્ડોયુરોપિયન ભાષા બોલાતી હશે એમ ધારી શકાય. પણ એ બોલનાર લોકો કઈ જાતિના હતા, એમનું મૂળ નિવાસસ્થાન ક્યાં હતું, એમનુ જીવન કયા પ્રકારનું હતું, એમની સંસ્કૃતિ, એમની સામાજિક સંસ્થાઓ કેવી હતી, ઇ૦ સર્વ વિષે ખાતરીપૂર્વક કાંઈ જ કહેવુ મુશ્કેલ છે.[૩૪]

**આદિમ ઇન્ડો–યુરોપિયનમાંથી ઉદ્‌ભવેલી ભાષાઓ —** આદિમ ઇન્ડોયુરોપિયનમાંથી કાળક્રમે વિકસેલી ભાષાઓમાં ઇન્ડો – ઇરાનિઅન (Indo – Iranian), આર્મેનિઅન, ગ્રીક, આલ્બેનિઅન (Albanian), ઇટાલિક, કેલ્ટિક, જર્મેનિક, બાલ્ટો – સ્લાવિક, અને તોખારિઅન (Tokharian), એટલી જાણીતી છે. આ સર્વ ભાષાઓ આદિમ ભાષામાંથી કોઈ એક સમયે, એક સાથે છૂટી પડેલી નથી. એક તરફ ઇન્ડો – ઇરાનિઅન તો બીજી તરફ ગ્રીક જેવી ભાષાઓનાં મૂળ આ વિકાસના ઇતિહાસમાં સૌથી વધારે પુરાતન સમય સુધી લંબાય છે. ભવિષ્યમાં હજી પણ કોઈ એવી ભાષાઓ મળી આવે, જેમનો સંબંધ આદિમ ઇન્ડો – યુરોપિયન સાથે જોડી શકાય, જે એ બોલનારી પ્રજાઓ અશિક્ષિત હોવાને કારણે એનું કોઈ લિખિત સાહિત્ય ઉપલબ્ધ ન હોવાથી તેમ એનો ઇતિહાસ જ્ઞાત ન હોવાથી વિસ્મૃતિના ગર્તમાં દટાયેલી પડી હોય એમ બને.[૩૫]

૩૪ કેટલાક વિદ્વાનોએ આદિમ ઇન્ડો–યુરોપિયન ભાષાના શબ્દકોષ ઉપરથી એ બોલનાર પ્રજાના જીવન અને સંસ્કૃતિ સંબંધે કેટલીક કલ્પનાઓ કરી છે. એ સંબંધે સવિસ્તર ચર્ચા બીજા ખંડમાં આવશે.

૩૫ જુઓ: Vendryes, *op. cit*, p. 308; Bloomfield, *op. cit.*, p. 312.

ઉપર નિર્દેશેલી પુરાતન આદિમ જર્મેનિક ભાષા (Primitive Germanic કે Proto-Germanic) ની ત્રણ શાખાઓ હતી—પુરાતન પૂર્વ જર્મેનિક (જેમાંથી ગૉથિક, વેન્ડાલિક – Vandalic ઈ૦ નીકળી), પુરાતન ઉત્તર જર્મેનિક (જેમાંથી સ્વીડીશ નૉર્વેજિઅન-ડેનિશ ભાષાકુળ, અને આઇસ્લૅન્ડિક ભાષા નીકળી), અને પુરાતન પશ્ચિમ જર્મેનિક (જેમાંથી ઍંગ્લો-ફ્રિઝિઅન—અંગ્રેજી અને ફ્રિઝિઅનની જનની ભાષા, તેમજ ડચ-જર્મન ભાષાકુલ નીકળ્યાં).[36]

ઇન્ડો-ઇરાનિયનમાંથી છૂટી પડેલી પુરાતન ઇન્ડો-આર્યન (Old Indo-Aryan)—જેનું સૌથી પ્રાચીન શિષ્ટ સાહિત્યબદ્ધ સ્વરૂપ વૈદિક ભાષા (ઋગ્વેદ આદિ સંહિતાઓની ભાષા) છે, અને જેનું એથી ઉત્તર કાળનું કથ્ય સ્વરૂપ અશોકના શિલાલેખોની ભાષા છે, એનાં ત્રણ મુખ્ય સ્વરૂપો જોઈ શકાય છે: ઉત્તરીય પ્રાચીન ઇન્ડો-આર્યન (જેમાંથી પંજાબી, સિંધી, હિંદી આદિ ભાષાઓ નીકળી છે), પશ્ચિમી પ્રાચીન ઇન્ડો-આર્યન (જેમાંથી ગુજરાતી, રાજસ્થાની જેવી ભાષાઓ વિકસી છે), અને પૂર્વીય પ્રાચીન ઇન્ડો-આર્યન (જેમાંથી બંગાળી, અસમીયા આદિ ભાષાઓ વ્યુત્પન્ન થઈ છે).

કેટલાક વિદ્વાનો ઇન્ડો-યુરોપિયન કુળની ઉપરની ભાષાઓના બે મુખ્ય પ્રભેદો માને છે—એક પશ્ચિમની ગ્રીક, લૅટિન, પ્રાચીન આઇરિશ જેવી केन्तुम् (centum) વર્ગની ભાષાઓ, જેમાં આદિમ ઇન્ડોયુરોપિયન તાલવ્યીકૃત કંઠ્ય ધ્વનિઓ (palatalized velars) માંથી શુદ્ધ કંઠ્ય ધ્વનિઓ વિકસ્યા; અને બીજી પૂર્વીય, સંસ્કૃત, અવેસ્તન, લિથુએનિઅન જેવી शतम् વર્ગની ભાષાઓ, જેમાં એ ધ્વનિઓ તાલવ્યઘર્ષક ધ્વનિમાં રૂપાન્તરિત થયા. ઉ. ત. આદિમ ઇન્ડો-યુરોપિયન * [k̑m̥ˈtom], સંસ્કૃત शतम् [ʃaˈtam],

36 જુઓ: Sturtevant, *op. cit.*, p. 158.

અવેસ્તન સતમ્ [satom], લિથુએનિઅન [ˇ∫imtas]; ગ્રીક [he-ka<sup></sup>ton], લૅટિન [ˈkentum], પ્રાચીન આઈરિશ[ke : ð].[૩૭]

હિટ્ટાઈટ (Hittite)—એક નવશોધિત પુરાતન ભાષા—

ઈ. સ. ૧૯૧૫ માં તુલનાત્મક ભાષા–અધ્યયન માટે એક અત્યંત મહત્ત્વની શોધ થઈ. ત્યારે એશિયા માઈનરના ઈશાન પ્રદેશમાં એક એવી ભાષાના લેખો પ્રાપ્ત થયા, જે આદિમ ઈન્ડો–યુરોપિયનની સમાન, એજ વર્ગની, આદિમ ઈન્ડો–યુરોપિયનની સમકાલીન ભાષા હતી. એ લેખો કીલાકૃતિ અક્ષરો (cuneiform syllabary)માં લખાયેલા હતા. એના ઘણા શબ્દો ઈન્ડો–યુરોપિયન ભાષા સાથે ઉત્કટ રીતે સમાન છે. ઉ. ત.

| હિટ્ટાઈટ રૂપ | અન્ય પ્રાચીન ભાષાઓનાં સમાન રૂપો | અર્થ |
|---|---|---|
| genu : | संस्कृत जानुः લૅટિન genū, | (=ઘૂંટણ) |
| gunantsi : | सं. घ्नन्ति | (=તેઓ મારે છે.) |
| nebes : | सं. नभः (=આકાશ), ગ્રીક nephos | (=વાદળ) |
| newas : | सं. नवः ગ્રીક neos, લૅ. novus | (=નવું) |
| septamas : | स. सप्तमः લૅ. septimus | (=સાતમું) |
| tres : | सं. त्रयः ગ્રીક treis, લૅ. trēs | (=ત્રણ) |
| yugan : | सं. युगं ગ્રીક zygon, લૅ. iugum, ગૉથિક juk | (=ધૂંસરી). |

એના નામિક વિભક્તિ-પ્રત્યયો પણ સંસ્કૃત આદિ ઈન્ડો-યુરોપિયન ભાષાઓના વિભક્તિ–પ્રત્યયોને ઘણા મળતા આવે છે. ઉ. ત. પ્રથમા (કર્તા વિભક્તિ) નો स् (-s) પ્રત્યય, દ્વિતીયા (કર્મ વિભક્તિ) નો न् (-n), તૃતીયા (કરણ વિભક્તિ) નો त् (-t), ચતુર્થી (સંપ્રદાન વિભક્તિ) નો इ (-i), પંચમી (અપાદાન વિભક્તિ)નો

૩૭ આ સર્વ લિખિત નહીં, પણ ઉચ્ચાર્ય રૂપો છે. જુઓ : Bloomfield, *op. cit.*, p. 315.

ts; પ્રથમા (કર્તા વિભક્તિ) બહુવચનનો एस् (-es) પ્રત્યય સામાન્ય રીતે નાન્યતર નામોને પ્રથમા દ્વિતીયા એકવચનમાં વિભક્તિપ્રત્યય લાગતા નથી attash (=પિતા) એ નામના રૂપો આ પ્રમાણે થાય છે કર્તાવિભક્તિ attash, કર્મ વિ૦ attan, કરણ વિ૦ (attit), સંપ્રદાન (-અધિકરણ) વિ૦ atti, અપાદાન વિ૦ attanza, સંબંધ વિ૦ attash; કર્તા વિ૦ બહુ૦ attesh, કર્મ વિ૦ બહુ૦ attush, સંબંધ-સંપ્રદાન-અધિકરણ વિ૦ બહુ૦ attash [૩૮]

कुइस् (kuis), कुएस् (kues) (=who) એ સર્વનામ છે

ક્રિયાપદોમા વર્તમાનમા ૧ લા ગણના ધાતુઓને પહેલા પુરુષ એકવચનમા मि (-mi), બીજા પુરુષ એકવચનમા सि (-si) અને ત્રીજા પુરુષ એકવચનમા त्सि (-tsi) પ્રત્યય લાગે છે ઉ ત. एद्मि (=edmi) = 'હું ખાઉં છું', अदन्जि (=adanzi) '= તેઓ ખાય છે' (અહીં ત્રીજા પુ૦ બહુ૦નો પ્રત્યય (a)nzi લાગ્યો છે), एस्मि (esmi) = હું છું, एस्त्सि (estsi) = તે છે', असन्जि (asanzi) = 'તેઓ છે', ઇ૦[૩૯]

---

૩૮ સરખાવો. Encyclopaedia Britannica, (1946), Vol 11, pp 600–601

૩૯ સંસ્કૃત સાથે હિટ્ટાઇટના રૂપો સરખાવવા જેવા છે.

| | હિટ્ટાઇટ | સંસ્કૃત |
|---|---|---|
| ૧ લો પુ૦ એક૦ | jami (=I make) | yāmi |
| ૨ જો પુ૦ એક૦ | jashi | yāsi |
| ૩ જો પુ૦ એક૦ | jazi | yāti |
| ૧ લો પુ૦ બહુ૦ | javeni (javani) | yāmaḥ |
| ૨ જો પુ૦ બહુ૦ | jatteni (jattani) | yātha |
| ૩ જો પુ૦ બહુ૦ | janzi | yānti |

જુઓ: Encyclopaedia Britannica (1946), Vol 11, p 601.

હિટ્ટાઈટની ક્રિયાપદયોજના (verbal system) અન્ય (સંસ્કૃત કે ગ્રીક લૅટિન જેવી) પ્રાચીન ઈન્ડો-યુરોપિયન ભાષાઓ કરતાં ઘણી રીતે જુદી પડે છે. હિટ્ટાઈટમાં બે પ્રયોગો (voices) છે— કર્તરિ (active) અને મધ્યકર્મણિ (medio-passive); બે અર્થ (moods) છે— નિશ્ચયાર્થ (indicative) અને આજ્ઞાર્થ; બે કાળ છે — વર્તમાન-ભવિષ્ય (present-future) અને ભૂત. (એ ઉપરાંત કેટલાક મિશ્ર કાળ— compound tenses — ઉ. ત. અંગ્રેજી પૂર્ણ વર્તમાન is gone, has made જેવા, પ્રયોજાય છે)

હિટ્ટાઈટમાં ત (ta), સુ (su), નુ (nu) જેવા વાક્ય-સંયોજકો પછીનાં વાક્યો જોડવાને કે માત્ર વાક્યારંભ અર્થે આવે છે, જે પ્રાચીન સંસ્કૃતના તુ, સ અને નુનું સ્મરણ કરાવે છે.[૪૦]

આ સર્વ ઉપરથી ઈન્ડોયુરોપિયન સાથે આ પુરાતન ભાષા હિટ્ટાઈટનો સંબંધ તો સ્વયંસ્પષ્ટ છે. આથી કેટલાક વિદ્વાનોએ એને આદિમ ઈન્ડોયુરોપિયનમાંથી સૌથી પહેલી છૂટી પડેલી શાખા ગણી હતી. પરંતુ આજે વિદ્વાનો એથી પણ આગળ જઈને એને આદિમ ઈન્ડોયુરોપિયનના સમાન કુળની સમકક્ષ ભાષા માને છે. એનું સ્વરૂપ ઈન્ડોયુરોપિયન જેટલું જ પુરાતનિક (archaic) છે, અને ઈન્ડો-યુરોપિયનને ઘણી રીતે મળતી આવતી હોવા છતાં ઘણા મહત્ત્વના અંશોમાં એ ઈન્ડોયુરોપિયનથી જુદી પડે છે. એટલે અન્ય કોઈ *એથી યે પ્રાચીનતર ભાષામાંથી ઈન્ડોયુરોપિયન અને હિટ્ટાઈટ : બંને* ભાષાઓ નીકળી હશે એમ તેઓ પ્રતિપાદિત કરે છે. આ બંનેથી પ્રાચીનતર ભાષાસ્વરૂપને એમણે આદિમ ઈન્ડો – હિટ્ટાઈટ (Proto Indo – Hittite) નું નામ આપ્યું છે.

---

૪૦. સરખાવો : Sturtevant, *op. cit.* pp. 158-162.

આદિમ ઇન્ડો–હિટ્ટાઇટમાંથી પુરાતન કાળમાં હિટ્ટાઇટની લગભગ સાથે જ એ જ વર્ગની Luwian અને Palaic ભાષાઓ, અને પછી (લગભગ પ્રાચીન ગ્રીકના સમકાલમાં) Lycian અને Lydian ભાષાઓ નીકળી છે. (આ સર્વના પૂર્વ ભાષા-સ્વરૂપને Proto-Anatolian ની સંજ્ઞા આપવામાં આવી છે; એ આદિમ ઇન્ડો–હિટ્ટાઇટમાંથી ઉદ્ભવી, જેનાં ઉત્તરકાલીન રૂપાન્તરો હિટ્ટાઇટ, લુવિઅન આદિ થયા). આ સમગ્ર ભાષાકુળમાં કેટલાક એવા ધ્વનિઓ સચવાયા છે, જે ઇન્ડો-યુરોપિયન ભાષાઓમાંથી લુપ્ત થઈ ગયા છે. ઉ. ત. આદિમ ઇન્ડોહિટ્ટાઇટમાં *xauxos (= grand-father) હશે, એમાથી x ધ્વનિ આદિમ ઇન્ડો–યુરોપિયનમાંથી લુપ્ત થઈ જતાં *auos રૂપ અવશિષ્ટ રહ્યું (સર૦ લૅ. avus); જ્યારે Proto-Anatolian (ઇન્ડો–હિટ્ટાઇટ અને હિટ્ટાઇટ વચ્ચેનું સ્વરૂપ) માં xauxas કે xuxos રૂપ વિકસ્યું, જેનાંથી હિટ્ટાઇટ xuxas અને લિસિઅન xugas રૂપો વિકસ્યાં[૪૧] તુલનાત્મક ભાષા-અધ્યયન દ્વારા કેવી રીતે આદિમ ભાષારૂપોનું પુનર્ઘટન (reconstruction) થાય એનું આ એક સુંદર ઉદાહરણ છે.

## આદિમ ઇન્ડોનેશિઅન (Primitive Indonesian)—

આ પ્રકારે અન્ય ભાષાકુળોની ભાષાઓનો પણ તુલનાત્મક અભ્યાસ થઈ શકે છે અને એમા પણ આદિમ સ્વરૂપની પુનર્ઘટના કરી શકાય છે. ઉ. ત. ફિલિપ્પાઇન્સના લુઝોન ટાપુની ભાષા Tagalog, જાવાની ભાષા Javanese, અને સુમાત્રાની ભાષા Batak નો તુલનાત્મક અભ્યાસ કરીને એના આદિમ રૂપનું પુનર્ઘટન કરવાનો વિદ્વાનોએ પ્રયત્ન કર્યો છે.[૪૨] ઉ. ત.

૧ જુઓ : Sturtevant, *op. cit.*, p. 163

૨ સરખાવો : Bloomfield, *op. cit.*, p. 310.

| શબ્દાર્થ | Tagalog | Javanese | Batak | Primitive Indonesian |
|---|---|---|---|---|
| પસંદ કરવું | ˈpi:liʔ | pilik | pili | *pilik |
| નાક | iˈluŋ | iruŋ | iguŋ | *iguŋ |
| ઇચ્છા | ˈhi:lam | iḌam | idam | *hiḌam |
| દર્શાવવું | ˈtu:ruʔ | tuduk | tudu | *tuduk |
| એડી (=spur) | ˈta:riʔ | tadi | tadi | *tadi |

**વિવિધ ભાષાકુલો વચ્ચે સંબંધ** — વર્તમાન ભાષાશાસ્ત્રીઓ વિવિધ ભાષાકુલો વચ્ચેનું સામ્ય શોધવા મથી રહ્યા છે. એ રીતે વિદ્વાનોએ ઇન્ડો-યુરોપિયનનું ફિન્નો-ઉગ્રિઅન (Finno-Ugrian)— જે આમ તો ઇન્ડો-યુરોપિયનથી વિભિન્ન કુળની ભાષા છે — સાથે કેટલાક અંશોમાં સામ્ય દર્શાવ્યું છે. અન્ય ભાષાવિદો ઇન્ડો-યુરોપિયન અને સેમિટિક કુળની ભાષાઓ વચ્ચેનું સામ્ય શોધી રહ્યા છે. વસ્તુતઃ અન્ય ભાષાકુલો કરતાં ઇન્ડો-યુરોપિયન અને સેમિટિક ભાષાકુળોમાં વિશેષ સમાનતા નજરે પડે છે. ભવિષ્યમાં જો બંને વચ્ચેનો સંબંધ પ્રસ્થાપિત થઈ શકે તો આ બંને મહાન ભાષા-કુલોનું પ્રભવસ્થાન એક જ હતું એમ નિર્ણય કરી શકાય. તો આજે જેમ સંસ્કૃત અને અંગ્રેજી કે ફ્રેન્ચ એકજ કુળની ભાષાઓ ગણાય છે, તેમ અંગ્રેજી કે ફ્રેન્ચ અને અરબી ભાષાઓ એકજ કુળની સ્થાપિત થાય.

ઉપરના સિવાય ભાષાશાસ્ત્રીઓએ બાન્ટૂ (Bantu) અને મલયો-પોલિનેશિયન એ બે મોટા ભાષાવર્ગો પાડેલા છે. એની સવિસ્તર ચર્ચા બીજા ખંડમાં આવશે.

આ ભાષાકુલો વચ્ચે પણ ભવિષ્યનો ભાષાવૈજ્ઞાનિક સંબંધ શોધી શકે તો ક્રમે ક્રમે માનવ ભાષાના આદિમતમ મૂળ સુધી પહોંચવાનું શક્ય થાય. અત્યારે તો એ માત્ર એક તર્કકોટિ જ લેખાય.

## ઉપસંહાર

ભાષાનાં વિવિધ સ્વરૂપોનો આપણે અહીં સુધી વિચાર કર્યો અને ભાષામાં કાળક્રમે કેવો વિકાસ થાય છે, કેવાં પરિવર્તનો સરજાય છે તે પણ આપણે જોયું. હવે ભાષાસ્વરૂપોના વિકાસથી તાત્વિક રીતે ભાષાનું સામર્થ્ય વધ્યું છે કે નહીં, તેમ ભાષાવિકાસની ભિન્ન ભિન્ન કક્ષાઓને પ્રજાના સાંસ્કૃતિક વિકાસ સાથે કેવો સંબંધ છે તેનો વિચાર કરીશું.

કેટલાક ભાષાશાસ્ત્રીઓ એમ માને છે કે ભાષાના વિકાસમાં એક એવું ચરમ બિન્દુ આવે છે જ્યાં ભાષાનું સામર્થ્ય, ભાષાની આંતર સમૃદ્ધિ પરા કોટિએ પહોંચે છે.

પ્રાચીન ગ્રીક, કે પ્રાચીન લૅટિન (જેનું ઉત્કૃષ્ટ નિદર્શન સિસેરોની રચનાઓ છે), કે એ જ પ્રમાણે સંસ્કૃત, ભાષાવિકાસની પરાકોટિનાં નિદર્શનો છે; એ પછી ભાષાનો અપકર્ષ (degeneration) થયો છે—આ પ્રકારની વિચારણા ભ્રમમૂલક છે. અહીં પ્રાચીનપૂજા ઉપરાંત સાહિત્યભાષા અને કથ્યભાષા એ નિરનિરાળાં ભાષાસ્વરૂપો છે એ મહત્ત્વના સત્યનું વિસ્મરણ થયેલું છે. ભાષાનો અવિરત વિકાસ એ એક સનાતન પ્રક્રિયા છે, અને વિકાસને પરિણામે પરિવર્તન થવું પણ એટલું જ સાહજિક છે. એ કારણે કોઈ ભાષાનો અપકર્ષ થતો નથી, તેમ એથી જ કોઈ ભાષા ઉચ્ચતર સ્થાન પ્રાપ્ત કરી શકતી નથી. ઉ. ત. અર્વાચીન અંગ્રેજી કે ફ્રેન્ચ કે હિંદી કે ગુજરાતી જેવી અર્વાચીન ભારતીય ભાષાઓ ખૂબ મુલાયમ (supple) અને સુનમ્ય (flexible) છે, તેથી એ યુરોપીય ભાષાઓ કાંઈ ગ્રીક અને લૅટિનથી, કે એ ભારતીય ભાષાઓ સંસ્કૃતથી ચડિયાતી ઠરતી નથી. આ પ્રશિષ્ટ ભાષાઓને પોતાનું સ્વકીય અપ્રતિમ સૌન્દર્ય છે, સૌષ્ઠવ છે, અને ગહનતમ વિચાર અભિવ્યક્ત કરવાનું સામર્થ્ય છે.

એટલે, એક ભાષા બીજી ભાષાથી ચડિયાતી છે એમ કહેવું અશાસ્ત્રીય છે. હોમર કે પ્લેટોએ ગ્રીક ભાષાનો જેટલા સામર્થ્ય અને ચારુતાથી વિનિયોગ કર્યો છે, એટલા જ સામર્થ્ય અને સૌન્દર્યથી શેક્સપિયર અને ડાર્વિને અંગ્રેજી ભાષાનો ઉપયોગ કર્યો છે. આદિકવિ વાલ્મીકિએ એમના રામાયણ માં સંસ્કૃતનો જેટલો સુભગ પ્રયોગ કર્યો છે તેટલીજ સુભગતાથી તુલસીદાસે રામચરિતમાનસ મા અવધીનો ઉપયોગ કર્યો છે. બાણે કાદંબરી માં જેટલી સુદરતાથી પ્રૌઢ–ગંભીર, અલંકારચારુ સંસ્કૃત ગદ્યશૈલીનો વિનિયોગ કર્યો છે એવીજ અલંકૃત શૈલા ગોવર્ધનરામના મહાનવલ 'સરસ્વતીચંદ્ર' ની ગુજરાતી ગદ્યશૈલીમાં છે. એટલે કોઈ એક ભાષા જ શ્રેષ્ઠ અને સંપૂર્ણ છે એમ કહેવું વાસ્તવિક નથી. જેમની પાસે વિશિષ્ટ વિચારસમૃદ્ધિ હોય, એ કોઈ પણ ભાષાને પોતાનું સબળ વાહન બનાવી શકે છે. બેશક, એ ભાષાની ભૂમિકા એ વિચારસમૃદ્ધિને અનુરૂપ હોય તો જ એમ બની શકે છે; કારણ કે જ્યાં એ વિચારણાને ઝીલનાર, અનુભાવન કરનાર (શ્રોતૃ) વર્ગ હોતો નથી ત્યાં એ પ્રવાહ લાંબા સમય સુધી જીવન્ત રહી શકતો નથી. એટલે ભાષાની શકિત અંતે તો એ બોલનાર પ્રજાની સંખ્યા અને એમની સંસ્કારસમૃદ્ધિ ઉપર અવલંબે છે. આથી જ ગુજરાતી કે હિંદીમાં જે અભિવ્યકિતસામર્થ્ય પ્રગટયું, તે કચ્છી કે ભીલી ભાષામાં કદી 'આવી' શકયું નહીં.

કોઈવાર કોઈ એક યુગમાં એક સાથે મહાન લેખકોનો પ્રાદુર્ભાવ થાય કે પ્રજામાં સહસા સંપત્તિની રેલંછેલ થઈ રહે, કે પ્રજા મોટાં સામ્રાજ્યો સર કરે, ત્યારે ભાષામાં એક અનનુભૂત સૌન્દર્ય કે સામર્થ્યનો, પરિપૂર્ણતાનો યુગ આવે છે, અને એ અપૂર્વ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરે છે. એટિક યુગની પ્રાચીન ગ્રીક ભાષા, ઑગસ્ટન (Augustan) યુગની લેટિન ભાષા, કે કાલિદાસીય યુગ અને ગુપ્ત સામ્રાજ્યના સમયની સંસ્કૃત ભાષા આ પ્રકારે પરિપૂર્ણતા પામી

હતી. એલિઝાબેથન યુગની અંગ્રેજી, કે સત્તરમા અઢારમા સૈકાની ફ્રેન્ચ ભાષા, કે પંડિતયુગની ગુજરાતી ભાષાએ આ પ્રકારની પૂર્ણતા સિદ્ધ કરી હતી એમ કહી શકાય.

પણ ભાષાના વિકાસના ઈતિહાસમાં આ યુગો કેવળ બિન્દુ રૂપ છે, અને એ સમયની ભાષાની પરિપૂર્ણતા પણ માત્ર તાત્ક્ષણિક (momentary) છે. ભાષાનો સ્રોત તો નદીના પ્રવાહની માફક વહ્યે જ જાય છે; એ ક્યાંયે રોકાતો નથી, ઠરી જતો નથી. ક્વચિત્ જામી ગયેલાં વિશિષ્ટ સ્વરૂપની નીચે ભાષાનો સ્વાભાવિક સ્રોત તો વહેતો જ હોય છે. એનું ધ્વનિતંત્ર સદૈવ વિકસતું, પરિવર્તન પામતું રહે છે—એને પંડિતો કે સાહિત્યકારો રોકી શકતા નથી. એની પાછળ જ્ઞાત-અજ્ઞાતપણે ઉચ્ચારસૌકર્યની, સરળતાની દૃષ્ટિ રહેલી હોય છે. એ ભાષાને વધારે મુલાયમ (supple) પ્રવાહી અને વેગવંત બનાવે છે.

ભાષાની વ્યાકરણકોટિઓમાં કાળક્રમે થયેલાં પરિવર્તનો તાત્ત્વિક અર્થમાં વિકાસ કે પ્રગતિના નિદર્શક નથી. સંબંધતત્ત્વો, જે પહેલાં અર્થતત્ત્વથી અળગા હતા તે કાળક્રમે અર્થતત્ત્વની સાથે એકરૂપ બની જાય છે, અને એથી પણ આગળ જતાં એ ઘસાઈને લુપ્ત થઈ જાય છે, જેથી એમને સ્થાને પાછાં નવાં તત્ત્વો લગાડવામાં આવે છે. એ જ રીતે ભાષાની પૂર્વ સ્થિતિમાં લાંબા અનેકાક્ષરી (polysyllabic) શબ્દો ઉત્તરકાળમાં ટૂંકા અને ઘણીવાર એકાક્ષરી (monosyllabic) બની જાય છે. પ્રાચીન અંગ્રેજીમાંથી વર્તમાન અંગ્રેજીનો કે કથ્ય લેટિનમાંથી ફ્રેન્ચનો આ પ્રકારે વિકાસ થયો છે. સંસ્કૃતમાંથી ગુજરાતીમાં પણ આ પ્રકારે જ અવતરણ થયું છે. (ઉ. ત. विद्युल्लता > विज्जुलिआ > વીજળી, दीपकः > दीवउ > દીવો; प्रचर > पयार, पयर > પેર ). આ ઘસારાની પૂર્તિ કરવાને ઘણી વાર જ્યાં મૂળ પ્રશિષ્ટ ભાષામાં એક જ શબ્દરૂપ વપરાતું હતું ત્યાં વર્તમાન ભાષાઓ એક સમગ્ર વાક્ય વાપરે છે, જે તત્ત્વતઃ તો કેવળ એક જ વિચારતત્ત્વ વ્યક્ત કરે છે..

ઉ. ત. લેટિનમાં માત્ર nescio કહેવાથી નભી રહેતું, ત્યાં આજે અંગ્રેજીમાં 'I don't know' જેવું સમગ્ર વાક્ય વાપરવું પડે છે. સાધયામઃ જેવો સંસ્કૃત નાટકોમાં વારંવાર આવતો શબ્દ ગુજરાતીમાં પર્યાપ્ત રીતે વ્યક્ત કરવાને 'ચાલો આપણે જઈએ' એમ સમગ્ર વાક્ય વાપરવું આવશ્યક થશે. વર્તમાન આર્ય ભાષાઓમાં શિષ્ટ ભાષાઓની માફક કેવળ છૂટા શબ્દોથી કામ સરતું નથી; બહુધા સમગ્ર વાક્ય પ્રયોજવાં પડે છે—ભાષાના વિકાસક્રમમાં આ સ્થિતિ અપરિહાર્ય છે.

ભાષાની ઉત્તરોત્તર ઉત્ક્રાન્તિ થતાં એ કેટલીક નવી વ્યાકરણ-કોટિ પ્રાપ્ત કરે છે, તો કેટલીક કોટિઓ એ ગુમાવી દે છે. આ રીતે ફ્રેન્ચનો પ્રશ્નાર્થક નિપાત que, હિંદીના या, कि એ સંયોજકો, કે અર્વાચીન ગુજરાતીનો વાક્યસંયોજક કે (તેમ શક્યાર્થ ને કર્મણિ રચનાઓ) એ નવતર પ્રાપ્તિ છે. પણ ધીરે ધીરે એ ઘસાઈ જશે અને એને સ્થાને પાછાં નવાં તત્ત્વો ગોઠવાશે એમાં શંકા નથી—પ્રત્યેક ભાષાના ઈતિહાસમાં એમ થતું જ આવ્યું છે.

આ નવપ્રાપ્તિઓને ઉધારપક્ષે ભાષા કેટલીક વ્યાકરણકોટિઓ કાળબળે વિકાસક્રમમાં ગુમાવી દે છે. ઉ. ત. અર્વાચીન ફ્રેન્ચમાં નિશ્ચિત ભૂતકાળ અને અનિશ્ચિત ભૂતકાળ બંને એકત્વ પામ્યા છે—અનિશ્ચિત ભૂતકાળ નિશ્ચિતની સમરૂપ બનીને એમાં વિલીન થઈ ગયો છે.

પ્રાચીન અંગ્રેજીએ અર્વાચીન સ્વરૂપમાં અવતાર પામતાં અનેક પરિવર્તનો જોયાં છે. ઍંગ્લો-સૅક્સનમાં ચાર વિભક્તિઓ (કર્તા, કર્મ, સંપ્રદાન, અને સંબંધ વિભક્તિ) હતી, જેનાં રૂપો અતિ સમાનતાને કારણે એકબીજામાં વિલીન થતાં છેવટે બે જ—વિકારી અને અવિકારી—વિભક્તિઓ જ અવશિષ્ટ રહી. પ્રથમ કર્મ અને સંપ્રદાન વિભક્તિઓ સમરૂપ થઈ ગઈ, અને પછી કાળબળે ધ્વનિ-સારૂપ્યથી (સર્વનામ સિવાયનાં રૂપોમાં) કર્તા અને કર્મ વિભક્તિ

એકરૂપ થઈ ગઈ. એટલે અંતે એ જ વિભક્તિઓ અવશિષ્ટ રહી — કર્તા–કર્મની અવિકારી (direct) વિભક્તિ અને સંબંધની વિકારી (oblique) વિભક્તિ. સંબંધ વિભક્તિનાં પણ સમસ્ત રૂપોનો પ્રચાર ઘટતો જાય છે, અને વિભક્તિપ્રત્યયને સ્થાને of એ સંબંધદર્શક પુરઃસર્ગ સવિશેષ વપરાય છે. (ઉ. ત. the moon's phases હવે ભાગ્યે જ વપરાય છે; એને સ્થાને the phases of the moon નો જ વ્યાપકપણે પ્રયોગ થાય છે). આ સ્થિતિમાં અર્વાચીન અંગ્રેજીમાં શબ્દનું વાક્યમાં સ્થાન (syntactical position) એ સૌથી મહત્ત્વની વ્યાકરણ–કોટિ બની ગઈ છે — અર્વાચીન અંગ્રેજીનું એ એક વિશિષ્ટ, લાક્ષણિક તત્ત્વ છે. ક્રિયારૂપોમાં અનિયમિત કે આંતરિક ધ્વનિપરિવર્તનવાળાં રૂપો (ઉ ત. wrought)ને સ્થાને નિયમિત પ્રત્યયસાધિત રૂપો (ઉ ત. worked) તરફ જવાનું સ્પષ્ટ વલણ છે. અંગ્રેજી ભાષા આ પ્રકારના ઉત્ક્રાન્તિપથે સતત ગતિ કરતી રહી છે.

પ્રાચીન ગુજરાતીનો વર્તમાનકાળ કાળક્રમે ઘસાઈ જવાથી અર્વાચીન ગુજરાતીમા કાળની અભિવ્યક્તિ અર્થે એને સાહાય્યકારક ક્રિયાપદ લગાડવું આવશ્યક થયું, અને પછી એ જ રીતે અન્ય મિશ્રકાળો ઉદ્ભવ્યા; પ્રાચીન ગુજરાતીના સંખ્યાબંધ વિભક્તિદર્શક અનુગો (ઉ. ત તૃતીયાર્થ करि આદિ; ચતુર્થ્યર્થ भणी, रहइं, रइं આદિ, પંચમ્યર્થ तउ, इतउ, लगइ, पाहि, हुंतउ આદિ; ષષ્ટ્યર્થ ह, केरउ, चउ આદિ; સપ્તમ્યર્થ मझारि, माझि ઈ૦)[૪૩] અર્વાચીન ગુજરાતીમાં આવતાં લુપ્ત થઈ ગયા; ઓગણીસમા સૈકામાં સ્ત્રીલિંગી નામો સાથે અન્વિત કૃદંતો અને ક્રિયાપદો (સ્ત્રીલિંગ) બહુવચન

૪૩ સરખાવો: એલ પી તેસ્સિતોરી, पुरानी राजस्थानी, અનુવાદ, નામવર-સિંહ, પ્રકા૰ નાગરીપ્રચારિણી સભા, કાશી, સં. ૨૦૧૨, પૃ. ૬૭.

૪૪ ઉ. ત. 'બાયડીઓ ગઈઓ હતીઓ.'

પ્રત્યય લેતાં હતાં,[૪૪] તે પ્રત્યયો પુલિંગના નામ સાથે અન્વિત ક્રિયાપદોના સામ્યે લગાડાતા બંધ થયા; પ્રાચીન ગુજરાતીમાં સતિ સપ્તમી પ્રયોગ છૂટથી થતો[૪૫] એ અર્વાચીન ગુજરાતીમાં થતો બંધ પડ્યો.

આવાં વ્યાકરણકોટિઓના લોપનાં સંખ્યાબંધ ઉદાહરણો પ્રત્યેક ભાષામાંથી આપી શકાય—જેમાની કેટલીક ઘસાઈ જતાં ભાષાની શક્તિ–સમૃદ્ધિ એટલે અંશે ઘટી છે એમ અવશ્ય સ્વીકારવું પડે.[૪૬] પ્રત્યેક ભાષાનું ભિન્ન ભિન્ન વિકાસકક્ષાએ ભિન્ન ભિન્ન સ્વરૂપ નજરે પડે છે; ભાષાનાં કેટલાંક તત્ત્વો ઘસાઈ જાય છે અને એમને સ્થાને નવા તત્ત્વો પ્રચલિત થાય છે. એકંદરે ભાષાનો જેટલો ઘસારો થાય છે તેટલાં નવાં તત્ત્વોનું ઉમેરણ થાય છે, એથી સમતુલા જળવાઈ રહે છે.

ભાષાની ઉત્ક્રાન્તિને ઐતિહાસિક પરિબળો સાથે ગાઢ સંબંધ છે. જે ભાષાઓ સ્વદેશમાંથી ઉપનિવેશોમાં પ્રસરી છે (ઉ. ત. સંસ્કૃત, ગ્રીક આદિ) એમના નૂતન ભાષા–સ્વરૂપમાં મહત્ત્વના

---

૪૫ સરખાવો : 'श्रावक पाणी भरी जेतलइं आवइ तेतलइं...चोरना प्राण ग्या ।'

—'प्राचीन गूजराती गद्यसदर्भ', संपादित, मुनिश्री जिनविजयजी, पृ १६६.

'मेघि वरिसतइ मोर नाचइं'—मुग्धावबोध औक्तिक

'तिणि दिवसि हूउं सुपनंतर, हूंतइ प्रगट विहाणइ'

—कान्हडदेप्रबन्ध १-११७.

'वेहे राउते चाल्ते हूंते हस्ती गुडीया तुरी पाषरीया ।'

—कान्हडदेप्रबन्ध खड १-भडाउली.

૪૬ સરખાવો : "Thus by drawing up a balance-sheet of profit and loss on morphological evolution, we do not find that the idea of progress as such can be associated with it." —Vendryes, *Language*, p. 352.

ફેરફારો થયા છે. સ્વદેશમાં વ્યાકરણકોટિઓની જે સૂક્ષ્મતા હતી એ ઉપનિવેશમાં પ્રસરતાં લુપ્ત થઈ ગઈ છે. સ્વદેશમાં ઘણા કાળ સુધી એ સૂક્ષ્મતા જળવાઈ રહી હોય છે. ઉ. ત. અંગ્રેજીમાં I shall અને I will એ બે અભિવ્યક્તિઓમાં (નિશ્ચિતતા સંબંધે) જે ભેદ છે તે અમેરિકન અંગ્રેજીમાં નથી; ત્યાં હવે સર્વત્ર કેવળ I will એ જ પ્રયોગ થાય છે.

ઉપનિવેશોમાં પ્રસારિત થયેલી ભાષાની ઉત્ક્રાન્તિ કેવળ અમુક સૂક્ષ્મ વ્યાકરણ કોટિઓના લોપમાં જ સીમિત થઈ જતી નથી; ઘણી વાર આ પ્રકારે સ્વદેશમાંથી દૂર દેશમાં પ્રસૃત થતી ભાષા મૂળ પ્રદેશની ભાષા કરતાં ઝડપથી વિકસિત સ્વરૂપ ધારણ કરી લે છે. આ રીતે પશ્ચિમ ફ્રાન્સ કરતાં કૅનેડાની ફ્રેન્ચમાં કેટલાક નિરર્થક તત્ત્વો લોપાઈને મહત્ત્વના તત્ત્વો વિકસ્યા છે. એ જ પ્રમાણે દક્ષિણ આફ્રિકાના બોર (Boer) લોકોની ડચ ભાષા નેધરલૅન્ડ્ઝ (Netherlands)ની ડચ ભાષા કરતાં વધારે વિકસિત છે.[૪૭] તો, આ કૅનેડા અને દ૦ આફ્રિકામાં નવવિકસિત ફ્રેન્ચ અને ડચને મુકાબલે એ ભાષાઓની સ્વભૂમિ (ફ્રાન્સ અને નેધરલૅન્ડ્ઝ) નું ભાષાસ્વરૂપ વધારે રૂઢિગત (conservative) છે. એમ જે ભાષાઓ પ્રસારિત થતી નથી પણ એક નિયત પ્રદેશમાં જ બદ્ધ થઈ રહે છે તેનું સ્વરૂપ વિશિષ્ટતયા જૂનું (archaic) રહે છે ઉ. ત. લિથુએનિઅન (Lithuanian) ભાષા વન્ય પ્રદેશની ભાષા હોઈ મહાન યુરોપિયન પ્રજાઓથી વિદૂર પડી ગઈ છે. એથી એ ઈન્ડોયુરોપિયન કુળની સર્વ ભાષાઓ કરતાં સવિશેષપણે પુરાતનિક (archaic) સ્વરૂપની છે. પર્વતીય પ્રદેશની કે દુર્ગમ ભૂમિભાગના દૂરના ખૂણાના પ્રદેશોની ભાષાઓ જળવાઈ રહી છે તેનું કારણ પણ આ જ, બાહ્ય સંસર્ગોનો અભાવ એ જ છે

૪૭ જુઓ : *Vendryes, op. cit.*, p. 353.

નિવાસભૂમિની પણ ભાષા ઉપર ઘણી અસર છે જ્યાં વસતી થોડી, મોટા પ્રદેશમાં અત્રતત્ર પથરાયેલી છે ત્યાં ભાષાનાં પ્રાદેશિક રૂપો (dialects) વિશેષ ઉદ્ભવે છે એથી ઊલટું ગામો અને નગરોમાં વસેલી, પરસ્પરના રોજ્યરોજ સંપર્કમાં આવતી જનતાની બોલીઓમાંથી એક મધ્યસ્થ (standard) ભાષા સહજ રીતે સરજાય છે.

મનુષ્યની માનસિક પ્રવૃત્તિ ઉપર સામાજિક પરિસ્થિતિઓની ઘનિષ્ઠ અસર પડે છે સામાજિક ઉત્ક્રાન્તિક્રમે સંસ્કૃતિનો ઉત્તરોત્તર વિકાસ થતાં ભાષાની રહસ્યાત્મકતા (mystical character) ઘટતી જાય છે અને એનું બૌદ્ધિક તત્ત્વ વિકાસ પામતું જાય છે. જેને પરિણામે ભાષામાં વિચારોની અભિવ્યક્તિમાં પ્રત્યક્ષ (concrete) તત્ત્વ ઓછું થાય છે અને અમૂર્ત (abstract) તત્ત્વ વધે છે. ઇન્ડો-યુરોપિયન ભાષાઓમાં એમના પ્રાચીન સ્વરૂપમાં (ઉ. ત. વૈદિક અને પ્રાચીન ગ્રીકમાં) પ્રત્યક્ષ, concrete) અને કર્તાલક્ષી (subjective) તત્ત્વ સવિશેષ હતું. એથી જ એનાં ક્રિયારૂપો કાળનિર્દેશ કરતાં ક્રિયાસાતત્યનું સ્વરૂપ વિશેષ પ્રગટ કરે છે. ક્રિયાના કાળની અભિવ્યક્તિ—કયા કાળબિન્દુએ ક્રિયા થાય છે તેનું યથાસ્થિત દર્શન—એ પછી ઘણે સમયે ઉદ્ભવ્યું છે

અસંસ્કૃત જાતિઓની ભાષા પણ આ ઐતિહાસિક દર્શનનું સમર્થન કરે છે. સંસ્કૃતિથી બહુધા અસ્પૃષ્ટ રહેલી આ ભાષાઓમાં મૂર્ત પ્રત્યક્ષ કોટિઓ (concrete and special categories) વિપુલ પ્રમાણમાં છે; જ્યારે સંસ્કૃત પ્રજાઓની ભાષામાં અમૂર્ત, સામાન્ય કે સાધારણીકૃત કોટિઓનું (abstract and general categories) પ્રમાણ અત્યંત વધારે છે. અસંસ્કૃત આદિવાસી પોતાના વક્તવ્યમાં ઘણી મૂર્ત વીગતો ચોકસાઈથી દર્શાવે છે, જે આપણી નજરે ભાગ્યે જ ચઢતી હોય છે. જેટલી ચોકસાઈથી સુસંસ્કૃત માનવી પોતાની ભાષામાં કાલાવચ્છેદ (temporal consideration)

દર્શાવે છે તેનાથી યે વિશે ચોકસાઈથી અસંસ્કૃત આદિમ જન ક્રિયાદિકના દેશનું આકલન (spatial consideration) કરે છે. અર્થાત્ જેટલી સ્પષ્ટતાથી વર્તમાન સુસંસ્કૃત ભાષાઓ કાળ (tenses) દર્શાવે છે, એટલી સુરેખતાથી આદિમ ભાષાઓ ક્રિયાદિકનાં સ્થળાદિક (space) દર્શાવતી હોય છે. આમ સંસ્કૃતિનો વિકાસ થતાં ભાષા મૂર્ત કોટિઓ (સ્થળાદિક)ને સ્થાને અમૂર્ત કોટિઓ (કાલાદિક) વિકસાવતી જાય છે.

**સંસ્કૃતિના વિકાસની ભાષા ઉપર કેવી અસર થાય છે તેનું અન્ય** ઉદાહરણ પ્રાચીન ભાષાઓનાં દ્વિવચન એ ભાષાઓનાં અર્વાચીન રૂપોમાંથી પસાઈ ગયાં એ છે. પ્રથમ ગ્રીકનું ઉદાહરણ લઈએ તો એમાં ગ્રીક ઉપનિવેશોની સવિશેષ સંસ્કારી પ્રજાઓએ—જેમનું સાહિત્યમાં ઉત્તમ પ્રદાન હતું—સૌથી પહેલું દ્વિવચન છોડી દીધું. મૂળ ભૂમિમાં જ્યાં એ કેટલોક કાળ વિશેષ જળવાઈ રહ્યું, ત્યાં સંસ્કૃતિનો વિકાસ તત્કાલ સ્થગિત થઈ ગયો હતો. આ જ પ્રમાણે સેમિટિક કુળની પુરાતન સંસ્કૃતિવાળી હિબ્રૂ, એરેમેઈક અને એથિઓપિઅન (Ethiopian) જેવી ભાષાઓમાં માત્ર ઇન્દ્રિયયુગ્મોનાં નામ (ઉ. ત. આંખ, કાન, હાથ, ઇ૦) સિવાય અન્ય સર્વ સ્થળે દ્વિવચનનો ત્યાગ કરવામાં આવ્યો હતો. પણ અરબીમાં—જે સંસ્કૃતિમાં પછાત ભટકતી પ્રજાની ભાષા હતી—ઈ. સ. સાતમા સૈકા સુધી નામ, સર્વનામ અને ક્રિયાપદોમાં દ્વિવચન જળવાઈ રહ્યું હતું. ફિન્નો–ઉગ્રિઅન વર્ગની ભાષાઓમાંથી વોગુલિઅન (Wogulian) અને ઓસ્તિઅક (Ostiak) એ બે બોલીઓમાં જ દ્વિવચન જળવાઈ રહ્યું છે, અને એ બન્ને સૌથી પછાત કક્ષાની છે; એ ભાષાકુલની હંગેરિઅન કે ફિન્નીશ જેવી આગળપડતી ભાષાઓમાંથી દ્વિવચન સંપૂર્ણપણે લુપ્ત થઈ ગયું છે. સંસ્કૃતિની કક્ષામાં સૌથી નિમ્ન સ્તરની કેટલીક અમેરિકન (ઇન્ડિયન) અને ઓસ્ટ્રેલિયન જાતિઓમાં ત્રિવચન પણ મળે છે એ આ સંદર્ભમાં સૂચક ગણાય.[૪૮]

આદિમ ભાષાઓમાં અમૂર્ત વિચારો હોતા નથી એનો અર્થ એવો નથી કે એ ભાષાઓની વ્યાકરણઘટના પણ કેવળ સાદી, અસંકુલ છે. વિચારની અભિવ્યક્તિની સૂક્ષ્મતાને વ્યાકરણકોટિઓની સંકુલતા સાથે કશો સંબંધ નથી વ્યાકરણકોટિઓના વિકાસને વક્તાની સ્મૃતિ સાથે સંબંધ છે. આદિમ જીવનમા સ્મૃતિ વિશેષ ખેડાયેલી હોય છે, કારણ કે આદિમાનવજીવનમા કોઈ સ્મૃતિસહાયક યુક્તિઓ (devices) (લેખન, ગણિત જેવી) લભ્ય હોતી નથી. સુસંસ્કૃત માનવને સ્મૃતિ ઉપર આટલો બોજો નાખવાની જરૂર પડતી નથી; તેથી એની સ્મૃતિ આદિમ માનવ જેટલી કસાયેલી હોતી નથી; આદિમ ભાષામાં આથી વ્યાકરણકોટિઓની ઘણી સંકુલતા અને શબ્દોની અસાધારણ સમૃદ્ધિ નજરે પડે છે. આમ, સંસ્કૃતિના વિકાસની કક્ષા વ્યાકરણકોટિઓની સમૃદ્ધિ સાથે નહીં, પણ માનવ વિચારણામાં અમૂર્ત તત્ત્વના વિકાસ સાથે સંકલિત છે.

સંસ્કારી માનવનુ મન આદિમ માનવ કરતાં અમૂર્ત તત્ત્વ વધારે સાહજિકતાથી ગ્રહણ કરી શકે છે, કારણ કે સંસ્કારી જીવનની સમગ્ર પશ્ચાદ્ભૂમિ અમૂર્ત તત્ત્વને અનુરૂપ છે. ઉ. ત. વેપારની સાથે ગણિત હોય જ, અને ગણિતના પાયામાં તર્કશક્તિ (reasoning) રહેલી છે. રાજકીય જીવનના વિકાસની સાથે સાથે સામાન્ય વિચારણા (general ideas) માટે યોગ્ય ભૂમિકા તૈયાર થાય છે, અને સામાન્ય વિચારણાના પાયામાં મૂર્ત પદાર્થોનાં અમૂર્ત તત્ત્વોનું ગ્રહણ એ મહત્ત્વનું તત્ત્વ છે. એક અશિક્ષિત ખેડૂત કે શ્રમજીવીને કોઈ મહત્ત્વની બાબતની ચર્ચા કરતો જોઈએ એટલે સંસ્કારી મનની વાણી અને એવા સંસ્કારોથી અપરિષ્કૃત વાણી વચ્ચેનો તફાવત તરત જ ખ્યાલમાં આવશે. અશિક્ષિત જનની ભાષા ઇન્ડો-યુરોપિયન ભાષાકુળની અગ્રણી અર્વાચીન ભાષા હોય તોપણ[૪૮]

૪૮ સરખાવો : Vendryes, *op. cit.*, pp. 355–356.

વક્તાના માનસની મર્યાદાઓને કારણે એનો પ્રયોગ બહુ જ અપૂર્ણ હશે. ભાષાની અમૂર્ત વિચારકોટિઓને મારીમચડીને એ મૂર્તરૂપ આપવાને મથશે; એમાં અનેક રવાનુસારી (onomatopoetic) શબ્દો અને ઉદ્દગારવચનો એ લાવશે; સુવ્યવસ્થિત વ્યાકરણમાન્ય પદસયોજનને તે તોડીફોડી નાંખશે. આમ પોતાના વક્તવ્યના અમૂર્ત અંશો એ અત્યંત આયાસથી પરાણે રજૂ કરવા મથશે.

આ રીતે સંસ્કારી ભાષાઓમાં પણ અશિક્ષિત જનની ગ્રામ્ય બોલીઓ આદિમ ભાષાઓ જેવાં મૂર્ત તત્ત્વો પ્રગટ કરે છે. એમાં સંકલનાનું શૈથિલ્ય, ત્રૂટકપણું, અવ્યવસ્થિતતા નજરે પડે છે, તો એમાં એ સાથે અભિવ્યક્તિનું અસાધારણ સામર્થ્ય પણ હોય છે. એને મુકાબલે સંસ્કારી લેખકની ભાષામાં અમૂર્ત અને સામાન્ય તત્ત્વ સવિશેષ હોય છે, અને તાર્કિક અનુમાન (syllogism) ની માફક વિચારોના પૌર્વાપર્યનું સુસંકલન હોય છે. આ બંને નિરનિરાળાં ભાષાસ્વરૂપો છે, જે એ નિરનિરાળા પ્રકારની વિચારણા રજૂ કરે છે. આમ ભાષાની રહસ્યાત્મકતા (mystic element) કે મૂર્તતા (concrete element) વસ્તુતઃ તો વક્તાની વિચારણાનું જ પ્રતિબિંબ છે. વર્તમાન સંસ્કારી ભાષાઓમાં પણ વ્યક્તિના અભિધાનનું મહત્ત્વ,[૪૯] રહસ્યાત્મક વચનો અને મંત્રો (formulae) નો પ્રયોગ, નિષિદ્ધ શબ્દોનો ત્યાગ,[૫૦] આદિ આદિમ ભાષાતત્ત્વના અવશેષરૂપ ગણાય

---

૪૯ ઉ. ત. પતિનું કે પત્નીનું નામ ન લેવાની પ્રાચીન ભારતીય આર્યોની પ્રણાલિકા, કે કેટલાક લોકોમાં માયા ખોટના સંતાનોને તુચ્છ નામો આપવાની વર્તમાન પ્રથા.

૫૦ ઉ. ત. 'મરી ગયો', 'દીવો ઓલવ્યો', 'દુકાન બંધ કરી', ઇત્યાદિને બદલે 'સ્વર્ગવાસ કર્યો', 'દીવો રામ કર્યો' (કે 'ઘર કર્યો'), 'દુકાન વધાવી' આદિ વિશિષ્ટ પ્રયોગો.

માનવજાતિ ઉપર કોઈ અસાધારણ આપત્તિ આવી પડે એ કલ્પીએ, જેમાં વિભિન્ન જાતિઓને એકત્ર થઈને સાથે જીવન ગાળવાનો પ્રસંગ આવે, અને સંસ્કૃતિનું વર્તમાન સ્વરૂપ નાશ પામે : કોઈ નવતર સંસ્કૃતિનું નવનિર્માણ આવશ્યક બને, ત્યારે સૌપ્રથમ ભાષામાં આમૂલ પરિવર્તન થશે ત્યારે અંગ્રેજી, ફ્રેન્ચ, કે હિંદી ગુજરાતી જેવી ભાષાઓમાં જે મૂર્ત તત્ત્વ આજે લુપ્તવત્ છે તે ફરીથી પ્રબળ બનશે, ભાષા અમૂર્તમાંથી મૂર્ત તરફ ગતિ કરશે અને એમાં રહસ્યાત્મક અને આત્મલક્ષી (subjective) કોટિઓ પ્રચુરપણે નિર્માણ થશે એમ ધારી શકાય એથી ભાષાની અવનતિ (decadence) થશે એમ કહેવું સમુચિત નથી. અમૂર્ત અને તાર્કિક ભાષા મૂર્ત, રહસ્યાત્મક ભાષા કરતાં ચડિયાતી છે એમ કહેવામાં એક પ્રકારનો અહભાવ, ઘમંડ (snobbery) રહેલો છે સંસ્કૃતિ માનવ મનના વિકાસ સાથે સંલગ્ન છે; એની ભૂમિકામાં મૂર્ત વિચારણા આવશ્યક હોય તો એનો વિકાસ થાય છે અમૂર્ત વિચારણા વિશેષ ઉપયોગી હોય તો ભાષામાં અમૂર્ત તત્ત્વનો વિકાસ થાય છે. જેમ નૈતિક ધોરણોમાં કે રાજકારણમાં અમુક જ વ્યવસ્થા ઉત્તમ અને અમુક કનિષ્ઠ એમ કહેવું બરાબર નથી, તેમ અમુક જ ભાષાસ્વરૂપ ઉત્તમ છે અને અમુક ઊતરતુ છે એમ કહેવું પણ સમુચિત નથી સંસ્કૃતિની તે તે કક્ષામાં જે વિશેષ કાર્યસાધક નીવડે તે તે ભાષા–સ્વરૂપ વિકસતું રહે છે. બોલનારી પ્રજા એનો પોતાના જીવનના અનુલક્ષમાં સમુચિત રીતે, સામર્થ્યપૂર્વક વિનિયોગ કરી શકે છે કે નહીં એ જ ભાષાની પ્રગતિની સાચી કસોટી છે ભાષા એ બોલનારી પ્રજાથી અતિરિક્ત કે ઊર્ધ્વગામી કોઈ તત્ત્વ નથી; પ્રવક્તાઓની જીવનપ્રણાલિકાઓની, માનસપ્રક્રિયાઓની એ આરસી છે માનવ સંસ્કૃતિના વિવિધ ઉન્મેષોમાં ભાષા એ એક સૌથી મહત્ત્વનું, સૂક્ષ્મ છતાં અત્યંત કાર્યસાધક, તત્ત્વ છે અને એ રીતે જ માનવની

ક્રિયાના કાળમા સાદા વર્તમાનથી ચાલુ ક્રિયા તેમજ નિત્ય ક્રિયા દર્શાવાય છે; કર્મણિ રૂપો ( કીજઇ, લીજઇ, દીજઇ, ઇ૦ ) નું વિધ્યર્થ સાથે, અને આજ્ઞાર્થના રૂપોનું વર્તમાન સાથે નિકટનું સામ્ય છે[૫૩] અર્વાચીન કર્મણિ ( કરાય, લેવાય, ઇ૦ ) હજી ઉદ્ભવ્યો નથી;[૫૪] વર્તમાન તેમજ કર્મણિ કૃદંતોનું વાક્યરચનામા ઘણું મહત્ત્વ છે;[૫૫] સતિ સપ્તમીનો સવિશેષ પ્રયોગ થાય છે,[૫૬] અને વિભક્ત્યર્થબોધક અનુગો અત્યંત વિપુલ પ્રમાણમા પ્રયુક્ત થાય છે.[૫૭]

---

૫૨ સરખાવો: 'प्राचीन गूजराती गद्यसंदर्भ', पृ. १२१.
વળી સરખાવો : "... सश्रीक राजा राजसभा बइठा । राजसभा किसी छइ – जीणि राजसभा कुंकुमजलि छटा दीधी छइं, विविध-मुक्ताफलि चतुष्क पूरिया छइं, ... सुवर्णमय सिंहासन माडिउ छइं ।"
जीणं नगरि अनेक पामीयइं रत्न, जीहतणां कीजइं यत्न ।
किस्यां ते रत्न – अश्वरत्न गजरत्न, पुरुषरत्न, ... ॥"
—'प्राचीन गूजराती गद्यसंदर्भ', पृ. १२१, १२९.

૫૩ સરખાવો : "कीजइ, लीजइ, दीजइ; कीज, लीज, दीज ... इसइ बोलि वर्त्तमानु काळु, वर्त्तमानानु आत्मनेपदु । करिजे, लेजे, देजे इसइ बोलि वर्त्तमानु कालु, सप्तमीनुं परस्मैपद ॥"
"करइ, लिइ, दिइ ...... इसइ बोलि वर्तमानकाळु, वर्तमानाइं परस्मैपदु ।......करइ, लिइ, दिइ... . इसइ बोलिवइ वर्त्तमानकाळु, पंचमीनुं परस्मैपदु ॥' —'प्राचीन गूजराती गद्यसंदर्भ,', पृ. १८६.

૫૪ સરખાવો : "जिहां क्रियानइ छेहि वर्त्तमानकालि 'ईयक, ईजत' बोलइं ते कर्म्मि उक्ति ॥"—'प्राचीन गूजराती गद्यसंदर्भ', पृ. १७६.

૫૫ ઉ ત. कीजतउ (= क्रियमाण), दीजतउ (= दीयमान); पचीतउ (= पच्यमान). "सूत्रधारइ कीजतउ प्रासाद लोक देखइ ।" (= क्रियमाण).

૫૬ સરખાવો : "मेघि वरिसतइ मोर नाचइ" । (= मेघे वर्षति);

અર્વાચીન ગુજરાતી ભાષા—જે સત્તરમા અઢારમા શતકના (પ્રેમાનંદના સમયની આસપાસથી) વર્તમાન સ્વરૂપ તરફ ગતિ કરી રહી છે, અને નર્મદ–દલપત યુગમાં જે લગભગ અર્વાચીન સ્વરૂપને પામી છે, તેના સ્વરૂપમાં કેટલાક ફેરફારો થયા અને ઘણાં નવતર તત્ત્વો ઉમેરાયાં છે એમાં વિદેશી ભાષાની અસર અતિ મહત્ત્વનું બળ છે.[58] એમાં નિશ્ચિત વર્તમાનકાળ દર્શાવવાને ક્રિયાપદોને સત્તાર્થક સાહાય્યકારક ક્રિયાપદ 'છે' થી દ્રઢીકૃત કરવાનું શરૂ થયું; પંચમીનો 'થી', ષષ્ઠીનો 'નો', અને સપ્તમીના 'માં' સિવાયના ઘણાખરા વિભક્ત્યર્થ અનુગો ખરી પડયા; સતિ સપ્તમીના પ્રયોગો લગભગ લુપ્ત થઈ ગયા; અંગ્રેજી વાક્યરચનાના અનુકરણમાં વાક્ય-સંયોજકો સવિશેષ યોજાવા લાગ્યા, પણ એનો વિન્યાસ ઘણી વાર કઢંગો અને શિથિલ હતો.[59] શબ્દોના ધ્વનિરૂપોમાં મધ્યયુગના

"गुरि अर्थुं कहतइ प्रमादीउ ऊंघइ ॥ (=गुरौ अर्थ कथयति); "गोपालिइं गाए दोहीतीए चैत्रु आविउ ।" (=गोपालेन गोषु दुह्यमानासु. ), "अणसण लीधइं अवधिज्ञान ऊपनउ ।"; "इत्यादि बोलिवइ ... " ।

— 'प्राचीन गूजराती गद्यसंदर्भ', पृ. ११७, १७२; १७७.

૫૭ उ. त. करि, सिउ (કરણાર્થ), हइ, रहइ (સંપ્રદાનાર્થ); माटइं, भणी (કારણાર્થ: ચતુર્થી), हूंतउ, तउ, थउ, थकउ (અપાદાનાર્થ), केरउ, चउ, तणउ, नउ (સંબંધાર્થ); मझारि, माझि, माहि (અધિકરણાર્થ); ઇ૦.

—સરખાવો : એલ. પી. તેસ્સિતોરી, पुरानी राजस्थानी, पृ ६५.

૫૮ સરખાવો : "આ પ્રમાણે ક્રિયાપદને છેડે ગુર્જર ભાષામાં 'છે' લગાડવાનો ચાલ પડ્યો છે ......પરદેશી લોકોના સમાગમથી ગુર્જર ભાષાની બોલવાની આચળી અનેક પ્રકારે બદલાઈ ગઈ છે"

— વ્રજલાલ કાળિદાસ શાસ્ત્રી, उत्सर्गमाळा, (ઈ. સ ૧૮૭૦) પૃ. ૭૪ ૭૫

વિકારવાળાં રૂપો છોડીને તત્સમ રૂપો પુનઃ પ્રચલિત થયાં—ઊષ્મ ધ્વનિઓમાં જૂની ગુજરાતીમાં કેવળ દંત્ય ઊષ્મનું પ્રાધાન્ય હતું ત્યાં તાલવ્ય અને મૂર્ધન્ય ઊષ્મ ધ્વનિઓ યથાવત્ વપરાવા શરૂ થયા; સ્વરભક્તિવાળાં અર્વાચીન તત્સમ રૂપોનો ત્યાગ થઈ શુદ્ધ તત્સમો ફરી વપરાવા શરૂ થયા. ઘણા પ્રાચીન ગુજરાતી શબ્દો, જે વસ્તુતઃ અતિ વ્યંજક હતા એ વિસ્મૃત થયા અને એને સ્થાને નવીન શબ્દો પ્રયોગમાં આવ્યા. ધીમે ધીમે ભાષા આ સર્વ નવીન તત્ત્વોને સુયોજિત કરવા લાગી; નર્મદના અને એ પછી નવલરામનાં ગદ્યમાં આ નવતત્ત્વો ભાષામાં એકરૂપ થઈ ગયાં એમ કહી શકાય.

પછીના યુગમાં વાક્યબંધ ક્રમશઃ સંકુલ બનતો ગયો, અને પંડિતયુગમાં તો સુબદ્ધ વાક્યખંડો (periods) રચાતા ગયા;[૬૦] શિષ્ટ ભાષામાં (લેખનસ્વરૂપમાં) વધારેપડતો પ્રસ્તાર આવ્યો, અને ભાષા કથ્યસ્વરૂપથી વિદૂર ખસતી ગઈ. પણ આ સમયમાં

---

૫૯ સરખાવો: "ત્યારપછી કેટલાએક ૠષિઓએ પોતપોતાના અભિપ્રાયને મળતા મંત્ર તથા વાક્યો વેદમાં વધતાઘટતા કીધાં. અને ૩ વેદ થયા ત્યારપછી કટલાએક કાળે ચોથા અથર્વણ વેદના બ્રાહ્મણો થયા ... પણ એ વાતનો મેં સારી પેઠે તપાસ કીધો છે. કે એક ગ્રંથના ૪ ભાગ કરે એમજ ચાર વેદની સંહિતાઓ નથી. ઘણું કરીને એના એ જ મંત્ર ૪ સંહિતામાં છે. પણ તેનાં વાક્યો ફેરવેલાં છે અને ૠગ્વેદની સંહિતા સૌથી મોટી ૬૪ અધ્યાયની છે. કે જેનો તરજુમો ઇંગ્રેજીમાં થયો છે યજુર્વેદની સંહિતા ૪૦ અધ્યાયની છે પણ વિચારી જોઈયે તો તેમાં કેટલાએક મંત્ર પાછળથી ભેળવેલા માલમ પડે છે કેમકે વેદની ભાષા પુરાણ તથા કાવ્યોને બહુ મળતી આવતી નથી અને યજુર્વેદના કેટલાએક મંત્રોની ભાષા પુરાણ તથા કાવ્યને મળતી આવે છે. વળી હરેક વેદમાં ઉપનિષદ પાછળથી થયાં હોય, એમ જણાય છે. કેમકે તેની ભાષા પણ પુરાણોને ઘણી મળતી આવે છે"

--કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ, 'જ્ઞાતિનિબંધ', આવૃત્તિ બીજી, ઈ સ ૧૮૬૨, પૃ ૧૬, ૧૭, ૧૮.

– પંડિતયુગમાં – ભાષાએ મિશ્ર વાક્યબંધ અને સુબદ્ધ વાકયઘટના આત્મસાત્ કરી લીધી એ એક મહત્ત્વની સિદ્ધિ હતી.

આ પ્રકારના ભાષાવિકાસની કૃત્રિમતા તો સ્પષ્ટ હતી— અશિક્ષિત અને અલ્પશિક્ષિત જનતા, જેને ગળથૂથીમાંથી જ પ્રાચીન-ગુજરાતીમાંથી ઉત્ક્રાન્ત પરંપરાગત સાદી વાકયઘટનાનો જ પરિચય હતો, તેમનાં અંતર સુધી પહોંચવા એ સમર્થ નહોતી. એટલે જ ગાંધીજીએ એને પડકારી—એમણે પોતે 'નવજીવન'માં અને એમના 'આત્મકથા' આદિ અનેક ગ્રંથોમાં, અને એ પછી 'હરિજનબંધુ'માં સાદા વાક્યબંધની પુનઃપ્રતિષ્ઠા કરી અને સંસ્કારશોભન છતાં સાદી અનલંકૃત ભાષાનો એક નૂતન આદર્શ રજૂ કર્યો. ગાંધીજીની બહુમુખી પ્રતિભા અને લોકોત્તર પ્રતિષ્ઠાને કારણે આ આદર્શ પુનઃ સ્થાપિત થયો, અને પંડિતયુગમા વિસ્તૃત વાકયગંવવાળી, સંકુલ બનેલી, ક્વચિત્ આડંબરી લાગતી (સાહિત્ય)ભાષા ફરીથી કથ્ય ભાષા–રૂઢિની આંગળી પકડી એની સાથે ચાલવા લાગી

૭ પંડિત યુગના સુબદ્ધ વાકયખંડના નાચેના બે નમૂનાઓ—તે તે પંડિતની કૃતિઓમાથી યાદૃચ્છિક લીધેલા—જુઓ:

"પતિનું નામ કોઈના દેખતા બોલતી હોય અને શરમાતી હોય તેમ ઘડીક મનમા ને મનમા શરમાઈ, કોઈ દિવસ એ નામ પોતે ન લીધું હોય – ન લેતી હોય, પતિનો સ્પર્શ અચિન્ત્યો અનુભવતી હોય, એ સ્પર્શના પેઠે જ પતિના નામનો સ્પર્શ જીભને – હૃદયને – થતા હોય, તેમ પતિના નામનો એકેકો અક્ષર બોલતાં રોમાચના શીતળ તરંગોમા નાહી સીત્કાર બોલાવવા લાગી, ઉત્કંપની લહેરોથી ચમકવા લાગી અને વિચારમા પડી સફળ–મદનતા અનુભવતી હોય તેમ પળે પળે પોપચાં અર્ધા મીંચવા લાગી"

—ગોવર્ધનરામ ત્રિપાઠી, 'સરસ્વતીચન્દ્ર' ભાગ ૧ લો, પૃ. ૩૧૮.

"આ મૈત્રી-સબંધને હવે તો જૂનાને બદલે પુરાનો ય કહેવાય. અને અમે જો કે ત્યારથી મિત્રો તે આજ લગી મિત્રો રહ્યા છિયે, તોપણ અમને બંનેને ઓળખનાર દરેક તટસ્થ જાણે છે કે આ બધા દાયકાઓ

કથ્ય ભાષા-સ્વરૂપની પ્રતિષ્ઠા ઉપરાંત ગાંધીજીએ ભાષા ઉપર બે પ્રકારે અસર કરી છે—એમણે તળપદા શબ્દોને ભાષામાં પુનઃ સ્થાન આપ્યું, અને કેટલીક નૂતન વ્યાકરણકોટિઓ દાખલ કરી. શુદ્ધ સાદા વર્તમાન કાળનાં રૂપોનો ભૂતકાલીન ચાલુ ક્રિયાના[૬૧] અર્થમાં, આજ્ઞાર્થ-વિધ્યર્થના અર્થમાં,[૬૨] કે કવચિત્ શક્યાર્થના અર્થમાં[૬૩] પ્રયોગ, અને સંયુક્ત ક્રિયાપદોનો— જે વસ્તુતઃ પૂર્ણ ક્રિયાનું દ્યોતન કરે—ચાલુ વર્તમાનના અર્થમાં પ્રયોગ,[૬૪] ઇ૦ એમણે ગુજરાતી ભાષામાં દાખલ કરેલી નવીનતર પ્રયોગરચનાઓ છે, જે એમની પ્રતિષ્ઠાના બળથી તેમ પ્રયોગની સ્વકીય ઋજુતાને કારણે આજે ભાષામાં સર્વસ્વીકૃત બનેલ છે.

---

દરમિયાન એમની અને મ્હારી ભાવનાઓ, પ્રવૃત્તિઓ, રુચિઓ આદિ વચ્ચે મોટા મોટા ભેદ ચાલૂ જ રહ્યા છે. અમે બંને એકબીજાને હળીમળી શકયા છિયે પણ બહુ ઓછા; કેમકે બંને પોતપોતાના કામમાં મગ્ન એટલે (૧) લીન તેમજ (૨) મગન. અમારી બેની પ્રકૃતિઓમાં મોટું સામ્ય પણ આ, કે ઘડી નવરા નહીં. અમારા જીવનનો મુખ્ય આનંદ અમારા કામકાજની અખૂટ પરંપરા. આ બાબત સાંભળતાં જેણે જાણ્યું પણ હશે કે એના શ્રીગણેશ માંડનાર તો અમદાવાદ અને ગુજરાતના જાણીતા આગેવાન શ્રી હરિપ્રસાદ દેસાઈ, ત્યારે તેમાંના ઘણાને હું ધારું છું કે, કંઈક અચંબો પણ થયો હશે. સાથે સાથે મનોમનસાક્ષીન્યાયે આ પણ જાણું છું કે આ વાત સાંભળતાં જેમને આપોઆપ આનંદનો ઊર્મિ સ્ફુરેલો તેવાંની પ્રથમ પંક્તિમાં એક તો હશે શ્રી હરિપ્રસાદનાં એક બહેન, મ્હારાં વડોદરાનાં મિત્ર શ્રી જયવતી, બીજાં એમનાં ભાભી, મ્હારાં પૂનાનાં મિત્ર શ્રી પદ્માવતી".

—બળવંતરાય ઠાકોર, 'પંચોતેરમે', પૃ. ૮

૬૧. સરખાવો : 'એમ તે મને આગ્રહ અને પ્રેમપૂર્વક સમજાવે.'

—ગાંધીજી, 'આત્મકથા', પૃ. ૩૩૯

૬૨ સરખાવો : " આમાંના કોઈ ધંધે સિપાહી હતા એમ વાંચનાર ન માને.'

—ગાંધીજી, 'આત્મકથા' પૃ. ૩૩૭

આજનું ગુજરાતી ગદ્ય[૬૫] ફરીથી નવીનતા માટે, સવિશેષ યથાભિવ્યક્તિ અર્થે કથ્ય ભાષાની લઢણો, એના અનેક રૂઢિપ્રયોગો રીકારતું થયુ છે. એથી ભાષામાં વધારે પ્રત્યક્ષતા, તરલતા અને રંગીપણું આવે છે. પણ એ સાથે સમીપવર્તી ઇતરપ્રાન્તીય ભગિની – ભાષાઓમાંથી – વિશેષતઃ તો હિંદી – ઉર્દૂમાંથી – ઘણા નવતર પ્રયોગો પહેલાં કરતાં ઘણી વધારે છૂટથી લેવાવા શરૂ થયા છે.[૬૬] એમાં સિનેમા; આકાશવાણી તેમ ગુજરાતી વર્તમાનપત્રોની ઇતરપ્રાન્તીય વૃત્તપત્રોની શૈલીઓના રંગે રંગાયેલી ભાષા કદાચ નિમિત્તરૂપ

૩ સરખાવો: "જે બ્રહ્મચર્યના આવાં પરિણામો આવી શકે એ બ્રહ્મચર્ય સહેલું ન હોય, તે કેવળ શારીરિક વસ્તુ ન હોય."

ગાંધીજી, 'આત્મકથા' પૃ. ૩૩૯

૪ સરખાવો: 'પણ હું બને ત્યા લગી વખતના અનુક્રમ પ્રમાણે મારા અનુભવો લખી રહ્યો છું" —ગાંધીજી, 'આત્મકથા', પૃ. ૨૫

૫ વર્તમાન ગુજરાતી ગદ્યનું નીચેનું ઉદાહરણ જુઓ — એ જેટલું સુંદર છે એટલુંજ પ્રાણવંત છે'—

"આન્તર ઉપાદાનની અનુનેયતા અને આકારક્ષમતાને લીધે સર્જકની જીવનદૃષ્ટિ સાહિત્યકૃતિની આકૃતિમા એક નિયામક તત્ત્વ થઈ જાય છે. જેની દૃષ્ટિ કુંવારી છે, જે જગતમા આખકાન ઉઘાડા રાખી રહસ્ય શોધવા વિચરે છે, તે વિશેષ તટસ્થ સાહિત્યકાર થવા સંભવ છે. તેનું સર્જન માત્ર સૌન્દર્યપરાયણ થાય અને તાત્પર્ય કે રહસ્ય કેવળ તેને જ આધીન રહે. આવા લેખકની જુદી જુદી કૃતિઓના તાત્પર્યમાં વિભિન્ન, પરસ્પર સંવાદી' કે વિસંવાદી, જીવનદર્શન જણાય છે. કોઈ વાદને વરેલા કે નિશ્ચિત જીવનદર્શનવાળા સર્જકમા આમ નહિ બને સાહિત્યનું સૌષ્ઠવ ને ઔચિત્ય ને રસતત્ત્વને જાળવીને પણ ઈષ્ટ વિચારનું આવેદન થાય, એ પ્રકટ થાય, એની ઝાખી થાય; એની સાથે મેળ રાખે, એવી આકૃતિ તે ઉપજાવવાનો."

—શ્રી. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી; 'રસ, સૌન્દર્ય અને આનંદ', 'ઉપાયન'-ગ્રંથ, પૃ. ૫૫.

હશે. પણ એ આદાન કેટલીક વાર સુરુચિથી થયેલું નથી લાગતું—કોઈક વાર તો ગુજરાતી રુચિર સમર્થ પ્રયોગને છોડીને કેવળ નવીનતા અર્થે, કહો-તો એક પ્રકારની શ્રોતૃવર્ગને ભભકથી આંજી દેવાની વૃત્તિથી જ આવા પ્રયોગો કરવામાં આવ્યા હોય એમ ભાસ થાય છે. ક્વચિત્ તો એ પ્રયોગો ભાષાદૃષ્ટિએ શુદ્ધ પણ હોતા નથી. પણ જે રીતે ઉત્ક્રાન્તિના ઈતિહાસમાં કાળની ભઠ્ઠીમાં તવાઈ તવાઈને સંસ્કૃતિનું કથીર બળી જાય છે અને કેવળ શુદ્ધ સુવર્ણ અવશેષ રહે છે, એમ આમાં-પણ કાળક્રમે બનશે એમ શ્રદ્ધા રાખી શકાય. સર્વ કક્ષાએ માતૃભાષામાં શિક્ષણ આપવાની યોજના, એ નિમિત્તે શાસ્ત્રીય ગ્રંથોનું માતૃભાષામાં સર્જન, રાજ્યવહીવટમાં પણ સર્વત્ર માતૃભાષાનો સ્વીકાર, સાહિત્યનાં અને વાઙ્મયના વિવિધ ક્ષેત્રે વર્ષપ્રતિવર્ષ થતું માતબર સર્જન, અને એનો સવિવેક સ્વીકાર કરનાર વિશાળ, રસિક સુજ્ઞાત વાચકવર્ગ દ્વારા એનું અનુભાવન, તેમ વિદ્વાન, પર્યેષક, સાહિત્ય-રસિક વિવેચકો દ્વારા એનું સમતોલ ગુણદર્શન અને મૂલ્યાંકન આ સર્વ તત્ત્વો ભાષાને ઉત્તરોત્તર વિશેષ અને વિશેષ સમૃદ્ધ કરતાં જશે એવી અવશ્ય આશા રાખી શકાય.

---

૯૬ ઉ. ત દિલદાર, શહીદ, બિસ્મિલ, હરદમ, આલમ, દમદમ, આમીન, જખ્મ, બિરાદર, નૌજવાં, હમદિલી, કદમ, દિલઆબાદ, જિંદગાની, તોર (=રીત), સિતમ, બિચ, ઈજન, મંજિલ, મહેફિલ, બોસા, હમદર્દી, શાયર, ગારદ; જંજીર, નગણ્ય, ગમી (=શોક), સુહાગ, બિભીષણ (=ભયંકર), સખ, કિસ્તાન, ગાયબ, એહિ, તમન્ના, તોરી (=ત્હારી), ખિદમત, પ્યાસ, ચહું ઓર (=ચારે બાજુ), બાદલ, નેનન, પનિહાર ઈ૦ (મેઘાણી –'યુગવંદના' 'રવીન્દ્રવીણા').

૯૭ મશહૂર; દુલાર, અહેસાન, અબૂજ, બંસી, હસ્તી, ગમગીની રૌનક, ગુફ્તેગો, મહેફિલ, ફુનિયાદ, આરઝૂ, આરત, ઘરાણા, રીસ્વ તરબતર, ખુશ્બુ, દિલાવરી, ગમખ્વારી, બાઢ, શાગિર્દ, બદબાગી આસાની, ગાયકી, સાજિન્દા, તમીજ, નાચીજ, અહેસાનમંદ, શરાબ, અફસર, ઈ૦ (કિસનસિંહ ચાવડા–'અમાસના તારા')

★

# ગ્રન્થ–સૂચી

J. Vendryes, *Language – A Linguistic Introduction to History,* (Routledge and Kegan Paul, London 1952)

L. Bloomfield, *Language,* (George Allen and Unwin, London, 1955)

E. H. Sturtevant, *An Introduction to Linguistic Science,* (Yale University Press, New Haven, 1956)

Edward Sapir, *Language, — An Introduction to the Study of Speech,* (Harcourt, Brace & Co. New York, 1919)

W. D. Whitney, *'Language and Study o Language',* (New York, 1874)

Otto Jespersen, *Language, Its Nature, Develop ment and Origin,* (George Allen and Unwin London, 1925)

Otto Jespersen, *The Philosophy of Grammar* (George Allen and Unwin, London, 1948)

Otto Jespersen, *Mankind, Nation and Individual* (George Allen & Unwin, London, 1946)

M. M. Lewis, *'Language in Society,'* (Thoma Nelson & Sons, 1947)

P. B. Ballard, *Thought and Language,* (University of London Press, 1934)

Frederick Bodmer, *The Loom of Language*, (George Allen and Unwin, London, 1945)

Louis H. Gray, '*Foundations of Language*' (Macmillan Co. New York, 1950)

Mario A. Pei, '*The Story of Language*' (George Allen & Unwin, London, 1952)

Mario A. Pei, '*The World's Chief Languages*' (George Allen & Unwin, London, 1954)

G. Révész, *The Origins and Pre-history of Language*, trans. by J. Butler, 1956.

Alf Sommerfelt, *The Origins of Language — Theories and Hypotheses*, Journal of World History, Vol I, No. 4, April, 1954.

H. A. Gleason, '*An Introduction to Descriptive Linguistics*' (Henry Holt and Co. New York, 1955)

Kenneth L. Pike, '*Phonentics*', (Ann Arbor—University of Michigan Press, 1954)

*Encyclopaedia Britannica*, 1946, Vol III ('Bantu Languages'); Vol V ('Chinese Language'); Vol VIII ('Eskimo'); Vol XI ('The Hittites'); Vol XII ('Indo-Europeans'); Vol XIII ('Language'); Vol XVII ('Pidgin English').

P. D. Gune, *An Introduction to Comparative Philology*, (Poona, 1958)

I. J. S. Taraporewala, *Elements of the Sc of Language*, (Calcutta University, edition, 1951)

डॉ. बाबूराम सक्सेना, सामान्य भाषाविज्ञान, (पंचम संस्करण) (: १९५६)

डॉ. मंगलदेव शास्त्री, 'तुलनात्मक भाषा-शास्त्र अथवा भाषाविज्ञ (इन्डियन प्रेस लि०, प्रयाग, १९५१)

डॉ. श्यामसुंदरदास, 'भाषाविज्ञान' (चतुर्थ संस्करण) (इन्डियन प्रेस, : सं. २००६)

डॉ. उदयनारायण तिवारी, 'भाषाशास्त्रकी रूपरेखा' (भारती इलाहाबाद, सं. २०२०)

Daniel Jones, '*An Outline of English Phone* (W. Heffer & Sons, Cambridge, 1947)

Daniel Jones, '*The Phoneme : Its Nature Use*', (W. Heffer & Sons, Cambridge, 1

R. M. S. Heffner, '*General Phone* (University of Wisconsin Press, 1952)

गोलोकबिहारी धल, ध्वनिविज्ञान, (प्रेम बुक डीपो, आगरा, १९

डॉ. नारायण गोविंद कालेलकर, 'ध्वनिविचार' (मराठी) (डेक पोस्टग्रेज्युएट एन्ड रिसर्च इन्स्टिट्यूट, पूना, १९५५)

Suniti Kumar Chatterji, '*Phonetic Transcri in the Historical and Comparative Stu Indian Languages*' ('Indian Lingui Vol 17, June 1957)

Bréal, *Semantics* (London, 1900)